# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

ર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

૧. અંક ૧ ]　　( માસિક. )　　[ ઑક્ટોબર ૧૯૦૫. ]


## ભજન.

( મળેલું )

અલખ નામની ધુની જગાવો પ્યારા,
અલખ નામની ધુની......રે......જી.
ધુણી ધખાવી પૂંજ તાપી લિયો પછી,
શિતળતા રૂદે વ્યાપી......રે......જી.

ગગન ઘણે દૂર સૂરજ વસે પણ,
ગરમી થકી ઘૃત ગળતું......રે......જી.
તેમ અસીમ દૂર વસે બ્રહ્મ પણ,
પાત્ર વિષે જાય ભળતું......રે......જી.

પરથમ પ્હેલાં હતું કોણ ત્યાં,
અગમ બુદ્ધિ લે જાણી......રે......જી.
અધોગતિએ કાંઇ ઉતરી જવાથી બાઈ,
એજ દશા બદલાણી......રે......જી.

ઘણા કાળની જુની ઓળખ એમ,
આજ ગયા સૌ ભૂલી......રે......જી.
સંભૂત સરવથા ઉંચે ઉડી ગઇ,
જ્ઞાન-ગમા સૌ ડૂલી......રે......જી.

હેતુ નાખવામા આવ્યો હોય છે તથા તેથી તેના જીવન અને ચારિ ઉપર શુભકારક અસર થાય છે

ધર્મને એક કલારૂપે, ઉચ્ચતમ કલારૂપે વર્ણવવામા આવે છે, કારણ કે આમાં મનુષ્ય ઉત્તમોત્તમ રૂપે કલ્પી શકે તેવી રીતે કલાની શરતોને સતોષવામા આવે છે

ધર્મ, એક બળતી ભઠ્ઠી સમાન છે જેમા માનવ અતઃકરણનો કચરો બળીને સાફ થાય છે

સ્વામિ વિવેકાનંદના કહેવા પ્રમાણે ધર્મ એ વાતચિત રૂપ નથી, પથ સંપ્રદાય રૂપ નથી, તેમજ વાદવિવાદરૂપ નથી, પરતુ અનુભવ રૂપછે ધર્મ, એ થવા અને હોવા રૂપ છે સાભળવા અથવા સ્વીકારવા રૂપ નથી તે એક બુદ્ધિના સ્વીકાર રૂપે નથી, પરતુ પોતાની સમગ્રપ્રકૃતિ તેના સ્વરૂપમાં બદલાઈ જવા રૂપ છે

આ થવા અને હોવાનેજ "ધર્મ" કહેવામા આવે છે અધમદશામા પડેલા ભ્રતાને મદદ કરવી, અધમ સ્થિતિએ ગએલા જીવને ઉચ્ચતામાં લાવવો, માનવજાતના ભલા માટે પોતાના જીવનનો પણ ભોગ આપવો, એ ધર્મ છે,—આવો મનુષ્ય કાંઈ પણ દિવ્ય પ્રાર્થનાની એક લીટી પણ ન બોલ્યો હોય તોપણ કંઈ હરકત નથી આથી વિરૂદ્ધ રીતે, માનવ દુઃખોની દરકાર પણ કર્યા વિના નામ, વૈભવ અને પૈસા પાછળ મચ્યા રહેવુ, આ વાતનો દાવો કરવો, અન્યના ભોગે પણ આ અને સર્વ માટે ગાડા થવુ, એ અધર્મ છે, આવા મનુષ્ય ગમે તો આખી દુનિયાના શાસ્ત્રોનો મૂખ પાઠ કરે અને પૂજાના સ્થાનોમાં દરરોજ ભટકે તોપણ તેનો કંઇ હિસાબ નથી ટૂંકામા આંતરદિવ્યતાના બહિર્ પ્રદર્શનમાં જ સમગ્ર ધર્મનો સમાવેશ થાય છે

ધર્મનું ઉચ્ચ અને સત્ય કર્તવ્ય, જીવનની વિવિધરીતિયો બતાવવાનું તથા દિવ્ય દૃષ્ટિ કેળવવામાં આવશ્યક ચેતનશાસ્ત્રવિષયક રીતિયો બતાવવાનુ છે કે જેથી તત્વશાસ્ત્રમાં સમાવેશ થતા સત્યના ખરા એકાપણાનો જાતિ અનુભવ થઇ શકે અથવા આત્માનુભવ થઈ શકે

ધર્મ, માનવને જીવનની ઉચ્ચતા સમજાવવાનો દાવો કરે છે, જીવનના હેતુઓ તથા તેને ઉત્તમ પ્રકારે શી રીતે ગણી શકાય, એ વાત સમજવામાં તે તેને સમર્થ બનાવે છે માનવના આંતરજીવનમાં તેનાથી ફેરફાર થાય છે, જેથી ઉચ્ચજીવન તથા તેનામા વસતા સર્વવ્યાપકચૈતન્યનો તે અનુભવ કરી શકે છે અને તે ઉપદેશે છે કે, દરેક મનુષ્ય અથવા સ્ત્રીને નિશ્ચિત હેતુ હોવો જોઇએ તથા તેને તાસજ્ઞાનુસાર પૂરો પાડવો જોઈએ, અને સામાન્ય ઉપયોગિતામાં તથા માનવ જાતની સેવામાં સમગ્ર જીવન બંધ બેસતું થઇ પડે એમ થવુ જોઇએ

આપણા વેદાન્તનું એમ કહેવું છે કે, આપણા અંતઃકરણની સામાન્ય ભૂમિકાઓમાં માનવના આધ્યાત્મિકપુરૂષનો તે છે તેવી રીતનો અનુભવ કદાપિ થતો નથી. કારણ કે મનુષ્ય અવિદ્યામાં ડુબેલો છે અને તે યથાર્થ રીતે શું છે, તે જાણતો નથી તે ધારે છે કે, તે પોતાના સ્થૂલકોષ—શરીર, કરતાં કંઈ પણ વિશેષ નથી. તેને યથાર્થપુરૂષનું બીલકુલ ભાન હોતું નથી. આવા મનુષ્યને અનુભવ થવો અશક્ય છે.

માટે આ સંસારમાં પોતાનું કાર્ય પુરૂ કરવા માટે દરેક પુરૂષ અને સ્ત્રીએ સત્ય રીતે ધાર્મિક થવું જોઇએ, અને ધાર્મિકજીવનનો માત્ર બોધ અને વાદવિવાદ ન કરતાં તે પ્રમાણે જીવન ગાળવું જોઇએ તથા અનુભવ થવો જોઇએ; માટે, આત્માને ઓળખવો, એ આપણું ઉચ્ચમા ઉચ્ચ કર્તવ્ય છે. આ આપણો અંતિમ ઉદ્દેશ છે અને માત્ર આત્માનુભવદ્વારાજ કોઇ પણ મનુષ્ય આ પદાર્થોના અનંતવિશ્વનો યથાર્થ રીતે અનુભવ કરી શકે છે પોતાની દિવ્યપ્રકૃતિના ભાનવાળા થવું, એનેજ આત્માનુભવ કહે છે, અને આંતરની દિવ્યપ્રકૃતિને વ્યક્તિવિષયક જીવાત્મા અથવા આત્મા કહેવામા આવે છે.

જ્યારે જીસસ પોતાની દિવ્ય પ્રકૃતિના ભાનવાળા થયા ત્યારે કહ્યું "હું અને મારા પિતા એક છીએ."

જ્યારે હિંદુને અનુભવ થાય છે ત્યારે કહે છે, "અહંબ્રહ્માસ્મિ !" અને સુફીને અનુભવ થતાં કહે છે, "હુ તે તે છું."

આ સિદ્ધાંતોમા એક જ વિચાર આપણા જોવામાં આવે છે. એકનો વિચાર, અને તે એક જે અંતિમતત્વ રૂપે છે જેને ઇશ્વર, બ્રહ્મન્, અલ્લાહ, જેહોવા ઇત્યાદિ નામોથી વ્યવહરવામાં આવે છે.

વેદાન્તતત્વશાસ્ત્રના અદ્વૈતવાદ પ્રમાણે અદ્વિતિય એકજ અસ્તિત્વ ધરાવે છે અને તે એક તે બ્રહ્મન્ છે, અને સર્વ ઉપનિષદોનો પ્રધાન વિચાર એ છે કે બ્રહ્મન્ એજ આત્મન્ છે અને તેઓ પર્યાય શબ્દો છે. પરંતુ એક ભેદ જોવામા આવે છે ત્યારે બ્રહ્મન્ વિશ્વમા અનુભવાતા તત્વશાસ્ત્ર વિષયક એક તત્વરૂપે છે, અને આત્મન્, વ્યક્તિ વિષયક જીવાત્મામા અનુભવ થતો તેનો તેજ છે. અન્ય રીતે કહેવા માગીએ તો, જ્યારે જીવ બ્રહ્માંડમાં દેખાય છે ત્યારે, પરબ્રહ્મન્, ઇશ્વર, ઇત્યાદિ કહેવાય છે, અને તેનો તેજ જ્યારે આ નાના વિશ્વરૂપ માનવ શરીરમા દેખાય છે ત્યારે જીવાત્મા અથવા આત્મા કહેવાય છે.

આત્માનો અનુભવ શી રીતે કરવો એ અન્ય પ્રશ્ન છે. સર્વમાન્ય ગણાવાનો દાવો કરતા કોઇ પણ ધર્મમા સત્યનો અનુભવ કરવાની માત્ર એકજ રીતિ હોતી નથી. સર્વથી સહેલથી અનુભવી શકીય એવી વિધિઓનો તેમાં સમાવેશ થવો જોઇએ, અને માનવપ્રકૃતિની જેટલી વિચિત્રતાઓ હોય છે તેટલી તે હોવી જોઈએ.

આ બાબતમાં વેદાન્ત વધારે આનુભવિક તથા અન્ય ધર્મો કરતાં આગળ પડતું છે. તેના યોગો અથવા વિધિઓ અનેક છે, અને તે તેના અભ્યાસિઓને ગમે તો ક્રમે ક્રમે અથવા સંભવિશકે એમ હોય ત્યાં એકદમ પોતાની ઉચ્ચ ભાવનાનો અનુભવ કરાવે છે.'

સર્વ દેશોનાં અને સમયોનાં મનુષ્યોને પોતપોતાનું સ્થાન અને ઉદ્દેશ હોય છે, તેઓ ગમે તો એક જન્મમાં અથવા અનેક જન્મોમા તેમના ઉદ્દેશો મેળવવાને નિર્માયેલા હોય છે પરતુ અનુભવ વિના કોઇ પણ અતિમ સ્થાન પ્રાપ્ત કરી શકતું નથી.

વેદાન્તે દર્શાવેલા વિવિધ યોગો અથવા વિધિઓ આ પ્રમાણે છેઃ—

(૧) કર્મયોગ, અથવા શુભ કાર્યોદ્વારા અનુભવપ્રાપ્તિ.

(૨) ભક્તિયોગ, અથવા ભક્તિદ્વારા અનુભવપ્રાપ્તિ.

(૩) રાજયોગ, અથવા ધ્યાનદ્વારા અનુભવપ્રાપ્તિ.

(૪) જ્ઞાનયોગ, અથવા જ્ઞાનદ્વારા અનુભવપ્રાપ્તિ

આ સર્વમાથી ભક્તિયોગનો આધાર પ્રેમના તત્વ ઉપર છે અને પરમેશ્વરને પામવાને તે ઘણુંજ સાહજીક છે

વેદાન્તના મહાન્ ઉત્પત્તિસ્થાનમાથી પોતાના વિચારોનો સગ્રહ કર્તા, હિંદુસ્થાનના વિવિધ પથો વિના 'મહમદીય' અને 'ક્રિશ્ચિયન' ધર્મોએ પણ ઘણે ભાગે પ્રેમના વાદ ઉપરજ પોતાના ધર્મોની સ્થાપના કરી છે.

આપણી દુનિયાની વસતીના ⅓ ભાગ કરતા પણ વધારે અનુયાયીઓવાળા બુદ્ધધર્મે તથા નાસ્તિકતા તરફ વલણ રાખના જૈનધર્મે પણ માનવિ ઉપર આવી પડતા દુઃખના વમળમાંથી પ્રેમની ઉચ્ચ સ્થિતિ તરફ દોરતી અસરદ્વારા તેના છુટકારો શોધ્યો છે. ધાર્મિક મનુષ્યના ઉત્ક્રાન્તિક્રમમાં પ્રેમ એ એક અગત્યની વાત છે અને જરા પણ સંશય વિના સત્યના જીજ્ઞાસુનો તે ઘણોજ ઉપયોગી ઓામદો છે. જો કે આત્માનુભવ મેળવવાના અન્ય વિધિઓ છે તો પણ આ પ્રમાણે માત્ર પ્રેમદ્વારા જન્મમરણનો અંત અથવા મોક્ષ અનુભવી શકાય. આ ઉપરથી આપણે સાહજીક રીતે પ્રેમની પ્રકૃતિ, તેનો ઉદ્દેશ તથા તેના દ્વારા શી રીતે આત્માનુભવ કરવો, એ વાતના વિચાર ઉપર આવીએ છીએ.

પ્રેમ, રાગ, અને તેનાથી સ્ફુરિત થતી સ્વાત્મ-ભોગની પ્રેરણાઓ અધમ પ્રાણિઓમાં તેમજ મનુષ્યોમાં મળી આવે છે, પરતુ માત્ર મનુષ્યનાજ તેઓ ઉચ્ચ વૃદ્ધિ પામેલી

જોવામાં આવે છે. જ્યારે પ્રેમનો પ્રદેશ સંકુચિત તથા હદવાળો હોય છે ત્યારે તે સ્વાર્થી બને છે પરંતુ જ્યારે તે સંપૂર્ણ રીતે વિસ્તાર પામેલો હોય છે ત્યારે તે સ્વાર્થથી રહિત થાય છે.

દરેક મનુષ્ય પોતાની પત્ની અને છોકરાંને ચ્હાય છે. તે તેમને માટે પોતાના સુખનો ભોગ આપે છે, તે શા માટે ? તેને માલૂમ નથી તો પણ તેમનામાં દિવ્ય અંશનો સમાવેશ થાય છે. યથાર્થ પ્રેમ એ સદ્‌ગુણ પક્ષની એક ભાવનારૂપે છે તે તો ઐક્યના પ્રદર્શનનેજ સૂચવે છે. પ્રેમના પદાર્થ અને પોતાની જાત વચ્ચેના ભેદના સ્વાભાવિક વિસ્મરણના એક પ્રકારરૂપ તે છે તેને હદનું ભાન હોતું નથી. પોતાના પક્ષમાં દરેક જીવતા પ્રાણિનો સમાવેશ કરતી તથા દરેક પદાર્થમાં સમગ્ર વિશ્વને પ્રકાશતા પ્રકાશ જોતી, માનવ હૃદયની તે એક અદ્‌ભુત પ્રાપ્તિ છે તેનો પ્રારંભ ભેદના ગંધથી થાય છે, તથા તેનો અંત લાવવામાં તે પ્રકાશી નિકળે છે માટે પ્રેમનો ઉચ્ચમાં ઉચ્ચ ઉદ્દેશ મનુષ્યને તેનો ભેદનો ગંધ ભૂલાવવાનો તથા સર્વવ્યાપક યથાર્થતા કે જે આપણા વેદાન્તતત્વશાસ્ત્રાનુસાર સત્‌-ચિત્‌-આનંદરૂપ છે, તેની સાથે અભેદ પમાડવાનો છે.

આ સત્‌, ચિત્‌, આનંદ, સંપૂર્ણ છે, આપેક્ષિક નથી. આ સંપૂર્ણ સત્‌ સંપૂર્ણ ચિત્‌, અને સંપૂર્ણ આનંદ, એ આત્માના ગુણો નથી પરંતુ તેનું પોતાનું તત્વજ છે. તેમના અને આત્મા વચ્ચે, બીલકુલ ભેદ નથી અને તે ત્રણે એકરૂપજ છે. આપણે એકના એક આત્માનેજ ત્રણ ભિન્ન સ્વરૂપોમાં જોઇએ છીએ.

પ્રદર્શનની સાથેજ હદ બંધાય છે. સંપૂર્ણ સત્‌, પ્રદર્શિત થતાં, વિશ્વવ્યાપક આકાશ ધરાકાશ, મહાકાશ ઈત્યાદિમાં વહેંચાઇ જાય છે તેમ, ખનિજજીવન, વનસ્પતિજીવન પ્રાણિજીવન, અને માનવજીવનના નામોથી વ્યવહારાય છે. સંપૂર્ણ ચિત્‌ને, આવિર્ભાવ પામતાં, આંતર્ જ્ઞાન, તર્ક, પ્રેરણાનાં નામોથી વ્યવહારવામાં આવે છે. તેવીજ રીતે સંપૂર્ણ આનંદને, આવિર્ભાવ પામતાં પ્રેમના નામથી વ્યવહરવામાં આવે છે.

આવિર્ભાવ થતાં આ ત્રણ સ્વરૂપોમાંનાં દરેક જે સાધનદ્વારા તે આવિર્ભાવ પામતું હોય છે તદનુસાર ભેદ પામે છે.

એ ત્રણેના મિશ્રિતસ્વરૂપનો મહાનમાં મહાન આવિર્ભાવ મનુષ્ય છે. તેનું સત્‌ ( અસ્તિત્વ ) સંપૂર્ણ છે પરંતુ તે જાણવાની તેને દરકાર નથી તેનું ચિત્‌ (જ્ઞાન) સંપૂર્ણ છે, પરંતુ તે તેને પ્રદર્શિત કરતો નથી. તેનો આનંદ ( પ્રેમ ) સંપૂર્ણ છે, પરંતુ તેણે જ તેને સંકુચિત કરી નાખ્યો છે તથા તેની હદ બાંધી દીધી છે.

આ ત્રણ સ્વરૂપોમાંનું ત્રીજું, સંપૂર્ણ આનંદ, એ આપણા જીવનને નિયમતી શક્તિ છે, અને માત્ર આનંદ અથવા સત્ય પ્રેમદ્વારાજ અનુભવ સંભવિ શકે છે.

યથાર્થ અનુભવ માટે, યથાર્થતાની ઝાંખી માટે, આંતર ચેતનની જાગ્રતિની જરૂર છે.

"હવે હું સમજ્યો છું કે તે તેજ છે કે જે આ સર્વ સ્વરૂપે વિવર્ત પામ્યો છે.", એવું એક મનુષ્યના કહેવાથી કંઇ વળવાનું નથી. માત્ર કથનજ સંપૂર્ણ નથી. પોતાને શરીર છે, એ વાતનું પણ વિસ્મરણ થવાની જરૂર છે તેણે તો સમગ્ર વિશ્વને ઇશ્વરરૂપેજ જોવું જોઇએ, તથા તેવે પ્રકારે પૂજવું જોઇએ. એ પ્રકાશમાં, આ દુનિયા માટેના સર્વ રાગનો તેણે ત્યાગ કરવો જોઇએ. આંતરઆત્મા જાગ્રત થયેલા મહાન્ જીવાત્માઓ તેજ છે કે જેઓ, તેમના લોહીના તરસ્યા કટ્ટામાંકટ્ટા શત્રુઓ પ્રતિ પણ હમેશાં ક્ષમાવાળા, માયાળુ, તથા દયાવાળા હોય છે, તથા અન્યના દુઃખી દેખાવથી દયાનાં અશ્રુ ઢાળવાને હમેશાં તૈયાર હોય છે, અને જો જાને બલવાન હોય છે તો તેમના બચાવ માટે પોતાથી બનતું કરવાને ચૂકતા નથી ટુંકામાં દુનિયામા રહેવું અને સાથે સાથેજ તેના પારના પણ થવું, એજ ઇશ્વરને અનુભવવા સમાન છે.

સમાન દિશામાં કાર્ય કરતી માણસનામાં બે શક્તિયો છે. એક "अहं" અને અન્ય "नाहं" કહે છે. પ્રથમને સ્વાર્થ અને અન્યને ત્યાગ કહેવાય છે. પ્રથમ લે છે અન્ય આપે છે. પ્રથમ ધીક્કારે છે અન્ય પ્રેમ દર્શાવે છે. પ્રેમ દર્શાવવા કરતા ધીક્કારવાનું કાર્ય ઘણું સહેલું છે *

ધીક્કારને ધીક્કારથી જીતી શકાતો નથી. તેતો માત્ર પ્રેમથીજ પરાજય પામે છે. માટે આપણે વિશ્વને પ્રેમદૃષ્ટિથી અવલોકવું જોઇએ, અને તે દૃષ્ટિ બ્રહ્મસુધી લઇ જવી જોઇએ પછીથી સકલ વિશ્વ બ્રહ્મસ્વરૂપ ધારણ કરશે; માત્ર પછીથીજ આપણે પારમાર્થિક જીવનને અવલોકતા તથા બ્રહ્મને અનુભવતા થઇએ છીએ.

આત્મસમર્પણ કરતાં પતંગીયાંની પેઠે આપણે આપણી જાતને પ્રેમમા બાળી નાખવી જોઇએ. પ્રેમ તો સર્વના પ્રતિ સમાન રીતે પ્રવર્તે છે, પિતા, માતા, ભ્રાતા, પુત્રના જેવા બંધનકારક સંબંધોની પણ દરકાર કરતો નથી. કેટલાક ગાંડા થઇ જતા અને સર્વસ્વનો પિતા, માતા, ભગિની, ભ્રાતા, નામ, કીર્તિ પૈસો, આત્મીય સુખોનો એક પ્રેમ સ્થાન માટે ભોગ આપતા સર્વના જોવામાં આવે છે; ઘણી વારતો પ્રેમાસ્પદના સૌંદર્યની પરવા પણ કરવામાં આવતી નથી.

શુદ્ધહૃદયોવાળાં મનુષ્યો ચામડી અથવા બાહ્ય સ્વરૂપમાં પોતાના હૃદયને આકર્ષાવા દેતા નથી, દિવ્ય ઐક્યની વિવિધ અનેકતાઓ પાછળ તે જુએ છે, માત્ર વિચારથી જ નહિ, પરંતુ એ અનેકતાઓને જોવાય છે તેના કરતાં વિશેષ અવલોકન પૂર્વક વિલોકાયછે માટે આપણે અનેકતામાં એકતાને, ભેદમા અભેદને શોધવો જોઇએ. અન્ય મનુષ્યોનો મેળાપ થતાં તેમના માટે આપણને પ્રેમ હોવોજ જોઇએ. તેમની સાથે અભેદભાવ અનુભવવો જોઇએ આ પ્રમાણે વર્તતાં આપણે ઇશ્વર માટે પ્રેમ રાખતાં શિખીશું. તથા

* ( બીલકુલ નહિ,—તંત્રી થીઓસોફીસ્ટ. )

તેની ઝાંખી પામીશું. આ પ્રકારે પ્રત્યક્ષાનુભવ થવા પછી બંધનમાંથી છુટાય છે.

સમાપ્તિમાં સ્વામિ વિવેકાનંદના ભાષણમાંથી એક ફકરો ઉતારવાની રજા લઉછ

" જે ક્ષણે અમુક મનુષ્ય, દરેક માનવ શરીરરૂપી મંદિરમાં બેઠેલા પ્રભુને અનુભવવશે, જે ક્ષણે તે દરેક માનવ પ્રાણિ સમીપ પૂજ્યભાવથી ઉભો રહે છે તથા પ્રભુને અનુભવે છે, જે ક્ષણે આવી લાગણી વૃત્તિનો તેનામાં ઉદય થાય છે, તેજ ક્ષણે તે બંધનમાંથી છુટો થાય છે. સર્વનો વિલય થાય છે. અને તે સ્વતંત્ર થાય છે."

ઉપતંત્રી.

## શ્રી ગૌતમ બુદ્ધ.

અનુસંધાન પૃષ્ઠ ૩૧૧ થી. )

( મળેલું. )*

બિંબસાર રાજાની પાસેથી નીકળી બુદ્ધ મોક્ષમાર્ગપ્રાપ્તિ અર્થે વૈશંતર-વૈશાલી નગરી પ્રત્યે જઇ સાંખ્યમતાનુગ્રથી અરાડ મુનિના પ્રત્યે; જરા, મરણ,

મુનિ દર્શન. અને રોગથી કેવી રીતે મુક્ત થવાય? એ વિષે પ્રશ્ન કરતાં તેમણે જે ઉપદેશ કર્યો તેથી તેના મનનું સમાધાન નહિ થવાથી, તે ત્યાંથી નીકળી અધિક જાણવાની ઇચ્છાથી ઉદ્રક× મુનિના આશ્રમ તરફ ગયો. મુનિ પાસે તેણે એવું પ્રશ્ન કર્યું, કે "સંજ્ઞા, અને સંજ્ઞી સમ્બન્ધી દોષ ધ્યાનમાં લાવી મનુષ્યે ઇચ્છ્યું એવી જે નાશ રૂપ સ્થિતિ કેમ સમ્પાદન કરી લેવી?" ઉદ્રક મુનિએ આ વિષે પુષ્કળ સૂક્ષ્મ ભેદ જણાવ્યા છતાં પણ તેનાથી બોધિસત્વ -ના મનનું સમાધાન થયું નહિ. તેથી તેણે એવો વિચાર કર્યો, કે ક્ષેત્રજ્ઞ કેટલીક સૂક્ષ્મ અવસ્થા પર્યન્ત જાય તો પણ તેની પુનરા-

---

* લેખક, રા. રા. મધુકર.

× કેટલાક તેને રુદ્રક પણ કહે છે. અરાડ અને રુદ્રકની પાસેથી સિદ્ધાર્થ, હિન્દુશાસ્ત્ર, અને હિન્દુયોગપ્રણાલી શીખ્યો હતો. તદુપરાંત લક્ષ્યપ્રાપ્તિના વિષયમાં ૧ મનની અકિંચનતા, ૨ સંદેહાતીત થઇને આનંદ, ૩ સુખ અને દુઃખથી અતીત, ૪ પાર્થિવનિયમના બહિર્ભૂત થઇને સર્વ જાતિના વિષયપર ઉપેક્ષા, ૫ સ્થાનનો અનંતભાવ, ૬ આત્માનો અનંત ભાવ, અને ૭ પાર્થિવવસ્તુનો અનિત્યભાવ સંચાર થાય; આવાં સાત જાતનાં ધ્યાન કરતાં શીખ્યો હતો. પરન્તુ જે ધ્યાનથી ભાવજ્ઞાન અને અભાવજ્ઞાન ચાલ્યું જાય તે તેઓ નહિ જાણતા હોવાથી, સિદ્ધાર્થના મનોરથ સફલ થયા નહિ.

બોધિસત્વ જે વૃક્ષ નિચે બેઠો હતો, અને તેને જ્યાં સ્હરયજ્ઞાન મળતાં જ્ઞાનચક્ષુ ઉઘડયાં હતાં, તે વૃક્ષને બૌદ્ધધર્માનુયાયીજન બુદ્ધિદ્રુમ*—જ્ઞાન અથવા ડહાપણની નિશાની તરિકે પીછાની પૂજ્ય માનેછે. તે દહાડાથી બુદ્ધની સંજ્ઞા, શાકયરાજપુત્રને પ્રાપ્ત થઇ તેણે ધર્મતત્વ શોધ ચલાવ્યો ત્યાં સુધી બોધિસત્વની સંજ્ઞા બૌદ્ધગ્રન્થમાં આપેલી છે. આ સમ્બન્ધે લલિતવિસ્તરમાં લખવામાં આવ્યું છે, કે " ધર્મલાભને માટે બુદ્ધ પ્રતિજ્ઞા લઇ બેઠો છે તે સમયે પ્રલોભને પોતાની કન્યા રાગ, વિકૃતિ, અને તૃષ્ણાને યોગ ભંગ કરવા મોકલી હતી. " ખારૂં પાણી પીધાથી કોની તરસ છીપે ? પરપોટાના જેવું ક્ષણ સ્થાયી રુપ ભોગવ્યાથી કોણ તૃપ્તિ મેળવી શકે ? કોણ પોતાને હાથે આલોક અને પરલોકનું મૂળ હાલાહલપાન કરે ? " આવું બુદ્ધે તેણીના કહેવાનું ઉત્તર આપ્યું. ધર્મજ્ઞાન લાભ માટે હું પિતા, માતા, સ્ત્રી, ધન, જન, અને ઐશ્વર્યથી વંચિત થયો છું. અસત્ય કલેશ મસ્તિષ્ક ઉપર ઉપાડું છું હું શું પ્રલોભનથી મુગ્ધ થઇશ ? " આમ કહીને બુદ્ધે સંકલ્પના અક્ષય કવચમાં પ્રાણને આચ્છાદન કર્યો.

આ સંસારમાં જે નાનાવિધે મોહ પ્રસંગ પદેપદે આવતો અનન્વિત કર્મો કરવાને મનુષ્ય પ્રવૃત્ત થાય છે, તેમજ વિપત્તિ. રોગ, અને મરણને પાત્ર થાય છે; તે સર્વની પ્રેરણા કરનાર કોઈ મારા નામની એક વ્યક્તિ કલ્પેલી હોવાથી આ સંસારની પાપયુક્ત સર્વે વાસના, અને દુર્વૃત્તિ, આવ્યક્તિનાં સમ્બન્ધી અને સૈનિક કલ્પે છે. આ મોક્ષશત્રુ

---

* (૧) આ વૃક્ષનું અવશેષ અદ્યાપિ બુદ્ધગયા પાસેના દેવાલયમાં સાનિધ્ય છે. આ દેવાલય અમરસિંહ નામના બૌદ્ધ ધર્માનુયાયી રાજાએ ઇ. સ ૫૦૦ માં આ વૃક્ષ પાસે બંધાવ્યું છે આની એક શાખા સિંહલદ્વીપના અનુરાધાપુર નામના શહેરમાં ઇ. સ. ની પહેલાં ત્રીજા શતકે લાવવામાં આવી હતી, જે હજુ સુધી વિદ્યમાન છે. આ વૃક્ષ પૃથિવીમાં સર્વ કરતાં જૂનું છે. આ ઐતિહાસિક વૃક્ષના જેટલું બીજું પુરાતન વૃક્ષ કવચિત્જ હશે (!)

(૨) બ્રિટિશ રેકર્ડ ઑફ ધ વેસ્ટર્ન વરલ્ડ તપાસતાં મી. બીલના ભાષાન્તરમાં બૌદ્ધ ધર્મિ અશોકવંશી મગધાધિપ પૂર્ણવર્માએ, બુદ્ધગયાનો બોધિવૃક્ષનો સાતમા સૈકામાં થઇ ગયેલા કર્ણસુવર્ણના રાજા શશાંકે ઇ. સ. ૬૧૦ માં નાશ કરવા પ્રયત્ન કર્યો હતો. ત્યારે તેણે કરેલા પરિતાપ વિષેનો ફકરો આ પ્રમાણેનો જોવામાં આવે છે. "અશોકના વખતમાં બુદ્ધ મથામાં આવેલા બોધિવૃક્ષના નાશ અને પુનઃ સ્થાપન વિષે, અને બીજી વખત કેટલાંક વર્ષ પછી એ વૃક્ષનો નાશ શશાંકે કર્યો એ વિષે કેટલુંક કહીને યુએનત્સંગ કહે છે. કે "કેટલાક માસ પછી અશોક રાજાના વંશના છેલ્લા મગધાધીશ પૂર્ણવર્માએ એ સાંભળીને નિઃશ્વાસ નાંખ્યો અને બોલ્યો કે જ્ઞાનનોસૂર્ય અસ્ત પામવાથી બુદ્ધવૃક્ષ

અને જગતમાં વિપત્તિ ઉત્પન્ન કરનાર માર, પોતાના અનુયાયી સહવર્તમાન આવી બોધિસત્વ, બુદ્ધિદ્રુમ નિચે આવી બેઠા હતા, તેના ઉપર હલ્લો કરવા લાગ્યો. પરન્તુ તેનું અથવા તેના સૈનિકોનું કાંઈ પણ ચાલી શક્યું નહિ. માર તેને અનેક પ્રકારે શિખામણ આપી મોક્ષસાધકકર્મથકી પરાવૃત્ત કરવાને પ્રયત્ન કરવા લાગ્યો. પણ તેના કહેવાપર જરાએ તે ડગ્યો નહિ. તેના સૈનિકોએ અને તેણે કરેલા શસ્ત્ર પ્રહારથી તે લેશ માત્ર ડગ્યો નહિ. આવી રીતે મારના સર્વ ઉપાય વ્યર્થ જતાં તે ત્યાંથી ચાલ્યો ગયો. અને બોધિસત્વ વૃક્ષ નિચે અચલ અને નિશ્ચલ બેસી પર્મતત્વવિવેક કરવા લાગ્યો. છેવટે તેને રહસ્યજ્ઞાન પ્રાપ્ત થતાં, બુદ્ધત્વ સમ્પાદન થયું. અને સર્વજગતના ગુરુત્વનો અધિકાર મેળવી લીધો.×

આ પ્રમાણે બુદ્ધગ્રન્થોમાં જે લાક્ષણિક વર્ણન કરેલુંછે, તે વડે ગૌતમબુદ્ધના મનમાં, પરસ્પર વિરુદ્ધ કલ્પના આવવાથી તેનું યુદ્ધ ચિત્તરુપ સમર ભૂમિપર થતાં વૃત્તિનો જયકેમ થાય ! એ વિષે વિચાર આવવા લાગ્યા.

---

સિવાય હવે કાંઈ પણ અવશેષ રહેલ નથી, તે પણ તેઓએ નષ્ટ કર્યું, ત્યારે અધ્યાત્મ જીવન હવે શું છે? પછી કષ્ટથી વ્યતિત થઇ પોતાનું શરીર ભૂમિ સાથે અફાળ્યું...... અને તે વૃક્ષનું પુનરુજ્જીવન થયું (!) અને ઉગીને દસ ફીટ ઉંચું થયું. રખેને તેને કોઈ કાપી નાંખે એ બ્હીકથી આગળ પાછળ ચોવીસ ફીટ ઉંચી પત્થરની ભીંત બાંધી દીધી. તેટલા માટે એ વૃક્ષની આગળ પાછળ વીસ ફીટ ઉંચી ભીંત છે."

× શિવની તપશ્ચર્યાના સમ્બન્ધે જેવો બનાવ બનેલ છે, તેવોજ બનાવ બુદ્ધની તપશ્ચર્યા માટે જણાવવામાં આવે છે. શિવને મોહ પમાડવાને માટે જેમ ઇન્દ્રે કામને મોકલ્યો હતો, તેમ આના વિષે થયું છે. માર-કામ સ્ત્રી સૈન્ય સાથે બુદ્ધનો તપ ભંગ કરવા આવેલો. બુદ્ધના વખતે એક એવો બનાવ બનેલો બીજા ચરિતોમાં જેવામાં આવે છે, કે એકવાર મોટો હલ્પાત થયો હતો, અને તેમાં બુદ્ધને ચલાયમાન કરવા માટે વિચિત્ર બનાવો બન્યા હતા. એવો લેખ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આ સર્વેના અવલોકન અર્થે અશ્વઘોષ કવિ એમ કહે છે, કે તપનો કાલ જેમ જેમ જતો ગયો તેમ તેમ મનમાં વિચારોનું મોટું યુદ્ધ થવા લાગ્યું. ત્યારે સાક્ષાત્ કામદેવ બુદ્ધનું મન ચલાવવાને માટે આવ્યો તેણે પોતાના કુસુમોથી તેનું મન વિંધાવાના માટે ઘણા પ્રયત્ન કર્યે, અને છેવટે જગદ્વિજયી બાણ મુક્યું. પણ શમ્ભુના ઉપર વિજય કરી સફલ થયેલો પુષ્પબાણ નિષ્ફલ ગયો. આમ થવાથી કામદેવને ઘણી રીસ ચડી અને ભયંકર આલોક દેખાડી તેના મનની ધીરજનો ધ્વંસ કરવા યત્ન કર્યો. એકવાર રાત્રે જ્યારે અંધકાર ચારે દિશાઓમાં પોતાનું સામ્રાજ્ય ચલાવી રહ્યો હતો ત્યારે કામદેવે પોતાના સૈન્યરુપ ભયંકર સ્વરુપવાળાં ભૂતપિશાચોને વનમાં મોકલ્યાં. આ ભયંકર આકૃતિઓએ આવી બુદ્ધને ભય ઉત્પન્ન કરવા માટે તરેહવાર તોફાન કરવા માંડયાં. પૃથિવી કંપ થયો. સમુદ્રો ક્ષુભિત થયા. અને વિદ્યુત્પાત થયો..............બુદ્ધને આવાં તોફાનો કાંઇ અસર કરી શક્યાં નહિ. આથી એમ માલમ પડે છે, કે તપ અથવા હઠયોગવાળાના મનમાં અનેક તરંગો

આજ પર્યન્ત જે જે મહાન્ સાધુપુરુષો, ધર્મજિજ્ઞાસાને વશ બની તત્વશોધ કરવામાં પ્રવૃત્ત થયા છે, અને પોતાની બુદ્ધિને અનુરુપ જેણે તત્વશોધ કરેલ છે, તેઓએ તે તત્વનો બોધ ઇતર જનોને આપવાનો નિર્ધાર કર્યા છતાં તેઓના ચિત્તમાં આવાજ સંસાર પ્રીતિકારક દુર્વૃત્તિ, અને વૈરાગ્યવૃત્તિકારક સદ્વૃત્તિનું તુમૂલ યુદ્ધ થયેલું, આવોજ પ્રકાર બુદ્ધના ચિત્તમાં ઉદ્ભવે તેમાં કાંઈ નૂતન નથી.§

ધર્મ પ્રાપ્તિ થયા પછી બુદ્ધના મનની સ્થિતિ કેવી થઇ? તેનું વર્ણન આગળ એક સમયે તેણે પોતાના શિષ્યો પાસે આ પ્રમાણે કર્યું હતું "મને આ રહસ્યની પ્રતીતિ થવાથી મારાં જ્ઞાનચક્ષુ ઉઘડવાની સાથેજ મારો જીવાત્મા વાસનાવાળી અનિષ્ટ રીતિથી મુક્ત થયો. * આ રીતે મુક્તિ મળી એટલે તે સ્થિતિનું જ્ઞાન, અને મહત્વ મારા મનમાં પૂર્ણપણે પ્રતિત થયાં, તેની સાથે મને એવી પણ ખાતરી થઈ કે મારો સંસૃતિ પાશ ભંગ થતાં હું કૃતકૃત્ય બન્યો."

---

ઉઠતા હશે. તેમ બુદ્ધને પણ તપ કરતાં પડતા દુઃખથી, ક્ષુધાથી, અને શરીરના અશક્તિથી અનેક વિચારો થયા હશે. અને એ વિચારોએ તેના આંખને ભયંકર, અને વિચિત્ર દેખાવો દેખાયા હશે. ( ગુજરાતી તા. ૭-૧૦-૯૪. )

§ તુમૂલ યુદ્ધ પછી બુદ્ધને આવો નિશ્ચય ભાન થયો હતો. "પાપેચ્છા સંપૂર્ણ રૂપથી વશીભૂત થતાં મન ધર્મલાભને માટે એકાગ્ર થયું, ઇન્દ્રિય અનિત્ય છે, ઇન્દ્રિયનાં વિષય સર્વ અનિત્ય છે, અને સર્વ પ્રકારનું સુખ અનિત્ય છે, એવું જ્ઞાન ઉત્પન્ન થયું. સર્વ અસાર છે એવું જ્ઞાન જેને સર્વદા ઉપસ્થિત છે તે શું ઇન્દ્રિયવિકાર ગ્રસ્ત થઇ શકે? ચિત્તને દયા, પ્રેમ, અને પવિત્રતાથી પરિપૂર્ણ કર્યું; રિપુની ઉત્તેજનતા નિષ્ફળ થઇ; જ્યારે ઇન્દ્રિય અને ચિત્ત વશીભુત થયું, ત્યારે સુખ અને દુઃખ, અનુરાગ અને વિરાગ, સ્તુતિ અને નિંદાથી અતીત થઈ ગયો. ધર્મ લાભ કરવામાં મનુષ્યના મનને જે અવસ્થાની જરૂર છે, તે સિદ્ધાર્થને પ્રાપ્ત થઇ. પાપ જ્ઞાનતિરોહિત થયું. હવે ધર્મજ્ઞાન ઉપાર્જનના માટે મહા સમાધિ આરંભી.

* પ્રથમ સત્ય અસત્ય, નિત્ય કે અનિત્ય શું? આ તર્કનો આરંભ કર્યો. ત્યાર પછી નિત્ય અને અનિત્યની સાથે પોતાના સંબંધનો વિચાર કરવામાં પ્રવૃત્ત થયો, અને અન્તે નિત્યાનિત્ય ભેદ જાણતાંજ તેવું ચિત્ત, અતુલ સુખમાં તણાવા લાગ્યું. બીજું જ્યારે જોયું, કે આ સંસારમાં એક માત્ર નિત્ય વસ્તુ છે, બીજી બધી તેની છાયા માત્ર છે, ત્યારે તર્ક કે વિચાર કરવો બંધ કરીને તે વસ્તુના ચિન્તનમાં મહા સુખ લાભ કરવા લાગ્યો. ત્રીજું પ્રીતિ અને વિરાગની ઉપેક્ષા તેને ઉત્પન્ન થઇ, પરંતુ હજુ સુધી સુખ દુઃખની સ્મૃતિ તિરોહિત થઇ ન્હોતી. શરીર હજી સુખ દુઃખ જાણવાને શક્તિવાન હતું. ચોથું જ્યારે તેનું સુખ અને દુઃખ ગયું, ચિત્તની પ્રસન્નતા અને વિષાદ તિરોહિત થયાં ત્યારે સુખ દુઃખના ઉપર ઉપેક્ષા અને સ્મૃત સુદ્ધાંત વિશુદ્ધ થઇ. બુદ્ધ પોતાને વિસરી ગયો અને પોતાના જુદા અસ્તિત્વનો અનુભવ રહ્યો નહિ.

આ સમયે તેને જે ધર્મરહસ્ય સમજાયું તેનો સારાંશ બુદ્ધે પોતાના શિષ્યને આ પ્રમાણે વિદિત કીધો હતો. " બુદ્ધના મનનો એવો નિશ્ચય થયો હતો, કે આ તમામ જગત્ ચક્ર પ્રમાણે પરિભ્રમણ કરેછે. આ સંસાર કેવળ નિઃસારછે. અખિલ પ્રાણી ઇષ્ટઅનિષ્ટ કર્મના યોગે ઉચ્ચ નિચ સ્થિતિ પતિ જાય છે આ દુનિયા મધ્યે જે નાના પ્રકારની વિપત્તિ અને પીડા દૃષ્ટિએ પડે છે, તે તમામ પૂર્વના કર્મનું ફળ છે. કર્મપ્રવૃત્તિના અને વાસનાયુક્ત બન્ધનના યોગે પ્રાણિ પુનઃ પુનઃ જન્મ મરણને અધિન બને છે. જેને જન્મવાનું છે તેને વ્યાધિ અને મરણ આવવાનું, જીવિત પ્રીતિના લીધે પુનરપિ જન્મ લેવો પડે છે. એ જીવિત પ્રીતિ તૃષ્ણા થકી ઉદ્દ્ભવે છે. તૃષ્ણા વેદનાના યોગે, સ્પર્શના લીધે વેદના, સ્પર્શ છ ઇન્દ્રિયોને યોગે, ઇન્દ્રિયો નામ રુપના લીધે, નામ રુપ વિજ્ઞાન થકી, વિજ્ઞાન સંસ્કારના પ્રભાવે, અને સંસ્કાર અવિદ્યાના સબબે આ પ્રમાણે આ દુનિયાના સર્વ સુખદુઃખનું કારણ છે તેથી રોગ, વિપત્તિ, અને મરણ થકી જેઓ મુક્ત થવા ઇચ્છે તેઓ જન્મ થકી પણ મુક્ત થાય. જીવિત પ્રીતિ નષ્ટ થતાં જન્મ લેવાનું રહેતું નથી. તૃષ્ણાનો નિષેધ કરવાથી જીવિત પ્રીત નિર્મૂલ બને છે. સ્પર્શ નિરોધ કરવાથી વેદના ઉદ્દ્ભવતી નથી ષડિન્દ્રિય નિરોધ કરવાથી સ્પર્શ નાશ થાય છે. નામરુપના નિરોધથી ષડિન્દ્રિય ઉત્પન્ન થતી નથી. વિજ્ઞાનના નિષેધથી, નામરુપનો નિરોધ થાય છે. સંસ્કારના નિરોધથી વિજ્ઞાન ઉત્પન્ન થતું નથી અવિદ્યાનો નિરોધ કરવાથી સસ્કાર નિર્માણ થતા નથી. આવી રીતે જોતાં સર્વ દુઃખમૂલ અવિદ્યા છે. માટે જેને આ સંસૃતિ થકી મુક્ત થવાનું હોય તેણે અવિદ્યાનો નિરોધ કરવો.

**સંસૃતિ કેમ ઉત્પન્ન થાય છે ?**

આ પ્રમાણે નિર્વાણ મેળવ્યા પછી બુદ્ધે બુદ્ધિદ્રુમ નિચે આ સાત દિવસ ધ્યાનમાં સુખરુપ ગાળ્યા અને એકંદરે ઉત્તરોત્તર છ અઠવાડીયાં પૈકી (૧) બોધિમંડપમાં, (૨) બોધિતરુ નિચે, (૩) બોધિવૃક્ષ નિચે ધર્મવિચારમાં, (૪) બીજા ઝાડ નિચે ધર્મ ચિન્તામાં, (૫) અજપાલકના વડના ઝાડ નિચે ધર્મ ચિન્તા અને નિર્વાણ ભોગમાં, અને (૬) નારાયણ મૂલમાં ગાળ્યું.—

આ પ્રકારે નિર્વાણ પામીને બુદ્ધ નિશ્ચેષ્ટ ભાવથી બોધિતરુની પાસે રહી ધર્મતત્વ શોધમાં—અઠ્ઠાવીશ વર્ષે ગૃહત્યાગ કરી, સાત વર્ષ ગૂજારી, પાંત્રીસ વર્ષે પરમ સુખશાન્તિનો લાભ અન્ય જનોને આપવા પ્રવૃત્તશીલ થતો હવો.

( આગળ ચાલુ. )

# રાગ દ્વેષાત્મક માનવ પ્રકૃતિ.

( મળેલું )*

આતો માત્ર સામાન્ય સામાજીક સદ્ગુણો છે, અને એ ઉપરાંત, વિનય પારકાના ભાવોને માટે માન, પરાર્થે સ્વાર્પણ, અને એવાજ બીજા સભ્યતા અને મૃદુતા સૂચક સદ્ગુણો પણ ઉદ્ભવે છે. પ્રેમી અને પ્રેમપાત્રની વચ્ચે જે પ્રતિક્રિયા થાય છે તેને પરિણામે વળી નવાજ પણ એવાજ સુશીલતા સૂચક સદ્ગુણો ઉદ્ભવે છે.

૧૬ આટલાજ માટે ગૃહસ્થાશ્રમને સર્વ આશ્રમોનો આશ્રમ કહ્યો છે. એ ગૃહસ્થાશ્રમ માંજ સ્વાર્થ ગળિત અને સ્વાર્પણની શિક્ષા સહજ મળે છે, છતાં એનું સ્વરૂપ બરાબર ન સમજવાથી, ઘણી વખત લોક બબડે છે કે, જો કોઇ પ્રકારે આ કુટુંબ અને સમાજની જંજાળ છુટે તો પછી આધ્યાત્મિક ઉન્નતિ હમણાં થઇ જાય એજ જંજાળ છુટે તો પછી, કાંઇ ધ્યાન આદિ સાધન કરવાનું બની શકે, અને આત્માનું કલ્યાણ કરી શકાય. એમ થતાં સર્વ કર્તવ્યની સમાપ્તિ આત્મોન્નતિનાં સાધનમાંજ થઇ રહે. આમ કહેનાર ઘણા હોય છે, પણ શું આનું નામ આત્મોન્નતિ ! એ તે આત્મોન્નતિ કે સ્વૈરતા ? પ્રામકર્તવ્યનો કંટાળો એ કાયરતા છે. આ માર્ગે આધ્યાત્મિક ઉન્નતિનો નહિ, પણ અવનતિનો છે. કારણ કે વિચારમાં અહંકારનું પ્રાધાન્ય છે, અને એમ કરતા તેની વૃદ્ધિ થાય છે, આત્મિક જીવન તો દાનમયજ હોય છે, એમાં પ્રતિગ્રહણની ગંધ પણ હોતી નથી. યજ્ઞમય જીવન એજ આત્મિક જીવન છે, આવા યજ્ઞમય જીવનની પ્રાથમિકશાળા ગૃહ છે, વનવાસ નહિ માટેજ મહાભારતમાં વ્યાસ વચન છે કે.—

तपोवनेषु येजाता स्तत्रैव निधनं गताः।
तेषामल्पतरो धर्मः कामभोगानजानताम ॥ ८३ ॥
यस्तुभोगान्परीत्यज्य शरीरेण तपश्चरेत्।
नतेनकिञ्चिन्नप्राप्तं तन्मेबहुमतं फलम् ॥ ८४ ॥ शां॰प. ३२१

એકાન્તપણું બની રહ્યા છતાં વનવાસ કરવા નેતા કરતાં, ભોગોપભોગનો ત્યાગ કરીને, શરીર વડેજ વ્યવહારમાં રહેવું, એ ઉત્તમોત્તમ છે. એકાંતવાસ કેવલ નિરૂપયોગી તો નથીજ. એને પણ એનું સ્થાન છે. પણ તે સ્થાન ગૃહસ્થાશ્રમ પછી છે. તેમજ એ કાંઇ અંત્યાશ્રમ પણ નથી આત્મિકજીવનની નિશ્રેણીનું એ માત્ર એક પગથિયું છે. કુટુંબ અને સમાજમાં રહી પ્રાપ્ત કર્તવ્ય યથાશક્તિ કરતાં કરતાં, આત્મસંયમ, પરાર્થપરાયણતા, અને સ્વાર્પણના પાઠ શિખતાં શિખતાં, એક સમય એવો આવે છે કે જ્યારે આત્મ બળના પોષણ અને સંગ્રહને અર્થે, એકાંતવાસની આવશ્યકતા રહે છે એ એકાંતવાસમાં આત્મબળનું પાચન અને સ્થિરીકરણ થાય ત્યાં સુધીજ રહેવાનો અધિ-

* લેખક ર. ગ. પ દ. મહેતા.

કાર છે અને એ પણ વસુધૈવકુટુંબકમની ઉત્તમોત્તમ ભાવનામય ઉન્નત જીવનનો ઉમેરો છે વિષયના સંબંધથી દૂર રહેવાથી આ કાર્ય વધારે સુગમ થાય છે. વિષયનો અભાવ સર્વાંશે હોય તેથી સ્વસ્થતા દૃઢ થાય છે. અને ત્યાગવૃત્તિ સ્થિર થાય છે, વિરાગ ખીલે છે, અને આ સર્વ તેને તે પછીના ભવોમાં બહુ ઉપકારક થાય છે. માત્ર આટલાથીજ કાંઈ તેજ જન્મમાં તેનો મોક્ષ થતો નથી. પણ એથી કરી તે મોક્ષદ્વાર સમીપ જતો જાય છે, અને તે પછીના જન્મોમાં, તે એ બધાના સંસ્કાર સહિત જન્મે છે પણ સંસારમાં રહી તેના ન થઇ જવું. સમાજ જીવનના પ્રવાહમાં હોવા છતા તેના સાક્ષી રહી પ્રવાહ પતીત ન થવું, સર્વ વસ્તુઓ સ્વાધીન હોવા છતા તેથી અસંબદ્ધ રહેવું, તે હોવા નહો તેની દરકારેજ ન રહેવી એવાં જીવનમાંજ ઉત્તમ પ્રકારનું આત્મિકબળ રહેલું હોય છે વેષધારી વૈરાગી કરતાં વિરક્ત સંસારી, બહુ ઉચ્ચ ભૂમિકાએ હોય છે. એ વિરક્ત સંસારી, વ્યવહારમાં આત્મિક સદ્‌ગુણોને દૃઢ કરતો ચાલે છે. અને તેમા અન્યની ઉન્નતિ માટે પોતાની ઉન્નતિનું કાર્ય દૂર મૂકી, પરાર્થે સ્વાર્થનો ત્યાગ કરી, તેથી થતા આનન્દમાં રમતો રહે છે.

આપણી પોતાની ઉન્નતિના સાધનમાં મચ્યા રહેવા કરતાં અન્યને ઉપયોગી થઇ પડવું એમાંજ ઉન્નત વૃત્તિ છે, એ વાત પર ઘણીવાર દુર્લક્ષ થાય છે. આપણામા અહંપૂર્વકાનું પ્રાબલ્ય એટલું બધું છે. આત્મોન્નતિની વાસના એટલી બધી પ્રબલ છે, કે એ કરતાં અન્યની ઉન્નતિ થવામાં સહાયભૂત થવાની વૃત્તિ ઉચ્ચતર છે, એમ કહેવું એજ કાંઇક અજાયબ લાગે છે. પરંતુ વસ્તુસ્થિતિ સમજાતા એ વિરોધ શમી જાય છે. જ્યાં સુધી કોઇ મનુષ્યમાં તેની આસુરી પ્રકૃતિનં પ્રાબલ્ય હોય છે ત્યા સુધી આત્મોન્નતિની ઇચ્છા તેને બહુ ઉપકારક હોય છે, કારણ કે એ ઇચ્છાથી કરીને તેની કામના અંકુશમાં આવે છે. કામિકપ્રકૃતિ નિર્બળ થાય છે, અને તેને પરિણામે દૈવીપ્રકૃતિ ખીલતી જાય છે. ત્યારે જ્યાં સુધી દૈવીપ્રકૃતિ વિકાસ પામી નથી, આસુરીપ્રકૃતિનું પ્રાબલ્ય ઓછું થયું હોતુ નથી, ત્યા સુધી તો આત્મોન્નતિની વાસના રાખવી એ આવશ્યક છે. પણ એકવાર એ વાસના સ્થિર થઇ પોતાનું કાર્ય કર્યું કે પછી તે વાસનાનો પણ ત્યાગ ઘટે છે. ધ્યાન ધારણા આદિ સાધન એ દૈવિપ્રકૃતિ અનુભવવાનાં સાધન છે. પણ એ સાધન ગમે એટલું ઉચ્ચ હોય છતા એક પ્રકારના સ્વાર્થ સાધક છે. માટે પરાર્થ આગળ એમનો પણ ત્યાગ જ કરવો જોઇએ એ સાધનો માત્ર બાહ્ય છે, પણ એ વડે જે આંતર્વૃત્તિ ઉપજેલી હોય છે તે તો સ્થિર રહી શકે છે. એ આંતર્વૃત્તિ સ્થિર થતાં પ્રસંગ પ્રાપ્તથતાં બાહ્યસાધન વિના પણ આંતર્વૃત્તિ જાળવી શકાય એમ છે. ધારો કે અમુક સમય નિત્યકર્મને માટે તમે નિર્માણ કરી મૂક્યો છે. હવે એજ સમયે. કુટુંબમાં કોઇ માંદુ હેયનેને પાડોશીને, કે અન્યને, તમારી સહાયની જરૂર છે. આવે સમયે નિત્યને રહેવા દઇ પરાર્થે પ્રવર્તવું એજ આત્મોન્નતિનું ચિન્હ છે. કારણ કે પરાર્થે સ્વાર્થ ત્યાગ એજ દૈવીજીવનનું ચિન્હ છે. આ પ્રમાણે પરાર્થમાં પ્રવૃત્તિ થતી હોય ત્યારે પણ આંતર્વૃત્તિ તો ઇશ્વરનાજ ધ્યાનમાં રહી શકે છે, તમારા દેહ—બાહ્ય પ્રવૃત્તિ—વડે તમે ગમે તે કામમાં હો પણ તમારૂં

મન તો ઈષ્ટ સમીપજ રહી શકે છે. આમ કરતાં જે ત્યાગ તે કરે છે, તેજ તેને ઉપકારક નીવડે છે. માટેજ શ્રી વસિષ્ટ મુનિએ રામને ઉપદેશ્યું હતું કેઃ—

## अंतस्त्यागि बहिस्संगी लोकेविहरराघव !

હે રાઘવ, અંતરમાં ત્યાગ રાખી, બહારથી સંગીની પેઠે વર્તી, આ લોકને વિષે વિચર.

આથી પણ વધારે ઉચ્ચ પ્રકારનો ત્યાગ જીવન્મુક્તોનો છે. એ જીવન્મુક્તોને વિદેહ મુક્તિનો અધિકાર થયા છતાં, તેઓ કેવળ લોક કલ્યાણને અર્થે, જગદ્હિતાર્થે, વિદેહ મુક્તિનો ત્યાગ કરી સદેહે રહી ઉપાધિનું બંધન સ્વીકારી, અન્ય જીવોના તારણને અર્થે, અહીં રહે છે આજ ઉત્તમોત્તમ ત્યાગ છે એ મહાન ત્યાગ કાંઇ તેજ સમે થાય છે એમ નથી અનેક જન્મોમાં કરેલા ન્હાના ન્હાના ત્યાગોને પરિણામેજ આ મહાન ત્યાગ કરવો સંભવી શકે છે. એ જીવન્મુક્તો પોતનાં અનેક જન્માતરોમા ઝીણી ઝીણી બાબતમાં ત્યાગ કરતાં આ સ્થિતિને પામ્યા છે. શ્રી બુદ્ધદેવને વિષે કહેવાય છે કે. તેમણે ત્યાગનું વ્રત લિધુ હતું કલ્પકલ્પાન્તરોમાં ત્યાગ કરતાં કરતાં અંતે તેઓ બોધને પામ્યા, અને એ પ્રમાણે બુદ્ધ થયા પછીજ, તેમણે મહાન ત્યાગ કર્યો. આ પરથી એટલુંજ સૂચન થાય છે કે આપણે જો મહાન ત્યાગ કરવાની ઇચ્છા હોય તો તેની તૈયારી આજથીજ કરવાની છે.

ગૃહમેધીના જીવનમાજ, કુટુંબ, કે સમાજમા રહેવાથીજ, આ મહાન ત્યાગ કરવાનં બલ આવી શકે છે કૌટુંબિક કે સામાજીક જીવનમા જે અનેક કર્તવ્યો પ્રાપ્ત થાય છે તે સર્વમા ન્હાના ન્હાના ત્યાગો કરતાં શીખવાના છે. એ જીવનમાં જે જે સદ્ગુણો ઉદ્ભવે છે તે અન્ય કોઇ પ્રકારના જીવનમાં ઉદ્ભવતા નથી આ પરથી હવે સમજાશે કે, કર્તવ્યના પ્રસંગ ઉપજાવે એવા સંબધ, સ્ત્રી, પુત્ર, પિતા, માતાદિના સબંધથી ફંટાઓ નખાતા, જેને જે વેળા તે જેવાએ પ્રાપ્ત થયા હોય તેણે તેને સ્વીકારી લેવા, તે તે કર્તવ્યમા પરાયણ થઇ, આ ત્યાગ વૃત્તિને પોષવા, સંસાર કે કુટુબની પ્રાપ્ત જંજાળને તોડી નાખવાની વૃત્તિ, એ એક પ્રકારનો આસુરાવેશ માત્ર છે.

## ગૃહ અને સમાજને અપકારક ભાવો.

જે ભાવોથી ગૃહ અને સમાજ સંન્ધા રહે છે તે આપણે જોયા હવે એજ ગૃહ અને સમાજને જે ભાવો તોડી પાડે છે તે કયા છે તે જોઇશું કારણ કે તે એક વાર જાણ્યા હોય તો પછી તેવા ભાવ એકવાર આપણામાં ઉઠે તો પણ તેને સમાવી દેવા કે શુદ્ધ કરવાનુ બની શકે જેમ સર્વ પ્રકારના સયોજક ભાવો પ્રેમ કે રાગના આકારો-સ્વરૂપો છે, તેમ સર્વ પ્રકારના વિયોજક ભાવો દ્વેષનાં સ્વરૂપો છે જે મનુષ્ય પ્રતિ દ્વેષ હોય છે તે મનુષ્યની આપણે ઘાત કરીએ છીએ. દ્વેષઘાતક શક્તિ છે. જ્યારે આ વાત કોઈ

શાસ્ત્રમાં વાંચીએ છીએ, ત્યારે એક મહોટો સંદેહ થાય છે કે, દ્વેષ એ ઘાતક કેમ હોઇ શકે પણ જરા વિચાર કરતાં જણુ છે કે એમાં સંદેહનું કાંઇ કારણ નથી. ઉપર આપણે કહ્યું છે કે, દ્વેષ એ મહારક શક્તિ છે. અનુમાન કરો કે, એક માણસ બીજા માણસ પર દ્વેષ રાખે છે, આ દ્વેષ વધતો જાય છે, પણ એ ભાવરૂપેજ રહે છે, કારણ કે આસપાસના સંજોગ એવા છે કે પહેલો માણસ બીજા માણસને, એ દ્વેષને પરિણામે, કાંઇ હાનિ કરી શકતો નથી. આ પ્રમાણે જે ભાવ શુદ્ધ થયો. નથી પણ માત્ર દબાઇ રહેલો છે તે, અગર જો કાર્ય રૂપે ફલે નાહ તો પણ પોષાયાં કરે છે, અને માત્ર અનુકૂલ પ્રસંગની રાહ જોયાં કરે છે; અને એવો પ્રસંગ આવતાંજ તે દબાણમાંથી છટકી ઉઠેછે, અને પોતાનું કાર્ય કરે છે. કોઇ ખાડીમાં રેલની પાણી ધસી આવે ત્યારે તે ગામમાં આવતાં અટકાવવા માટે એક મજબુત બારણાની મારી રાખેલી હોય છે જ્યાં સુધી એ બારણું મજબુત હોય છે ત્યાં સુધી ગમે એટલું પાણી હોય તેને તે અટકાવી શકે છે. પણ તેમાં એક પણ ફાટ પડી, પાણી વહેવાનો માર્ગ મળ્યો કે પછી તે પાણી એવુ ધસે છે કે, તે બારીને પણ ઘસડી જાય છે તેજ પ્રમાણે દબાઇ રહેલા ભાવોનું બળ સમજવું સંજોગોની પ્રતિકૂળતા દૂર થએ, એ ભાવો પણ એવા જ જોરથી ઉભરાઇ ઉઠે છે. વળી એમ પણ બને કે, એ ભાવને તે જન્મમાં કાર્ય કરવાનો પ્રસંગજ ન આવે એવો માણસ જ્યારે ફરીને જન્મે છે, ત્યારે ત્યાં કેટલોક કાળ તો બધુ બરાબર ચાલ્યાં કરે છે, અને એમ પણ લાગે કે, તેનામાં આવો ભાવજ નથી. પણ જ્યારે યોગ આવે છે ત્યારે, એ ભાવ એકદમ ઉડી આવે છે, અને તે કાંઇ ક્રૂરકાર્ય કરી દે છે તે બીજો માણસ જો જન્મ્યો હોય તો તેનું ખુન પણ કરે છે. તેને તે કાર્યનો સારાસાર વિચાર કરવાનો સમય પણ મળતો નથી. આ ખુનનું મૂળ દ્વેષ છે. આટલા માટે, આપણા હૃદયમાં દ્વેષને તો માર્ગ આપવોજ નહિ. કારણ કે તે આ પ્રમાણે એક સંહારક, વિયોજક, શક્તિરૂપે સ્ફુર્યા વિના રહેતોજ નથી.

દ્વેષમૂલક જે જે દુર્વૃત્તિ અને દુર્ગુણો છે તેમાંનો એક અસંતોષ છે આપણી આસપાસના સંજોગો, પછી તે મનુષ્યો હો, પ્રસંગો હોકે, ગમે તે હો તેમની સાથે પ્રતિકૂલતા એજ અસંતોષ, જ્યાં જ્યાં અસંતોષ છે, ત્યાં તેનું મૂલ દ્વેષ છે આ ભાવ ગૂઢ અને સમજનેજ હાનિ કરે છે, એટલુજ નહિ પણ જેનામાં તે હોય છે, તેની આધ્યાત્મિક ઉન્નતિ થતી પણ તે અટકાવે છે. જ્યાં એ વૃત્તિ હોય છે ત્યાં તે જીવની આસપાસ કાંઇક એવા પ્રકારનું આવરણ થઇ રહે છે કે, કોઇ પણ શુભ ક્રિયા તે આવરણને ભેદી શકતી નથી, અને તેથી તેનો લાભ જીવને મળી શકતો નથી. આ અસંતોષની ભાવના હોવી, એ અત્યંત અયોગ્ય અને અજ્ઞાન મૂલક છે. કારણ કે, આપણા જે સંજોગો છે તે આપણેજ ઉપજાવેલા છે, એ વાત ન સમજાયાથીજ અસંતોષ થાય છે. આપણા સયેગો અને પ્રસંગો આપણા પૂર્વકર્માનુસારજ હોય છે, એટલી વાત જો આપણે સમજતા હોઇએ તો પછી અસંતોષ રહેજ નહિ. આપણને જે પ્રતિકૂળતાઓ છે, તે સર્વનું કારણ આપણે પોતેજ છીએ. એ સંયોગો જેવા હોય તેવા સ્વીકારી લઇ તેમાં જે પ્રતિકૂલતા

લાગતી હોય તેવી પ્રતિકૂળતા ન રહે એવા સંયોગો ભવિષ્યને માટે ઉપજાવવા એ આપણાજ હાથમાં છે. આ વાત ન સમજવાથીજ આપણને સંતાપ, ઉદ્વેગ ઇત્યાદિ થાય છે અને એમાંથીજ સ્મૃતિ વિભ્રમ, સંમોહ, બુદ્ધિ નાશની પરંપરા ઉપજી આપણા આધ્યાત્મિક જીવનમાં એ સર્વ અંતરાય થઇ રહે છે. માટેજ શ્રીમુખે કહેવાયું છે કે.

સુખ દુઃખ જયને વિજય વલિ, લાભ અલાભજ જેહ;
સમગણિ કર યુધ તું પછી, પાપ ન પામિશ એહ. ૩૮-૨

વળીઃ—લોક તણું કર્તૃત્વ વલિ, કર્મ કર્મફલયોગ;
પ્રભુએ સૌ સૃજતા નથી, છે સ્વાભાવિક યોગ. ૧૪

પ્રભુ ધારે નહિ કોઇનું, પાપ પુણ્ય જે હોય;
છાદિત જ્ઞાન અજ્ઞાનથી, જીવો તેણે મોહાય, ૧૫-૫

આપણા સંજોગો સ્વભાવથીજ, સૃષ્ટિનિયમાનુસાર આપણાં કર્માનુસાર પ્રાપ્ત થાય છે, અને તે જેવા હોય તેવા આપણને ઉપકારક છે. આવી ભાવના રહે તેનુંજ નામ સંતોષ, અને એ સંતોષજ, આપણો વિકાસ કરી આપે છે.

સમાન વર્ગના બે જીવો વચ્ચે જ્યાં શત્રુતા હોય છે ત્યાં વળી એક બીજી દુર્વૃત્તિ પણ ઉપજે છે. તે એ છે કે એ પ્રત્યેક એક બીજાનું સ્થાન લઇ લેવા ઇચ્છે છે. ઇર્ષા, લોભ એ આવીજ દુર્વૃત્તિઓ છે, અસંતોષનાજ એ રૂપાંતર છે. જ્યાં ઇર્ષા હોય છે ત્યાં જેની પ્રતિ એ હોય છે તેની પાસેથી તેનું લઇ લેવાની ઇચ્છા હોય છે, કે તેથી કરી તેની સત્તા ઓછી થાય

જ્યાં દ્વેષ હોય છે ત્યાં આવી દુર્વૃત્તિઓની પરંપરા ઉપજે છે એટલુંજ નહિ પણ દ્વેષપાત્રમાં પણ એવીજ દુર્વૃત્તિઓ ઉપજે છે, છતાં એ દુર્વૃત્તિઓ દુર્ગુણ છે એમ સામાન્ય રૂપે મનાતું નથી. એ દુર્વૃત્તિઓ દુર્ગુણ નથી એમ મનાય છે એટલુંજ નહિ પણ કેટલીકવાર તેની ગણના સદ્ગુણમાં થાય છે આ વૃત્તિઓ તે સંકોચવૃત્તિ, અતિશય લજ્જા, અને અવિશ્વાસ છે. દ્વેષપાત્ર દ્વેષીથી દૂર જવા ઇચ્છે છે, અથવા તો તેની સાથે યુદ્ધમાં ઉતરે છે. અને તેમાંથી આવી દુર્વૃત્તિઓ ઉપજે છે. દ્વેષપાત્રને દ્વેષથી બચવાના આ બધા માર્ગ છે. આજ દુર્વૃત્તિઓ કેટલીકવાર સદ્વૃત્તિઓનું રૂપ ધારણ કરે છે. કારણ કે તે એવી સૂક્ષ્મ છે કે તેની દુષ્ટતાને [illegible] એ બહુ સહેલું નથી. બે જીવોમાં સંકોચવૃત્તિ હોય કે ત્યાં તે બે વચ્ચે ભય હોવોજ જોઇએ જ્યાં ભય નથી ત્યાં સંકોચ પણ હોતા નથી. દ્વેષ અને ભય એ સાથે સાથેજ રહે છે. અને જ્યાં એક હોય છે ત્યાં બીજું પણ હોયજ છે. સંકોચવૃત્તિ પણ એજ કોટિમાં છે કેટલીકવાર સંકોચ અને મર્યાદા એ બેમાં ગૂંચવણ પડે છે. અહિં જે સંકોચને વિષે કહ્યું છે તે ભયમૂલક મર્યાદાને વિષે છે. વિવેકમૂલક મર્યાદાને માટે નથી દૃષ્ટાંત લઇયે ધારો કે તમને અમુક વિષયનું સંપૂર્ણ જ્ઞાન છે. હવે જે જે સજ્જનને તમે મળો છો તે બધાની આગળ તે વિષયનાં

અતિમ વિચારો તમે મુકશો નહિ, કારણ કે તમે જાણો છો કે જેઓએ એ વિષયના અભ્યાસનો આરંભ માત્ર કરેલો છે તેમની આગળ તેનાં અંતિમતત્વ મૂકવાથી તેને સદ્ભાવને બદલે તે અંતરાય રૂપ થઇ પડશે આથી કરી તેની સાથે વાત કરતા વિવેક મૂલક સંકોચ રાખવોજ પડશે, કાંઇક પડદો રાખીને બોલવુજ પડશે, અને એવો પડદો રાખવો જરૂરનો છે. પણ અહિં જે સંકોચને માટે કહ્યુ છે તે ભયમૂલક છે, તેમા અવિશ્વાસ પણ રહેલો હોય છે સામો માણસ ફસાવશે એવી બ્હીકથી જે સંકોચ રહે છે તે સંકોચને, અહિં દુર્વૃત્તિ કહી છે.

( આગળ ચાલુ. )

---

## ન્યાયશાસ્ત્ર

( વ્યાપ્તિખંડ )

( અનુસંધાન પૃષ્ઠ ૩૪૫ થી )*

### મિશ્ર પદ્ધતિ.

આ પદ્ધતિનો નિયમ આ પ્રમાણે છેઃ—જેમા કાંઈ બનતું હોય તેવાં બે અથવા વધારે દૃષ્ટાન્તમા એકની એકજ વાત સાધારણ હોય, અને જેમા તેજ ન બનતુ હોય તેવાં બે અથવા વધારે દૃષ્ટાન્તમા તેજ એક વાતનો અભાવ સાધારણ હોય, તો જે વાત પરત્વે આ બે દૃષ્ટાન્તશ્રેણી ભિન્ન પડે છે તે વાત પ્રકૃતબનાવનું કાર્ય, કારણ, અથવા તેના કારણનો ભાગ છે.

આ પદ્ધતિ અનુસાર આપણે એમ સિદ્ધ કરવુ હોય કે अ છે તે અ નું કારણ છે, અથવા અ છે તે अ નું કાર્ય છે, તો अ અને અ ના અન્વયના દૃષ્ટાન્ત ભેગા તેમના વ્યતિરેકના દૃષ્ટાન્ત પણ તપાસવા જોઇએ એમ જણાય કે પૂર્વાવયવમાં अ નો અભાવ હોય તો ઉત્તરાવયવમાં અ નો અભાવ હોય છે તો अ અને અ ને કારણ અને કાર્યનો સંબંધ છે એવી વ્યાપ્તિ નિશ્ચયથકી સમજાય છે.

આ પદ્ધતિને મિશ્ર કહેવાનું કારણ એ છે કે એમા સાહચર્ય અને વ્યભિચાર ઉભયે પદ્ધતિનું મિશ્રણ છે. આ પદ્ધતિ સાહચર્ય પદ્ધતિમાં સુધારો કરનારી છે, અને એનાથી એકલી સાહચર્ય પદ્ધતિ કરતા વધારે નિશ્ચિત ફલ પ્રાપ્ત કરી શકાય છે. આપણા ન્યાયમાં પણ વ્યાપ્તિ નિર્ણય કરવામાં હેતુને ત્રણ પ્રકારનો માનેલો છે કેવલાન્વયી, કેવલવ્યતિરેકી

---

* રા. રા. મણિલાલનો એક અપ્રસિદ્ધ અપૂર્ણ ગ્રંથ.

ને અન્વયવ્યતિરેકી જે અન્વયવ્યતિરેકી હેતુની વ્યાપ્તિ છે તે આ મિશ્રપદ્ધતિથી પ્રાપ્ત કરેલી વ્યાપ્તિ સરખી છે, અને કેવલાન્વયી તથા કેવલવ્યતિરેકી હેતુની વ્યાપ્તિ સાહચર્ય પદ્ધતિથી અને વ્યભિચાર પદ્ધતિથી પ્રાપ્ત કરેલી વ્યાપ્તિની બરાબર છે. બીજા બે પ્રકાર જે અત્ર બીજી બે પદ્ધતિથી જણાવવામાં આવે છે ને આપણા ન્યાયમાં આપેલા નથી, પણ સામાનાધિકરણ્ય અને અર્થાપત્તિથી તેમનું પણ સમાધાન થઈ શકે એમ છે. આપણા ન્યાયમાં વ્યાપ્તિગ્રહનો જે પ્રકાર આપેલો છે તેને અને અત્ર બતાવેલી પદ્ધતિઓને કાંઈક સાદૃશ્ય બતાવવાનો હેતુ વ્યુત્પત્તિ કરાવવા માટે જ છે, બાકી અક્ષરે અક્ષર સાદૃશ્ય હોવું સંભવિત નથી. આપણા ન્યાયમાં વ્યાપ્તિગ્રહ માટે સાહચર્ય અને વ્યભિચારાભાવ એ જ વાત મુખ્ય છે, અને જે અન્વયવ્યતિરેકાદિ વિભાગ તે તો હેતુના સ્વરૂપને લેઈને કિયા હેતુ માટે કેવી વ્યાપ્તિ થઈ શકશે તે બતાવવા કરેલા છે, ને તેથી—આ પદ્ધતિઓને કાંઈક અંશે મળતા આવે છે.

આ પદ્ધતિનાં કેટલાંક ઉદાહરણ હજી આગળ અપાશે.

## સમાન સંભવ પદ્ધતિ

૫ આ પદ્ધતિનું સ્વરૂપ આ પ્રકારે છેઃ—કોઈ એક બનાવમાં વિકૃતિ થતાની સાથે થોડીઘણી પણ વિકૃતિ જે અન્ય બનાવમાં થાય છે તે પ્રથમના બનાવનું કારણ કે કાર્ય છે, અથવા કોઈપણ પ્રકારનો બે વચ્ચે સાહચર્ય સંબંધ છે.

સમાન સંભવદ્વારાજ ઉષ્માની અસર વિષે અનુમાન કરી શકાયું છે. પદાર્થમાંથી ઉષ્મામાત્ર લેઈ લેવાની એ તો અશક્ય છે; પણ ઉષ્માના સમૂહમાં તારતમ્ય કરી જોવાથી તે તારતમ્યાનુરૂપ વિકૃતિ થતી આપણે જોઈએ છીએ, એટલે કાર્યકારણભાવ ગ્રહી શકીએ છીએ. ઉષ્માથી પદાર્થો વિસ્તાર પામે છે એ નિયમ આ રીતે જ ગૃહાયો છે

મગજ અને મન અથવા ચેતન શક્તિનો સંબંધ છે એ વાત પણ સમાન સંભવ પદ્ધતિથી જ સિદ્ધ થાય છે. તેમજ આમયત્વ અને અનામયત્વસાધક અન્નપાનાદિનો સંબંધ પણ એ જ પદ્ધતિથી સમજાય છે.

અનુભવનું નાનાત્વ એ જ પ્રતીતિ ( જ્ઞાન ) થવાને આવશ્યક છે એ જે સિદ્ધાન્ત, જેના ઉપરથી સાપેક્ષતાનો મહાનિયમ ઉદ્ભવ્યો છે, તેની સિદ્ધિ પણ સમાન સંભવની પદ્ધતિથી જ થઈ છે. કોઈપણ જ્ઞાનની પ્રતીતિ ત્યારેજ અધિકાધિક હોય છે કે જ્યારે એક સ્થિતિથી બીજી સ્થિતિ ઉપર જવાનું અતિત્વરાથી બનતું હોય છે. આશ્ચર્ય, આકસ્મિક પ્રસંગ, નૂતનતાનું દર્શન, આદિની અસર વિલોકો.

ગુનાના સભવનો હીસાબ પણ આ પદ્ધતિથી સારો સમજાય છે. "ઘોગની વૃદ્ધિ હોય, અફીણ વગેરે માદક પદાર્થનો ઉપયોગ ઘટયો હોય, ગુના પકડવાનાં સાધન વધ્યાં હોય, કે ગુનાની શિક્ષા બીજા ગુનાને અટકાવે તેવી ત્રાસદાયક થતી હોય, તે પ્રમાણમા ગુના ઓછા, થતા માલુમ પડે તો એવી એવી વાતને અને ગુનાના બનવાને કાર્ય કારણ રૂપ સબધ છે એમ, જ્યા વ્યભિચાર પદ્ધતિથી નિર્ણય ન બને તેવું હોય ત્યા," આ પદ્ધતિથી આપણે નક્કી કરી શકીએ છીએ.

કાર્ય કારણ સબધ સૂચવવામા, તેમ તેવા સબધ સાધી આપવામા પણ સમાન સભવની પદ્ધતિ બહુ ઉપયોગી થઇ પડે છે કોઇ બે સભવ વચ્ચે સાહચર્ય સબધ છે એવુ ભાન મનને, તે બે સભવોને જુદી જુદી રીતે એક એકના વિકારથી વિકાર પામતા જોવામાથી, થઇ આવે છે ઘણીકવાર આપણને અમુકના કાર્ય કારણ સબધનું ભાન પણ હોતું નથી એકાએક કોઇ બે બનાવમાં સરખો અથવા થોડો ઘણો વિકાર એકી વખતે થાય છે તેથી જ તેવુ ભાન થઇ આવે છે શરીરને હાનિકારક એવો કોઇ આહાર આપણે અણજાણતા ઘણા સમયથી વાપરતા હોઇએ, પણ કોઈ એકવાર તે આહાર વધારે થવાની સાથે જ શરીરમાં અતિકુન વેદના થાય છે એ ઉપરથી એ આહાર હાનિકારક છે એવુ સમજવામાં આવે છે

## શેષ પદ્ધતિ

૬. શેષ પદ્ધતિનો નિયમ.—કોઇપણ બનાવમાંથી, જે ભાગ અમુક પૂર્વાવયવનું કાર્ય છે એમ વ્યાપ્તિવડે પ્રથમથી નક્કી થયો હોય તે બાદ કરવો, પછી એ બનાવમાનું જે બાકી રહે તે બાકી રહેલા પૂર્વાવયવનું જ કાર્ય છે એમ સમજવું

વ્યાપ્તિનિર્ણય કરવામાં કેટલેક સુધી વધ્યા પછી નવા નવા પ્રશ્નોનો નીકાલ કરવામાં બહુ સરલતા થઇ આવે છે કોઈપણ બનાવમાથી જાણીતા કારણના કાર્યને દૂર કરી, બાકી રહેલા પૂર્વાવયવ ઉત્તરાવયવને તુરત કારણ કાર્યરૂપે પકડી શકાય છે એનું નામ શેષ પદ્ધતિ, એનાથી સત્યાન્વેષણ તેમ સાધન ઉભયે થઇ શકે છે

એમ ધારો કે अ ब क એ પૂર્વાવયવથી અ બ ક એ ઉત્તરાવયવ ઉદ્ભવે છે, અને આગળ કરાયલા વ્યાપ્તિ નિર્ણયોમાથી ब થી બ થાય છે ને क થી ક થાય છે એમ આપણે નિયત સબધ ગૃહ્યો છે તો આ જાણીતા કારણ કાર્યના સંબધને બાદ કરતાં બાકી રહ્યો જે अ અને અ નો સબધ તે કારણ કાર્યનો જ સબધ છે એમ શેષ પદ્ધતિથી નક્કી સમજાય છે

પ્રાણ, જીવ, એવું કાંઇ છે કે નહિ એ પણ આવા શેષપદ્ધતિના નિર્ણયમાનો એક નિર્ણય હોઇ શકે છે જીવત્ શરીરને જોતાં પ્રથમે જડ સંઘાતના જે જે કાર્ય થઈ શકે તે વિચારમાં લેવાનાં છે તે બધા સમજી વિચારી જીવન વ્યાપારમાંથી બાદ કરતાં પણ જો કોઈ વ્યાપાર અવશેષ રહે તો તેને પ્રાણ, જીવ, એવા કારણનું કાર્ય માની શકાય

ચેતન શાસ્ત્રના ઘણાક સિદ્ધાન્તોને તો આ પદ્ધતિથી જ વિલોકવા ઠીક પડે છે

( આગળ ચાલુ. )

# સખા સંવાદ.

( મળેલું )*

ત્રીકમપ્રસાદ—સર્વ કોઇ સ્વસિદ્ધાન્તાવલમ્બિવત્ વિષયપ્રતિ, ગીતાશાસ્ત્રને પ્રામાણ્ય ગણે છે જો ગીતાશાસ્ત્રમાં સર્વ મતાનુયાયિઓનો સ્વપક્ષ સિદ્ધાન્ત રુપે હોય તો તે શાસ્ત્ર અનવલમ્બનીય છે. અને જો તદુકત ન હોય તો તેમાં દર્શાના વિરોધાભાસનું નિર્ણાયક તત્વ અભિધેય થવું જોઇએ ?

શાન્તિપ્રસાદ—અસ્તુ હમારો પ્રશ્ન ઉત્તમ હોઇ કલ્યણ કર છે જ્યાં પર્યન્ત વિશુદ્ધ દૃષ્ટિ થતી નથી ત્યા પર્યન્ત એક ગીતા શાસ્ત્ર તો શુ કિન્તુ અન્ય સર્વ શાસ્ત્રોમા તદુકત સશયો માનવ હૃદયમાં સ્ફુરિત થાય છે વળી એ વિશુદ્ધ જ્ઞાન દૃષ્ટિના અભાવે મનુજાત્મા અન્ધ શ્રદ્ધાએ રજ અને તમ માર્ગ પ્રતિ અનુગમન કરવા મંડી જાય છે શ્રુત જ્ઞાન માર્ગ પ્રતિ દુર્લક્ષિત થઇ સ્વસિદ્ધાન્તને વાદરૂપમાં ઉતારી ધાર્મિક કનદ કરવા પ્રતિ દોરવાઇ જાય છે ધર્મ કે જે મનુજાત્માને ઉન્નત માર્ગે દોરવી લઈ જનાર છે તેનો અજ્ઞાનતાએ આવી રીતે દુરુપયોગ કરી, પોતાને અને ધર્મ ઉભયને અવનતીએ પહોંચાડે છે, અને આવી રીતે માનવ સમાજ, અધમાવસ્થામા આવી પડે છે, કે જેની પુન ઉન્નતિ વિશુદ્ધ જ્ઞાને કરી થાય છે

ગીતાશાસ્ત્ર એ ઉદધિવત્ છે સર્વ શાસ્ત્રોનો પ્રાદુર્ભાવ અને પર્યવસિત્ એમા છે સૃષ્ટિમા કોયો ધર્મ છે કે જેનુ નિદાન ગીતામાંથી આપણને અપ્રાપ્ય છે? અને વાસ્તવે તેથીજ તે સર્વનું પ્રામાણ્ય છે સ્વમતાભિઓ, સ્વસિદ્ધાન્તને ગીતાનુ સમર્થન આપી સ્વપક્ષને અંતિમ સિદ્ધાન્ત રૂપેભલે માને, કિન્તુ સમગ્ર ગીતાશાસ્ત્રને વિલોકતાં તેમાંથી જે નિગૂઢ તત્વવિજ્ઞાન ચક્ષુ ગોચર થાય છે તે અધિકાર ભેદ છે આ ભેદને લઇ ગીતામા વિરોધાભાસ દર્શિત થાય છે જેનો પરિહાર એ ભેદ પરિપૂર્ણ સમજતાં, દૃષ્ટિપથમા આવી જાય છે, અને તદુકત સશયો નષ્ટ ભાવને પામે છે

અધિકાર ભેદ, ત્રીવિધ ગુણ યુકત અત કરણને અવલમ્બી હોય છે. ત્રીગુણાત્મક પ્રકૃતિદ્રવ્યના સત્વાશદ્રવ્યના પ્રાદુર્ભાવે અત કરણની રચના વ્યવસ્થિત થાય છે અત કરણમા સત્વાંશની ઉત્તરોત્તર વૃદ્ધિ એ જ્ઞાન કર્મ, અને ઉપાસનાઓની ભૂમિકાઓ છે જેટલા અશે સત્વની શુદ્ધિ તેટલા અશે જ્ઞાન, કર્મ, ઉપાસનાઓની ભૂમિકામા ભેદ દરેક ભૂમિકાએ જ્ઞાનકર્મ ઉપાસના નાના વિધ હોય છે મનુજાત્મા જે ભૂમિકાપર હોય (જેટલે અશે અત કરણમાં સત્વ શુદ્ધિ થયેન છે. તેને ઉપરની ભૂમિકામાં જવા માટે જે કર્મની તપાસનાની અને જ્ઞાનની અપેક્ષા છે તે, કર્મ ઉપાસના અને જ્ઞાનનો તે અધિકારી છે અવી રીતે અધિકારી પ્રત્યે ભેદતા છે અને તેને લઇને ગીતામાં જ્ઞાન, કર્મ અને ઉપાસનાની ભેદતા છે.

---

* લેખક—રા રા પુરૂષોત્તમ દ્વારકાદાસ

ગીતામાં જે વાદજનક તત્વ દષ્ટિપથમાં આવે છે, તે પ્રત્યેક ભૂમિકાના કર્મનું કથન જાણે સિદ્ધાન્તરૂપ ન હોય ! તદ્વત કરવામાં આવ્યું છે. કિન્તુ આનું કારણ તે ભૂમિકામાં રહેલા પુરૂષને પ્રબળ શ્રદ્ધાર્થે છે કે જેને લઇ જીવન ઉર્ધ્વગામી થાય-ઉપરની ભૂમિકામાં જાય, હૃદયની અધિક સમૃદ્ધિ થાય. એમ અલ્પદષ્ટિના કારણે ઉક્ત રહસ્ય ન સમજી પોતાની ભૂમિકાનું કર્મ સિદ્ધાંત માની લઇ અન્યોનાપ્રતિ તિરસ્કારદષ્ટિ એ જોય છે. જો કે આમાં પણ કેવળ અજ્ઞાન લોકોના દોષ જોવા કરતાં એ અજ્ઞાન ભોળ-પણ-નો લાભ લેનારા અધમ, સ્વાર્થી અને પાખંડી ગુરુઓનું જોવાનું છે; જેઓ તેઓના હૃદયમાં અનૃતજ્ઞાન ઠસાવી પોતાનું સ્વાર્થિય કાર્ય સાધી લેછે, અને તેઓજ ધર્મ જેવી કેવળ પવિત્ર વસ્તુને વાદમાં ઉતારી કલહ પ્રતિ દોરવી લઇ જાય છે. પ્રાજ્ઞ પુરૂષો તો ઉક્ત રહસ્ય હૃદયસ્થ કરી ગીતાને સર્વેનું પરમ કલ્યાણકર સાધન માની પોતે કેવળ ધર્મમય ઇશ્વરગય જીવન ગાળે છે, અને વાદ માત્રથી વિદૂર રહી સ્વાત્માને ઉર્ધ્વગતિ એ પહોચાડવા સતત પ્રયાસશીળ રહે છે. ખરા ભક્ત અને ધર્મના લક્ષણો પણ ગીતાશાસ્ત્રે તદ્વત્ કથાયલ છે.

દેવીપ્રસાદ—જ્ઞાનોત્તરે મનુષ્ય કર્તવ્ય સંબંધી ગીતાશાસ્ત્રે શું કથન છે ?

શાન્તિપ્રસાદ—કર્મપ્રશંસકો ગીતા શાસ્ત્રના એકશ્લોકને આગળ ધરી કર્મ ભાવના યજ્ઞ તપાદિક કર્તવ્ય ગણી કેવળ મનથી તેના ફળનો ત્યાગ આણી કર્મ કર્યા જવું એમ કહે છે. કિન્તુ આ વિષય સંબંધી તેના આનુષંગીક પુસ્તકો વિલોકતાં મહાનુભવિઓનો એવો અભિપ્રાય છે જે અન્તઃકરણ એ પ્રકૃતંશ હોવાના કારણે નિરંતર પરિણામ ભાવવાળું છે, એ પરિણામભાવો, પૂર્વજન્મના કર્તવ્યને લઈ વાસનારુપે સ્ફુરે છે. એ વાસનાનું સ્ફુરણ મનુષ્યને કર્મમાં જોડી રાખે છે.

સ્વાભાવિક ગુણથી અવશ થઈ સૌ કર્મ કરે.

એ આ ગીતાનું રહસ્ય છે. જો મનુષ્ય કર્તવ્યપરાયણ નથી હોતો તો પણ તેના હૃદયથી વાસના વિદૂર થતી નથી. એ તો સ્ફુર્યાજ કરે છે. અને તેથી જ ગીતામાં કહ્યું છે જે

સ્વકર્મેંદ્રિયોને વશ કરી વિષયોને મનમાંય.
કરીયાદ રહે મૂઢ જે દંભી તે કહેવાય.

વસ્તુગતિ આમ હોવાના કારણે કૃષ્ણભગવાને કર્તવ્ય કઇ ભાવના વડે કરવાં તે સંબંધી ઉત્તર શ્લોક વડે બતાવી આપ્યું છે.

પણ મનથી જ્ઞાનેંદ્રિયો કરી વશ અસક્ત જેહ.

કર્મેંદ્રિયથી આચરે કર્મયોગ છે તેહ.

વળી ઉક્ત કથનના અનુમોદનાર્થે અંતિમ અધ્યાયમાં ન્યાસનું તત્ત્વાર્થ સમજાવતાં કર્મનુંજ પ્રતિપાદન કરેલું છે.

કામ્ય કર્મના ત્યાગને કવી જાણે સંન્યાસ
નિપુણો કહે છે ત્યાગ તે સર્વ કર્મ ફળ ન્યાસ.
બુદ્ધિમાન કો ઇમ કહે, કર્મ દોષવત્ ત્યાજ્ય,
યજ્ઞદાન તપ કર્મને અન્ય કહે અત્યાજ્ય.
નહિ તજવાં કરવાંજ એ યજ્ઞદાન તપ કર્મ,
બુદ્ધિમાનને એહ છે. પાવન કરતા ધર્મ,
સંગ તથા ફળ મુકીને કરમ ભરત સત્તમ,
આચરવા ઇમ છેજ મુજ નિશ્ચિત મત ઉત્તમ

ગીતાશાસ્ત્રે જ્ઞાનોત્તરે પણ દેહાન્તપર્યન્ત યજ્ઞતપાદિક કર્મ કરવાંજ એમ કર્મ ભાવિક લોકો ગીતાના ઉક્ત શ્લોકો વડે કહે છે. કિન્તુ ગીતાના અન્ય કથનો જેવા કે,

પણ જે હોયે આત્મરત આત્મતૃપ્ત પણ સોય,
આત્મામાં સંતુષ્ટ તો તેને કર્મ ન હોય.
તેને કર્મ અકર્મથી પુણ્ય પાપ નહિ આંહી.
મોક્ષાર્થે સૌમા નહિ તેને આશ્રય કાંઈ,

વળી પષ્ઠ અધ્યાયગત્ એક શ્લોક વડે આજ તત્વાર્થભૂત રહસ્યને પ્રકટ કરતાં સ્પષ્ટપણે દર્શાવી આપ્યું છે જે.—

કહે છે યોગ ઇચ્છનારનું કારણ કર્મજ સાર.
સમજ યોગીનું કહે સમકારણ નીરધાર,

યોગ પ્રચ્છનાર પુરુષને કર્મજ કર્તવ્ય છે. કારણ જ્યાં પર્યન્ત પ્રકૃતિના રજ અને તમ દ્રવ્યાંશમાથી ઉત્પન્ન થતા મળ અને વિક્ષેપરુપ દોષોથી ચિત્ત યુક્ત હોય છે, ત્યાં પર્યન્ત ચિત્ત સત્વાનુરુપ થઈ શકતું નથી. ચિતને સત્વાનુરુપ થવા રજઃ અને તમઃને તીરોહિત કરી સત્વનો આવિર્ભાવ કરવા તે કર્મોની અપેક્ષા છે. જેના વડે ચિત્તસત્વ યુક્ત થઇ નીર્મળ થાય છે. નિર્મળ અને પ્રશાન્ત થયેલ ચિત્તને કર્મોની અપેક્ષા નથી. સાધ્ય પ્રાપ્યર્થે સાધનોની અપેક્ષા છે; કિન્તુ સાધ્ય પ્રાપ્ત થયા પશ્ચાત્ સાધનોની અપેક્ષા રહેતી નથી જ્ઞાનના પ્રતિબંધક મળ વિક્ષેપાદિ દોષો વિનાશ ભાવને પામ્યા પશ્ચાત્ અંતિમ પ્રાપ્ય વસ્તુ જે મોક્ષ તેને પામવા શ્રવણાદિકની અપેક્ષા છે કર્મોની નથી. દૃઢ અપરોક્ષ જ્ઞાન થયા પશ્ચાત કદાચ પારબ્ધવશાત્ મંદપ્રારબ્ધને લીધે વાસના સ્ફુરે તો તે વાસના નિર્મૂળ કરવા અષ્ટાંગોક્ત યોગાદિમાના ધ્યાનાદિકનો આશ્રય લેવો. ગીતામાં પણ ષષ્ઠાધ્યાયમાં એજ ઉક્તિ સ્વીકારી છે. અન્ય કોઈ કર્મની નહિ. હવે આપણે છેલ્લામા છેલ્લા અવબોધ વિલોકીએ, અને તે બોધ કેવો છે? ગુહ્યમાગુહ્ય, અને ત્યાં વિશેષતા તો કર્મોની ગંધ પણ નથી.

સર્વ ધર્મને મુકીને કર આશ્રય મુજ એક.

શોચ મ કર હું છોડવીશ સર્વ પાપથી છેક

સર્વ ધર્મોમાં કથેલું જે કર્તવ્યરુપે કર્મ તે સર્વનો ત્યાગ કરી. **પુણ્યાપુણ્યવિવર્જિતપંથાઃ**—મારો આશ્રય કર એટલે કે વૃતિ છે તેને આત્માભિમુખ કરી દે, દુઃખ માત્રનુનિદાન હૃદયગત વૃતિમાં છે અને વૃતિ જો જગદાભિમુખતા ત્યજી આત્માભિમુખ થાય એટલે સ્વાભાવિક દુઃખનો અંતઃ આવે; આજ કારણે ઉત્તરાર્ધમાં પુનઃ એજ કથન કરે છે જે શોચ મ કર હું છોડવીશ સર્વ પાપથી છોડવીશ અન્યત્ર કવીવર્ય ગિરધરે એજ તત્વને અવબોધતા કહ્યું છેજ.

હાય હાય તબ લગ રહી જબલગ બાહ્યદષ્ટ.

અંતર મુખ જબ થી બઇ સબ મિટ જાય અનિષ્ટ.

જ્યાં પર્યન્ત આપણી દષ્ટિ-વૃતિ જગદાકારરુપ છે ત્યાં પર્યન્ત દુઃખજ છે. એ દષ્ટિ મટતાં થી—વૃતિ આંતરમુખ આત્મમય થતાં સર્વ અનિષ્ટતાં વિદૂર થાય છે. આ વૃતિ જગદાકારથી વિરમતાં કર્તવ્યનો અવકાશ નથી આથી સીદ્ધ થાય છે જે ગીતામાં તેમજ અન્યત્ર પણ જ્ઞાનમયતાજ પરિણામે આદરણિય છે, કર્મ નહિ.

# ॥ वेदान्त पञ्च प्रकरणी ॥

॥ श्रीगणेशायनमः ॥

॥ श्रीसीतारामचंद्राभ्यां नमः ॥

## ॥ प्रथम–प्रकरण ॥

### ॥ ब्रह्मात्मज्ञान विवेक ॥

### मंगलाचरणम् ।

श्रीरामं सीतया सार्धं नत्वा सर्व हृदिस्थितं ।
सत्सुखानुभवं ग्रंथं कुर्वे बुद्धि विशुद्धये ॥ १ ॥

सर्व हृदयोमां स्थित सीता साथे श्रीरामने नमस्कार करीने, बुद्धिनी विशुद्धि थवा माटे सत्पुरुषोमां (आनंदकर) स्वानुभवरूप ग्रंथनी योजना करूं छुं.—१

सच्चिदानंद रुपंतं तत्पूर्णं विष्णोः परं पदं ।
यत्प्राप्तये समारब्धा वेदांताः सकला अपि ॥ २ ॥

जे विष्णुनुं पूर्ण परमपदतेज सच्चिदानंदरूप छे, तथा तेनी प्राप्तिने माटेज सकल वेदांतोनो समारंभ छे.—२.

यस्य देवे परा भक्ति र्यथा देवे तथा गुरौ ।
यस्यैते कथिताह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ ३ ॥

जेनी देवमां परमभक्ति छे, तथा जेनी देवमां छे तेवीज गुरुमां पण छे, तेवा महात्मानेज आ कथित अर्थोनो प्रकाश थाय छे.—३.

अहंबद्धोस्मि संसारे ममुमुक्तिः कथं भवेत् ।
किंचिद्वैराग्य संपन्नः सोऽस्मिञ्छास्त्रेऽधिकारवान् ॥४॥

हुं संसारमां बद्ध थयेलो छुं, मारो मोक्ष केवी रीते थाय, (एवी भावनावाळो) तथा थोडोघणो वैराग्य छे एवो जे पुरुष ते आ शास्त्रमां अधिकारी छे.—४.

## १ गुरु शिष्य लक्षण ।

શાંત, દાંત, જીતેન્દ્રિય, ઈહલોકમાં અને પરલોકમાં વિષયસુખ માટે નિસ્પૃહ શિષ્યને યોગ્ય ગણવામાં આવે છે; જ્ઞાનાધિકારી પણ તેને કહેવામાં આવે છે. વેદાન્ત શાસ્ત્રોપદેશમાં નિપુણ તથા બ્રહ્માનુભવ સંપન્ન ગુરૂ યોગ્ય ગણાય છે. શાંત, દાંત ઉપરત તિતિક્ષુ થઈને, ॥ **सगुरुमेवाभिगच्छेत् । समित्पाणिः श्रोत्रियंब्रह्मनिष्ठं** ॥ સમિત્પાણિ થઈ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે તેણે ગુરૂસમિપ જવું જોઈએ.

## संक्षेपथी आत्मतत्व वर्णन ।

આત્મા સચ્ચિદાનંદરૂપ છે; સત્, ચિત આનંદરૂપ, સત્-સત્યસ્વરૂપ, ચિત્-જ્ઞાન સ્વરૂપ, આનંદ-સુખસ્વરૂપ છે. આવા આત્માનો બે પ્રકારે વ્યવહારછે. એક વિશેષ અને અન્ય કેવલ તેમાં વિશેષ વ્યવહાર ત્રણ પ્રકારનો છે; જાગ્રદવસ્થા, સ્વપ્નાવસ્થા, સુષુપ્તિ અવસ્થારૂપ છે. તેમાં સુષુપ્તિ અવસ્થામાં આ જીવ, અહંકારનો લય થવાને લીધે પરમાનંદરૂપ બ્રહ્મને પામે છે કૈવલ્યોપનિષદ્‌માં પણ કહ્યું છે.**सुपुप्तिकालेसकलेविलीनेतमोऽभिभूतःसुखरूपमेति** ॥ સુષુપ્તિકાલમાં સકલવિલીન થતાં તમથી રહિત થઈને સુખરૂપ પામે છે. સ્વપ્નાવસ્થામાં આ જીવ, જાગરણાવસ્થામાં ગિરિ નદી સમુદ્ર મનુષ્ય કુટુંબિજન પશ્વાદિ સર્વ પદાર્થોમાં જોડાઈને જેવું જેવું ઇન્દ્રિયોથી અવલોકન કરે છે, તેની તેની વાસનાનું ગ્રહણ કરીને સ્વપ્નમાં તે સર્વને પોતાની જાતેજ કલ્પીને જાગ્રદવસ્થાના જ્ઞાનની પેઠેજ વર્તે છે; જ્ઞાન વડે નિદ્રામાં દશ પ્રકારની બાહ્ય ઇન્દ્રિયોની નિવૃત્તિ થતાં શયન પામે છે. જાગ્રદવસ્થામાં આ જીવ, આ મારી સ્ત્રી, આ મારો પુત્ર, આ મારૂં ઘર, મારૂં આ દ્રવ્ય, મારાં આ વસ્ત્રાભુષણ, ઇત્યાદિનાના પ્રકાર વડે વિષય સુખઅનુભવે છે. **अन्नाद्विपानादिविचित्रभोगैः सएवजाग्रत्परितृप्तिमेति** ॥ અન્નપાનાદિ વિચિત્ર ભોગદ્વારા તેજ જાગ્રત્પરિતૃપ્તિ પામે છે, એમ શ્રુતિ પણ ઉપદેશે છે. આ પ્રકારે સ્થૂલદેહ સૂક્ષ્મદેહ કારણદેહમાં યુક્ત જીવાત્માનું અવસ્થાત્રયમાં જીવીકાકાર્ય કહેવાયું; આ પ્રમાણે સંક્ષેપથી વિશેષ વ્યવહાર કહ્યો.

## आत्मस्वरुप ।

દિગ્દેશકાલપરિચ્છેદરહિત, સજાતીયવિજાતીયસ્વગતભેદશૂન્ય, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત, પૂર્ણ, સ્વપ્રકાશ, પ્રત્યક્ષ, નિર્વિકાર, અસંગ, અવિનાશી, સ્વસંવેદ્ય, સુખસ્વરૂપ, આ પ્રકારે આત્માનું કેવલ સ્વરૂપ સંક્ષેપથી દર્શાવ્યું. વળી શ્રુતિઓ પણ, **आत्मावाइद्मेकएवाग्रआसीत्** । આત્મા વા આ એકજ અગ્રે હતો; એમ ઋગ્વેદમાં, **ब्रह्मवाइदमग्रेआसीत्** । બ્રહ્મ વા આ અગ્રે હતું. એમ બ્રહદારણ્યકમાં,**सदेवसोम्येदमग्रआसीत** હે

સોમ્યસતજ અગ્રેહતું, એમ સામવેદમાં ઇત્યાદિ અનેક શ્રુતિઓ આત્મા સત્યછે,વિશ્વ મિથ્યા છે, એમ પ્રતિપાદન કરે છે. આમરી રીતે, નો કહેવાય છે. આત્મા અવિનાશી છે, વિશ્વ વિનાશી છે, આત્મા ચૈતન્યરૂપ છે વિશ્વ જડરૂપ છે. આત્મા સુખરૂપ છે અને વિશ્વ મોહ રૂપ છે. આ પ્રકારે વ્યાપક આત્મા ઘટપટાદિઓનું સત્તા સ્ફુર્તિરૂપે અધિષ્ઠાન છે. કેમ પંચકોશોની સત્તા સ્ફુર્તિરૂપે અધિષ્ઠાન છે. બહિર્ સર્વ પદાર્થોની સત્તા સ્ફૂર્તિરૂપે બ્રહ્મઅધિષ્ઠાન છે. એમ કહેવાય છે. દેહના મધ્યમાં અન્નમય, પ્રાણમય વિજ્ઞાનમય આનંદમય પંચ કોશોની સત્તા સ્ફૂર્તીરૂપ અધિષ્ઠાનને કૂટસ્થ કહેવાય છે. જેમ બ્રહ્મ સત્યજ્ઞાનાદિરૂપ છે તેમ જીવને પણ સત્યજ્ઞાનાદિરૂપ જાણવો જોઇએ જીવનુંસ્વરૂપ। હવે અવસ્થા પ્રથમાં પણ જીવનું જ્ઞાનાદિ લક્ષણ સ્વરૂપ વિવેક વડે સ્પષ્ટ કરીને કહેવાય છે. જાગ્રદવસ્થામાં શબ્દ સ્પર્શરૂપરસગંધ વિષયો પરસ્પર ભિન્ન છે, પરંતુ તે વિષયોનું જ્ઞાન ભિન્ન નથી પરંતુ એકજ છે. જે જ્ઞાન વડે શબ્દ જણાય છે તેજ જ્ઞાનવડે સ્પર્શ જણાય છે; જે જ્ઞાનવડે સ્પર્શ જણાય છે, તેજ જ્ઞાનવડે રૂપ જણાય છે; જે જ્ઞાનવડેરૂપ જણાય છે, તેજ જ્ઞાન વડે અન્નાદિ રસપણ જણાય છે; જે જ્ઞાનવડે અન્નાદિ રસ જણાય છે, તેજ જ્ઞાનવડે ગંધ પણ જણાય છે. આ પ્રમાણે વિષયોનું જ્ઞાપકજ્ઞાન એક સ્વરૂપેજ વર્તે છે. તેમજ સ્વપ્નાવસ્થામાં જીવ જે જે સ્વપ્ન જુએ છે તે તે સ્વપ્નમાં જાગ્રદવસ્થા તુલ્ય ગિરિનદી મનુષ્ય ગજઋક્ષપક્ષિસમુદ્રાદિ ગૃહદ્રવ્યવસ્ત્રપાત્રાદિરૂપ સર્વ વિષયો જે જ્ઞાન વડે જાણે છે; તે સ્વપ્નાવસ્થાનું જ્ઞાન, જાગ્રદવસ્થાના જ્ઞાનથી ભિન્ન નથી; પરંતુ જાગ્રદવસ્થા સ્વપ્નાવસ્થાનું જ્ઞાન એકજ છે. સ્વપ્નાવસ્થા તથા જાગ્રદવસ્થા કેમ ભિન્ન નથી એમ પૂછે તો સાંભળ. જાગ્રદવસ્થામાં અવલોકાતા પદાર્થો ચિરકાલ રહે છે; સ્વપ્નાવસ્થામાં અવલોકાતા પદાર્થો તેટલો તેટલો કાળજ રહે છે, નિદ્રાનો ત્યાગ થતાં જતા રહે છે. જાગ્રદવસ્થામાં સ્વપ્નમાં જોવાયલા કુટુંબ ત્યાંથી શ્રમ લાગતો નથી. માટે જાગ્રત્સ્વપ્નાવસ્થાઓમાં અવલોકાયલા પદાર્થોના સ્થિર અસ્થિરત્વ ભેદ છે. પરંતુ જાગ્રત્સ્વપ્નાવસ્થાના પદાર્થોથી જ્ઞાન અભિન્ન છે. તેમજ સુષુપ્તિ અવસ્થામાં આ જીવ અજ્ઞાન અનુભવે છે. કેવા પ્રકારે.

સુષુપ્તિ અવસ્થા ત્યાગીને જાગ્રત્ કાલમાં બોલે છે, "સુષુપ્તિ સમયમાં મને કશાનું ભાન થયું ? એવા અજ્ઞાનાનુભવનું સ્મરણ જાગ્રત કાલમાં થાય છે. જેમ જાગ્રત્સ્વપ્નાવસ્થાઓમાં પદાર્થો ભિન્ન છે તેમ સુષુપ્તિમાં કોઇ પણ પદાર્થો નથી, પરંતુ અજ્ઞાન વિષયજ હોય છે સુષુપ્તિમાં ઇન્દ્રિયો વર્તતી હોતી નથી; માટે જાગ્રત્સ્વપ્નાવસ્થા તુલ્ય પદાર્થો સુષુપ્તિમાં જાણવામાં આવતા નથી, પરંતુ સુષુપ્તિમાં અજ્ઞાનનો અનુભવ થાય છે. તથા સુષુપ્તિ સમયમાં પણ જાગ્રત્ સ્વપ્નાવસ્થા તુલ્ય જ્ઞાન હોય છે. આ પ્રમાણે ત્રણ અવસ્થાઓમાં પણ જ્ઞાન એકજ છે: તેમજ અન્ય દિનમાં પણ તેનું તેજ જ્ઞાન છે કે જેના વડે પદાર્થો જણાય છે; આ પ્રકારે માસ, સંવત્સર, યુગ, કલ્પમાં પણ જ્ઞાન એકજછે. પ્રતિદિન, પ્રતિમાસ, પ્રતિ સંવત્સર, પ્રતિયુગ, પ્રતિકલ્પે, જ્ઞાનભિન્ન થતું નથી. તેથીજ જ્ઞાન ઉદય પામતું નથી તેમજ અસ્ત પણ પામતું નથી. સર્વદા જ્ઞાન એક સ્વરૂપેજ રહે છે, એ કારણથી સત્ય સૂર્યની પેઠે સ્વપ્રકાશ છે એમ જાણવું જોઇએ; તે કારણથી આ જ્ઞાન તેજ સત્ય છે, એમ પ્રતિપાદિત થયું.

## जीवात्मैक्य प्रतिपादन ।

તે આ જ્ઞાન પરમાનંદરૂપ છે. આ પરમાનન્દરૂપ સત્યજ્ઞાન, આત્મસ્વરૂપ જેવી રીતે છે ? પુત્રાદિ સર્વની અપેક્ષા વડે આ સત્યજ્ઞાનાનંદરૂપ આત્મામાં અધિક અતિશય પ્રેમ પ્રાણિઓ અનુભવે છે. આત્મામાં સર્વની અપેક્ષા વડે અધિક પ્રેમ કેમ હોય છે ? આ પ્રમાણે-સ્વકીય સુખ માટે સ્ત્રી પુત્ર દ્રવ્યાદિમાં પ્રેમ કરાય છે, સ્ત્રી પુત્રાદિને માટે પ્રેમ કરાતો નથી. પોતા ઉપરતો પ્રેમ તો સ્વાભાવિકજ વર્તે છે; આવા કારણથી આત્મા સ્ત્રી પુત્ર અપેક્ષાએ કરીને અધિક પ્રેમાસ્પદરૂપ છે, એ કારણને લીધે સ્વયં સચ્ચિદાનંદ પ્રત્યક્ષ છે. જાગ્રત સ્વપ્નાદિ અવસ્થાઓમાં સર્વ પદાર્થો જ્ઞાન વડે જાણવામાં આવે છે. સર્વની અપેક્ષાદ્વારા પોતા ઉપર અધિક પ્રેમ હોય છે, તેથી વેદાંતાનુસાર, અનુભવ વડે તથા યુક્તિવડે આત્મા આનંદરૂપ છે એમ પ્રતિપાદિત થાય છે. બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે એમ વેદાંતમાં પ્રતિપાદિત છે, માટેજ સર્વ મહાવાક્યોએ બ્રહ્મ અને આત્માનું ઐકય પ્રતિપાદિત કરેલું છે. ખરેખર જો આત્મા સચ્ચિદાનંદરૂપ હોય તો સર્વનો તેમ અનુભવ કેમ થતો નથી. સાંભળો. સર્વ જનો અવિદ્યા મોહિત હોય છે, માટે આત્માના સચ્ચિદાનંદત્વનો અનુભવ થતો નથી. અત્ર એક દૃષ્ટાંત છે. જે દશમો પુરૂષ નવ પુરૂષોને ગણે છે, તેમાં નવ પુરૂષોની ગણના કરતા આત્માને ગણતો નથી. આમ પોતાની ગણત્રી નકરીને, દશમો નથી; દેખાતો નથી, એમ ધારી મહા સંકટ પામે છે; નદીમાં દશમાનો નાશ થયો, એમ વિચારી મોહ પણ પામે છે; તેવામાં દૈવવશાત આવેલો મિત્ર બોલ્યો કે, દશમો પુરૂષ છે, ત્યારે મિત્ર વાકય સાંભળીને પરોક્ષપણે દશમ પુરૂષને જાણે છે; પછી પેલો મિત્ર કહે છે કે, તુંજ દશમો પુરૂષ છે, એમ નવની ગણત્રી કરીને બતાવ્યાથી હવે નવપુરૂષોની ગણના કર્તા પોતાની જાતને પ્રત્યક્ષ કરીને, હુંજ નવ ગણના કર્તા દશમ પુરૂષ છું, એમ જાણે છે, મહા હર્ષ પામે છે તથા મોહનો ત્યાગ કરે છે. આ પ્રકારે અવિદ્યા મોહિત સંસારાસકતચિત્ત જીવ સચ્ચિદાનંદરૂપ એવા સ્વાત્માને પણ જાણતો નથી. આત્મા નથી, દેખાતો નથી, એમ પ્રસંગે બોલે છે, હું કર્તાછું, હું સુખ દુઃખભોક્તા છું, એમ મોહ પામે છે.

## आत्म साक्षात्कारोपाय वर्णन ।

પછીથી ગુરૂ મુખથી વેદાંત શ્રવણ વડે આત્મા છે, એમ પરોક્ષપણે જાણે છે, પછીથી વળી વેદાંતમાં આ આત્મા બ્રહ્મ છે, એ વિચારદ્વારા પોતામાં પ્રત્યક્ષપણે આત્માને અનુભવે છે; ત્યારેજ હું કર્તા છું. હું ભોક્તા છું, એવા નાના પ્રકારના મોહનો ત્યાગ કરે છે, કૃતકૃત્ય થાય છે તથા સ્વાનંદાનુભવ ભોગવે છે; માટે આત્મસ્વરૂપનું શ્રવણ મનનનિદિધ્યાસન ચિરકાલ કરીને આત્મસાક્ષાત્કાર સંપાદનીય છે. આત્મસાક્ષાત્કારમાં યોગરૂપ તથા જ્ઞાનરૂપ બે ઉપાયો છે. યોગરૂપ ઉપાયનો ત્યાગ કરીને શ્રીમચ્છંકરાચાર્ય સ્વામિએ સર્વત્ર જ્ઞાનોપાયનું કથન કર્યું છે. અત્રે પણ યોગવાસિષ્ઠાનુસાર આત્મસાક્ષાત્કાર માટેનો જ્ઞાનરૂપ ઉપાય કહેવામાં આવશે. માતૃપિતૃ મલથી ઉત્પન્ન થયલા દેહમાં આપાદમસ્તકપર્યંત પ્રાણ પ્રવર્તે છે, તેમજ વ્યાપક મન

તથા તેમજ વ્યાપક બુદ્ધિ તથા તેમ જ વ્યાપક અજ્ઞાન પ્રવર્તે છે. વળી બીજું આપાદમસ્તકપર્યંત શુદ્ધજ્ઞાન પ્રવર્તે છે; તેનાં વિવિધ નામો, કૂટસ્થ, સાક્ષી, પ્રત્યગાત્મા, બ્રહ્માનંદ, નિજાનંદ, ઇત્યાદિ છે. તે વ્યાપક વિદેહ-સ્થિતજ્ઞાન બુદ્ધિમાં પ્રતિબિંબિત થતાં જીવ, એવા નામથી વ્યવહારાય છે. તેજ જ્ઞાન તે તે ઇન્દ્રિયોદ્વારા બહિર્ જઇને તે તે વિષયોને પ્રકાશે છે. તેમજ તેજ જ્ઞાન અંતઃકરણ વૃત્તિ વડે ચક્ષુદ્વારા બહિર્ જઇને રૂપને જુએ છે. તેજ જ્ઞાન અંતઃકરણ વૃત્તિવડે કર્ણદ્વારા શબ્દ સાંભળે છે. તેજ જ્ઞાન અંતઃકરણ વૃત્તિવડે નાસિકાદ્વારા બહિર્ જઇને ગંધને સુંઘે છે. તેજ જ્ઞાન અંતઃકરણ વૃત્તિ વડે જીહ્વાદ્વારા બહિર્ જઇને મધુરકટુતિક્તાદિ રસને જાણે છે. તેજ જ્ઞાન અંતઃકરણ વૃત્તિવડે ત્વક ઇન્દ્રિદ્વારા બહિર્ જઇને મૃદુકઠિનાદિ સ્પર્શને જાણે છે. આ પ્રમાણે સર્વ યોજના કરી લેવી. તે આપાદમસ્તકપર્યંત વ્યાપીને રહેલું જ્ઞાન શુદ્ધ સતસ્વરૂપ છે તોપણ તે તે અંતઃકરણ વૃત્તિયોમાં પ્રતિબિંબિત થયેલું અધમ હોય તેમ ભાસે છે. પરંતુ જ્ઞાન નિકૃષ્ટ (અધમ) નથી, પણ ઉત્કૃષ્ટ જ વર્તે છે. શાથી? સાત્વિકરાજસતામસ રૂપ તે તે અંતઃકરણ વૃત્તિયો મિથ્યા રૂપે વર્તે છે, જ્ઞાન તો સત્ય છે, માટે અસત્ય રૂપી અંતઃકરણ વૃત્તિયોથી સત્ય જ્ઞાનનું આચ્છાદન થઇ શકતું નથી. માટે સર્વની અંતઃકરણ વૃત્તિઓનું ભાસક શુદ્ધ જ્ઞાન ઉત્કૃષ્ટ વર્તે છે. જેમ દીવા ઉપર સ્થાપેલા સછિદ્ર ઘટનાં તે તે છિદ્રોદ્વારા દીપપ્રભા બહિર્ પ્રસરીને વીણા, કસ્તુરી, ચામર, શર્કરા, રૌપ્ય—પાત્રાદિ વિવિધ વિષયોને ભાસમાન કરે છે, તેમ દેહવ્યાપક શુદ્ધજ્ઞાન તે તે ઇન્દ્રિયદ્વારા બહિર્ પસરીને તે તે વિષયોને ભાસમાન કરે છે. વળી એક અન્ય દ્રષ્ટાંત છે. જેમ તે તે જલ તે તે નીકદ્વારા વહી જઇને તે તે ક્યારા રૂપે પરિણામ પામે છે, તેમ જ્ઞાન પણ તે તે ઇન્દ્રિયોદ્વારા બહિર્ જઇને તે તે વિષયાકારતાથી પરિણામ પામે છે. આવું શુદ્ધાત્મસ્વરૂપ જ્ઞાનને ન જાણીને, મારૂં ગૃહ છે, મારી સ્ત્રી છે, મારો પુત્ર છે, મારૂં દ્રવ્ય છે, ઇત્યાદિ રૂપ સર્વત્ર અભિમાન કરે છે, ત્યારે પુરૂષ જીવત્વ પામે છે. તેવામાં तत्त्वमस्यादि મહાવાક્ય જ્ઞાનવડે બુદ્ધિની એકાગ્રતા સંપાદન કરીને, અંતઃકરણ આત્માકાર થતાં, પુરૂષ જીવભાવને ત્યજીને શુદ્ધ સચ્ચિદાનંદ બ્રહ્મભાવને પામે છે. આમ જ્ઞાન રૂપી સમાધિવડે અનાદિ સંસાર સંચિત કર્મ કોટિઓ લય પામે છે; પરંતુ સકલ અવિદ્યા નિવર્તક, સાક્ષાત્કાર સાધનભૂત શુદ્ધધર્મ વૃદ્ધિ પામે છે. આનેજ સમાધિના નામથી ઓળખવામાં આવે છે. બ્રહ્મસાક્ષાત્કાર વન્હિ પ્રતિપાદિત થાય છે. તે કારણથી તે હજારો અમૃતધારાઓ વર્ષાવે છે. क्षणमेकंक्रतुशतस्यापि । આમ ગાએલી એક ક્ષણ પણ સોયજ્ઞ સમાન છે, એમ શ્રુતિ કહે છે. માટે ક્ષણ માત્ર પણ એકાગ્રતા કરીને બ્રહ્માનુભવ સંપાદનીય છે. ब्रह्मविद्ब्रह्मैवभवति । तरतिशोकमात्मवित् ॥ બ્રહ્મવિદ્ બ્રહ્મ જ થાય છે. આત્મવિદ્ શોકને તરે છે, એમ શ્રુતિ ઉપદેશે છે. ज्ञानीत्वात्मैवमेमतम् । જ્ઞાની આત્મ સ્વરૂપ જ છે, એવું મારૂં માનવું છે, એમ ભગવદ્ વાક્ય પણ છે.

इतिश्री वेदान्तपंचप्रकरणोमां ब्रह्मात्मज्ञान विवेक नामनुं प्रथम प्रकरण समाप्त ।

(અપૂર્ણ)

ઉપેંદ્રી.

---

આધદ્રષ્ટા
સ્વ૰ 'અભેદમાર્ગ-પ્રવાસી'
પ્રજ્ઞાનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ-વિદ્યા અને તત્સમ્બંધી વિચાર. )

"सत्यं परं धीमहि "—भागवतम्.

પુસ્તક ૨૦-૨૧. અંક ૨ ] ( માસિક. ) [ નવેમ્બર ૧૯૦૫. ].

## उर्वशी—गीत,

॥ રાગ ઐલગીત પ્રમાણે ॥

॥ મ્હાડ-ને-સાખી ॥

( મળેલું )*

૧.

વ્હાલા ! થામાઃ થામાઃ થામાઃ
થામાઃ થામાં સાહસી આમ,
પર, ધિરજ થા નર, નાતજ-આ—
તન, જન હીત કર, મુજ કામ;, ટેક—

॥ સાખી ॥

હાડ માંસનું આ બન્યું,
મઢ્યું ચામડે અંગ;
મોહક લાગે દેખીતું,
ચાર દિવસનો રંગ.

---

*સુદર્શન અંક ૧૦ પુસ્તક ૧૯ માં મારા તરફથી પ્રસિદ્ધ થએલું પ્રેત રાજા પુરૂરવાનું-ગાએલું તેના ઉત્તરમાં ઉપરનું ગીત ઉર્વશી કહે છે.

અમૃતલાલ કુંવરજી પંચ.

તેમાં રાખ ન પ્રીતિ તું આમ.
ઉણું રખે થામ !
દુરિંદ્રિય ગ્રામ !
કરે મન આમ ! વ્હાલાં થામાં–૧

૨

સ્નેહ ન કોપર અમતણો,
નવ નયમાં અનુરાગ;
સાહસ પ્રિય નારી અમે.
કરીએ સ્વાર્થે ઘાત:

* * *

નવ કરુણા અમ ઉર વસે,
છે અમ ક્રુર સ્વભાવ;
અસહિષ્ણુ અમ અંગમાં,
સત્ય ન કરે ટકાવ;
ઝાઝું અવળાપણું અમ અંગ:
તજો અમ સંગ:
પ્રભુનો પ્રસંગ:
રાખો રૂડો રંગ:–વ્હાલાં થામાં. ૨

૩

જેનું મન જેમાં વસ્યું,
તેમાં તે લલચાય;
હીતકારક ઉપદેશને,
ઔષધ કડવાં થાય.
મ્હારો ઔષધ શો ઉપદેશ:
ધરો સુખ લેશ:
સુખી રો હમેશ:
કહું એ પ્રજેશ:–વ્હાલાં થામાં ૩

૪

ભોગવતાં વિષયો તણો,
નરવર નાવે પાર;
ના ભોગે વિષયો ઘટે !
ઘટી જાય ભજનાર.

મોક્ષ માર્ગ તણા લૂંટનાર !
એવા ચોરો ચાર !
નરેંદ્ર હું સાર !
સ્વધર્મને ધાર !—વ્હાલા થામાં. ૪

૫

સ્વધર્મને ભજનારનો,
યશ આ લોક ગવાય;
સુખ પામે આ લોકમાં,
અંતે મોક્ષ પમાય.

કરી તપ આરાધી લ્યો અવિનાશ !
ન પ્રેમનો પાશ !
કરે શું વિનાશ ? !
તજો મુજ આશ.—વ્હાલા. ૫

૬

તજી આશા સુખ પામશો,
આશા દુખ તરૂ મૂલ !
આશ—જીવથી જીવતું,
એ જીવતરનો મૂળ;

તૂટે આશ, કરો પ્રેમ પાશ,
ભજો અવિનાશ;
સરે દૂર નાશ;
પૂરો પ્રભુ આશ;—વ્હાલા થામાં. ૬

જ. કુ. વૈદ્ય.

---

# સનાતન આર્ય સભા અને આર્ય.

( મળેલું. )

અનુષ્ટુપ.

સૃષ્ટિ કર્તા સૃષ્ટિ હર્તા, સૃષ્ટિ પોષક સર્વથા;
સૃષ્ટિરૂપે જગત્રાતા, પ્રણમું જતિ આર્યજા,

મંદાક્રાંતા.

ધન્યાબ્જહાસી ! મહત્ પથમાં આદ્ય ભાગે અનંતે,
ત્હારા સારા કરકમળના યોગ બાલિવસંતે;
કુંજે કુંજે મધુરી લહરે મોદ પ્રમોદ જંગે,
નિત્યે રાચું સકળ સ્થળમાં ખીલી ખેલી ઉમંગે;

અંબુજાક્ષિ ! વદન સરખું પૂર્ણ સુધા શશીથી,
શાંતિ લેતાં ત્રિવિધ દુઃખ સૌ દૂર થાતું દૂરેથી;
સંસારાગ્નિ વિપિન વિચ તું સખ્ય યોગાંગયોગી,
મુક્તિદાતા અપવર્ગ પથને પંથ સુપંથકારી;

સુતન્વિ ! તું તનુમન છબી પૂર્ણ પ્રેમે રસેલી,
વાણી કાર્યે સકળ હૃદયે ગંધ સુગંધ દેતી;
સૃષ્ટાથી તું અધર અર્મોની ઉર્મિઉર્મિ જડેલી,
ચિદાનંદી પરમ પુનિતા આત્મ ભૂપાદ શ્રેણી;

રંભોરુ ! તું અર્મીટ ભીંટમાં સર્વ વિલાસ ખીલે,
શ્રદ્ધા સેવા પરમ ફળથી સ્તુત્ય અસ્તુતે ભાવો;
તુંમાં તુથી પ્રગટ રમતાં કોટી કોટી બ્રહ્માંડો
વિશ્વાધે ! હા, હૃદય હૃદયું વિશ્વ સિંધુ સમાયો.

ચારુગાત્રિ ! લલિત બિંબ તું વિશ્વ અંકુરે ક્યારો,
નાભિ ત્હારે સકળ તિરથો વેદ વાણી વિહારો;
ધ્યાતાધ્યેયે પરમ રૂપમાં ઐક્યતા આપનારો,
સુકંઠે ! તું અધર કર – આ વિશ્વ વેણુ ધરાયો.

સુકેશિ ! તું કચ અલકની શ્યામ શ્રી ભ્રાંતિ મૂલા;
સર્પાકારે અવિન પણ એ અન્યથા વિષ પૂર્ણા;
દૃષ્ટા દૃષ્ટે હૃદય હૃદમાં એ યદી મોહ થાતાં,
સંજ્ઞા કેરાં સરલ નિયમો ભેદ ભાવો જણાતા,

સુભ્રુ ! ત્હારી ભ્રુકુટિ ગતિમાં વિશ્વ સંહાર હેતુ,
ભંગાભંગે અમીરસ અમી કાલનો કાલ સેતુ;
દુષ્ટો કેરા દળ દમન તું છત સુઅંક કેતુ,—
ભ્રૂરેખાનું સ્રજન સમજે સૌ ખરા તત્ત્વ ભેદુ.

વિશાલાક્ષિ ! નયન દ્વય તું વિશ્વ ગેહે રચેલા,—
વ્યષ્ટિ વિશ્વે અદ્ધમ તમના નાશ અર્થે કરેલાં;
ભોગેચ્છાને પ્રબળ કરવા તેજ તેથી ભરેલા,
જ્ઞાનાગ્નિથી પ્રગટ બળતા યુગ્મ જ્યોતિ રૂપોનાં.

આકર્નેત્રા ! પરમ પ્રિય તું આત્મવિકાસ રૂપી,
મુખાબ્જે ખિલ ખિલ થતું મંદ સુસ્મિત જોઇ;
આનંદે છે હૃદય હદ હું નેનકીકી તુંનાથી,
જાણે ઉર્મી અમર પુરમાં છત્ર સુરેશ પામી.

કંબુગ્રીવે ! ઝૅવિત સરણી રેખત્રિરેખ વાળી,
ગ્રીવા ત્હારી અનુપમ અતિ હાર્દ સુહાર્દ ઘોતિ;
ચર્મોભૂષી નયન ત્રસ એ ભિન્ન સુભિન્ન ભાવિ !
કિન્તુ ભાસે ! નેય નયન તું તત્ત્વ અદ્વૈત વારિ.

કાંતે ! ત્હારા કુચ કમળની સત્ય સુધા સીંચાતાં,
પ્રસૂ અશ્રુ પુનિત જનના ભાવ નિર્ભાવ થાતા;
આશાવેલી અમર ફળતી ત્રાસ નિરાશ જાતાં,
ભાવાભાવે મગજ મનને વાર્યો કાર્યો સુહાતાં.

સુશ્રોણિ ! તું રતિ રસભરી સૃષ્ટિ શૃંગાર શાળા,
દીપાવાને દીપતી કરતા ઔષધિ પોષનારા;
સાહિત્યાગ્નિ નવરસ સુધા પૂજ્ય ઇંદુ પૂજાવા,
નિતંબિનિ ! કટી કમળ તું શ્વેત ચોસેરાતુંગા.

મોહિનિ ! તું મુદિત ગમને શાંત શોથા સુહાતું,
નિતંબોમાં રસિક રસીલાં ભાવ સુભાવવાળું;
ભૂમિ પૃષ્ટે ભ્રમન્ રસમાં દોલ હિંદોલ સ્હાતું,
સૃષ્ટિ સુધા ઝૅરંન જગ શો મોદ ઝુલે ઝુલાતું

સુવાસિનિ ! કરપલ્લવ તું દાનને માન રૂપે,
કાયાછાયા મન વચન ને આત્મ શૃંગાર ઓપે;
કર્પૂરપાદિ કુરૂપ કુરૂપ સૌ જાળને ઓકથી તે,
કાઢી કોટી દિનકર સમું તેજ સુતેજ પૂરે.

ખાલે ! ત્હારૂં હૃદય હદથી ઉર્મિ સુઉર્મિવાળી,
પ્રેમાબ્ધિનાં પ્રણય સહની પ્રેમ સુનેમ ધારી;
શાંતિને સૌ કણ કણ ભરી ઉર આલ્હાદ વાહી,
વાણી સુધા ઝરણી ઝરંતી વિશ્વમાં વિશ્વકારી.

સુવર્ણે ! તું મનહર પ્રભા વર્ણ સુવર્ણવાળી,
ઉષ્માર્રૂપે અખિલ જગને પ્રેમથી પોષનારી:
ભેદાર્મિની ભડંભડ થતી; ઝાળ નિર્ઝાળકારી,
વ્યષ્ટિ વિશ્વે સમષ્ટિ જનની વિશ્વ વિસ્તારનારી.

કાંતાર્થિનિ ! કમલ વદની કાંત અભ્યર્થનામાં,
હુંને ગાળી રસરૂપ કરી કાંતમાં કાંત પામી;
પ્રેમાબ્ધિના પુનિત જલમાં સરસ સ્નાને સુહાતા,
ભક્તિભાવે મન વચનને કાર્ય તું ઐક્ય રહાતાં.

ભિક્ષાર્થિનિ ! ઉર્વિત જલ તું ભિક્ષુ ભાવે ભરેલું:
છોળે છોળે છલતિ રતિના સમસૂરે રસેલું;
મીઠા મીઠા મૃદુ રસ ભર્યા નાદ સુનાદ વહેતું,
હુંમાં હુંને દ્રવિત કરતું ક્ષેમ સુક્ષેમ દેતું:

યોગિનિ ! તું અમલ સુરમાં 'આત્મ આ બ્રહ્મ' રૂપે,
રોમે રોમે મદન રતિનો રાગ, શ્રી રંગ સોહે;
પાંખો પામી પ્રિય કિરણ એ ઊડતાં ઊડી છેલ્લે,
પામે આપે અહમ્ત્વમ્ સૌ તત્ત્વમાં તત્ત્વરૂપે.

સુપ્રજ્ઞે ! તું પ્રગટ રમતું દેશ વિદેશ માંહે,
નાસ્તિકોના મનન સદને તત્ત્વ રૂપે વિરાજે;
અંકેશેષ ભુજફળ ભીડી તે બધા 'તું' રમાડે,
કિન્તુ ત્હારાં અકળ નયનો 'તું બધું હું' નિહાળે.

સુવર્દે ! તું સતત સુવર્તિ રમ્ય વેશી રસાળી,
સુકન્યે ! તું જગત જનની નારી રૂપા નતાંગી;
વિશ્વે વ્યાપી અખિલ અણુમાં અંગ રંગો વિકાસી,
પાદે પાદે રસધિ રસનો અર્પતી તું દયાળી.

સુરાધ્યે ! તું અવનિતલમાં ષટ્ ભોગે ભૂરેલી,
ભોગી ભોગી અમર ચિતની ચિન્મય સુરમ્ય વેલી:
શાંતિવાસ્યા મધુર સ્વરમાં ચિત્ત ચક્ષે વસેલી,

કામિનિ ! તું અલિ કપટને ચંદ્ર હું ચિત્ત રાખું,
માનિનિ ! તું મુદિત મનડા માટ સૌ તર્ક સાધું:
વામાંગે ! તું વિણ જગત આ સુખ શૌ દુઃખ માનું,
વિશ્વાબ્ધિમાં રતિરસ રૂપા એક તું એક ચાહું.

કાલાબ્ધિની અસીમ લહરે એક તું એક વ્હાલી,
ખીલેલા સુ-મુખ કમળની પ્રેમ ચૂમી રસાળી;
વિકારોથી અવિકૃત રૂપે આદ્ય અંતે જણાતી,
જૂના ચૂમ્યા ; નવિન ચૂમશે સર્વ એ ચૂમનારી,

ઊભાં ચૂમું નયન તરતી રમ્ય તું હે રસીલી !
બેઠાં ચૂમું મગજ રમતી તું મૃદુ વાત કહેતી;
સતાં ચૂમું હદ હૃદય તું પ્રેમ સુપ્રેમ પીતી,
ક્રિયા કાર્યે સકળ સ્થળ તું પ્રાણીની પ્રાણ વ્હાલી.

અનુષ્ટુપ.

આર્યબાળા આર્યભૂમિ, આર્યભૂષણ ભાવના;
રસાત્મજા રૂપે મુકી, રસિકો રસ ચાખવા.

ક્હાન અકુ ગાંધી.

---

## રાજયોગ.

*( ગતાંકના પાનાને પૃષ્ઠ ૩૬૪ થી )*

आत्मदेह विभागमां शंका ।

इत्यात्मदेह भागेन प्रपंचस्यैव सत्यता ।
यथोक्ता तर्कशास्त्रेण ततः किं पुरुषार्थता ॥ ४१ ॥

**ભાવાર્થ**—પૂર્વોક્ત પ્રકાર વડે આત્મદેહવિભાગવર્ણવીને, તર્કશાસ્ત્રાનુસાર વર્ણવેલી પ્રપંચની સત્યતાથી શો પુરૂષાર્થ સધાવાનો છે ? કંઇ નહિ. એમાં ભયનિવૃત્તિના અભાવને લીધે-૪૧.

---

* રા. રા. મણિલાલ નભુભાઈના અંગ્રેજી ગ્રંથને આધારે.

देह भेदना असत्व निरुपणानी प्रतिज्ञा ।
इत्यात्म देह भेदेन देहात्मत्वं निवारितं ।
इदानीं देहभेदस्य ह्यसत्वं स्फुटमुच्यते ॥ ४२ ॥

भावार्थ—આ પ્રકારે આત્મા અને દેહના ભેદ વડે દેહના આત્મત્વનું નિવારણ થયું; હવે દેહના ભેદના અસત્વને સ્ફુટ કહેવામાં આવે છે—૪૨.

जीव भेदनुं असत्व कथन ।
चैतन्यस्यैकरूपत्वाद्भेदो युक्तोनकर्हिचित् ।
जीवत्वं च मृषाज्ञेयं रज्जौ सर्पग्रहोयथा ॥ ४३ ॥

भावार्थ—ચૈતન્યના એકરૂપત્વને લીધે બીલકુલ ભેદ ઘટી શકતો નથી; રજ્જુમાં સર્પની ભ્રાંતિ પેઠે જીવત્વની અસત્યતા જાણવાની જરૂર છે.—૪૩.

चित्तमां विश्वाकारथी प्रतिभान ।
रज्वज्ञानात् क्षणेनैव यद्वद्रज्जुर्हिसर्पिणी ।
भातितद्वच्चितिः साक्षाद्विश्वाकारेण केवला ॥ ४४ ॥

भावार्थ—જેમ રજ્જુઅજ્ઞાનને લીધે રજ્જુ સર્પરૂપે જણાય છે, તેમ નિરૂપાધિક ચિત ( બ્રહ્મ ) આ જડ વિશ્વાકારમાં વિવર્ત પામતું જણાય છે.૪૪

प्रपंचनुं ब्रह्मोपादानत्व ।
उपादानं प्रपंचस्य ब्रह्मणोन्यन्न विद्यते ।
तस्मात्सर्व प्रपंचोयं ब्रह्मैवास्तिन चेतरत् ॥ ४५ ॥

भावार्थ—આ ક્ષણિકપ્રપંચ-વિશ્વનું ઉપાદાનકારણ બ્રહ્મ વિના અન્ય નથીજ; તેથી આ સર્વ પ્રપંચ બ્રહ્મરૂપજ છે. કંઈ અન્ય નથી. ૪૫

॥ ९ ॥ श्रुति प्रमाणवडे भेदनुं मिथ्यात्व ।
व्याप्यव्यापकता मिथ्या सर्वमात्मेति शासनात् ।
इति ज्ञाते परेतत्वे भेदस्यावसरः कुतः ॥ ४६ ॥
श्रुत्यानिवारितं नूनं नानात्वं स्वमुखेनहि ।
कथं भासो भवेदन्यः स्थितेचाद्वय कारणे ॥ ४७ ॥

ભાવાર્થ—સર્વ આત્મનરૂપ છે એમ શાશન વડે વ્યાપ્યવ્યાપકેતા અથવા કર્તા અને કાર્ય વચ્ચેનો ભેદ મિથ્યા છે; આ પ્રકારે પરતત્વ જણાતાં ભેદના અવસરનો અવકાશજ નથી. શ્રુતિએ સ્વમુખ વડેજ નાનાત્વનું ખાત્રીથી નિવારણ કર્યું છે; ઉપાદાન અને નિમિત્ત કારણો અભિન્ન હોવાથી અન્યનો આભાસ પણ શી રીતે સંભવી શકે? ૪૬–૪૭.

भेददृष्टाने श्रुतिवडे दोष कथन ।

दोषोपि विहितः श्रुत्वा मृत्योमृत्युं सगच्छति ।
इहपश्यति नानात्वं मायपार्वंचितो नरः ॥ ४८ ॥

ભાવાર્થ—શ્રુતિ આટલેથી અટકતી નથી પરંતુ કાર્યથીકારણના ભિન્નતાના અસ્તિત્વમાં શ્રદ્ધા રાખનાર માટે મહાન્ દોષ ઠરાવે છે; "માયાથી વંચિત થઇને જે મનુષ્ય આત્મામાં નાનાત્વ જુએ છે તે વારંવાર મૃત્યુ પામ્યાં જાય છે. (વારંવાર જનમમરણપામે છે અને મોક્ષ પામતો નથી.) ૪૮

सर्व ब्रह्मकार्यनुं ब्रह्मरुपे निरुपण ।

ब्रह्मणः सर्व भूतानि जायंते परमात्मनः ।
तस्मादेतानि ब्रह्मैव भवंतीत्यवधारयेत् ॥ ४९ ॥
ब्रह्मैव सर्वनामानि रूपाणि विविधानिच ।
कर्माण्यपि समग्राणि बिभर्त्तीति श्रुतिर्जगौ ॥ ५० ॥
सुवर्णाज्जायमानस्य सुवर्णत्वं च शाश्वतं ।
ब्रह्मणो जायमानस्य ब्रह्मत्वं च तथा भवेत् ॥ ५१ ॥

ભાવાર્થ—બ્રહ્મ પરમાત્મામાંથી સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, માટે તેઓ બ્રહ્મ સાથે એકરૂપજ છે એમ અવધારણ કરવાની જરૂર છે. સર્વ પ્રકારનાં નામ અને વિવિધ પ્રકારનાં રૂપ બ્રહ્મસ્વરૂપજ છે, સમગ્ર પ્રકારનાં કર્મો પણ તેના વડેજ ધારણ થાય છે, એમ શ્રુતિસ્પષ્ટ રીતે સાબિત કરે છે. જેમ સુવર્ણમાંથી થતા પદાર્થોનું સુવર્ણત્વ નિત્ય અને વિવર્તાતીત છે, તેમ બ્રહ્મમાંથી ઉત્પન્ન થતા પદાર્થોનું બ્રહ્મત્વ પણ તેવીજ રીતે છે. ૪૯—૫૦—૫૧

जीवात्मा परमात्माना भेदना जोनारने भय निरुपण ।

स्वल्पमप्यंतरं कृत्वा जीवात्मपरमात्मनोः ।
यः संतिष्ठति मूढात्मा भयं तस्याभिभाषितं ॥ ५२ ॥

भावार्थ—જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના જરા પણ ભેદને સ્વીકારતા મૂઢ પુરૂષના અભિપ્રાય ભયાવહ અને અપકારક છે. ૫૨

अज्ञानवडे भेद प्रतिभासतुं अने ज्ञानवडे अभेद प्रतिभासतुं निरुपण।

यत्राज्ञानाद्भवेद्द्वैतमितरस्तत्रपश्यति।
आत्मत्वेन यदासर्वं नेतरस्तत्रचाण्वपि॥ ५३॥

भावार्थ—અજ્ઞાન વડે દ્વૈતનો નિર્વાહ થતા સુધીજ માત્ર ભેદનો ગંધ ઉત્પન્ન થાય છે, પરંતુ જ્યારે સર્વ આત્મસ્વરૂપ છે એમ જણાય છે ત્યારે જરા પણ ભેદના ગંધનું અસ્તિત્વ સંભવિ શકતું નથી. ૫૩

एकात्म ज्ञानमां शोकादिना अभावनुं निरुपण।

यस्मिन्सर्वाणि भूतानि ह्यात्मत्वेन विजानतः।
नवैतस्य भवेन्मोहो नचशोकोऽद्वितीयतः॥ ५४॥

भावार्थ—જે અવસ્થામાં સર્વ ભૂતોને આત્મભાવથી ઓળખે છે, અપરોક્ષ વડે સાક્ષાત્કાર કરે છે તેવા અધિકારી પુરૂષને નિશ્ચય કરીને મોહ, શોક થતાં નથી; અદ્વિતીય હોવાને લીધે, તેના કારણના અભાવને લીધે તેમ થતું નથી. ૫૪

आत्मानुं ब्रह्मत्व श्रुति सिद्ध छे।

अयमात्माहि ब्रह्मैव सर्वात्मकतयास्थितः।
इति निर्धारितं श्रुत्या बृहदारण्य संस्थया॥ ५५॥

भावार्थ—આ આત્મા બ્રહ્મજ છે તથા સર્વાત્મરૂપે સ્થિત થયલો છે, એ બૃહદારણ્યક ઉપનિષદ્સ્થિત શ્રુતિવડે નિશ્ચિત થયું છે. ૫૫

स्वप्न दृष्टांतवडे प्रपंचनुं मिथ्यात्व।

अनुभूतोप्ययं लोको व्यवहार क्षमोऽपिसन्।
असद्रूपो यथास्वप्न उत्तरक्षण बाधतः॥ ५६॥

भावार्थ—સ્વપ્નની પેઠે આલોક, દરરોજના અનુભવનો વિષય હોવા છતાં અસતરૂપછે; કારણ કે તેના જન્મના પછીના ક્ષણમાં જ તેનું અસ્તિત્વ સાબિત થઇ શકતું નથી. ૫૬

अवस्थात्रयना मिथ्यात्वनुं तथा आत्माना नित्यत्वनुं निरुपण।

स्वप्नो जागरणेऽलीकः स्वप्नेऽपि जागरो न हि।
द्वयमेव लयेनास्ति लयोपि ह्युभयोर्नच ॥ ५७॥
त्रयमेवं त्त्वेन्मिथ्या गुणत्रय विनिर्मितं।
अस्यद्रष्टा गुणातीतो नित्यो ह्येकश्चिदात्मकः ॥ ५८॥

भावार्थ—સ્પષ્ટ સમજાવીએ તો, જાગ્રતદશામાં સ્વપ્નદશા અસતરૂપ છે; તેમજ સ્વપ્નદશામાં જાગ્રતદશા સંભવિ શકતી નથી; એ ઉભયનું સુષુપ્તિ દશામાં અસ્તિત્વ નથી, તેમજ સુષુપ્તિદશાનું તે ઉભયમાં અસ્તિત્વ નથી. આ પ્રમાણે માયા અને ત્રિગુણનું નિર્માણ આ ત્રણ અવસ્થાઓ અસતરૂપ છે; તેમનો દ્રષ્ટા, ગુણાતીત, નિત્ય, એક, ચિદાત્મક છે. ૫૭—૫૮

दृष्टांतोवडे जीवनुं कल्पितत्व निरुपण।

यद्वन्मृदि घटभ्रांतिं शुक्तौवारजत स्थितिं।
तद्वद्ब्रह्मणि जीवत्वं वीक्ष्यमाणेन पश्यति ॥ ५९ ॥
यथामृदि घटोनाम कनके कुंडलाभिधा।
शुक्तौहिरजतख्यातिर्जीव शब्दस्तथापरे ॥ ६० ॥

ભાવાર્થ—જેમ મૃત્તિકામાં ઘટની ભ્રાંતિ અને શુક્તિમાં રજતની સ્થિતિ ભ્રાંતિરૂપજ છે તેમ બ્રહ્મમાં અપરોક્ષાનુભવ પછી જીવત્વ જોવું એ ભ્રાંતિરૂપ છે, ઉભય એકજ છે. જેમ મૃત્તિકામાં ઘટનું અસ્તિત્વ છે, કનકમાં કુંડલનું અસ્તિત્વ છે, શુક્તિમાં રજતનું ભાન થાય છે, તેમ જીવનું બ્રહ્મમાં અસ્તિત્વ છે. ૫૯—૬૦

ब्रह्ममां प्रपंचना कल्पितत्वनां दृष्टांत।

यथैवव्योम्नि नीलत्वं यथानीरं मरुस्थले।
पुरुषत्वं यथास्थाणौ तद्वद्विश्वं चिदात्मनि ॥ ६१ ॥
यथैव शून्ये वैतालोगंधर्वाणां पुरं यथा।
यथाकाशे द्विचंद्रत्वं तद्वत्सत्ये जगत्स्थितिः ॥ ६२ ॥

ભાવાર્થ—જેમ વ્યોમમાંનીલત્વ, મરૂસ્થલમાં નીર અને સ્થાણુમાં પુરૂષ વિશેષ જોવામાં આવે છે તેમ ચિદાત્મામાં વિશ્વ જણાય છે. જેમ શૂન્યમાં

વૈતાલ, આકાશમાં ગંધર્વનગર, આકાશમાં એકને બદલે બે ચંદ્ર જોવામાં આવે છે તેમ સત્યમાં જગતની સ્થિતિ છે. ૬૧—૬૨

प्रपंच रुप ब्रह्मज जणाय छे एमां दृष्टांत ।

यथातरंग कल्लोलैर्जल मेव स्फुरत्यलं ।
पात्ररुपेण ताम्रंहि ब्रह्मांडौघैस्तथात्मता ॥ ६३ ॥
घटनाम्नायथा पृथ्वी पटनाम्नाहितंतवः
जगन्नाम्ना चिदाभाति ज्ञेयं तत्तदभावतः ॥ ६४ ॥

भावार्थ—जेमतो तरंग होय अथवा कल्लोल होय पण सर्व जल छे, विविध पात्रोना रूपमां ताम्रज छे तेम ब्रह्मांडनां विविधरूपो आत्माना मात्र विवर्तो ज छे. जेम घटना नामथी जणाती मात्र पृथ्वी छे, पटना नामथी जणाता मात्र तंतुओ छे, तेम जगतना नामथी जणातुं चितज भासे छे; नामरूपना अभावथीज ब्रह्मने जाणवानुं छे. ६३—६४

ब्रह्मवडेज सर्व व्यवहार संभवे छे एम युक्तिवडे निरुपण ।

सर्वोपि व्यवहारस्तु ब्रह्मणा क्रियते जनैः ।
अज्ञानान्नविजानाति मृदेवहि घटादिकं ॥ ६५ ॥
कार्यकारणतानित्यमास्ते घटमृदोर्यथा ।
तथैव श्रुतियुक्तिभ्यां प्रपंचब्रह्मणोरिह ॥ ६६ ॥

भावार्थ—मनुष्योथी सर्व व्यवहार पण ब्रह्म वडेज कराय छे, अज्ञानने लीधेज जाणवामां नथी आवतुं के मृत्तिकाएज घटादिक छे. जेम घट अने मृत्तिका वच्चेनो कार्य कारणतानो संबंध नित्य छे तेमज प्रपंच अने ब्रह्मनुं पण छे; आ प्रमाणे श्रुति अने युक्ति वडे प्रतिपादन करवामां आव्युं छे. ६५—६६

प्रपंचना ग्रहणमां पण ब्रह्मनुंज ग्रहण थाय छे एमां दृष्टांत ।

गृह्यमाणेघटे यद्वन्मृत्तिका यातिवैबलात ।
वीक्ष्यमाणे प्रपंचेपि ब्रह्मैवाभाति भासुरं ॥ ६७ ॥

भावार्थ—जेम घटनुं ग्रहण करतां मृत्तिकानुं पण बलथी ग्रहण थाय छे तेम प्रपंचनुं अवलोकन थवामां पण सदा प्रभावर्तुं ब्रह्मनुंज अवलोकन थाय छे ६७.

अज्ञानीओने आत्मा अशुद्ध भासे छे इत्यादि निरुपण ।

सदैवात्मा विशुद्धोस्ति ह्यशुद्धोज्ञातिवैसदा ।
यथैव द्विविधारज्जुर्ज्ञानिनोऽज्ञानिनोऽनिशं ॥ ६८ ॥

भावार्थ—જેમ એક રજ્જુ જ્ઞાનીને અને અજ્ઞાનીને-દ્વિધારૂપે રજ્જુ અને સર્પરૂપે ભાસે છે તેમ આત્મા હમેશાં વિશુદ્ધ છે પણ અશુદ્ધ ભાસે છે. ૬૮

आत्मानात्म विभागनुं अद्वैतज्ञानानंतर मिथ्यात्व ।

यथैव मृन्मयः कुंभस्तद्वद्देहोपिचिन्मयः ।
आत्मानात्म विभागोयं मुधैव क्रियते बुधैः ॥ ६९ ॥

भावार्थ –જેમ કુંભ મૃત્તિકામય છે તેમ આ દેહ પણ ચિન્મય છે; આ આત્મા અનાત્માનો વિભાગ મૂઢપુરૂષો વ્યર્થજ કરે છે. ૬૯

अविवेकीओना देह तादात्म्यनुं अनेक दृष्टांतोवडे निरुपण ।

सर्पत्वेन यथारज्जू रजतत्वेन शुक्तिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७० ॥
घटत्वेन यथा पृथ्वी पटत्वेनैवतंतवः ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७१ ॥
कनकं कुंडलत्वेन तरंगत्वेन वै जलं ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७२ ॥
पुरुषत्वे यथास्थाणुर्जलत्वेन मरीचिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७३ ॥
गृहत्वेनैव काष्ठानि खड्गत्वेनैवलोहता ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७४ ॥

भावार्थ--જેમ એક રજ્જુને સર્પરૂપે ધારવામાં આવે છે, તથા શુક્તિકાને રજતરૂપે ધારવામાં આવે, તેમ દેહની આત્મતાનો નિર્ણય મૂઢ પુરૂષો એ કરેલો છે. જેમ પૃથ્વીને ઘટત્વરૂપે ધારવામાં આવે છે તથા તંતુઓને પટરૂપે ધારવામાં આવે છે, તેમ દેહની આત્મતાનો નિર્ણય મૂઢ પુરૂષોએ કરેલો છે. જેમ કનકને કુંડલરૂપે ધારવામાં આવે છે તથા જલને તરંગરૂપે ધારવામાં

આવે છે, તેમ દેહની આત્મતાનો નિર્ણય મૂઢ પુરૂષોએ કરેલો છે, જેમ સ્થાણુને પુરુષરુપે ધારવામાં આવેછે તથા ઝાંઝવાના જલનેજલરૂપે ધારવામાં આવે છે; તેમ દેહની આત્મતાનો નિર્ણય મૂઢ પુરુષોએ કરેલો છે. જેમ કાષ્ઠ સંચયને ગૃહરૂપે ધારવામાં આવે છે તથા લોહને ખડ્ગરૂપે ધારવામાં આવે છે, તેમ દેહની આત્મતાનો નિર્ણય મૂઢ પુરૂષોએ કરેલો છે. ૭૦--૭૪

अज्ञानवडेज आत्मामां देहत्व जोवाय छे एमां बहु दृष्टांतो ।

यथावृक्षविपर्यासो जलाद्भवति कस्यचित् ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ७५ ॥
पोतेनगच्छतः पुंसः सर्वंयाति चंचलं ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ७६ ॥
पीतत्वंहियथा शुभ्रे दोषाद्भवति कस्यचित् ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ७७ ॥
चक्षुर्भ्यां भ्रमशीलाभ्यां सर्वंभाति भ्रमात्मकं ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ७८ ॥
अलातं भ्रमणेनैव वर्तुलं भाति सूर्यवत् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ७९ ॥
महत्वे सर्ववस्तुनामणुत्वं याति दूरतः ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८० ॥
सूक्ष्मत्वे सर्व भावानां स्थूलत्वं चोपनेत्रतः ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८१ ॥
काचभूमौ जलत्वं वा जलभूमौहि काचता ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८२ ॥
यद्वदग्नौ मणित्वंहि मणौ वावह्निता पुमान् ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८३ ॥
अभ्रेषुसत्सुधावत्सुसोमोधावतिभातिवै ।
तद्वदात्मनिदेहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८४ ॥
यथैव दिग्विपर्यासो मोहाद्भवति कस्यचित् ।'

तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८५ ॥
यथाराशीजले ज्ञातिचंचलत्वेन कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञान योगतः ॥ ८६ ॥

भावार्थ—જેમ કોઇને જલદ્વારા જોયલું વૃક્ષ ઉંધારૂપે દેખાય છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ હોડીમાં બેસીને જનારને સર્વ ચંચલ જણાય છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ કોઇ દોષવાળી અક્ષિ સર્વ પીળું જુએ છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ ભ્રમશીલચક્ષુઓ વડે સર્વ ભ્રમાત્મક લાગે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામા દેહત્વ જોવામાં આવે છે. જેમ બળતા લાકડા વડે કરાયલુ વર્તુલ સૂર્યના મડલ જેવુ લાગે તેમ અજ્ઞાનના યોગવડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ ઘણી મહાન વસ્તુઓ દૂરત્વના યોગથી અણુ લાગે છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામા દેહત્વ જોવામા આવે છે જેમ અણુ પદાર્થ શક્તિવાન્ ઉપનેત્રોદ્વારા જોવાતાં મહન્ લાગે છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ કાચભૂમિમાં જલ ધારવામાં આવે છે તથા જલભૂમિમાં કાચરૂપ ધારવામાં આવે છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ કોઇ અગ્નિમાં મણિરુપ ધારે અને મણિમાં અગ્નિરૂપ ધારે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ કોઇને મોહવડે દિશાઓ આડી અવળી થઇ જાય છે તેમ અજ્ઞાનના યોગ વડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. જેમ કોઇને જલમાં પ્રતિબિંબને લીધે ચંદ્ર ગતિમાન્ જણાય છે. તેમ અજ્ઞાનના યોગવડે આત્મામાં દેહત્વ જોવામાં આવે છે. ૭૫-૮૭

ज्ञानवडे देहाध्यास निवृत्ति निरुपण ।

एवमात्मन्यविद्यातो देहाध्यासोहि जायते ।
स एवात्मपरिज्ञानाल्लीयते चपरात्मनि ॥ ८७ ॥
सर्वमात्मतयाज्ञातं जगत्स्थावर जंगमं ।
अभावात्सर्व भावानां देहस्य चामत्मताकुतः ॥८८॥

भावार्थ—આ પ્રમાણે અવિદ્યા વડે આત્મામાં દેહાધ્યાસ ઉત્પન્ન થાયછે, સ્થાવર જંગમ જગત સર્વ આત્મરૂપ છે એમ જાણ્યા પછી, સર્વ ભાવિના અભાવને લીધે, દેહને આત્મતા શી રીતે સંભવે ? ૮૭-૮૮

ટીકા—બ્રહ્મ અથવા આત્મા અને જીવ વચ્ચેના ભેદને દર્શાવવામા આવ્યો છે એ સિદ્ધાન્તમા જે દ્વૈતભાવનુ સૂચન થાય છે તેનો આ વિભાગ પરિહાર કરે છે પ્રવેશકમા દર્શાવાયુ છે કે, જડ હજારો સ્વરૂપમા અસ્તિત્વ ધરાવે છે તોપણ તે * જેના વિના તે કદાપિ હોઇ શકે નહિ તથા અસ્તિત્વમા છે એમ પણ જણાય નહિ તેજ જીવનનુ ખરૂ તત્વ છે, યથ યતાની યથાયતા છે આ બ્રહ્મ કે જે સર્વત્ર છે તેમા બીલકુલ ભેદ નથી તે સદા એકજ છે આ વાતને ઘણા દષ્ટાન્તોથી બતાવવામાં આવી છે જડ વિશ્વ અને ચેતન વિશ્વ વચ્ચેના ભેદને નિરર્થક દર્શાવવામા આવ્યો છે આટલુ જ નહિ પરતુ વિવિધ વિરૂદ્ધ મતવાળાઓના સિદ્ધાન્તોનુ નિરાકરણ પણ કરવામા આવ્યું છે પરતુ આ વિશે વિસ્તાર કરવો અત્રે અપ્રસ્તુત છે, કારણ કે પ્રવેશકોમા મ પૂર્ણ કહેવામા આવ્યુ છે

( આગળ ચાલુ )

ઉપનત્રી

---

## શ્રી ગૌતમબુદ્ધ

( મળેલુ )

( અનુસન્ધાન ગત વર્ષ પૃષ્ઠ ૩૬૧ થી )

કૌન્ડાન્યાદિ પાંચ તપસ્વી જનો કાશીમાં રહેતા હતા તેની પાસે બુદ્ધે પ્રથમ ધર્મ બોધ કરતા કહ્યુ કે '૯ ભદન્ત ! જેને ધર્મશીલ બનવાનુ છે, તેને બે પરસ્પર વિરુદ્ધ વાતથી દૂર રહેવુ જોઇએ એક તો ગ્રામ્ય સુખ લાલસા ધરી વિષયાસક્ત થવુ નહિ અને બીજુ ધર્મ સિદ્ધિ માટે દેહ કષ્ટ કરવાની જરૂર નથી આ બન્ને વાત થકી દૂર રહી મે મધ્યમ માર્ગ શોધી કહાડેલ છે આ માર્ગના યોગે જ્ઞાન ચક્ષુ ઉઘડતા ચિત્ત ભૂમિપર સત્ય રુપ સૂર્યનો પ્રકાશ પડશે અને મનુષ્યને શાંતિ, જ્ઞાન, તેમજ પ્રાજ્ઞ પ્રાપ્ત થતા નિર્વાણ પદવી સપાદન થશે આ માર્ગના આઠ પ્રકારો આ પ્રમાણે છે, (૧) યોગ્ય વિશ્વાસ, (૨) યોગ્ય સકલ્પ, (૩) યોગ્ય ભાષણ (૪) યોગ્ય આચરણ, (૫) યોગ્ય જીવિત ક્રમ, (૬) યોગ્ય પ્રયત્ન, (૭) યોગ્ય વિચાર અને (૮) યોગ્ય એકાગ્રતા અથવા (૧) સદ્દષ્ટિ (૨) સત્સકલ્પ, (૩) સદ્વાક્ય, (૪) સદ્વ્યવહાર, (૫) સદુપાયર્થી પેટ ભરવુ (૬) સદુદ્યોગ (૭) સત્સ્મૃતિ (૮) ઉત્તમ સમાધિ''

**બુદ્ધ કૃત પ્રથમ ધર્મ બોધ.**

લેખક—રા. રા. મધુકર

'જન્મ, જરા, વ્યાધિ, અને મરણ થકી વિપત્તિ ઉત્પન્ન થાય છે. જે મનુષ્યના માટે આપણને સ્નેહભાવ ઉત્પન્ન થતો નથી તેની સાથે સ્નેહ સાધવો એ વિપત્તિ છે. જે વિષે આપણા મનમા પ્રેમ વસે છે, તેનો વિયોગ થવાથી આપણું ચિત્ત ઉદ્વિગ્ન થાય છે જેની આપણે લાલસા ધરીએ છીએ, તે પ્રાપ્ત ન થાય તો આપણને ચિત્તમા ક્લેશ થાય છે, એ સર્વ વિપત્તિના કારણ છે ત્યારે એ વિપત્તિ કેમ ઉત્પન્ન થાય છે? જીવિત તૃષ્ણાને લીધે પુન પુન જન્મ થાય છે સામ્પ્રતવિષયોપભોગ માટેની ઇચ્છા અને વસનાને લીધે આ મનુષ્તિ પાશમા પ્રાણી ગુચાયલુ રહે છે વિષયોપભોગ તૃષ્ણા, જીવિત તૃષ્ણા, અને અધિકારતૃષ્ણાને અગેજ આ સસાર પ્રિય જણાય છે અર્થાત્ વિપત્તિને ઉત્પન્ન કરવામા આ કારણો અગભૂત છે"

'હવે એ વિપત્તિનો નાશ કેમ કરવો? વાસનાનુ નિર્મૂલન પૂર્ણપણે થવાથી તૃષ્ણાનો નાશ થાય છે વાસના ત્યાગ કરવા કાજે સર્વદા પ્રયત્ન શીલ બનવુ આવી રીતે હે મહન્ત! મને વિપત્તિથકી મુક્ત થવાનો માર્ગ મળ્યો છે આ જ્ઞાનના સબળે મારી વિવેકશક્તિ, પ્રજ્ઞા, અતર્જ્ઞાનશક્તિ, અને મારા જ્ઞાનનેત્ર વિકાસ પામી ઉજ્વલ થાય છે.'

'વિપત્તિનું અસ્તિત્વ તેનુ કારણ, તેના થકી મુક્તિ, અને તેથી મુક્ત થવા અર્થે અષ્ટાંગ માર્ગ, અથવા દુ ખ, દુ ખનુ કારણ, દુ ખ નિરોધ, અને દુ ખ રોકવાનો માર્ગ આ મારા પ્રચલિત ચાર આર્ય સત્યોનુ રહસ્ય મને સમજાયુ છે અને તે રહસ્ય પ્રત્યેક મુમુક્ષુ જનને સમજવુ ઈષ્ટ છે"

"હે મહન્ત! આ રીતે મારો વિવેક, મારી જ્ઞાનશક્તિ, મારા અન્તર્યોગ, અને મારા જ્ઞાનચક્ષુ ઉઘડ્યાં છે વળી મારી બુદ્ધિનો એવો પણ નિશ્ચય થયો છે કે મને, આ વિશ્વની સ્થિતિનુ પૂર્ણ જ્ઞાન થતા હુ કૃતકૃત્ય થયો છુ મને સત્ય મોક્ષની પ્રાપ્તિ થઈ છે' ॥

"આ દેહ પચસ્કધ અથવા પંચભૂત થકી ઉદ્ભવેલ છે આ સંસૃતિની [illegible] ઉત્પત્તિ એ કાર્ય કારણ સબધને લીધે થઈ છે [illegible] સસૃતિની ઉત્પત્તિ કારણ સબધનો નિરોધ કરવાથી સસારથકી નિવૃત્ત [illegible] કરતા, જન્મ મરણાદિકથી પર થઈ અક્ષયમુક્તિ મેળવી [illegible] ગાય. માટે આ કાર્ય કારણસબધનુ યથાક્રમ પ્રતિપાદન કરીએ તે ચિત્ત એકાગ્ર અને [illegible], શિષ્યો સાભળ. 'આ સસાર રૂપ વિષવૃક્ષ, અવિદ્યા, વાસના [illegible] આ [illegible] નાને લીધે સસ્કાર ઉત્પન્ન થાય છે સસ્કારના યોગે [illegible] અને [illegible] વિજ્ઞાન ઉદ્ભવે છે. વિજ્ઞાન યોગે પચ જ્ઞાનેન્દ્રિય, ચારે અન્તરિન્દ્રિય [illegible] નિયેન્દ્રિયો ઉત્પન્ન થાય છે આથી નામરૂપ ઉત્પન્ન થાય છે આ [illegible] જાત એક શરીર ઉદ્ભવે એટલે ઇન્દ્રિયોના સ્થાન પણ ઉત્પન્ન થાય છે આ [illegible] ના વિચાર, સાથે સંબધ થયો, એટલે તેને સ્પર્શ [illegible] ઇન્દ્રિયોના [illegible] સબધે તેનુ વેદના કહે છે વેદનાથકી તૃષ્ણા, અને તેનાથી [illegible] આ ઈધન ઉપજે છે પ્રીતિના લીધે કામનાદિકને [illegible] મરણ, દાસ, [illegible] વાળી અગ્નિથકી

[illegible] સમત ધર્મગ્રથમા અને [illegible]

જ થાય છે. આ ભવ, કામ, રૂપ, કિંવા અરૂપનું તદ્રૂપ છે. આ ભવના લીધે ૨ની યોનિ મધ્યે જવાનું રહે છે. અને તેને જાતિ કહે છે. આ જાતિથકી રણ. શોક આદિ ઉદ્ભવે છે. માટે આ અનિષ્ટનું નિવારણ કરવાને વાસ્તે, કાર્ય સંઘનો નિરોધ કરવો જોઈએ. આ પ્રમાણે સત્સ્રુતિચક્ર એ પુનઃ પુનઃ પ્રાણી માત્રને, રોગ, જરા, મરણાદિકથી ક્લેશ સહન કરાવે છે, ત્યારે જ જ્ઞાન ૩૫ માર્ગેથી મુક્ત બની સર્વ અસ્તિત્વથી વિરામ પમાય છે, માટે હે મહન્ત! ન્ધનથી મુક્ત બનવાને સાધનભૂત એવું જે જ્ઞાન, તે મેળવી લઈ સર્વ દુઃખનું અવિદ્યા તેને છેદવાનો પ્રયત્ન કરવો આવશ્યક છે આ રીતે ભવ બંધનથી તું નિર્મળ થા, ત્યારે જ તને અર્હતની પદવી સંપાદન થશે, એટલે તું નિર્વાણનો હારી બનીશ." બુદ્ધનું ધર્મતત્ત્વ સાંભળી તે મહન્તની ચિત્તવૃત્તિ પ્રસન્ન બની ધક મસ ધર્મ પ્રાપ્તિને વાસ્તે તેના મનમાં પૂર્ણ પ્રતીતિ થઈ. તેણે બુદ્ધના અવલમ્બન કરતા પહેલાં, પુષ્કળ વાદવિવાદ કરી પોતાના સંશયનું નિવારણ કર્યું આ પંચ મહન્ત મધ્યે કૌન્ડિન્ય નામના મહન્તે બુદ્ધનું શિષ્યત્વ પ્રથમ ગ્રહણ કર્યું તેને તેનો પ્રથમ શિષ્ય કહેવામાં આવે છે. તેણે બુદ્ધનો ધર્મોપદેશ ઉત્તમ પ્રકારે જાણવાની કોશીશ કરી હતી એ કારણને લીધે તેને જ્ઞાત કૌન્ડિન્ય કહેવામાં આવેલ

**મોક્ષ સિદ્ધિ કેમ થાય?**

આ પંચ તપસ્વી પૈકી એકે એવી શંકા કરી, "તપશ્ચર્યા કર્યા વિના કદાપિ સિદ્ધિ થતી નથી." આ શંકાના સમાધાનાર્થે બુદ્ધ "તપશ્ચર્યા કરવામાં કાંઈ પણ અર્થ નથી. તોપણ પ્રવૃત્તિ પ્રમાણે ઐહિક સુખોપભોગમાં ગુંચવાઈ રહે માં અને કે કેવળ માંસ મત્સ્યાદિ મુક્ત અન્નનું સેવન કરી નિવૃત્ત થવાથી, ગમ્બર વૃત્તિ ધારણ કરવાથી, કે જટા વધારી, મુંડન કરાવી કાષાયવસ્ત્ર પરિધ થી, અગર રાખ, માટી વગેરે શરીરે ચોળવાથી કે પંચાગ્નિ સાધન કરવાથી વા દિક કરી બ્રાહ્મણ તર્પણ, અથવા યજ્ઞાદિકે કરી દેવતા તર્પણ કરવાથી, કિંવા પ્રાપ્ત થવા માટે દુષ્તર તપશ્ચર્યા કરવાથી 'મનુષ્યને મોક્ષપ્રાપ્તિ થતી નથી અર્થે અવિદ્યાયુક્ત મોહપાશ મધ્યેથી મુક્ત થવું જોઈએ."

**અષ્ટાંગધર્મ માર્ગોપ-લક્ષ્મન.**

"હું જે આ ધર્મચક્રપરિવર્તન કરનાર છું તેનો કિનારો શુદ્ધાચરણવાળો, છે. ન્યાય તે કિનારાની સમાન દીર્ઘ પર્યન્ત આવનાર જ્ઞાન, વિનય, વિચારશીલતા આ ધર્મચક્રની નાભિ સત્યનો અચલ અક્ષય દંડ પ્રતિષ્ઠીત કરેલો છે. વિપત્તિ અસ્તિત્વ. (૨) તેનાં કારણો. (૩) તે નિવારણ કરવાના અને (૪) વિપત્તિનું નિવારણ આ ચાર આર્ય સત્યનું જેને જ્ઞાન થાય, તેને સન્માર્ગ લમ્બન કરતાં વિલમ્બ લાગતો નથી. આ માર્ગ મધ્યે યોગ્ય સુઝથી પ્રકાશિત યોગ્ય ઉદ્દેશ એ માર્ગ દેખાડનાર છે. યોગ્ય ભાષણ એ માર્ગમાં સ્થગ વસ્ત્ર કાણું છે. યોગ્ય આચરણથી આ માર્ગમાં સરલ રીતે બેમવા ફરવાનું બની આવે

છે. યોગ્યરીતિથી ચરિતાર્થ ચલાવવાને સમ્પાદન કરવાના પદાર્થો આ માર્ગમાં સ્થલે સ્થલે ઉપકાર કરવાને કામ આવનાર છે. યોગ્ય પ્રયત્ન વડે આ માર્ગમાં ગમે ત્યાં પગ સ્થિર રાખી શકાય છે. યોગ્ય વિચાર એ તેનો શ્વાસોચ્છ્વાસ છે. અને તે આ ધર્મ માર્ગ પાર્જીત જ્યાં જ્યાં જાય, ત્યાં ત્યાં શાંતિનું રાજ્ય થાય. આ વસ્તને અષ્ટાંગધર્મ માર્ગનું પ્રત્યેક મુમુક્ષુએ અવશ્ય અવલમ્બન કરવું જોઇએ." આવો બુદ્ધનો બોધ સાંભળીને પેલા પાંચ શિષ્યો તેના અનુયાયી થયા.

**સત્ય ધર્મ પ્રસાર.**

બુદ્ધને ઉત્તરોત્તર પોતાના શિષ્ય સંઘની સંખ્યા ૬૦ સાઠ સુધીની થઈ તેણે તે પૈકી યોગ્ય અને હુશિયાર શિષ્યોને ઇતર ઠેકાણાના જનોને બોધ કરવા માટે રવાના કર્યા. તેઓની સમક્ષ બુદ્ધે કહ્યું, કે "આપણે સર્વ બન્ધનથકી મુક્ત બનેલ છિયે, પરન્તુ ઇતર જન સંસારના દુ:ખથી ત્રસ્ત થયેલ છે. એ-ઓના કલ્યાણ માટે તમે સ્થલે સ્થલે ફરતા રહો. તમને જેવો આનંદ મળેલ છે, તેવોજ તેઓને પણ મળે, તમે એકેક જન નિરાળા ગામ પ્રત્યે જઇ મારા ધર્મમાર્ગનો બોધ કરો. મારો ધર્મમાર્ગ સર્વ પ્રકારે શુદ્ધ અને પવિત્ર છે એવી શ્રોતાઓની ખાત્રી કરો. પવિત્રાચરણની મહના કેવડી છે? તેમજ તે થકી તેઓનું કલ્યાણ કેમ થવાનું છે? એની સારા રીતે સમજણ પાડો કેટલાક જનોને મોક્ષોપયુક્ત માર્ગનું જ્ઞાન નહિ હોવાથી તેઓ અદ્યાપિ સંસારિક બન્ધનમાં રખડે છે એવા જનોને મારા મતનો બોધ કરો. તે પ્રમાણે સાદા અને ભોળા જનોને મારા ધર્મમતનું વિવરણ બની શકે તેટલી સાદી રીતથી કરી આપો. હે ભિક્ષુક જન! જ્યાં જ્યાં તમે જાઓ, ત્યાં ત્યાં તમને જે યોગ્ય પુરુષ નજરે પડે, તેને મારા ધર્મ માર્ગની દીક્ષા આપવાની હું તમને પરવાનગી આપું છું. મારા ધર્મ મતનો પ્રત્યેક શબ્દ, અને સિદ્ધાન્ત, શ્રોતાજનોને અવશ્ય કરી સમજાવવાની તમે કાલજી રાખો. સ્વધર્મ પંથનો ઉપદેશ કરતા ફરવું એ તમારું પરમપવિત્ર કર્તવ્ય છે. મારા ધર્મ મતનો બોધ સર્વ જાતિના, અને સર્વ પંથના સ્ત્રી, પુરુષોને કરવાનો છે. તત્સમ્બન્ધે કાંઇ પણ ભેદાભેદ રાખવાનો નથી. તેમજ જનો પ્રત્યે જે બોધ કરવો, તે કોઈપણ એક ઠેકાણે નહિ કરતાં, સાર્વજનિક રીતે સર્વ લોક જ્યાં એકત્ર થતા હોય, તેવે ઠેકાણે કરવો આ પ્રમાણે ગામેગામ ફરી સર્વને સત્ય ધર્મબોધામૃત પાઓ." સ્વગુરુની આજ્ઞા શિરસાવંદ્ય કરી શિષ્યો ગામેગામ જવા તૈયાર થયા.

**કાશ્યપને ઉપદેશ**

જટિલના પ્રમુખ કાશ્યપાદિને પોતાના ધર્મની દીક્ષા આપી બુદ્ધે યજ્ઞકર્મ નિષેધ પર વ્યાખ્યાન આપતાં કહ્યું, કે "આ સૃષ્ટિની સમગ્ર વસ્તુ જાત એક સરખી દગ્ધ થાય છે. પોતાની ચક્ષુરાદિ ઇન્દ્રિયો, પોતાના વિચાર, પોતાના સર્વ ગાત્ર દહન થાય છે.—વાસનાવાળી અગ્નિ મધ્યે તેનું દહન થાય છે.—ક્રોધ, અજ્ઞાન, દ્વેષ, ઈર્ષાદિ વૃત્તિ, અગ્નિના ઈંધન રૂપ છે. આ ઈંધન કાયમ છે ત્યાંસુધી અગ્નિ પ્રદીપ્ત રહે છે. આ મનોમય અગ્નિવડે જન્મ, મરણ," હાસ, વૃદ્ધિ શોક, ચિન્તા, દુઃખ, પીડા, નિરાશા, અને ઉદ્વેગ કાયમ રહેવાનાં. તપવાળી અગ્નિથકી

જેને મુક્ત થવાનું હોય, તેને હું કહું છું તે સત્ય ચતુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરી, અષ્ટાંગ ધર્મ માર્ગનું અનુસરણ કરવું યોગ્ય છે. એમ જે કરશે તેના જ્ઞાન ચક્ષુ ઉઘડતાં બુદ્ધિ પણ શુદ્ધ થશે. તેની સાથે જ્ઞાનેન્દ્રિય ભ્રમરહિત બનશે. વળી વાસના સર્વે નિર્મૂલ બનતાં મુક્તિ પણ મળશે. માનવના મનનું મમત્વ નષ્ટ થતાં કૈવલ્યપદ એવી નિર્વાણ પદ્ધી પ્રાપ્ત થવે કોઈપણ વિલમ્બ લાગવાનો નથી.''

આવો સ્પષ્ટ અને ખરો કલ્યાણનો ધર્મબોધ શ્રવણ કરી જટિલનું મન પ્રસન્ન થયું. અને તેઓએ બુદ્ધનું શિષ્યત્વ સ્વીકાર્યું આવી રીતે કાશ્યપાદિ સમારે હજાર અનુયાયી ઉરબિલ્વમાં એકત્ર થયા પછી બુદ્ધ થોડા દિવસ તે સ્થાનમાં રહી રાજગૃહ નગરી પાસેના યષ્ટિવનમાં પોતાના શિષ્ય સંઘ સાથે મુકામ કરી બિમ્બસાર રાજા આદિના અલ્પાગ્રહથી ઉપદેશ આપવા લાગ્યો.

આત્મતત્ત્વના અસ્તિત્વની અસિદ્ધિ

"જેને આત્મજ્ઞાન થતાં ઇન્દ્રિયોના વ્યાપાર કેવી રીતે ચલે છે? તેની ખબર છે. તેના મનમાં અહંપણાનો આકાર બિલકુલ છે જ નહિ. અહંપણું નષ્ટ થતાં અક્ષયશાંતિનો લાભ થાય છે. દુનિઆમાં પ્રવૃત્તિ થતાં જનોને અહંભાવ દૃઢ થવાને લીધે ચિત્તમાં ભ્રાન્તિ થાય છે. કોઇ કહે છે, કે 'મરણ પર્યન્ત આપણો આત્મા કાયમ રહે છે.' કોઇ કહે છે, કે 'દેહની સાથે જ નષ્ટ થાય છે' પરન્તુ એ ઉભયવાદી ભ્રાન્તિમાં ભમાય છે. વળી કોઇ એમ પ્રતિપાદન કરતું જણાય છે, કે 'આત્મા મરણ સુધી કાયમ રહે છે' તો તેણે એમ પણ જાણવું જોઇએ, કે 'અજ, અવિનાશી એવું જે આત્મતત્ત્વ તે એક રૂપ જ છે. તેમજ અચંચલ હોવાથી કર્માદિકે કરી તેની ઉત્પત્તિ કરવાનું પ્રયોજન નથી. પુનઃ એ અનાદિ અને અવિનાશી આત્મતત્ત્વ કદાપિ વિકાર પામનાર નથી. તેનો માત્ર સ્વયમ્ભૂ હોવાથી તેનાપર કોઇની સત્તા ચાલતી નથી. આ સંસારમાં જ્યારે આપણે આનંદ અને દુઃખનું પરિણામ ભોગવીએ છીએ, ત્યારે એ પરિણામ શાથી ઉત્પન્ન થાય છે? આપણે જે નાના પ્રકારના કર્મો કરીએ છીએ, તે આત્માથકી થતા નથી એમ માનીએ તો, આત્માનું અસ્તિત્વ બિલકુલ ટકી શકતું નથી. એટલે કર્મ ત્યાં કર્તાપણાનો, જ્ઞાન ત્યાં જ્ઞાતાપણાનો, અને જીવિત ત્યાં અધિપતિપણાનો સમ્બન્ધ માની શકાતો નથી. ત્યારે આ જીવિત વિષે મારા કેવા સિદ્ધાન્ત છે? તે શ્રવણ કર. પોતાની જ્ઞાનેન્દ્રિયને બાહ્યવસ્તુના સ્પર્શથી વેદના નિર્માણ થાય છે, એ વેદનાથી સ્મૃતિ, અને તેનાથી જ્ઞાનનો ઉદ્ભવ થાય છે. તેમજ એ ઇન્દ્રિયજન્ય જ્ઞાનના યોગે જેને ઇતર જન આત્મા એમ કહે છે તે તત્ત્વ નિર્માણ થાય છે તે જે પ્રમાણે બીજથી જેમ અંકુરની ઉત્પત્તિ મનાય છે, તેવીજ આ આત્મતત્ત્વની અવસ્થા છે; પણ આ અંકુરને જેમ બીજ કહી શકાય નહિ, તેમ આત્મતત્ત્વના જીવિતના મૂલ આધાર ભૂત કહેવાય નહિ. આ બન્ને એક રૂપ નથી, તેમ તે પરસ્પર ભિન્ન પણ નથી. આવી જીવિતની ઉત્પત્તિ છે. જે કોઇ આ આત્મતત્ત્વનો દાસ બની તેની સેવા કરવાને અહર્નિશ ઉમંગી રહે છે, તેમજ જન્મ, જરા, રોગ, અને મરણની સર્વદા ભીતિ રાખે છે, તેને મારા આ ધર્મ વર્તમાન સાંભળવા યોગ્ય છે, કે આત્મતત્ત્વમાં મુદ્દલે અસ્તિત્વ છે જ નહિ."

'આત્મનત્વનું અસ્તિત્વ જેઓ સ્વીકારતા નથી તેઓના મનનું મમત્વ નષ્ટ બની, સર્વ વાસના તેમજ વિષયસુખ લાલસાનો ત્યાગ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે આ સંસારની વસ્તુ વિષયે પ્રેમ, લોભ, ઇન્દ્રિય સુખેચ્છા એ સર્વે પૂર્વજન્મથી પ્રાપ્ત બની સંસારની વિપત્તિ અને મોહના કારણ રૂપ થાય છે. તેથી કરીને મમત્વવાળી લોભ વૃત્તિનું દમન કરવાથી શાન્ત અને નિર્દોષ અવસ્થા પ્રાપ્ત થતા, પૂર્ણ સ્વાસ્થ્ય, ધૃષ્ટપણું, અને જ્ઞાન સમ્પાદન થાય છે. એ સત્સજ્ઞાન જેને મળ્યું, તેને પોતાના ચિત્તની અંદર સર્વે પ્રાણી માત્રના વિષે નિસ્સીમ પ્રેમ વિકસિત થાય એમ કરવાને પ્રયત્ન યોજવા એ જ ખરો કૈવલ્યપ્રદ ધર્મમાર્ગ છે."

આ પ્રકારે બુદ્ધે બિમ્બસાર રાજાપ્રતિ બોધ કરી તેને પોતાનો શિષ્ય બનાવી, તેના રાજ્યમાં પોતાના ધર્મનાં સદાચાર વૃત્તિનાં બિજ રોપ્યા

વેણુવન પ્રદાન.

બીજે દિવસે શિષ્ય સમુદાય બિમ્બસાર રાજાના રાજમંદિર તરફ જવાને તયાર થયો. પરન્તુ તેના દર્શનને વાસ્તે આવેલા નાગરિક જનોએ રાજમાર્ગમાં એટલી ગીરદી કરી મુકી હતી, કે બુદ્ધને અને તેના શિષ્યોને એક પગ ઉપાડી બીજે સ્થળે પગ મુકવા જેટલી જગા નહોતી. ભોજન જમી રહ્યા પછી રાજા બુદ્ધની પાસે અતિ મર્યાદાપૂર્વક બેસી હાથ જોડીને બોલ્યો, કે "ગુરુરાજ ! મારું વેણુવન નામનું વિહાર સ્થાન હું આપને અને આપના ભિક્ષુક જનને રહેવા વાસ્તે આપુ છુ તેનો આપ કૃપા કરીને સ્વીકાર કરશો." બુદ્ધે આ વાતનો સ્વીકાર કરવાથી તેને મોટો હર્ષ થયો

અનાથ પિંડિક પ્રતિ ઉપદેશ

અનાથ પિંડિક નામનો ધનાઢ્ય વ્યાપારી રાજગૃહમા બુદ્ધ પાસે આવી પોતાનું વિત્ત, કુટુમ્બઆદિ સહ્જ તેની સેવામાં રહેવા તત્પર થયો હતો. ત્યારે બુદ્ધે તેને સંસારમાં રહેવા અનુજ્ઞા આપતા કહ્યુ, કે 'જે કોઈ મારો આષ્ટવિધ ધર્મમાર્ગ અવલમ્બન કરે છે, તેને હું કહું તે ધર્માચરણવાળી સુખ પ્રાપ્તિ અવશ્યમ મળવાની. જેના હૃદયમાં વિત્ત પ્રતિ પ્રીતિ વસેલી છે, તેણે વિત્તનો સર્વસ્વત્યાગ કરવો વાજબી છે. પરન્તુ જેના મનમાં વિત્તાભિલાષ યત્કિંચિત્ વસતો નથી, તેની પાસે ગમે તેટલો ધન સચય થયો હોય તોપણ તેથી તેને કાંઈ અપાય થનાર નથી. માટે હે વણિકશ્રેષ્ઠ ? તારી સાંપ્રતમાં જે સાસારિક સ્થિતિ છે, તેનો ત્યાગ કરીશ નહિ, મનુષ્યને જે બન્ધન પ્રાપ્ત થાય છે તે કાઇ સંસાર, વિત્ત, અથવા અધિકારનો અનુભવ લેવાથી થાય છે એમ કાંઇ નથી, પરન્તુ જે કોઇ સસારના કર્તવ્ય વિષયે ત્રાસી, ભિક્ષુક વેષ ધારણ કરી નિવૃત્તિ માર્ગનો આશ્રય કરે છે, તેમજ પોતાનું જીવિત ગમે ત્યા સ્વરછપણે ગાળે છે, તેમા તેને કાઇ

---

* રાજગૃહ, બનૈરસથી ૫૫ કોષ ઉત્તર પશ્ચિમમાં, "કૃશિત મહત્" નામનું જ માત્રદીપ, પૂર્વસ્થાનમાં અવસ્થિત હતું

( જુઓ જનરલ કનિંગહામની ભારતવર્ષની પ્રાચીન ભૂગોળ. )

પણ હિત લાભ થતો નથી. હુ જે ધર્મમાર્ગનો જનોને "બોધ કરવામાં' પ્રવૃત્ત થયો છું તેનો જે સ્વીકાર કરશે. તેને ગૃહત્યાગ કરી સંસારથી નિવૃત્ત બનવું જોઇએ એમ કાંઇ છે જ નહિ. જેને મારા ધર્મમાર્ગનું અનુસરણ કરવું કર્તવ્ય છે, તેને અહંપણાનો ત્યાગ કરવો. પોતાનું હૃદય શુદ્ધ રાખવું, સુખ તૃષ્ણાનો ઉચ્છેદ કરવો. અને સદાચરણને અવલમ્બવું. મનુષ્ય ગમે તે સ્થિતિનો હોય તોપણ મારા ધર્મમાર્ગનો સ્વીકાર કરવાને તે લાયક જ છે 'એમ હુ સમજું છુ. પછી તે ભલે સંસારની નિરનિરાળી વ્યવસ્થા કરે. અથવા સંસાર ત્યાગ કરી નિર્જન અરણ્ય મધ્યે ગિરિકંદરામા બેસી ધ્યાન ધારણા કરે, પણ જે કાર્યમાં નિમગ્ન થવાનું છે, તે કાર્ય તેણે મનથકી કરવું જોઇએ."

બુદ્ધે કપિલવસ્તુ નગરનો પરિત્યાગ કરતી વખતે ધર્મલાભ મેળવ્યા સિવાય પુનરપિ અત્ર નહિ આવવાની સત્ય પ્રતિજ્ઞા લીધી હતી તદનુસાર કપિલ **ભિક્ષાવૃત્તિ** વસ્તુમાં આવી નિત્યક્રમ પ્રમાણે હાથમાં ભિક્ષા પાત્ર લેઇ શહેરમા ભિક્ષા માટે ફરવા જવાનો નિશ્ચય કર્યો. બુદ્ધ ઘેર ઘેર ભિક્ષા માગતો હતો તેને પૂરજનોએ ઓળખવાથી તેઓ રાજા પાસે જઈ કહવા લાગ્યા, કે "સિદ્ધાર્થ પોતાના હાથમા ભિક્ષાપાત્ર લેઇ માગતો ફરે છે'' એ વર્તમાન સાભળી, રાજા તત્કાળ બુદ્ધ ફરતો હતો ત્યા આવી કહેવા લાગ્યો." આમ ભિક્ષા પત્ર અવલમ્બન કરી તુ મારી આબરૂને કલંક કાં લગાડે છે"? "અમારી ભિક્ષુક જનની એ રીતિ છે" એવા બુદ્ધના ઉત્તર પ્રતિ રાજાએ કહ્યુ, કે "રાજકૂળમા નિર્માણ થયેલા રાજા લોક કદી પણ ભિક્ષા માગી અન્ન મેળવે છે ખરા?" "આપ, અને આપના વર્ગના બીજા પુરુષ, રાજકૂળમાં ઉત્પન્ન થયાનું અભિમાન રાખતા હો તો ભલે, પણ મને તો તે વિષેનું બિલકૂલ અભિમાન છે જ નહિ. મે સામ્પ્રત સમયે જે વૃત્તિ, અને કર્તવ્ય અંગિકાર કરેલ છે, તેને અનુરુપ એવો આ અન્નપ્રાપ્તિનો માર્ગ છે''

બુદ્ધના આ કહેવાનું શુદ્ધોદને કાંઈ પણ ઉત્તર આપ્યુ નહિ, એટલે તે બોલ્યો, 'એકાદ મોટો ગૂઢનિધિ પ્રાપ્ત થાય એટલે તે માહેનાં અમૂલ્ય રત્નો, પુત્રે પિતાને અવશ્ય નજર કરવાં જોઇએ એવી જન રીતિ છે. આ રીતિને અનુસરી મને પ્રાપ્ત થયેલ ધર્મજ્ઞાનરૂપ નિધિનું એક રત્ન, આપને અર્પણ કરવાની મને આજ્ઞા મળવી જોઇએ. તેમજ આપ તેનો અવશ્ય સ્વીકાર કરશો એવી મને પૂર્ણ ઉમેદ છે." આમ કહી પોતાના ધર્મમાર્ગનું નિરુપણ કરતાં તે બોલ્યો કે "જાગૃત થાઓ, ભ્રમિત થાઓ નહિ. આ સંસાર કેવલ સ્વપ્ન પ્રપંચ છે સત્ય ધર્મનું અવશ્ય ગ્રહણ કરો. સદાચારને અવલમ્બો. જે નીતિપૂર્વક વર્તન કરે છે, તેને અક્ષય સુખ પ્રાપ્ત થાય છે તે ઇહલોકમા સુખાનંદનો અનુભવ મેળવી શકે છે *

---

* મેક્સમ્યૂલર કૃત પ્રકાશિત ધમ્મપદનો ૧૬૮ અને ૧૬૯ શ્લોક પણ આવો જ ભાવ બતાવે છે.

રાજા પોતાના પુત્રના હાથમાંથી ભિક્ષાપાત્ર લેઈ તેને પોતાના મંદિરમાં તેડી ગયો. પછી સિદ્ધાર્થ, યશોધરાના મહેલમાં ગયો. ત્યાં જતી વખતે તે પોતાના શિષ્યને પોતાની સાથે લેઇ ગયો. યશોધરા સાદાં વસ્ત્ર પહેરી બેઠી હતી. પોતાના પરમ પ્રિય પતિને પોતાના મહેલે ચાલતો આવતો જોઈ, તેનું હૃદય પ્રેમરસથી ભરાઇ ગયું. અને દેહ ભાન વિસરી તત્કાલ દોડી જઇ તેના પગ પકડી લીધા. અને તે અતિ આક્રંદ કરવા લાગી.

રાણીના મારે બુદ્ધના મનમાં વિશેષ આદર બુદ્ધિ ઉત્પન્ન થઇ. તેથી તેને પ્રેમથી બોલાવી આશ્વાસન આપતાં કહ્યું, કે "તારી આ વૈરાગ્યશીલતા, તારા પૂર્વ જન્મના સત્કર્મનું ફલ છે. તને આજ મારા વિયોગનું દુઃખ થાય છે ખરૂં, તથાપિ હું સામ્પ્રત કેવા સત્કાર્યમાં ગુંથાયેલો છું તેનું તને જ્ઞાન થતા તારો આ તમામ શોક નિર્મૂલ થશે અને તું તને પોતાનેજ ભાગ્યશાલી થયેલી માનીશ. તું મારા ધર્મમાર્ગનું અવલમ્બન કરીશ તો તને અખણ્ડ પરમાનંદનો અનુભવ મળશે." એટલું બોલી તેના મહેલમાંથી બાહેર નિકળી આવ્યો.

**રાહુલને દીક્ષા**

રાહુલની વીશ વર્ષની ઉમ્મર થવાથી તેને ભિક્ષુપદમાં અભિષિક્ત કરતાં બુદ્ધે કહ્યું કે 'વિશ્વાસ રાખવાથી તું ગૃહ ત્યાગ કરીને આવ્યો છે હવે પંચેન્દ્રિયના વિષય જે જોવામાં સુન્દર છે અને મનને પ્રીતિદાયક છે, તેનો ત્યાગ કરીને દુઃખનો અન્ત આણ. સાધુ બંધુઓની સાથે સર્વદા રહેજે. જૂદા બિછાનામાં સૂજે. અને જૂદા આસનપર બેસજે. જે શાન્તિ તને ઉત્પન્ન કરે એવી તજવીજ કરજે. ખાવા પીવામાં સર્વદા મિતાહારી રહેજે. પીળાં વસ્ત્ર, ખાવાનું, રોગીનો ખોરાક, બિછાનું, અને આસન માટે વાસના મનમાં રાખીશ નહિ. પુનરપિ સંસારમાં પ્રવેશ કરીશ નહિ. સાવચેતથી સન્યાસ નિયમનું પાલન, અને પંચેન્દ્રિય વશીભૂત કરજે. સર્વદા શ્રમશીલ રહેજે. જીવનની અસારતા સમજી ઇન્દ્રિય સુખના સર્વ કારણને દૂર કરજે. મનને સ્થિર અને પ્રશાન્ત કરીને ચિંતાશીલ રહેજે. +

**બુદ્ધ ધર્મની પ્રથમ આર્યા-યશોધરા.**

શુદ્ધોદન રાજા વૃદ્ધ થવાને લીધે અશક્ત અને આજારી બન્યો હતો. તેથી બુદ્ધને એવા ખબર મોકલાવ્યા, કે "મારૂં દેહાવસાન થયા પહેલાં મને આવીને એક વખત મેટી જા." પીતાના આવા ખબર સાંભળી બુદ્ધ તત્કાળ કપિલ વસ્તુ આવી પીતાના બિછાના પાસે, તેનો અન્ત થતાં સુધી બેસી રહ્યો. તેમજ પોતાના પીતાને મરણ સમયે શાંતિ મળે એ હેતુથી સત્ય ધર્મ બોધ કર્યો. આવી સ્થિતિમાં શુદ્ધોદન રાજાએ ૯૭ વર્ષની ઉમ્મરે પ્રાણ છોડયો. શ્વસુરનો દેહ વિસર્જન થયેલો જોઇ યશોધરાએ બુદ્ધ પાસે આવી એવી પ્રાર્થના કરી, કે "મને આપના સંઘમાં લ્યો." રાણીનો નિશ્ચયાત્મક ભાવ જોઇ તેને પોતાના સંઘમાં વિધિ પૂર્વક દાખલ કરી. એ પ્રમાણે બુદ્ધે પોતાની અપરમાતા પ્રજાવતીને પણ વિધિ પુરઃસર દિક્ષા આપી. આથી ભિક્ષુનીના સંઘનો પ્રારમ્ભ કર્યો.

---

+ સૂત્રનિપાતનું રાહુલ સૂત્ર.

**ભિક્ષુણીનો સંઘ સ્થાપન થવાથી પોતાના ભિક્ષુક સંઘને સ્ત્રીઓ પ્રત્યે કેમ વર્તવું ?**

**સ્ત્રીઓ પ્રત્યે કેમ વર્તવું ?**

તે વિષે બુધ્ધે આ પ્રમાણે બોધ કર્યો. "કોઇ પણ સ્ત્રી તરફ પાપ દૃષ્ટિથી નહિ જોવાની સાવચેતી રાખવી. કોઈ પણ સ્ત્રી તરફ નજર જાય તોપણ તમે તેને જોઇ નથી, એવી તમારા મનની સ્થિતિ થવી જોઇએ સ્ત્રીઓની સાથે બોલવાનો પ્રસંગ જ કદી આવવા દેવો નહિ. કદાચ સ્ત્રીઓની સાથે બોલવાનો પ્રસંગ આવ્યો, તો તેની સાથે વાત ચિત્ત કરવામાં પોતાનુ અંતઃકરણ બહુ જ શુદ્ધ રાખવું. અને પોતાના મનનો એવો નિરધાર કરવો કે આપણે શ્રમણ છિયે તેથી આ પાપમય જગત્‌માં આપણે નિર્દોષ રહેવું જોઇએ. એકાદ સ્ત્રી તમારાથી નાની ઉમ્મરની હોય તો તેને તમે તમારી ભગિની લખો. અથવા તે ઉમ્મરે બહુજ નાની હોય તો, તેને તમે તમારી દીકરી પ્રમાણે ગણો. વા, તમારાથી મોટી ઉમ્મરની હોય તો, તેને તમે તમારી માતા સમાન જાણો. મનુષ્યને વિષયવાસના બધનરુપ છે, માટે તેનાથી મુક્ત થવને સર્વદા પ્રયત્નશીલ રહેવું જોઇએ. આ વિષયવાસનાને જડમૂળથી ઉખેડી નાખવા સારૂ, મનુષ્યે ઉદ્યોગરૂપી ધનુષ્યની સાથે, જ્ઞાન રૂપી તીક્ષ્ણશરનો અભિનિયોગ કરી હમ્મેશા ઉધુક્ત રહેવું જોઇએ. સુવિચાર રૂપ શસ્ત્ર ધારણ કરી, પચેન્દ્રિય રૂપ વાસના પચકનો દૃઢનિશ્ચયનો સગ્રામ કરવો. સ્ત્રીનું મનોહર લાવણ્ય જોઇ જેનું મન વિષયલંપટ બને છે, તેના ચિત્તમા વ્યાગોહ ઉત્પન્ન થતાં તે દુરાચાર નિમગ્ન થવાનો દૃઢ સંભવ રાખી શકાય છે એટલા માટે વિષયાભિલાષ દૃષ્ટિથી સ્ત્રીની લાવણ્યતા તરફ જોઇ સ્વચિત્તમાં વિષય વાસના ઉત્તેજિત્‌ થવા દેવી નહિ સ્ત્રીના સ્વરૂપ તરફનેત્ર જવદેવા કરતાં, અગ્નિથી લાલ કરેના લોઢાના કકડાવડે આંખો ફોડી નાંખવી ઉત્તમ છે. સ્ત્રીઓની સાન્નિધ્ય રહી પોતાના મનમા વિષયં વાસનાનો વિચાર જન્મવા દેવા કરતાં. ક્રૂર વ્યાઘ્રના મ્હોમાં પડવુ, અથવા મનુષ્ય વધ કરનારની તીક્ષ્ણ છરીવડે પોતાનો પ્રાણ કહાડવો એ સારૂં છે. વિશ્વયોષિતા, ઉઠવા બેસવામા અને હરવા ફરવામા પોતાના રૂપ લાવણ્યનું પ્રદર્શન કરી, પુરૂષનું ચિત્ત મોહિત્‌ કરી નાંખે છે. તેની ચિત્તાકર્ષક કરવાની કળા એટલી બધી પ્રબલ છે, કે તેના પાશમાં મોટા નિશ્ચયી પુરુષ સુદ્ધાંત્‌ ગોથાં ખાય છે. વાસ્તે એવી ભયંકર સ્ત્રીઓવિષે બહુ સાવચેતી રાખવી. તેના હાસ્યઆદિ પ્રકાર એ આપણા મહાશત્રુ છે. તેના હાવભાવ, તેમજ ચાળા કરવાની ટેવ, એ પુરુષનું ચિત્ત પાશબદ્ધ કરનાર છે. માટે એવી સ્ત્રીઓના સસર્ગમાં કદાપિ જવુ નહિ. તેની પાસે આપણું ચિત્ત કદાપિ જવા દેવું નહિ. મનોનિગ્રહ રુપ રશ્મિથી આપણા ચિત્તને બરાબર બાંધી રાખવું પડે છે."

( આગળ ચાલુ )

---

# ॥ वेदान्त पञ्च प्रकरणी ॥

(અનુસંધાન ગત પૃષ્ઠ ૨૮થી)

## ॥ द्वितीय प्रकरण ॥

### अथ अध्यारोप मकार कथन ।

यत्कृपालेश संपातादुदेति ज्ञानभास्करः ।
रामस्य तत्पदद्वद्वं नौमिजाड्य निवृत्तये ॥ १ ॥

જેની કૃપા લેશના સંપાતથી જ્ઞાનભાસ્કરનો ઉદય થાય છે, એવા રામના તે પદ દ્વંદ્વને જાડ્ય નિવૃત્તિ અર્થે હું નમસ્કાર કરૂં છું—૧

द्वितीयेऽस्मिन्प्रकरणे जिज्ञासुना सुखाप्तये ।
अध्यारोपापवादाभ्यां निष्प्रपंचः प्रपंच्यते ॥ २ ॥

,આ બીજા પ્રકરણમાં જીજ્ઞાસુઓની સુખાપ્તિ માટે અધ્યારોપાપવાદવડે નિષ્પ્રપંચનું પ્રેપંચન કરવામાં આવે છે ૨

પૂર્વાચાર્યોએ સકલવેદાંતોનું તાત્પર્ય સંગૃહીત કર્યું છે તેમાં પ્રથમ અદ્વિતીયપરમાત્મામાં અધ્યારોપ પ્રકરણ કહેવાય છે સૃષ્ટિના પૂર્વકાલમાં કેવલ પરમાત્મા એકજ હતા તે સચ્ચિદાનંદરૂપ પૂર્ણ પરમાત્માએ માયા વડે પોતાની જાતેજ જગદ્રુપ થઈને તે જગતમાં જીવરૂપ વડે પ્રવેશ કર્યો વળી કોઈ સમયે પરમાત્માને સૃષ્ટિકર્તવ્યતા માટેની ઈચ્છા થઈ, " મારૂં એકરૂપત્વ માયા વડે કેવી રીતે બહુરૂપ થશે ? " તેવામાં પ્રણવરૂપ દીર્ઘ શબ્દ ॐ ઉત્પન્ન થયો. તેમાંથી આકાશ ઉત્પન્ન થયું શબ્દ સ્પર્શરૂપ ગુણત્રયયુક્ત શબ્દ ગુણવાળા આકાશથી સ્પર્શ ઉત્પન્ન થયો સ્પર્શથી વાયુ ઉત્પન્ન થયો. વાયુમાંથી રૂપ ઉત્પન્ન થયું રૂપથી અગ્નિ ઉત્પન્ન થયો અગ્નિથી રસ ઉત્પન્ન થયો રસથી જલ પેદા થયું. શબ્દસ્પર્શરૂપરસ ચતુર્ગુણ યુક્ત જલથી ગંધની ઉત્પત્તિ થઈ ગંધથી પૃથિવીની ઉત્પત્તિ થઈ તે આ પૃથિવી શબ્દસ્પર્શરૂપરસગંધ પંચગુણાત્મક જાણવી જોઈએ આ પ્રકારે પંચમહાભૂતથીયુક્ત, શબ્દસ્પર્શરૂપરસગંધરૂપી પંચસૂક્ષ્મભૂતો, સચ્ચિદાનંદમયબ્રહ્મપ્રતિબિંબયુક્ત ત્રિગુણાત્મિકામાયાથી ઉત્પન્ન થયા છે માટે આગળ સર્વને ત્રિગુણ યુક્ત જાણવું, તે કેવી રીતે, આ પ્રકારે

**સૃષ્ટિસંન્યાસ વર્ણન**—આકાશના સાત્વિકાંશથી શ્રોત્રેંદ્રિય ઉત્પન્ન થાય છે ને તેના દેવતાઓ દિશાઓ તેનો વિષય શબ્દ ૧. વાયુના સાત્વિકાંશથી ત્વક્ ઇન્દ્રિય થાય છે, તેનો દેવતા વાયુ અને તેનો વિષય સ્પર્શ છે. ૨ તેજસના સાત્વિકાંશથી ચક્ષુ ઇન્દ્રિય થાય છે, તેનો દેવતા સૂર્ય તથા તેનો વિષય રૂપ છે. ૩ જલના સાત્વિક અંશથી જીહ્વા ઇન્દ્રિય થાય છે, તેનો દેવતા વરૂણ અને તેનો વિષય અન્નાદિ રસ છે ૪. પૃથિવીના સાત્વિક અંશથી નાસિકા ઇન્દ્રિય થાય છે, તેનો દેવતા અશ્વિનીકુમારરૂપ અને તેનો વિષય સુગંધાદિ છે. ૫ આજ્ઞાનેન્દ્રિયો આ પ્રકારે ઉત્પન્ન થઇ છે, તેમજ પંચકર્મેન્દ્રિયોનું પણ આ પ્રમાણે છે—આકાશના રાજસ અંશથી વાકઇન્દ્રિય ઉત્પન્ન થઇ, તેનો દેવતા અગ્નિ અને તેનો વિષય વચન છે. ૧ વાયુના રાજસ અંશથી હસ્તઇન્દ્રિય ઉત્પન્ન થઇ, તેનો દેવતા ઇન્દ્ર તથા વિષય ગ્રહણાદિ છે. ૨ તેજસના રાજસ અંશથી પાદઇન્દ્રિય ઉત્પન્ન થઇ, તેનો દેવતા વિષ્ણુ તથા વિષય ગમનાદિ છે. ૩ જલના રાજસ અંશથી ગુદા ઇન્દ્રિય ઉત્પન્ન થાય છે, તેનો દેવતા યમ તથા વિષય મલવિસર્જન છે. ૪ પૃથિવિના રાજસ અંશથી શિશ્નઇન્દ્રિય ઉત્પન્ન થઈ. તેનો દેવતા પ્રજાપતિ તથા વિષય આનંદ છે. ૫ આ પ્રમાણે પચકર્મેન્દ્રિયો જાણવી જરૂરની છે તથા આકાશાદિના મળવાથી આમાથી અંતઃકરણ ઉત્પન્ન થાય છે, અંતઃકરણની ચાર વૃત્તિયો છે; મન, બુદ્ધિ, અહંકાર, ચિત્ત, ચિત્તનો મનમા અંતર્ભાવ છે. અહંકારનો બુદ્ધિમા અંતર્ભાવ છે, મનનો દેવતા ચદ્ર છે તથા વિષય સંશય છે ૧ બુદ્ધિનો દેવતા બૃહસ્પતિ તથા વિષય નિશ્ચયછે. ૨ અહંકારનો દેવતા રૂદ્ર તથા વિષય ગર્વ છે. ૩ ચિત્તનો દેવતા વાસુદેવ તથા વિષય સ્મરણ છે આકાશાદિ પંચ મહાભૂતોના મેલથી રાજસાંશો વડે પ્રાણ ઉત્પન્ન થાય છે; તે પ્રાણની પાચ વૃત્તિયો છે;-પ્રાણ ૧, અપાન-૨, વ્યાન-૩, ઉદાન—૪, સમાન—૫ તેમાં પ્રાણ શ્વાસપ્રશ્વાસને ઉત્પન્ન કરે છે, ૧ અપાન ખાધેલા પીધેલાનું નીચે નયન કરે છે. ૨ વ્યાન, બલ સાધ્ય ભાર હલનાદિ કરે છે. ૩ ઉદાન. દેહથી ઉત્ક્રમણ કરે છે. ૪ સમાન, ખાધામાં આવેલા અન્નપાનાદિ રસને સર્વત્ર દેહ નાડીમા સમાનરૂપે સ્થાપે છે. ૫ આજ તે લિંગ શરીર; કહ્યું છે કે,—

पंच प्राण मनो बुद्धि दशेंद्रिय समान्वितं ।
अपंचीकृतभूतोत्थं सूक्ष्मांगं भोग साधनं ॥

પંચ પ્રાણ, મનબુદ્ધિ, દશ ઇન્દ્રિય યુક્ત, અપચીકૃતભૂતોમાંથી ઉત્પન્ન થયલા ભોગ સાધનને સૂક્ષ્માંગ ( લિંગ શરીર ) કહેવાય છે

## पंचीकरण ॥

આકાશાદિ પચમહાભૂતોના તામસાંશથી પચીકૃતપચમહાભૂતો ઉત્પન્ન થાય છે, માટે પંચીકરણ કહેવાય છે. આકાશ, વાયુ, તેજ, જલ, પૃથિવીસ્વરૂપ પંચમહાભૂતોમાં

ના દરેકના બે વિભાગ કરીને, સરખા દશ ભાગ કરીને, ને દશ ભાગોમાં પ્રાથમિક પંચ ભાગોના દરેકના સરખે ભાગે ચાર વિભાગ કરીને, તે ચાર ભાગોના પોતાના દ્વિતીય ભાગના પરિત્યાગ વડે, અન્ય ભાગોમાં પ્રયોજવાની જરૂર છે કહ્યું છે,—

द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः ।
स्वस्वेतर द्वितीयांशे योजनात् पंच पचते ॥

એક એકના બબ્બે ભાગ કરીને, પાછા પહેલા ભાગમાંથી ચાર ચાર ભાગ કરી પોતપોતાના બીજા અર્ધ ભાગની સાથે મેળવવાથી, તે પાંચ પાંચ થાય છે—તેથી તે પંચીકરણ કહેવાય છે આ પ્રમાણે પંચીકૃતપંચમહાભૂતોમાંથી ઉત્પન્ન થયલું ચતુર્દશ ભુવનાત્મકબ્રહ્માંડ, પરમાત્માનું સ્થૂળશરીર ઉત્પન્ન થાય છે, આમ પરમેશ્વરનો આ વિરટ દેહ છે સમષ્ટિ શરીર વિરાટ દેહાંતર્ગત છે હું આદિ જીવનું સ્થૂલ શરીર વ્યષ્ટિ છે આ પ્રકારે સમષ્ટિ-વ્યષ્ટિ ભેદે કરીને સૂક્ષ્મશરીર પણ બે પ્રકારનું છે તેમજ સમષ્ટિવ્ય ષ્ટિભેદે કરીને કારણશરીર પણ બે પ્રકારનું છે વળી જાગ્રદવસ્થામાં સ્થૂલ દેહમાં વિશ્વ અને વૈશ્વાનર સર્વ ઇન્દ્રિય વૃત્તિયો વડે, અંતઃકરણ વૃત્તિયો વડે, સર્વસ્થૂલ વિષયોને અનુભવે છે સ્વપ્નાવસ્થામાં લિંગશરીરમાં સ્વપ્ન શામાં તૈજસ અને હિરણ્યગર્ભ મનોવૃત્તિયો વડે જાગ્રત સંસ્કાર તુલ્ય સૂક્ષ્મ વિષયોને અનુભવે છે, સુષુપ્તિ અવસ્થામાં કારણ દેહમાં પ્રાજ્ઞ અને ઇશ્વર અજ્ઞાન યુક્ત અતિસૂક્ષ્મ અજ્ઞાન વૃત્તિયો વડે આનંદ અનુભવેછે

## पंचकोषना लक्षणो ।

દેહત્રયરૂપ સ્થૂલદેહ સૂક્ષ્મદેહ કારણદેહ ત્રણદેહરૂપ પંચ કોષોને એકરૂપેજ જાણવા જોઇએ કેવી રીતે? તો કહેવાય છે ત્વક્ ચર્મ માંસ, રૂધિર, અસ્થિ, મૂત્ર મળના પાત્રરૂપ વિનાશી, પ્રત્યક્ષ અત્તે કાતો સ્થૂલ દેહ અન્નમય કોષ છે શાથી? ખાધેલા પીધેલા અન્નપાનાદિ વડે વીર્ય ઉત્પન્ન થાય છે, તે વીર્યમાંથી આ દેહ ઉત્પન્ન થાય છે અન્ન વડેજ વૃદ્ધિ પામે છે, માટે આ દેહને અન્નમયકોષ જાણવો જોઇએ આ અન્નમય કોષના મધ્યે લિંગદેહમાં ત્રણ કોષનો સમાવેશ થાય છે, તે કયા કયા? અન્નમયકોષના અંતર પ્રાણમયકોષ કહેવાય છે પ્રાણાપાનવ્યાનોદાનસમાનરૂપી વાકપાણિચરણગુદશિશ્નરૂપી કર્મેન્દ્રિયો સહિત પ્રાણમયકોષ જાણવો પ્રાણમયકોષના અનંતર મનોમય કોષ વર્તે છે તેનું લક્ષણ કહેવાય છે શ્રોત્રત્વક્, ચક્ષુ જીવ્હારૂપી પંચ જ્ઞાનેન્દ્રિયો સહિત સંશયાત્મક મનસ્, મનોમય કોષ જાણવો મનોમયકોષના અનંતર વિજ્ઞાનમય કોષ વર્તે છે તેનું લક્ષણ આ પ્રમાણે, શ્રોત્ર ત્વક ચક્ષુ, જીવ્હા પ્રાણરૂપી પંચજ્ઞાનેન્દ્રિયો સહિત નિશ્ચયાત્મિકા બુદ્ધિ વિજ્ઞાનમય કોષ જાણવો આ પ્રકારે લિંગશરીરમાં, પ્રાણમય મનોમય વિજ્ઞાનમય ત્રણ કોષેનો સમાવેશ થાય છે વિજ્ઞાનમયકોષના અનંતર આનંદમયકોષ વર્તે છે તેનું લક્ષણ કહેવાય છે અવિદ્યા

ઉત્પન્ન થયો, અમારૂં શરીર કેવી રીતે ઉત્પન્ન થયુ આ સર્વ પ્રપચનુ કોનાથી રક્ષણ થાય છે, આ સર્વે પ્રપચ પણ કોનામા લય પામે છે, એ પ્રમાણે શાસ્ત્રમાંથા વિવેક કરીને. આ સર્વ દેહ કુટુમ્બાદિ રૂપ પ્રપચ માયા કલ્પિત છે, તથા ઇન્દ્રજાલની પેઠે સત્ય નથી, એમ નિશ્ચય કરવાનો છે, કૌતુક પ્રપચનાના પ્રકારની સત્યતાવડે ભાસે છે, 'સંભ ઠરતો નથી પરતુ ક્ષણિક છે એ પ્રકારે આ સર્વ ઇન્દ્રિયોથી અવલોકાતુ વિશ્વ સત્ય વ્યવહાર વડે ભાસે છે, તોપણ પરિણામમાં નશ્વર રૂપ હોવાથી સત્ય ઠરતુ નથી, પરતુ ઇન્દ્રજાલની પેઠે મિથ્યા માયા છે શાથી? માયાથી કલ્પિત હોવાને લીધે માટે સર્વ પ્રપચનું પણ વસ્તુ તત્સ્વરૂપ જ છે, તે કારણથી આવા જગતમા બ્રહ્મવિના અન્ય કોઈ પણ વસ્તુ નથી. તેમજ બ્રહ્મથી વ્યતિરિક્ત રીતે કંઈપણ બોલવાને હુ સમર્થ નથી, એવો નિશ્ચય કરીને, પચકોશેનો સાક્ષિરૂપ બ્રહ્મજ દેહમા વર્તે છે, એમ જીવ નિશ્ચય કરે છે પછી પોતાને બ્રહ્મ સાક્ષાત્કાર થવાથી તે બ્રહ્મરૂપજ થઇને રહે છે દૃશ્ય સર્વ દેહાદિ પ્રપચનું તથા દૃષ્ટા જીવનું, બ્રહ્મજ સચ્ચિદાનદ રૂપ તત્વ છે, એમ જાણવાની જરૂર છે આ પ્રમાણે સર્વ અપવાદ પ્રકરણનો તાત્પર્યાર્થ છે

इति श्री वेदान्त पचप्रकरणीमा अपवाद निरूपणनामनुं तृतीय प्रकरण समाप्त ।

---

## ॥ चतुर्थ प्रकरण ॥

### । अथ साधन प्रकार निरुपण ।

यन्नाम स्मरणादेवभक्तैर्ज्ञान मवाप्यते ।
तमहं जानकी जानि प्रणतोस्मि निरतरं ॥ १ ॥

જેના નામ સ્મરણ માત્રથીજ ભક્તોવડે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે, એવા જાનકી નાથને નિરતર હુ પ્રણામ કરૂં છુ.—૧

તે આ પ્રકારે ત્રણ પ્રકરણ વડે પ્રપચ નિરાસ વડે પ્રતિપાદિત હોવા છતાં પણ સાધનનુષ્ઠાન વિના બ્રહ્માત્મતત્વનો સ્પષ્ટ અનુભવ થતોનથી માટે સાધન પ્રકાર કહેવાય છે

### શ્રવણ ।

તેમાં પ્રથમ શ્રવણ કેવી રીતે? સર્વ વેદાંતમહાવાક્યોદ્વારા વડે અદ્વૈત સચ્ચિદાનદ બ્રહ્મ જ સત્ય છે, પ્રપચ સત્ય નથી, એમ વારવાર પ્રતિપાદન કરવાનું નામ શ્રવણ માટે વેદાંત શ્રવણ કરવુ જોઇએ, અન્ય શાસ્ત્ર શ્રવણ નહિ

## मनन ।

હવે મનનનુ લક્ષણુ કહેવાય છે વેદાંતોમાંથી સાંભળેલા અદ્વિતીય સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ વસ્તુનું વેદાન્તાનુરૂપ યુક્તિયો વડે વારવાર થતુ અનુચિંતન મનન રૂપ જાણવુ

## निदिध्यास ।

હવે નિદિધ્યાસ લક્ષણુ કહેવાય છે સચ્ચિદાનંદરૂપ અદ્વિતીય વસ્તુનો વિજાતીય દેહાદિ પ્રત્યયરહિત સજાતીય પ્રત્યયપ્રવાહને નિદિધ્યાસ જાણવો જોઇએ દેહના બે વિભાગ વર્તે છે, જડરૂપ અને ચિદ્રૂપ પંચકોશાત્મક વિભાગ જડરૂપ જ, પંચકોશાત્મક જડનો ભાસક વિભાગ ચિદ્રૂપ છે માટે જડ વિભાગની ઉપેક્ષા કરીને મનમાં જ્ઞાનરૂપ પ્રત્યક્ સંપાદન કરવાની જરૂર છે, એ પ્રમાણે નિદિધ્યાસન થાય છે

## समाधि ।

હવે સમાધિ લક્ષણુ સંક્ષેપથી સાંભળો આગળ કેટલાક વિસ્તારથી કહેવામાં આવશે મનની એકાગ્રતા તે સમાધિ તેમજ નાના પ્રકારના બાહ્યપદાર્થોના અનુચિંતન વડે રંજીત મન નિરંતર તે તે પદાર્થોનુ હૃદયમાં ચિંતન કરે છે, તેથી ભ્રમ થાય છે, માટે તે તે સર્વ વિકારોને, મનથી ચિંતિત પદાર્થોને, બહાર કાઢીને, નેત્રોને થોડાં ઢાળીને, સુખાસનમાં બેસવાથી, શાંત થયેલા એકાગ્રતા પામેલા મનની આત્માકારતા વડે અવસ્થિતિનું નામ સમાધિ છે તેમાં શુદ્ધમનસમાં સ્થિત થયેલો પુરૂષ સમાધિસ્થ હેવાથી સુખ પામે છે એ પ્રકારે સમાધિ લક્ષણ આ પ્રમાણે શ્રવણમનનનિદિધ્યાસનસમાધિનું સ્વરૂપ જાણવુ જોઇએ

## साधनांतर ।

હવે અન્ય સાધનો કહે છે, કામ્યનિષિદ્ધકર્મવર્જનપુરઃસર નિત્યનૈમિત્તિકાદિ કર્મો વડે ચિત્તશુદ્ધિ સંપાદન કરીને આત્મજ્ઞાન સાધવુ જોઈએ

## साधन चतुष्टय ।

તેમાં સાધન ચતુષ્ટય સાંભળો નિત્યાનિત્ય વસ્તુ વિવેક ઈહામુત્રાર્થ ફલભોગવિરાગ શમદમાદિસંપત્તિ, મુમુક્ષુત્વ

## नित्यानित्यवस्तु विवेक ।

તેમાં હવે નિત્યાનિત્યવસ્તુવિવેક કહેવાય છે બ્રહ્મજ નિત્ય વસ્તુ છે માટે સ્ત્રી પુત્રદ્રવ્યાદિ વિષય અન્ય સર્વ અનિત્ય છે, એવા વિચારનું નામ નિત્ય નિત્યવસ્તુ વિવેક છે

## विराग ।

આલોકપરલોકમા અનિત્યતાને લીધે નિરતર કર્મફલભોગમા વૈરાગ્યનું નામ વિરાગ આ પ્રકારે ઇહામુત્રાર્થફલભોગ રાહિત્ય વિરાગ છે

## शमदमादि सपत्ति ।

હવે શમદમાદિ સપત્તિ સાભળો, શમ દમ ઉપરતિ,તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા

## शम ।

તે શમનુ લક્ષણ સાભળો, શ્રવણમનનાદિથી ભિન્ન વિષયમાથી મનના નિરોધનું નામ–શમ

## दम ।

બાહ્યેન્દ્રિયોનો આત્મવસ્તુસાધનભિન્ન વિષયે માથી મનના નિરોધનું નામ દમછે

## उपरति ।

વારવાર મનની આત્મામા એકાગ્રતાનું નામ ઉપરતિ છે

## तितिक्षा ।

શીતોષ્ણ સુખદુ ખાદિની પ્રાપ્તિમા સહનશીલતાનું નામ તિતિક્ષા છે

## समाधान ।

વશ કરાયલા મમકસનુ શ્રવણમનનાદિમા આત્મામા જે સ્થાપન તેનું નામ સમાધાનછે

## मुमुक्षुत्व ।

ગુરુ વેદાંતવાક્યોમાં વિશ્વાસ હોવાનું નામ શ્રદ્ધા છે. આત્મપ્રાપ્તિમા આયુષ્યકારણછે મોક્ષ માટેની ઇચ્છા, તે મુમુક્ષુત્વ છે આ પ્રકારે સાધન અનુષ્ટ્ય જાણવા

(અગળ ચાલુ)

ઉપતશ્રી

સ્થાપક
સ્વ. 'આર્યધર્મ-પ્રવર્તક'
મહાશય મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
છપાવનાર—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ, રાજ્ય, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

" सत्यं परं धीमहि "—भागवतम्.

[પુસ્તક ૨૦-૨૧. અંક ૩-૪] (માસિક) ડીસેમ્બર-જાનેવારી [૧૯૦૫-૬.]

વિષયાનુક્રમ પૃષ્ઠ



---

અમદાવાદ

ધી અમદાવાદ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની લીમીટેડ.

આ પુસ્તકોનુ વી પી કમીશન તથા ટપાલ ખર્ચ મગાવનારને શીરછે.

# રા. રા. મ. ન. દ્વિવેદી કૃત પુસ્તકો.

## બાલ વિલાસ.

(આવૃત્તિ બીજી)

કિંમત. રૂ. ૧—૦—૦

આ પુસ્તક પણ મે. ડાયરેકટર સાહેબે શાળામા ઇનામ તથા લાયબ્રેરી મંજુર કર્યું છે.

## ઉત્તરરામ ચરિત્ર.

(આવૃત્તિ બીજી)

કિંમત રૂ ૧—૮—૦

## ચારિત્ર.

(આવૃત્તિ બીજી)

કિંમત. રૂ ૧—૦—૦

મે ડાયરેકટર સાહેબે આ પુસ્તક શાળાઓમા ઇનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલું છે

આ શિવાયના તેમના અન્ય તમામ પુસ્તકો સુદર્શન ઓફીસ—નડીયાદ. એન. એમ ત્રીપાઠી એન્ડ કંપની કાલબાદેવી રોડ મુબઈથી મળી શકશે

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શન ઓફીસમા મોકલવામાં આવશે

આદ્યક્ષ
સ્વ. 'અભેદમાર્ગ-પ્રવાસી'
ભારતિય મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૦–૨૧. અંક ૩ ]   ( માસિક. )   [ ડીસેમ્બર ૧૯૦૫. ]

## ॥ भारति ॥

### અભિનન્દન.

( મળેલું. )

વસંતતિલકા.

વન્દું પડી પદ પુનીત સરસ્વતીના,
અંકાય આ હૃદયના પટ સ્પર્શ થાતાં;
જે સ્પર્શથી સકલ વિશ્વ તણો પ્રકાશ,
કોરાય છે હૃદયમાં કરી દિવ્ય ભાસ;
દેવિ ! સરસ્વતિ ! નમું તુજને ફરીને,
તારા પુનીત પદની રજ સ્પર્શવા દે;
હા ! દિવ્ય તે રજવડે મન શાન્ત થાય,
તે સંગ્રહું હૃદયમાં પ્રભુને મળાય;
આ દિવ્ય છે રજકણો મુજ હસ્તમાંહિ,
છાંટું અરે પ્રિય તને શુભ દિન આજે,
કુંકુમ ગુલાલ મય આરસ દિવ્ય છાંટું;
તારા મનોરથ ફલો પ્રિય ! એ હું માગું,

શુકલ.

## જીવન પ્રદીપ.*

( મળેલું )

### ત્રોટક.

ઉદધિગત નિર્જન દ્વીપ વિષે;
ક્ષણદા સુપ્રભાત થવા પૂરવે;
નહિં વ્યોમ મહીં કંઈ દૃશ્ય યદા,
ઉડુ તારક કે વળી ઇન્દુ પ્રભા;
ઉનકાકર કો સુણીને ભૂમાને,
શીત શ્વેત શશિસંમિશ્રિત કરે.
સ્મિત તેહની તુલ્ય યથાર્થ ગણો;
ચળ મન્દ પ્રદીપજ જીવનનો,
જસ જ્યોતિ ઝગે ચપળા તરલા;
પદ જ્યાં સુધી છે સબળા જનનાં
નવ માનવ પૌરૂષ તું તજતો,
શીત ઉષ્ણ ઉચાટવીમાં ભમતો,
(તો) દુખ વાદળ તું પર જે ઝઝુમે;
સહુ વ્યસ્ત સમસ્ત હિ સ્વચ્છ બને:
નહિં બંધ તથા નહિં મોક્ષજ જ્યાં,
(પણ) રમવાનું સદા નિયતિ જગમાં.

### વસંતતિલકા.

આ વિશ્વને સકળ જ્ઞાનની ધાત્રી જાણો,
આ જગતને અનુભવ પ્રસવા પ્રમાણો;
ત્યાં ધૈર્ય કે સુદૃઢતા—રસના ન ધારે,
ત્રાસે જનો મરણ વાત તણા પ્રહારે;
જાણે નહિં તનુ ગમે સહુ જ્ઞાન આદિ,
માયાત્મક સ્વપ્નવત્ રહેશે જણાઇ;
રે'શે સમાધિનું નિગૂઢ રહસ્ય ત્યાં તો,
આ દેહબંધ વિણ સર્વ હયાત ત્યાં જો;
મારૂ વિલોચન અને વળી કાન્ત કર્ણો,
સર્વે વિલોકી નહિં કોઇ શકે, સુવર્ણો;

---

* એક અંગ્રેજ કવિના કાવ્યપરથી.

કોં કો શકે કથી કથા જન્મમૃત્યુ કેરી ?
ભવિસ્વરૂપ પ્રકટે નથી બુદ્ધિ એવી !
આ લોક શોક-નિનિવાસ વિષે વસેલા,
વા'લા વિયોગજ દુખોથી અતિ તપેલા,
જે ચિંત તે કદી કદાપિ શું વર્ણનીય,
આવી કવે કવિવરો કદી સ્વર્ગથીય !
ભાવિ તણી પ્રત્યાશા, વર્તમાનનો ભય તેમજ પ્રેમ
નહિ નહિ નિરૂપીશકે કો,ભાખે શાણા સજ્જન મન એમ.

મોતીચંદ ઓધવજી

---

# वेदान्त पंचप्रकरणी.

( અનુસંધાન પૃષ્ઠ—૬૪ થી )

## यमनियमादि साधनो ।

યમ, નિયમ, આસન, પ્રાણાયામ પ્રત્યાહાર ધારણા ધ્યાન અને સમાધિ, એ આઠ યમનિયમાદિ સાધનો છે

## यम ।

યમ પંચપ્રકારના છે—અહિંસા-૧, સત્ય-૨,અચૌર્ય-૩, બ્રહ્મચર્ય ૪,અપ્રતિગ્રહ-૫

## नियम ।

નિયમ પણ પંચપ્રકારના છે—શૌચ, સંતોષ,તપ સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન

## आसन ।

પદ્માસ્વસ્તિકાદિ આસનો છે ( स्थिरसुखमासनम्—સ્થિર અને સુખે કરીને જેમાં ઘણો સમય બેશી શકાય તે આસન—એમ ભગવાન્ પતંજલિએ આસનનું સર્વ સામાન્ય સ્વરૂપ ઉત્તમ યોજ્યું છે )

## प्राणायाम ।

રેચક, પુરક કુંભકરૂપ પ્રાણાયામ કહેવાય છે

## प्रत्याहार ।

ઇન્દ્રિયોને નિજનિજ વિષયો પ્રતિના પ્રવાહમાંથી પાછી વાળવાનું નામ પ્રત્યાહાર છે.

## धारणा ।

અદ્વિતીય વસ્તુમા મનની સ્થાપનાનુંનામધારણા છે.

## ध्यान ।

સચ્ચિદાનંદરૂપ અદ્વિતીયવસ્તુમા સતત્ પ્રવર્તતા અંતઃકરણવૃત્તિ પ્રવાહનુનામ ધ્યાનછે

## समाधि ।

સમાધિ બે પ્રકારની છે—૧ સવિકલ્પ અને ૨ નિર્વિકલ્પ

## सविकल्प समाधि ।

તેમા પ્રથમ સવિકલ્પ સમાધિનું લક્ષણ સાંભળો. જ્ઞાતાના જ્ઞાનની લય અપેક્ષા વડે અદ્વિતીય સચ્ચિદાનંદવસ્તુમા તદાકાર થયલી ચિત્તવૃત્તિની અવસ્થાનુ નામ સવિકલ્પ સમાધિ. અત્રએ દૃષ્ટાંત છે, મૃત્તિકામય ગજાદિના ભાનમાં પણ મૃત્તિકાના ભાનની પેઠે દ્વૈતભાન હોવા છતાં પણ અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ વસ્તુ ભાસે છે. કેવી રીતે ? મૃત્તિકામયગજ, મૃત્તિકાથી ભિન્ન થઈ શકતો નથી, એવીજ રીતે સચ્ચિદાનંદમય પ્રપચ, સચ્ચિદાનંદ વસ્તુથી ભિન્ન નથી. ઘટપટાદિ જે જે વસ્તુઓ જોવામા આવે છે તે સર્વ સચ્ચિદાનંદરૂપ શી રીતે ? તો સાંભળ; ઘટ છે, એ ચિદ્રૂપ છેઃ ઘટ નથી, એ અચિદ્રૂપછે, ઘટ પ્રિય છે, એ આનંદરૂપ છે. આવી આવી બુદ્ધિ વડે સર્વત્ર વિચાર કરીને સચ્ચિદાનંદરૂપ અદ્વય આત્માજ અવલોકનીય છે, કંઇ ઘટપટાદિરૂપ પ્રપચ અવલોકવાનો નથી. આ પ્રકારે સવિકલ્પ સમાધિનો વિચાર છે.

## निर्विकल्प समाधि ।

હવે નિર્વિકલ્પ સમાધિનું લક્ષણ સાંભળો. જ્ઞાતાજ્ઞાનાદિ વિકલ્પલયની અનપેક્ષાવડે સચ્ચિદાનંદરૂપ અદ્વિતીય વસ્તુમા તદાકારથી આકારિત થયલી ચિત્તવૃત્તિનુ અત્યંત એકરૂપ ભાવ વડે અવસ્થાન—તે નિર્વિકલ્પ સમાધિ—તે સમયે જલના આકારથી આકારિત થયલા લવણના અદર્શ થવા વડે જલ માત્રના અવભાસની પેઠે સચ્ચિદાનંદ અદ્વિતીય વસ્તુમાત્રજ ભાસે છે. દૃષ્ટાંત તરીકે સુષુપ્તિ

## चार अंतरायो ।

નિર્વિકલ્પ સમાધિના, લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદરૂપ ચાર અંતરાયો છે.

## લય ।

તેમાં લયનું લક્ષણ સાંભળો અદ્વિતીય વસ્તુના અવલંબન વિના ચિત્તવૃત્તિનું અન્ય પદાર્થનું અવલંબન તે લય તે સમાધિમા અંતરાય ભૂત છે આ પ્રકારે લયનું લક્ષણ છે

## विक्षेप ।

આ પણ સમ્યકઆકારથી આકારિત થયલી ચિત્તવૃત્તિના ભાસમાન્ થયા વિના સચ્ચિદાનંદરૂપ વસ્તુના અવલંબનરૂપે છે આ પ્રકારનો વિક્ષેપ છે તે સમાધિમા અંતરાયભૂત છે આવું વિક્ષેપનું લક્ષણ છે

## कषाय ।

લય વિક્ષેપના અભાવમા પણ સ્નેહાદિ વાસના કરી અખંડ વસ્તુના અવલંબન વિના ચિત્તવૃત્તિ સ્તબ્ધરૂપ થાય છે તે—કષાય

## रसास्वाद ।

હવે રસાસ્વાદનુ લક્ષણ સાભળો અખંડવસ્તુના અવલંબન વિના પણ ચિત્તવૃત્તિનો સવિકલ્પકાનંદ સ્વાનંદસમાધિમા, આ હું મહત્ સુખ અનુભવુ છુ, એવા પ્રકારનો ચિત્તવૃત્તિ વિશેષ તે-રસાસ્વાદ આ પ્રમાણે રસાસ્વાદનુ સ્વરૂપ છે આ અંતરાય ચતુષ્ટયથી રહિત ચિત્ત નિર્વાતસ્થાનમા રહેના દીપની પેઠે નિર્મલ, નિશ્ચલ, શાંત, અખંડ ચૈતન્ય માત્ર રહે છે, ત્યારે નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે આમા ભગવાનનુ પણ વચન છે— **यथादीपो निवातस्थो नेंगते सोपमा स्मृता ।** જેમનિવાતસ્થાનસ્થિત દીપ હાલતો ચાલતો નથી, તેની ઉપમાની પેઠે

## मैत्र्यादिभावना ।

આ પ્રકારે ચિત્તના સ્થૈર્યને માટે શુભ વાસનાઓ સાભળો તેમા મૈત્ર્યાદિ ચતુષ્ટય શુભ વાસના રૂપ કહેવાય છે મૈત્રી, કરુણા, અનુમોદન, ઉપેક્ષા

## मैत्री ।

મૈત્રીનુ લક્ષણ આ પ્રમાણે છે જો પ્રાણિઓ સુખી હશે તો મારા મિત્રોનુ પણ સુખિપણું છે, એ મૈત્રીની ભાવના કરવી ઇર્ષ્યા ન કરવી

## करुणा ।

દુઃખી પ્રાણિઓમા, એમની દુઃખનિવૃત્તિ કેવા પ્રકારે થાય, એવી કૃપાની ભાવના

કરવાની જરૂર છે; ઉપેક્ષા અથવા હર્ષની ભાવના કરવાની નથી.

## अनुमोदन ।

પુણ્યકર્મયુક્ત પ્રાણિઓમાં, પુણ્યના અનુમોદન વડે, હર્ષની ભાવના કરવાની જરૂર છે; દ્વેષ અથવા ઉપેક્ષાની ભાવના કરવાની નથી.

## उपेक्षा ।

અપુણ્ય યુક્ત કાર્યોમાં, ઉદાસીનતાની ભાવના કરવાની નથી. આ પ્રમાણે નિરંતર ભાવના કેળવવામાં લાગેલાને શ્રુતયુક્ત ધર્મ સિદ્ધ થાય છે, રાગદ્વેષાદિમલ દૂર થયલું ચિત્ત પ્રસન્ન થઇને એકાગ્રતા યોગ્ય થાય છે, અનાસક્તને પણ મૈત્ર્યાદિચતુષ્ટય શુભવાસનાનું ઉપલક્ષણ માત્ર છે. આ પ્રકારે અન્ય પણ અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ, સાધુ સમાગમ, 'अमानित्वमदंभित्व । અમાનિત્વ, અદંભિત્વ, ઇત્યાદિ કહેવાયલી તથા "अभय सत्वसंशुद्धिः । અભય, મનની સારે પ્રકારે શુદ્ધિ, ઇત્યાદિ કહેવાયલી શુભ વાસનાઓ જાણવી.

## मलिनवासना ।

હવે મલિન વાસનાઓ સાંભળો. તે, લોકવાસના, શાસ્ત્રવાસના દેહવાસના, એમ ત્રણ પ્રકારની છે. આ પ્રકારે ગીતાના સોળમા અધ્યાયમા કહેવાયલી બીજી વાસનાઓને પણ મલિનવાસનાઓ રૂપે ગ્રહણ કરવાની છે. આ પ્રકારે દૈવીસંપત્તિરૂપ શુભવાસનાઓ ગ્રહણ કરવાની છે, તથા આસુરીસંપત્તિ રૂપ અશુભવાસનાઓનો ત્યાગ કરવાનો છે.

## चित्तनदी ।

એમ કહેવામાં આવ્યું છે કે,—ચિત્તનામની નદી ઉભય પ્રકારે વહન કરનારી છે, કલ્યાણ માટે વહન કરે છે, પાપ માટે વહન કરે છે. તેમાં જો તે વિવેકયુક્ત હોય તો કલ્યાણવાહિની નિવડે છે; તથા જો અવિવેક વડે સંસારયુક્ત વહન કરે છે તે પાપ વાહિની નિવડે છે. તેમા ચિત્તનદીનો વિષયાભિમુખ પ્રવાહ વૈરાગ્યવડે ખિલે બંધાય છે વિવેકદર્શનાભ્યાસવડે કલ્યાણપ્રવાહ વહેવા માંડે છે જેમ તીવ્રવેગયુક્ત નદી સ્યંદને સેતુબંધન વડે અટકાવીને, તટોને અનુકૂલ કરીને, ક્ષેત્રના સામે સીધો અન્ય પ્રવાહ વહેવરાવી શકાય છે, તેમ દીર્ઘકાલ સુધી નિરંતર સત્કાર વડે જ્ઞાનાભ્યાસ કરવો જોઇએ. ગમે તેવા ઉપાયે કરીને આત્મજ્ઞાન હું અવશ્ય સંપાદન કરીશ, એવા કલ્પના ઉત્સાહથી યુક્ત પુરૂષને પરમેશ્વર અનુગ્રહ કરે છે. માટે આત્મામા અક્ષયઅનુભવસુખના અર્થિઓએ, ક્ષુદ્ર, મહાનરકપાતકાદિક્ષુદ્રવિષયપ્રીતિમાંથી ઇન્દ્રિયોનું નિર્તન કરવું જોઇએ તેટલા કાલ પર્યંતનીજ બ્રહ્મમાં સ્થિતિ થાય છે, એમ જ્ઞાન સાધનનો તાત્પર્યાર્થ છે;

**इतिश्री वेदान्त पंचप्रकरणीमां साधनप्रकार निरूपण नामनुं चतुर्थ प्रकरण समाप्त ।**

## ॥ पंचम प्रकरण ॥

## ॥ अथ आत्मप्रकाश निरूपण ॥

रामाभिधमहंवंदे यत्कृपापांगवीक्षणात् ।
भवंति सहसा मुक्ता सच्चिदानंद विग्रहाः ॥ १ ॥

જેના કૃપા ભરેલા અપાંગવિક્ષણથી સહજમા મુક્ત થઇને સચ્ચિદાનંદ રૂપ થઈ જાય છે, એવા રામનામનું હું વંદન કરૂં છું—૧

માટે આ પ્રકારે પૂર્વે પ્રકરણમા કહેવાયલા સાધન સંપાદન કરીને, મહાવાક્ય વિચાર વડે આત્મજ્ઞાનપ્રકાશ સંપાદન કરવા યોગ્ય છે, એમ ઉપદેશવાને,

### चार महावाक्यों ।

ચાર વેદના ચાર મહાવાક્યો છે. **प्रज्ञान ब्रह्म** । એ ઋગ્વેદનું મહાવાક્ય છે **अहब्रह्मास्मि** । એ યજુર્વેદનું મહાવાક્ય છે **तत्वमसि** । એ સામવેદનું મહાવાક્ય છે. **अयमात्मा ब्रह्म** । એ અથર્વણવેદનું મહાવાક્ય છે આ પ્રમાણે ચાર મહાવાક્યો વડે પણ જીવાત્માની બ્રહ્મરૂપતાનું પ્રતિપાદન છે માટે મહાવાક્યાર્થ કહેવાય છે

### ऋक् महावाक्य ।

તેમાં પ્રથમ ઐતરેયારણ્યકમાના **प्रज्ञान ब्रह्म** । એ મહાવાક્યના અર્થનો વિચાર કરીએ દેહમધ્યમા સકલઇન્દ્રિયોથી તથા અંતઃકરણવૃત્તિભેદોવડે ઉપલક્ષિત જે ચૈતન્ય છે, તે શુદ્ધસાક્ષિચૈતન્ય પ્રજ્ઞાનના નામથી વ્યવહરાય છે

### ब्रह्म शब्दनो अर्थ ।

હવે બ્રહ્મ શબ્દનો અર્થ વિચારીએ બ્રહ્મ, ઇન્દ્ર, દેવ, મનુષ્ય, અશ્વ, ગાય આદિ દેહધારિમા, આકાશાદિ ભૂતોમા જગત્ જન્માદિભૂત જે એક ચૈતન્ય વર્તે છે, તે બ્રહ્મ શબ્દ વડે દર્શાવાય છે માટે પ્રજ્ઞાન એજ બ્રહ્મ છે ચિત્ સર્વત્ર વ્યાપક વર્તે છે તેટલા માટે પંચકોશાદિનો સાક્ષિ શુદ્ધ જીવ, પ્રજ્ઞાનરૂપ હોવાને લીધે બ્રહ્મનુંજ સ્વરૂપ છે, પરંતુ સંસારી નથી, એમ જાણવાની જરૂર છે

### यजुषनुं महावाक्य ।

હવે બૃહદારણ્યકમાના **अहब्रह्मास्मि** । એ મહાવાક્યનો અર્થ વિચારીએ જ્ઞાનાધિકાર સંપન્ન દેહમા જે પંચકોશોનો સાક્ષિ શુદ્ધ સ્વરૂપ જીવ વર્તે છે, તે આ વાક્યમા

અહં'પદની લક્ષણાથી લક્ષિત થાય છે. માટે અસ્મિ (છું) એ પદ વડે જીવ બ્રહ્મનું ઐક્ય છે, એમ જાણવાની જરૂર છે. આ પ્રમાણે યજુર્વેદસ્થ માહાવાક્યનો અર્થ છે.

## साम महावाक्य ।

હવે છાંદોગ્ય શ્રુતિમાંના तत्त्वमसि । એ મહાવાક્યનો અર્થ વિચારીએ. આ વાક્યમાં तत् (તે),त्वम् (તું) અને (છે) असि, એ ત્રણ પદનો સમાવેશ થાય છે, તેમાં 'तत्' શબ્દથી, સૃષ્ટિના પૂર્વકાલમાં તથા સૃષ્ટિના ઉત્તરકાલમાં પણ અદ્વિતીય માયા રહિત શુદ્ધ બ્રહ્મ સૂચવાય છે ત્વંપદ વડે, દેહાદિ સાક્ષિભૂત અવિદ્યા રહિત શુદ્ધ જીવનું રૂપ સૂચવાય છે असि પદવડે तत् અને त्वं પદના અર્થોનું ઐક્ય અનુભવાય છે. માટે પંચકોષોના સાક્ષિ શુદ્ધ જીવને બ્રહ્મસ્વરૂપજ જાણવો જોઇએ. સંસારી જાણવાનો નથી. આ પ્રકારે સામવેદના મહા વાક્યનો અર્થ છે.

## अथर्वर्ण महावाक्य ।

હવે અથર્વણ વેદમાંના अयमात्माब्रह्म । એ મહાવાક્યનો અર્થ વિચારીએ તેમાં પ્રાણમય ઇન્દ્રિય દેહાદિનો સાક્ષિ अय (આ) પ્રત્યક્ષ आत्माने સચ્ચિદાનંદરૂપ આત્મા જાણવાનો છે. મિથ્યા ભૂત સર્વ જગતનું જે સચ્ચિદાનંદ લક્ષણ અધિષ્ઠાન સ્વરૂપછે, તે બ્રહ્મ શબ્દથી જાણવાનું છે. આ પ્રમાણે દેહાદિ સાક્ષિ સચ્ચિદાનંદ લક્ષણ જીવને બ્રહ્મસ્વરૂપજ જાણવાનો છે, સંસારી જાણવાનો નથી. આ પ્રકારનો અથર્વણવેદના મહાવાક્યનો અર્થ છે. આ પ્રકારે ચાર વેદોનાં ચાર મહાવાક્યોથી પણ જીવ બ્રહ્મજ છે, એ મુખ્ય વેદાંતતત્વનું પ્રતિપાદન થાય છે

## जीवनो ब्रह्मस्वरुपानुभव प्रकार ।

અત્રે જીવ બ્રહ્મસ્વરૂપ શી રીતે છે ? એ પ્રશ્નના ઉત્તરમાં જીવનો બ્રહ્મસ્વરૂપાનુભવ પ્રકાર વિચારવામાં આવે છે. ચૈતન્ય ત્રણ પ્રકારનું છે, બ્રહ્મ ચૈતન્ય, પ્રત્યક્ ચૈતન્ય અને આભાસ ચૈતન્ય. વિશ્વના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ ચૈતન્ય છે. શ્રી, બુદ્ધિઆદિના અધિષ્ઠાનરૂપ પ્રત્યક્ ચૈતન્ય છે, અને બુદ્ધિમાં પ્રતિબિંબિતચૈતન્ય આભાસચૈતન્ય છે. જેમ મહાકાશ, ઘટાકાશાદિમાં ઘટજલગત પ્રતિબિંબાકાશનો ભેદ નથી તેમ, બ્રહ્મચૈતન્ય અને પ્રત્યક્ ચૈતન્યનો, ઘટજલગત પ્રતિબિંબાકાશની પેઠે ભેદ નથી. બુદ્ધિગત આભાસચૈતન્ય, સંસારાભિમાનવાદક, જીવસ્વરૂપ, મિથ્યા કલ્પિત લાગે છે. માટે બુદ્ધિને વૃત્તિરહિત કરીને પ્રત્યક્ ચૈતન્યનો અનુભવ સંપાદન કરવાની જરૂર છે. આ અનુભવ વડે જીવ બ્રહ્માનંદરૂપ થાય છે આત્માકાર થયેલી બુદ્ધિમાં ચિદાભાસનું પ્રયોજન નથી. માટે, બ્રહ્મમાં ફલવ્યાપ્તિ નથી વૃત્તિવ્યાપ્તિ વર્તે છે. ઘરમાં પણ, વૃત્તિ વ્યાપ્તિ. ફલવ્યાપ્તિ, એમ ઉભય વ્યાપ્તિત્વ વર્તે છે. દષ્ટાંત તરીકે, ઘટાકારથી આકારિત થયેલી ચિત્તવૃત્તિ અજ્ઞાન ઘટને વિષય કરીને જ્ઞાનમાં

સ્તગત ચિદાભાસવડે જડ ઘટને પણ ભાસમાન કરે છે, ઘટજ્ઞાનમાં ચિત્તવૃત્તિની અપેક્ષાની જરૂર છે, ચિત્તવૃત્તિગત ચિદાભાસની પણ અપેક્ષાની જરૂર છે બ્રહ્મજ્ઞાનમા તો એકલી ચિત્તવૃત્તિનીજ અપેક્ષા છે, ચિત્તગતચિદાભાસની અપેક્ષા નથી શાથી ? જ્ઞાનસ્વરૂપે બ્રહ્મનો ચિત્તની તદાકારતા થતા, ચિદાભાસ સૂર્યની પાસે દીપકાંતિની પેઠે આચ્છાદિત થાય છે, તે કાલમા ચિત્તવૃત્તિમા એકાગ્રતામા જ્ઞાનસ્વરૂપ બ્રહ્મજ સ્ફુરે છે, જીવનું સ્ફુરણ થતું નથી જીવોપાધિભૂત ચિત્તવૃત્તિ લીન થતા પ્રત્યગાત્મસ્વરૂપ, સચ્ચિદાનંદમય બ્રહ્મ માત્ર થાય છે જેમ દર્પણના અભાવમા નિજમુખ પ્રતિબિંબ મુખ માત્ર બાકી રહે છે તેમ, અત્રે સચ્ચિદાનંદરૂપ પ્રત્યગાત્મા પોતેજ મુખ તુલ્ય છે, સ્વચ્છાત્માકારાચિત્તવૃત્તિ દર્પણ તુલ્ય છે, તથા ચિદાભાસરૂપજીવ મુખ પ્રતિબિંબ તુલ્ય છે જેમ નિજ મુખનું પ્રતિબિંબ દર્પણમા ભાસે છે, તેમ પ્રત્યગાત્મા બ્રહ્મનું જીવરૂપ પ્રતિબિંબ ચિત્તવૃત્તિમા ભાસે છે જેમ મુખ ત્રણ કાલમા પણ સત્ય છે, મુખ પ્રતિબિંબ ત્રિકાલમા અસત્ય છે, તેમ પ્રત્યગાત્મસ્વરૂપ ચિદાનંદમય બ્રહ્મ ત્રિકાલમા પણ સત્ય છે તથા બ્રહ્મના પ્રતિબિંબરૂપ જીવસ્વરૂપ ત્રિકાલમા પણ અસત્ય છે. આ પ્રકારે બુદ્ધિવડે જાણવું જોઇએ, આ પ્રમાણે યુક્તિનું સૂચન કર્યું

## चित्तवृत्ति निरोध ।

તેમજ વળી ચિત્તવૃત્તિઓનો એક બે ત્રણ ક્ષણ સુધી નિરોધ થાય તો શુદ્ધ ચૈતન્યનો અનુભવ થાય છે ચિત્તવૃત્તિનું જીવસ્વરૂપ તે સવિકલ્પકજ્ઞાન છે બ્રહ્મસ્વરૂપતે નિર્વિકલ્પક જ્ઞાન છે માટે સ્વતસિદ્ધ વિકલ્પો ( સકલ્પો ) નો પ્રયત્ન વડે નિરોધ કરવો જોઇએ આ પ્રકારે ચિત્તની સર્વે વૃત્તિયોનો નિરોધ થતાં સમ્યક્ નિરોધ થતા સમાધિ અનુભવાય છે સર્વે ચિત્તવૃત્તિનિરોધનું અસામર્થ્ય હોય તો, ક્ષણ માત્ર પણ ચિત્તવૃત્તિનિરોધ કરીને પોતાના સચ્ચિદાનંદ રૂપ તત્વમાં નિરતર વિશ્વાસ કરવો જોઇએ. જેમ દેહ એ હુ છુ, એવી દૃઢ બુદ્ધિ બંધઈ ગઇ છે, તેમ સચ્ચિદાનંદ રૂપ જ હુ છુ, એવી દૃઢ બુદ્ધિ દૃઢ બધાતા જીવ, સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મ જ થાય છે પછીથી તે કૃત કૃત્ય થાય છે તે વિષે કહેવાયુ છે धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसावेद्मि । धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदोविभातिमे स्पष्टं ॥ હુ ધન્ય છુ—કૃતાર્થ છુ—કારણ કે નિરતર સ્વાત્માને—દેશકાલવસ્તુપરિચ્છેદ રહિત નિજરૂપપ્રત્યગાત્માને સાક્ષાત—અપરોક્ષ રૂપે જાણું છુ માત્ર આત્મજ્ઞાનનાં લાભનિમિત્તથી થતી તૃપ્તિથી હુ ધન્ય છુ એટલુ જ નહિ પણ તે આત્મજ્ઞાનના ફલભૂત પરમાનંદના આવિર્ભાવરૂપ અપૂર્વ લાભથી હુ અધિક કૃતાર્થ છુ કેમકે જેથી બ્રહ્માનંદ મને સ્પષ્ટ રીતે ભાસે છે—સ્ફુરે છે, તેથી હુ ધન્ય છુ" એવુ અનુભવ વાક્ય

## ब्रह्मवेत्ता ॥

આવા પ્રકારે બ્રહ્માનંદના અનુભવથી યુક્ત યોગીને બ્રહ્મવેત્તા જાણવો भिद्यते हृदय

**ग्रन्थिच्छिद्यन्ते सर्वे संशया । क्षीयन्तेचास्य कर्माणितस्मिन् दृष्टे परावरे ॥** જ્યારે બ્રહ્મ અને આત્માના અદ્વૈતપણાના જ્ઞાનનો પ્રકાશ થાય છે ત્યારે અહંકાર અને આત્માનાં તાદાત્મ્ય સંબંધનો નાશ થાય છે, તેમજ આત્મા બ્રહ્મ, મોક્ષ મુક્તાવસ્થા, તથા પુન જન્મ વિગેરે સંશયોનું પણ છેદન થાય છે, તેમજ લિંગદેહના નાશની સાથે જ પ્રારબ્ધ સંચિત, તથા ક્રિયમાણ કર્મનો પણ ક્ષય થય છે આ જીવ બ્રહ્મજ્ઞાન વડે મહામોહ રૂપ મૂત્રપુરીષાદિ ભાજન સ્ત્રીદેહમાં મમતા રહિત થાય છે પછી માંસરૂધિરમૂત્રપુરિષાદિ ભાજન શરીર વડે અધમદપટુત્વાદિ ભાજન અંતઃકરણત્વવડે પૂર્વવાસનાથી કરાતા ભોગવાતા જ્ઞાન વિરૂદ્ધ પ્રારબ્ધ ફ્લોને જુવે છે ભોગવે છે તોપણ, જ્ઞાનવડે તેમનો બાધ થયલો હોવાથી, તેમને સત્યત્વથી જોતો નથી પરંતુ ઇંદ્રજાલની પેઠે અસત્ય રૂપે જુએ છે આહારાદિની પેઠે આને શુભ વાસનાનીજ વૃત્તિ થાય છે, અથવા શુભાશુભમાં ઐદાસીન્ય વૃત્તિ થાય છે વધારે તો શું પરંતુ આ દેહયાત્રામાત્રને અર્થે જ ઇચ્છા નિચ્છા પ્રાપિત સુખદુઃખ લક્ષણ પ્રારબ્ધફ્લો અનુભવતો, અંતઃકરણભાસાદિના અવભાસના સાક્ષી રૂપ તેના અવસાનમાં પ્રાણ લય થતાં પ્રત્યગાત્મબ્રહ્મમાં અજ્ઞાન અને તેના કાર્યના વિનાશને લીધે પરમ ચૈતન્યમાન એકરસ, અભિન્ન ભેદના પ્રતિભાસરહિત અખંડ બ્રહ્મ જ અવશેષ રહે છે **नतस्य प्राणाउत्क्रामत्यत्रैव समलीयत्ते । विमुक्तश्च विमुच्यते ।** તેના પ્રાણોની ઉત્ક્રાન્તિ થતી નથી પરંતુ અત્ર ( બ્રહ્મમાં ) વિલીન થાય છે, વિમુક્ત થતાં મોક્ષ પામે છે, એમ શ્રુતિ પણ ઉપદેશે છે **आत्म लाभान्नपर विद्यते ।** આત્મ લાભથી શ્રેષ્ઠ કંઇપણ નથી, એમ પણ ઉપદેશે છે **ब्रह्मविद्ब्रह्मैवभवति । ऊनमो ब्रह्मविद्भ्यः । ब्रह्मविद्भ्य. । परंमनास्तिन भूत न भविष्यति ।** બ્રહ્મવિદ બ્રહ્મ જ થાય છે, નમો બ્રહ્મવિદોને, બ્રહ્મવિદોને એથી પર કંઇ નથી, થયું નથી થવનું નથી

इतिश्री वेदान्तपचप्रकरणीमा आत्मप्रकाशनिरुपणनामनुं पंचम प्रकरण समाप्त ।

ઉપતશ્રી

# બ્રહ્મવિદ્યા અને પરાવિદ્યા

## (THEOSOPHY AND OCCULTISM)*

ગ્રીકભાષાના ધાતુઓથી સૂચવાય છે તેમ, થીઓસોફી એટલે દિવ્યજ્ઞાન—ઇશ્વર સબંધીનું જ્ઞાન, સર્વ સમયોમાં જણાઇ આવતી એક અથવા અન્યસ્વરૂપમાં પ્રતીત થતી તથા ઇશ્વરની પ્રકૃતિને, વિશ્વને, અને મનુષ્યના તે ઉભય સાથેના સબંધને સમજાવવાનો પ્રયત્ન કરતી તે એક સામાન્ય વિચાર સરણી છે પૌર્વાત્યોમાં ચીન, હિંદુસ્થાન અને ઇજીપ્તના તત્વશાસ્ત્રોના દર્શનોમાં તે આગળ પડી આવેછે. નોસ્ટિક સંપ્રદાયના ગ્રંથોમાં, નીઓ—પ્લેટોનિસ્ટ અને કેબાલીસ્ટના પંથોમાં, બોહ્મિ, શેલિંગ અને એકહાર્ટના શોધોમાં, કપિલ અને શંકરાચાર્યના, પૈથાગોરાસ અને પ્લેટોના, સાઈમનમેગસ અને ત્રે ટાયાનાના એપોલોનીઅસના, પેરેસેલસસ અને બ્રુનોના ઉપદેશોમાં તે જોવામાં આવે છે. તે પરંપરાગત એક સત્યને દર્શાવે છે, કે જે ઘણા પ્રાચીન સમયથી જાણવામાં આવી છે) અને તે કંઇ ઉપર દર્શાવેલા તથા અન્ય અનેકના તત્વશાસ્ત્ર વિશેના અને શોધક બુદ્ધિ ભરેલા ગ્રંથોમાંથીજ મળી આવે છે એમ નથી, પરંતુ સમયે સમય અનેક ધર્મોએ અને ગૂઢપંથોએ તેનો ઉપદેશ આપેલો છે, પૂર્વમાં ગુરૂઓ અને દિક્ષિતો દ્વારા અને ગ્રીસમાં ગૂઢવાતો ઉપદેશતી અનેક શાલાઓ દ્વારા માધ્યમિક કાલમાં તેની નિશાનીઓ મેજનરી અને મધ્યકાલિક ગૂઢચમત્કારવાદમાં (Mysticism) મળી આવે છે, અને આગળ ઉપર તે રોઝીક્રુશીઅન પંથમાં જોવામાં આવે છે, તથા સર્વ સમયે દુનિયાના મહાન્ ધર્મોના અંતરંગ પક્ષમાં તેનો સમાવેશ કરાયેલો છે.

થીઓસોફીકલમંડલ—આધુનિક સમયમાં પરાવિદ્યાની પરંપરાનું હેલેના પેટ્રોવના બ્લાવાટસ્કી નામની એક રૂષિયન સ્ત્રીએ પુનરૂજીવન કર્યું, ૧૮૭૫ ના નવેંબરની ૧૭ મી તારીખે ન્યુયોર્કના (અમેરિકા) કર્નલ હેનરી સ્ટીલ ઓલ્કોટની સહાયતા વડે તેજ શહેરમાં તેમણે થીઓસોફીકલ મંડલની સ્થાપના કરી, આધુનિક થીઓસોફીના વિચારોની ઉત્પત્તિ અને પ્રસારનો આધાર તેમના લેખો અને પ્રયત્નો ઉપર તથા તે મંડળમાંના તેમના સહાયકો ઉપર છે મૂલથી નક્કી કરવામાં આવેલા આ મંડલના હેતુઓ, એક પુસ્તકાલય એકઠું કરવાના તથા પ્રકૃતિના ગુપ્ત નિયમો વિશેના જ્ઞાનના પ્રચાર કરવાના હતા પછીથી વળી આ હેતુઓને સુધારવામાં આવ્યા તથા હાલમાં જેમ ગોઠવવામાં આવ્યા છે તે નિચે પ્રમાણે —

૧ નાત, જાત, મત, પંથ, સંપ્રદાય, વર્ણના ભેદ રહિત માનવ જાતનું સર્વમાન્ય ભ્રાતૃભાવનું કેંદ્ર સ્થાપવું.

---

* અમેરિકામાં પ્રસિદ્ધ થવાની એનસાઇક્લોપીડીયામાં પ્રસિદ્ધ થવા માટે લખાયેલા, થીઓસોફીસ્ટમાં આવેલા લેખને આધારે

૨. આનુષંગિકધર્મ, તત્વશાસ્ત્ર અને ભૌતિકવિજ્ઞાનશાસ્ત્રના અભ્યાસને ઉત્તેજન આપવું.

૩. પ્રકૃતિના અનિશ્ચિતનિયમોનો તથા માનવિમાં રહેલી સુપ્તશક્તિઓનો શોધ ચલાવવો.

"મેમ્બર થવા માટે આમાંના પ્રથમ હેતુના સ્વીકાર અથવા તે પ્રતિના સદ્‌ભાવની જ જરૂર છે, અન્ય બેના સ્વીકારની વાત ઐચ્છિક છે તથા પ્રથમને ઉપકારક થવાના હેતુથી રાખવામાં આવ્યાં છે. મંડલને કોઈ પ્રકારના નિયમો અથવા પંથ નથી, સંપૂર્ણ રીતે મત-પંથ સંપ્રદાયની ધાંધલથી રહિત છે, તેના સભાસદોમાં સર્વ મતપંથોના અને કોઈ મતપંથ વિનાનાનો સમાવેશ થાય છે, માત્ર દરેક મેમ્બર પાસે એટલું પળાવે છે કે, 'જેટલો સમભાવ પોતાની માન્યતાઓ માટે અન્ય પાસે રખાવવા માગતો હોય તેટલો સમભાવ તેણે અન્યની માન્યતાઓ પ્રતિ દર્શાવવો જોઈએ' એક સામાન્યશ્રદ્ધાના સ્વીકારમાં તેમના એકતાની ગ્રંથિનો સમાવેશ થતો નથી પરંતુ તેનો સમાવેશ સત્ય માટેની સામાન્ય શોધ અને જીજ્ઞાસામાં થાય છે. અભ્યાસ વડે, મનન વડે, જીવનની શુદ્ધિ વડે, ઉચ્ચ ભાવનાઓ પ્રતિની ભક્તિ વડે સત્યનો શોધ ચલાવવો જોઈએ, એમ તેમનું માનવું છે અને તેઓ તેને સત્તા વડે ઠોકી બેસાડવાના સિદ્ધાન્તરૂપે નહિ પરંતુ પ્રયત્ન વડે પ્રાપ્ત કરવાના એક ઈનામરૂપે ગણે છે. પોતાના અભ્યાસ અથવા આંતર્ જ્ઞાનના પરિણામરૂપેજ શ્રદ્ધાનો ઉદય થવો જોઈએ, તેમના પૂર્વગામિરૂપે તે થવાની જરૂર નથી, તથા તેનો આધાર પ્રતિપાદન ઉપર નહિ પરંતુ જ્ઞાન ઉપર હોવો જોઈએ. તેઓ સર્વ પ્રતિ સમતાને વિસ્તારે છે, અસમતામાં ભમતા મનુષ્ય પ્રતિ પણ, તેમનાથી અર્પાતા એક હકરૂપે નહિ પરંતુ તેમનાથી થતા એક કર્તવ્યરૂપે તેઓ તેમ કરે છે. તેમનો ઉદ્દેશ અજ્ઞાનને દૂર કરવાનો છે, તેને શાસન કરવાનો નથી. તેઓ દરેક ધર્મને દિવ્ય જ્ઞાનના એક પ્રદર્શનરૂપે જુએ છે, તથા તેની નિંદા કરવાને બદલે તેના અભ્યાસને પસંદ કરે છે, મતાંતર ગ્રહણ કરવા કરતાં તેના અભ્યાસને પસંદ કરે છે. સત્ય એ તેમનો ઉદ્દેશ છે તેમ શાંતિ એ તેમનો ઉપદેશ શબ્દ છે." "सत्यात्नास्तिपरो धर्मः।" એ મંડળનું આદર્શવાક્ય છે. તેમનું સામાન્ય મૂલસ્થાન હિંદુસ્થાનમાં મદ્રાસ પાસે આડીઆરમાં છે, સ્થાપક-પ્રમુખ કર્નલ ઓલ્કોટનું નિવાસસ્થાન અહીં જ છે.

**તેનાં ઉદ્દેશો**—એમ કહેવામાં આવે છે કે, થીઓસોફીકલ મંડલની સ્થાપનામાં તથા તેમના અનેક ગ્રંથો લેખો આદિ લખવામાં મેડમ બ્લાવટસ્કીને પૂર્વદેશના જીવનમુક્તો અથવા ઋષિઓની આજ્ઞા અને મદદ હતી. તેમનાં તેઓ અનેક વર્ષો સુધી ઉપાસિકા હતાં; આ સંસ્થાનો ઉદ્દેશ, જડવાદ અને અજ્ઞાનનું પૂર કે જે તે સમયના વિચારને વમળમાં ઉતારવાને મચી રહ્યું હતું તેને પાછા હઠાવવાનો તથા સ્થૂલની પારની શોધને ઉત્તેજવાનો હતો. આધુનિક થીઓસોફીકલ સાધ્યાને સાધવાના અંતિમ કોશનું સંપૂર્ણ અને તદ્દન આધારભૂત વર્ણન, એમાંના એક ઋષિએ પોતાના પશ્ચિમદેશના શિષ્યને લખેલા નિચેના પત્રમાંથી મળી રહેશે.

"તેમની તુટી જતી શ્રદ્ધાનું પુન બધારણ કરવામાં પાશ્ચાત્ય પ્રજાઓને એક સહિ સલામત આધાર આપવામાં મદદ આપવા વડે તમે ઘણું શ્રેય કરી શકશો તેમને એવા પુરાવાની જરૂર છે કે જે એશીઆખડનું ચેતનશાસ્ત્રજ પૂરા પાડી શકે એમ છે તમે આટલું જ આપો અને હજારોને માનસિક સુખ પુરૂં પાડશો * * *

* પુનરાગમન કરતી પ્રેરણા કે જે જલદીજ આવવી જોઇએ તેને નિયમવાની આ ક્ષણ છે, અને જો તેને આર્યોના મૂળ, આત્મા—શામક તત્વશાસ્ત્ર તરફ નહિ વાળવામાં આવે તો તેથી આ સમય સપૂર્ણ નાસ્તિકતા તરફ ઘસડાઇ જશે અથવા આ સમયને લુખા કર્મકાંડની કડાકુટમા પાછા હઠાવશે

"આવશ્યક સવમાન્ય ધાર્મિકતત્વશાસ્ત્ર માટેનાં સાધનો પૂરા પાડવામા તમે અને તમારા રહાધ્યાયિઓ મદદ કરી શકો, ભૌતિકવિજ્ઞાનશાસ્ત્રના હુમલાઓથી અડગ એવા એક ધર્મની જરૂર છે, તે પોતેજ સપૂર્ણ વિજ્ઞાનશાસ્ત્રની અતિમ વાત રૂપે હોવાથી આમ સભવિ શકે છે, એક એવો ધર્મ કે જે નામને યોગ્ય નિવડે કારણ કે તેમા સ્થૂલ મનુષ્ય સાથેના સબધનો તથા તે ઉભયના તેમના ઉપર અને નિચેના પ્રદેશો સાથેના સબંધનો સમાવેશ થાય છે...... . તેનો (મડલનો) મુખ્ય ઉદેશ એ છે કે, આધુનિક સમયમા પ્રચલિત વહેમ અને નાસ્તિક વિચારોને નિર્મૂલ કરવા, તથા લાબા સમયથી અંધારમા રહેલા પ્રાચીન આચરો ઉપરથી એમ સાબિત કરી આપવુ કે, મનુષ્ય પોતાના ભવિષ્યના નશિબને પોતાને હાથે બનાવી શકે, તથા એટલુ ખાત્રીથી જાણે કે તેનો ઐહિક સમય પૂરો થયા પછી તેને જીવવાનું, રહેવાનુ છે"

આ સમયથી આરભિને આજસુધીમા મંડળમાથી ઘણુંજ ભાષા—સાહિત્ય ઉત્પન્ન થયુ છે, જેને માટે એમ માનવામા આવે છે કે, તેનાથી ૧૯ મા શતકના પાછલા દશકાઓના વિચારમા થોડી ઘણી અસર થઇ નથી, તથા અદૃશ્ય સૃષ્ટિની બાબતમા સપૂર્ણ લોકપ્રીય ઉત્સાહ ઉપજાવી શકાયો છે મેડમ બ્લૅવાટ્સ્કીના દેહાવસાન પછી, થીઓસોફીવિશેના વિચારના નેતાઓમા, મિસિસ્ બેસટ, મી સી ડબલ્યુ લીડ બીટર, મી. જી આર એસ મીડ છે,—બેસટ મડળના આંતરગ તેમજ બહિરગ ઉભય કાર્યમા મેડમ બ્લાવાસ્ટ્કીના પછી ઉત્તરાધિકારી છે આ થીઓસોફીસ્ટોના લેખો દ્વારા, કહેવાતા થીઓસોફીના (બ્રહ્મવિદ્યાના) વાદો કે જે શતકના શતક થયા નિરર્થક અને શોધકબુદ્ધિના પરિણામ રૂ જ લાગતા હતા, તેમને સાદામાં સાદા સ્વરૂપ અર્પવામા આવ્યા છે, એટલુ જ નહિ પરતુ આવા વિચારના ઇતિહાસમા આવુ કોઇ કાળે ભાગ્યે જ થયુ હશે, પ્રાચીનતા અને આતર્ જ્ઞાનના ઉપર હવે આ ઉપદેશોનો આધાર , નથી, અને તેમ સપૂર્ણ રીતે કોઇપણ કાલે ભાગ્યે જ હોય, પરતુ વૃદ્ધિ પામેલા મનુષ્યોએ પ્રકૃતિના સ્થૂન–પારના પ્રદેશોમા ચલાવેલા શોધ ઉપર આધાર રાખે છે, એક સામાન્ય મનુષ્ય અનુભવી શકે તેના કરતા એક વધારે સૂક્ષ્મ ક્રમના મોજાઓને તેઓ તેમની કેળવાયલી શક્તિયો વડે તાલબધાનુસાર પ્રતેઉત્તર આપી શકે છે, તથા સ્થૂલસૃષ્ટિના આંતર્ના તથા બાહ્યમા વિશાલતાથી વિસ્તરતા પ્રકૃતિના સૂક્ષ્મપ્રદેશો સાથે આ પ્રમાણે ભાનપૂર્વક સબધમાં આવી શકે છે. આ શક્તિયો કેળવવાની કેળવણીનો આરભ થીઓ

સૈદ્ધીકલ મંડલના આંતરસ્વિભાગમાં થાય છે, અને ખાસ કરીને આ વાતનો સમાવેશ તૃતીય હેતુમાં થાય છે, કે જે પ્રકૃતિના અનિશ્ચતનિયમો તથા માનવની સુપ્ત શક્તિયો વિશે ચર્ચા ચલાવે છે.

મૂલ સિદ્ધાંતો:—પોતાને જણાયલી તથા આવશ્યક શક્તિયો પ્રાપ્ત કરવા માટે જરૂરના ભોગો આપવાને ઉત્સુક એવા દરેકથી સિદ્ધ થઈ શકે એવી, થીઓસોફીના લેખકોથી નિશ્ચિત થયલી વાતોમાંની આ છે:—(અ.) જીવન્મુક્તિ અથવા ગુરૂના નામથી વ્યવહરાતા ઉચ્ચ ઉન્નતિ પામેલા મનુષ્યોનું અસ્તિત્વ—માત્ર એકજ પ્રજાના નહિ પરંતુ આગળ પડેલી કોઈપણ પ્રજાના—જેમનામાં આ દિવ્ય શક્તિયો સંપૂર્ણ રીતે ખીલેલી છે; તેઓ ભૂતકાલમાં હતા તેવાજ હાલ પણ હયાત છે; આપણી સૂર્યમાલાના નિયમો અને દશાઓ જ્યાંસુધી વિસ્તરે છે ત્યાંસુધી તે તેઓ યથાર્થ રીતે સર્વજ્ઞ છે, તેમના વૃદ્ધિક્રમની ઉચ્ચ ભૂમિકાને લીધે માનવદશાઓની પારના ઉન્નતિક્રમમાં વધવાને તેઓ લાયક છે, પરંતુ સ્થૂલશરીરમાં રહીને માનવજાતના સંસર્ગમાં રહેવાનું પસંદ કર્યું છે તથા આ પ્રકારે તેના ઉન્નતિ ક્રમમાં મદદ કરવાનું આદર્યું છે; આ મહાન્ જીવન્મુક્તોના ભ્રાતૃમંડલમાંથી સમયે સમય બાહ્યદુનિયામાં વિશ્વના મહાન્ ઉપદેશકો આવ્યા છે; તેમની સંભાળમાં જ્ઞાનપરંપરા જળવાઈ રહી છે, જેને તેઓએ દરેક સમયમાં યોગ્ય સ્વરૂપમાં દર્શાવરાવી છે; હમેશાં આ પુરૂષોના શિષ્યો હોય છે; તેમના કેટલા શિષ્યો દ્વારા તથા તેમની સૂચના દ્વારા થીઓસોફીના (બ્રહ્મવિદ્યાનો) ઉપદેશ હાલ દુનિયામાં પ્રકાશમાં લાવવામાં આવ્યો છે. (બ) પ્રકાશને વહન કરતા વાયુરૂપ જડ ( Ether ) ના કરતાં ઘણાજ સૂક્ષ્મક્રમના જડનું અસ્તિત્વ, જેમાં પદાર્થોના પ્રારંભથી માંડીને અથવા વિશ્વનાવિસ્તારમાં ગમે ત્યાં બનતા નાના અથવા મોટા ગમે તેવા દરેક દેખાવ અથવા બનાવનો, એમ કહી શકાય તો ફોટોગ્રાફની રીતે જીવતા ચિત્રના રૂપમાં સંસ્કાર પડી રહે છે; આકાશ ઉપરથી આકાશિક-લેખો અથવા પ્રકૃતિનીસ્મૃતિ એવું નામ પડયું છે; જેમ પુનરવલોકાતા અમુક ખાસ બનાવના કાર્યકર્તાઓ પોતાના વિચારો અને લાગણીઓને જુએ છે તેમજ બનાવની બાહ્યદશાઓને જુએ છે, તેમ વિષયી સૂક્ષ્મસાધનની આ દશાઓનો અનુભવ કરવાની શક્તિ પ્રાપ્ત કરેલો, અથવા તેનાં મોજાંને તાલબદ્ધાનુસાર પ્રતિઉત્તર આપનાર કેળવાયેલો અવલોકનકર્તા જે તરફ પોતાનું લક્ષ દોરાવે છે તે બનાવને તાદશ જુએ છે એટલું જ નહિ પરંતુ સાંભળી શકે છે, લાગણી અનુભવી શકે છે, ઇત્યાદિ કરી શકે છે; પોતાની અવલોકનની શક્તિયોના પ્રમાણમાં, આ પ્રમાણે તે ભૂતકાલના કોઈપણ બનાવને ગમે ત્યારે બન્યો હોય તોપણ બારીકીથી જોઈ શકે તથા આ પ્રકારે તે ઇતિહાસનાં સત્ય વૃત્તાંતો જાણી શકે; તે પોતાની દૃષ્ટિને એક ગ્રહના જીવનના અમુક વિભાગ પ્રતિ ફેરવી શકે તથા તેના ઉન્નતિ ક્રમની વિવિધ રીતિઓને વર્ણવી શકે; તે આ પ્રમાણે અવલોકનના અનહદ ક્ષેત્રમાં પ્રવેશ કરી શકે તથા પ્રકૃતિના ગહનમાં ગહન નિયમોનો અપરોક્ષાનુભવ કરી શકે; (ક) તેમની ઉચ્ચઉન્નતિ પામેલી શક્તિયોના ઉપયોગ વડે જીવન્મુક્તો અથવા જ્ઞાની—મહર્ષિઓ જેમ સ્થૂલદુનિયામાં શોધ ચલાવે છે તેના કરતાંજ ખાસ અર્થમાં આકાશિક—લેખોમાં નિશ્ચિત પ્રયોગ રૂપ શોધ ચલાવી શકે છે; તેઓ તેમની આ

અને અન્ય શક્તિયોને લીધે અમુક સામાન્ય સિદ્ધાંતોની નિશ્ચિતવાતરૂપે ખાત્રી કરી આપવાને તથા ઉપદેશવાને શક્તિવાન્ થાય છે, એ નિયમો તેમને તો હાલ તેમજ પ્રથમથી જાણીતા છે; આવી રીતે કહેવાયલી ઘણી સત્યવાતો, આવા પ્રકારનું કાર્ય કરવાને યોગ્ય થયલા તેમના શિષ્યોના શોધો દ્વારા થોડી અથવા વધારે સાબિત થઇ ચૂકી છે. સીક્રેટ ડૉક્ટ્રિન નામના ગ્રંથમાં મેડમ. બ્લાવાટસ્કી થીઓસોફીના મૂલતત્વો રૂપે આવા ત્રણ સિદ્ધાંતો દર્શાવે છે; તે નિચે પ્રમાણે:—

૧. એક સર્વવ્યાપક, નિત્ય, અનહદ, તથા અતકર્ય તત્વ, જેના વિશે સર્વ પ્રકારનો શોધ અસંભવિત છે, કારણ કે તે માનવ વિચારની શક્તિને ઉલ્લંઘી જાય છે, કોઇપણ પ્રકારનું માનવ વર્ણન અપના ઉપમાદ્વારા તેને માત્ર સંકૂચિત કરી શકાય છે. તે તો વિચારના પ્રદેશ અને પહોંચની બહાર છે.—અતકર્ય, અવર્ણ્ય છે.

( ૨. ) એક અનહદ ભુવન રૂપે સમગ્રબ્રહ્માંડની નિત્યતા : અમુક સમય માટે "સતત આવિર્ભાવ અને તિરોભાવ પામતાં અસંખ્ય વિશ્વોની એક રંગભૂમ." એ વિશ્વોને "આવિર્ભાવ પામતા ગ્રહો" તથા "અનંતતાના સ્ફુલિંગો" રૂપે વ્યવહારમાં આવે છે.

( ૩ ) સર્વ જીવાત્માઓનો વિશ્વવ્યાપક પરમાત્મા સાથે મૂલ અભેદ; પરમાત્મા જ એક અજ્ઞેય મૂલના એક પ્રદર્શન રૂપે છે; પુનર્જન્મ અથવા ભાવિના ચક્રદ્વારા દરેક જીવાત્માની—પરમાત્માના એક સ્ફુલિંગ રૂપ—આવશ્યક મુસાફરી અને તે પણ સમગ્ર સમયમાં કાલચક્રના તથા કર્મના નિયમાનુસાર હોય છે.

**વિશ્વોત્પત્તિવાદઃ**—થીઓસોફીસ્ટોના માનવા પ્રમાણે સમગ્ર આવિર્ભાવની ઉત્પત્તિ ભૂમામાં હોય છે, તેના વિષે "તે છે" એ કરતાં કંઇપણ વિશેષ કહી શકાય એમ નથી. મિસિસ. બેસંટ, "એનસ્યન્ટવિઝડમ" નામના ગ્રંથમાં છટા પૂર્વક દર્શાવે છે તેમ, "એક પરબ્રહ્મરૂપ અસ્તિત્વ ધરાવતા ગહન ઉંડાણમાંથી, સમગ્ર વીચાર અને સમગ્ર વાણીના પારના એકમાંથી આવિર્ભાવ પામતો એક શબ્દબ્રહ્મ, પોતાને માટે એક હદ સ્થાપન કરીને, પોતાના અસ્તિત્વના વિસ્તારને સંકૂચિત બનાવીને, આવિર્ભાવ પામતા ઇશ્વરના રૂપમાં પ્રદર્શિત થાય છે તથા પોતાની પ્રવૃત્તિના પ્રદેશનું નિર્માણ કરીને આ પ્રમાણે પોતાના બ્રહ્માંડના વિસ્તારની મૂલ રેખાઓ દોરે છે. આ પ્રદેશમાં બ્રહ્માંડ આવિર્ભાવ પામે છે, ઉન્નતિ પામે છે અને તિરોભુત થાય છે; તેનું જીવન, ગતિ અને અસ્તિત્વ તેનામાંજ છે; તે દરેક પરમાણુમાં વ્યાપક છે; સર્વ-વ્યાપક. સર્વ-ધારક, સર્વ-ઉન્નતિકારક, તેજ તેનો પ્રભવ અને અંત છે, કારણ અને કાર્ય છે, મધ્યબિંદુ અને પરિધ છે, તેના મજબુત પાયા રૂપે તેના ઉપરજ તેનું બંધારણ છે, પોતાની ચારે પાસા વીંટાઇ વળતા અવકાશરૂપે તેના દ્વારાજ તે શ્વાસપ્રશ્વાસ ક્રીયા કરે છે, તે સર્વમાં છે અને સર્વ તેનામાં છે. પ્રદર્શિત થયલા વિશ્વોના આરંભકાલ વિશે પ્રાચીનપરાવિદ્યાના મહાર્ષિઓએ આ પ્રમાણે ઉપદેસ્યું છે. આનેઆજ આધારે આપણે શબ્દબ્રહ્મના ત્રણ

સ્વરૂપમાં આત્મ-વિકાસ પામવા વિશે શિખીએ છીએ; શબ્દ બ્રહ્મનું-નું પ્રથમ કોણ સંમગ્ર બ્રહ્માંડના મૂલાધાર રૂપે છે; એ પ્રથમમાંથી પ્રકૃતિ અને પુરૂષના મૂળ દ્વૈત રૂપે ઉભય ભેદો દર્શાવતું દ્વિતીય કોણ જન્મ પામે છે તથા પ્રકૃતિના ઉભય અંતોને જન્મ આપે છે જેના મધ્યમાં વિશ્વોના પ્રકૃતિ-પુરૂષ, જડ-ચેતન, પ્રબલ-નિર્બલ, પોષક-ગ્રાહક, પિતા-માતા રૂપ,-વિશ્વનું જાળું ગુંથાવાનું છે. પછીથી તૃતીય કોણનો જન્મ થાયછે, વિશ્વવ્યાપક મનસ્ જેમાં સર્વનું મૂલઆદર્શ રૂપે અસ્તિત્વ છે, જે સર્વ પ્રાણિઓના પ્રભવ રૂપ, ઉત્પાદક શક્તિયોની ખાણ રૂપે છે, તથા વિશ્વના ઉન્નતિ ક્રમના કાલમાં જન્મ આપવાનાં, અને ઉચ્ચતાએ લઈ જવાનાં અધમ પ્રકારનાં જડોનાં મૂલાદર્શરૂપ સમગ્રરૂપોના સંગ્રહસ્થાનરૂપ છે, વર્તમાનકાલ માટે બીજકો રૂપે લવાયલાં ભૂતકાલના વિશ્વેનાં આ ફલો છે;" તૃતીય કોણમાંથી સપ્તમહાન્ કોણોનો જન્મ થાયછે, કોઈ કોઈવાર તેમને ઈશ્વરના સિંહાસન સમીપના સપ્તદેવતાઓ રૂપે વ્યવહારમાં આવે છે; અને તે દિવ્યપ્રકાશ પોતાની જાતે વધારે વધારે જાડા અને નીચે વહન કરતો હોવાથી, આપણને આપણા એક નીચેના ભુવન ઉપર વળી અન્ય સપ્તકોણો પ્રાપ્ત થાય છે, તથા નીચેમાં નીચેના ભુવન ઉપર આ સર્વનો સરવાળો ઓગણપચાસનો થવા જાય છે મધ્યમાં આવી પડતા ગણોનું વર્ણન રહેવા દઈને એટલું કહેવામાં આવે છે કે શબ્દબ્રહ્મનનાં આ ઓગણપચાસ કોણોમાંના દરેકના આધિનમાં લાખો સૂર્યમાળાઓ હોય છે તથા પોતાની સૂર્યમાળાને લગતા શબ્દ બ્રહ્મનના કોણવડે દરેક ગતિમાન્ થાય છે. આપણા મહાન્ શબ્દબ્રહ્મન્, ભૂમાના પછીથી ક્રમમાં આવતી ત્રિપુટી, તથા એક સૂર્યમાલાના શબ્દબ્રહ્મન્ વચ્ચે ઘણોજ તફાવત છે; એક સૂર્યમાલામાં પ્રદર્શિત થતા શબ્દબ્રહ્મનના કોણનું સ્વરૂપ, માનવ જાત અત્યારસુધીમાં દેવને અથવા ઈશ્વરને જેવા પ્રકારનો કલ્પી શકી છે તેના કરતાં ઘણુંજ મહાન્ અને ઘણુંજ ઉચ્ચ છે. એમ કહેવામાં આવે છે કે એક સૂર્યમાલા ( આપણા જેવી એક ) ના પ્રારંભમાં જે થાય છે તે, આસપાસની સ્થિતિયોમાં કેટલાક સ્પષ્ટ ભેદોને લક્ષમાં ન લેતાં, વિશ્વવ્યાપક પ્રલયના મહાન્ સમય વિભાગોમાંના એક પછી પુનઃ—આવિર્ભાવ પામતી એક સૂર્યમાલામાં જે જે બને છે, તેને મળતું આવે છે. એક સૂર્યમાલા અસ્તિત્વમાં આવતા પૂર્વે, એમ કહેવા માગીએ તો તેની ભાવિની ભૂમિ રૂપે તારાગણ મધ્યવર્તિ અવકાશની સામાન્ય દશાઓ વિના અન્ય કંઈપણ અસ્તિત્વમાં હોતું નથી, એટલે જગત્ વિષયક અથવા ત્રિગોણી વિષયક નિચેમાં નિચેના ભુવનના સપ્ત ઉપવિભાગો હોય છે, આ, આપણી સૂર્યમાલાના આંતરના દૃષ્ટિબિંદુથી અવલોકતાં આપણાં દરેક ભુવનોના પરમાણુવિષયક ઉપવિભાગો સાથે અથવા ઉચ્ચભુવનના જડ સાથે મળતું આવે છે ત્રિપુટી મત શબ્દબ્રહ્મનના તૃતીય કોણ રૂપે કહેવાતા સૂર્યમાલેશમાના તૃતીય સ્વરૂપમાંથી, આ જડ ઉપર શક્તિનો પ્રવાહ વહેવા માંડે છે. સમગ્ર જડમાં વ્યાપિ રહેલા પ્રભુતત્વને વિશેષ ગતિમાન્ બનાવવામાં પરિણમે છે, તેથી તેનાથી વિદ્યુતના જેવી અસર થતાં વિવિધ ભુવનોના પરમાણુઓમાં પ્રથમથી સુષુપ્તિમાં રહેલાં સર્વપ્રકારનાં આકર્ષણવિકર્ષણો કેળવાય છે, તથા સર્વપ્રકારનાં મિશ્રસ્વરૂપોને જન્મ આપે છે; આ પ્રમાણે ક્રમે ક્રમે દરેક ભુવનોના સર્વ અધમ ઉપ-વિભાગોને એટલે પરમાણુવિષયક ઉપ-વિભાગ નિચેના દરેક છ ઉપ-વિભાગોને અસ્તિત્વમાં લાવે છે, આખરે જડ.રૂપી સમીપ દાસ અસ્તિત્વ

ધરાવે છે તેમ આનુક્રમિક સપ્તરૂપ-વિભાગો સહિત પ્રકૃતિના સપ્તભુવનોની વિસ્મયકારક મિશ્રતા સંપૂર્ણપણે ગર્ભ બજાવતી જોવામા આવે છે. આ ભુવનો સૂર્યમાલાના સ્થૂલ અને અદૃશ્યવિભાગોને સૂચવે છે તેનો પ્રથમનો વિભાગ તેના ધણોજ ઘટ્ટ થયેલા દેખાવને દર્શાવે છે, તથા અન્ય વિભાગનું દરેક ભુવન સૂક્ષ્મતામાં ક્રમે ક્રમે ચઢતા જતા ક્રમના જડનું બનેલું છે આ ભુવનો અનુક્રમે આ પ્રમાણે કહેવાય છે

(૧) સ્થૂલભુવન (૨) કામનાભુવન (૩) માનસિકભુવન (૪) બુદ્ધિભુવન (૫) નિર્વાણિકભુવન (૬) પરનિર્વાણિકભુવન (૭) મહાપરનિર્વાણિકભુવન આ દરેક સૂર્યમંડલમાનો નિશ્ચિત પ્રદેશ છે તેમના અનેક ઉપ-વિભાગો સામાન્ય રીતે, સ્થૂલ ભુવનના જડના ઉપ-વિભાગોના જેવાજ એટલે નક્કર, પ્રવાહિ અને વાયુરૂપજડની (Ether) ચાર દશાઓના જેવાજ જણાય છે તથાપિ સૂક્ષ્મ ભુવનોનું જડ વ્યાપક છે, એક ક્રમ અન્યમા છૂટથી ઓતપ્રોત વ્યાપિ રહે છે તથા સ્થૂલભુવનના અંતરમા તેમજ બાહ્યમાં ઉભયપાસા વિસ્તરે છે પેતાની પાછળના ભુવનના ઘટ્ટતાના પ્રમાણમા આગળના દરેક ભુવનને એક વિશેષ પરિમાણ (Dimension) હોય છે આવી રીતે સ્થૂલભુવનના ત્રણ પરિમાણ છે (લબાઇ, પહોળાઈ, તથા ઉચાઇ રૂપ) કામનાભુવનના ચાર પરિમાણો છે, માનસિકભુવનના પચ પરિમાણો છે, અને એ પ્રમાણે આગળના દરેક ભુવનનું એક એક પરિમાણ વધતું જાય છે ઉપર કહેવામા આવ્યુ તેમ, દરેક ભુવનનો ઉચ્ચમા ઉચ્ચ અથવા સૂક્ષ્મ ઉપ-વિભાગ, તે ભુવનનુ પરમાણુવિષયક જડ છે, એટલે સમાન જાતીય છે તથા તેના ગુણોમા તદ્દન ફેરફાર થયા વિના તેના આગળ વિભાગ પાડી શકાતા નથી આ પ્રમાણે અતિમસ્થૂલપરમાણુના વિભાગ પાડતા, કામનાભુવનના મિશ્રિત અધમમા અધમ ઉપ-વિભાગના જડના ગુણો તે ધારણ કરે છે, કામનાભુવનના અતિમ પરમાણુના વિભાગ પાડતાં તે માનસિકભુવનના અધમપ્રકારના જડના ગુણો ધારણ કરે છે, અને આ પ્રમાણે આગળના ભુવનોના અતિમપરમાણુએ નું પણ થાય છે શબ્દબ્રહ્મના તૃતીય કીર્ણના કાર્ય કે સૂર્યમાલાના ઉપ-વિભાગોનું જડ નિર્માણ અને સચેતન કરાયા પછી, શબ્દ બ્રહ્મના દ્વિતીય કીર્ણ રૂપે કહેવાતી અથવા કોઇ કોઇનાર જીવાત્મિકતત્વ (monadic essence) રૂપે જણાયેલા સૂર્યમંડલમાના શબ્દબ્રહ્મના દ્વિતીય કીર્ણના સ્વરૂપમાથી તેના ઉપર શક્તિનો પ્રવાહ વહેવા માંડે છે આ પ્રવાહનું પરિણામ પ્રકૃતિના સપ્તવર્ગોમાના રૂપોનું બધારણ બાધવાનું હોય છે—ત્રણ ભૈતિક અથવા ખનિજની પૂર્વના, ખનિજ, વનસ્પતિ, પ્રાણિ, અને માનવ વર્ગો અધ્યારોપના સંબધમા આ જીવાત્મિક-તત્વ પોતાની આસપાસ વિવિધ ભુવનોના અનેક પ્રકારના જડનો માત્ર સંચય કરો છે જેથી તે સર્વ તેની સાથે રેવાય તથા કોષોરૂપે ઉપયોગી થઈ પડે, પરતુ જ્યારે તે અધ્યારોપની (Involution) અથવા જડમાં નિપાતની અધમા અધમ સ્થિતિએ પહોચે છે, અને પરમાત્મા પ્રતિના અપવાદની (Evolution) મહાન્ ઉચ્ચ ગતિનો પ્રારંભ કરવા તરફ વળે છે ત્યારે તેનો હેતુ જડના આ વિવિધ ક્રમોમા ચેતનાને, ભાનને, (Consciousness) કેળવવાનો હોય છે, તથા નિચેમા નિચેના સ્થૂલભુવનથી આ કાર્યનો પ્રારંભ થાય છે. જ્યારે ઉચ્ચમાઉચ્ચ પ્રાણિજીવનમા આ જીવાત્મિક-તત્વ

અથવા ઉન્નતિક્રમમાં આગળ વધતો જીવસમૂહ, એ પ્રકારનાં રૂપોના ઉન્નતિક્રમની અંતિમ હદને પ્રાપ્ત થાય છે, ત્યારે શબ્દબ્રહ્મના પ્રથમદ્વીતીયરૂપે વ્યવહરાતા, સૂર્યમંડલના શબ્દબ્રહ્મના પ્રથમસ્વરૂપની શક્તિનો "તૃતીયપ્રવાહ" તેને આવી મળે છે; તથા આ સંયોગ દ્વારા અસંખ્ય માનવ જીવાત્માઓના બંધારણમાં પરિણમે છે—મનુષ્યના એક જીવાત્માનું વ્યક્તિકરણ, દિવ્યજીવનના તૃતીય પ્રવાહની માનવમાં રહેલી આ હાજરી, એ આત્માનો આ સ્ફુલિંગ, તેને અમરપણાની ખાત્રી આપે છે, જે, આ સ્થિતિથી આગળ ચાલતાં, જીવાત્મા અથવા યથાર્થ પુરૂષ, સ્થૂલશરીરો વડે અનેક જન્મો દ્વારા પામી શકે છે.

મનુષ્યોત્પત્તિવાદઃ—જેમ અનેક વિશ્વો તેમના બંધારણમાં સપ્ત રૂપ છે, તેમ મનુષ્ય પણ છે તેને સ્થૂલભુવન ઉપર ( ૧ ) એક સ્થૂલશરીર હોય છે, જેનો ઘટ્ટ અથવા દૃશ્ય વિભાગ નક્કર, પ્રવાહિ અને વાયુરૂપ દ્રવ્યોનો બનેલો છે તથા તેનો વાયુરૂપ જડનો વિભાગ ( Etheric Portion ) તે પ્રકારના જડના ચાર ઉપ-વિભાગોનો બનેલો છે, આ સર્વમાં વ્યાપિને રહેલું ( ૨ ) પ્રાણતત્વ હોય છે, તેની ઉત્પત્તિ સૂર્યમાંથી છે તથા વાયુરૂપજડવિભાગવડે નિર્દિષ્ટ કરાય છે. કામનાભુવન ઉપર તેનો ( ૩ ) એક કામનાદેહ હોય છે. માનસિક ભુવનના અધમ ચાર ઉપ-વિભાગોમાં તેનો ( ૪ ) એક માનસિકદેહ હોય છે. આ ચાર તત્વોમાં વ્યક્તિનો ( Personality ) સમાવેશ થાય છે અથવા વારવાર તેને અધમચતુષ્કના નામથી વ્યવહરવામાં આવે છે. માનસિકભુવનના ઉચ્ચ ત્રણ વિભાગોમાં તેનો ( ૫ ) એક કારણદેહ અથવા ઉચ્ચ માનસિકદેહ હોય છે, ભૂત, વર્તમાન અને ભાવિના તેના અનુભવોના એક સંગ્રહસ્થાન રૂપ છે; બુદ્ધિકભુવન ઉપર તેનો ( ૬ ) એક બુદ્ધિક અથવા આનંદમયદેહ હોય છે, જેમાં સમગ્ર જીવનના આંતરવર્તિ અભેદનો અપરોક્ષાનુભવ થાય છે. નિર્વાણિક ભુવન ઉપર તેનો ( ૭ ) એક નિર્વાણિક અથવા આત્મિક દેહ હોય છે સંપૂર્ણ યાથાર્થ્ય રૂપ દેહ હોય છે. આ અંતિમ ત્રણનો પુનર્જન્મપામતાજીવાત્મા વ્યષ્ટિમાં ( Individuality ) સમાવેશ થાય છે; સૂર્યમંડલના આવિર્ભાવના સમગ્ર સમયમાં જન્મે છે, અને વધે છે બાકી રહેલા બે ભુવનોને તો આપણે આત્માનાં અથવા શુદ્ધચૈતન્યનાં ભુવનો રૂપેજ સ્વીકારીશું. પ્રકૃતિનાં વિવિધ ભુવનોના જડનો, મનુષ્યના અનેક શરીરોના બંધારણમાં સમાવેશ થતો હોવાથી, જીવાત્મિક તત્વનો અધ્યારોપ ( Involution ) પામતા જીવનવડે સચેતન કરાય છે, તેમનો નિયમ જડમાં નિચેને નિચે નિપાત પામતા જવાનો છે; પોતાના આતરાત્માના ( Consciousness ) કોષો રૂપે આ શરીરનો ઉપયોગ કરીને, પરમાત્માનો અપવાદ ( Evolution ) પામવાનો નિયમ, જડમાંથી ઉચેને ઉચે જવાનો છે, મનુષ્યમાંની શક્તિયોનો આ ઉપર ઉપરનો વિરોધ, તેની અધમ અને ઉચ્ચ અથવા આસુરી અને દૈવિસંપત સંબંધિનો વિચારોને જન્મ આપે છે, તથા પાપ, અશુભ, અશ્રેયના વિચારોનો ખુલાસો કરે છે. પોતાની તૃષ્ણાઓ, વિચારો અને ઉર્મિઓ, એ પોતે નથી, પરંતુ તે સર્વ તો તેના અધમના અચેતનતત્વના માત્ર બદલાતા દેખાવો છે, એ કોષોને પોતાના આધનમાં લાવવાનો તથા શુદ્ધ બનાવવાનો તેનો ધર્મ છે, આ સર્વ પોતાના ઉપયોગ માટેનાં સર્વ રીતનાં હથિયારો રૂપે નિવડે ત્યાસુધી આમ કરવાની જરૂર છે—કારણ કે આંતરૂમાનો યથાર્થ પુરૂષ, વિવર્તાતીત, અનાદ્યનંત પરમાત્મા વિના અન્ય કોઇ નથી.

જ્યારે માનવ જીવાત્માઓએ જન્મરૂપી મહાન્ યાત્રાનો આરંભ કર્યો ત્યારે તેઓએ હાલ આપણે વસિએ છીએ તેના કરતા અન્ય ગૃહો ઉપર દેહ ધારણ કર્યા હતા આપણા સૂર્યમંડળમાં ઉત્ક્રાંતિ-ક્રમની ( Evolution ) ગૃહસંબંધિ સપ્તપદ્ધતિયો હોય છે, દરેક એકે ગ્રહવિષયક શબ્દબ્રહ્મનો પ્રદેશ હોય છે તથા સૂર્ય પાસેથી દૂરત્વના ક્રમમા તેમના નામ હોય છે, ( ૧ ) વરુણ ( Neptune ) પદ્ધતિ ( ૨ ) યુરેનસગૃહ પદ્ધતિ ( ૩ ) શનિશ્વર પદ્ધતિ ( ૪ ) બૃહસ્પતિ પદ્ધતિ ( ૫ ) પૃથ્વી પદ્ધતિ ( ૬ ) શુક્ર પદ્ધતિ (૭) વિશ્વકર્મા ( Vulcan ) પદ્ધતિ આ દરેક પદ્ધતિનો સપ્તગૃહરૂપ એક સાંકલમા સમાવેશ થયેલ છે, તે દરેક સ્વતંત્ર દિશાઓમા કાર્ય પરાયણ થાય છે તેમના યથાક્રમ માર્ગમા અન્યોન્ય કાર્યનું બીલકુલ મિશ્રણ નથી આ ક્રમમાની પ્રથમ અને પચમી પદ્ધતિને દરેકને ત્રણ સ્થૂલ ગૃહો હોય છે, અન્ય દરેકને એક હોય છે નેપચ્યુન ગૃહ શિવાયના પ્રથમ પદ્ધતિના અન્ય બે ગૃહો હજુ સુધી દૂરદર્શક યંત્રવડે અવલોકી શકાતા નથી પચમી પદ્ધતિમા આપણી પૃથ્વી સહિત મગળ અને બુધ ગૃહો છે આ પદ્ધતિઓમાંના સૂક્ષ્મ ગૃહો કામના અને માનસિક ભુવનોના જડના બનેલા છે ઉત્ક્રાંતિ ક્રમની આ દરેક પદ્ધતિ સપ્તમન્વંતરો અથવા આવિર્ભાવના સમયો દ્વારા પૂર્ણ કાર્ય કરે છે, દરેક મન્વંતરમા સપ્તપરિભ્રમણો ( Rounds ) નો સમાવેશ થાય છે, દરેક પરિભ્રમણમા સાત વિશ્વકાલવિભાગોનો સમાવેશ થાય છે ( અનુક્રમે સપ્ત ગૃહો ઉપર અન્યોન્યને અનુસર્યા જાય છે ) તથા દરેક વિશ્વ-કાલ વિભાગમા સપ્ત મૂલ-કુલોના સમયનો સમાવેશ થાય છે, આમાંના કોઇપણ એકકાલના સમયમા કરોડો વર્ષ સમાઇ જાય છે વર્તમાન પરિભ્રમણમા આપણાથી વસાયને અંતિમ ગૃહ મંગળ હતો, અને હવે પછી વસવાટ કરવાનો ગૃહ બુધ છે આપણા ગૃહના વર્તમાન પચમ કુલના પૂર્વેના બે કુલો, આટલાંટિસ અને લેમુરિયા ખંડ વાસિઓના હતા પચમમૂલકુલ પોતાના પચમ ઉપ-કુલ પર્યંત વૃદ્ધિ પામ્યુ છે, તથા એમ કહેવામા આવે છે કે, એક નવીન છઠ્ઠ ઉપ કુલનો પ્રારંભ વર્તમાન સમયમાં અમેરિકામા જડી શકે છે

( આગળ ચાલુ )

ઉપતંત્રી.

# રાગદ્વેષાત્મક માનવ પ્રકૃતિ.

( મળેલુ )

( અનુસધાન પૃષ્ઠ—૨૧ થી )*

લક્ષ પૂર્વક તપાસી શું તો સમજાશે કે આપણે ઘણું એવુ બોલિએ છીએ કે જે બોલવુ નજોઇએ ઘણીવાર એવુ બને છે કે વગર વિચારે બોલાયલી વાત એક કાનેથી બીજે અને ત્યાથી ત્રીજે કાને જાય છે અને દુનિયામાં ફરતી થઇ જાય છે બોલવાથી જેટલુ બગડે છે, તેટલુ ન બોલવાથી બગડતું નથી માટે જીભ ઠેકાણે રાખવી, બોલતા પહેલા વિચાર કરવે, અને જે બોલવુ યોગ્ય લાગે તેની અન્યપર શી અસર થશે તે પર લક્ષ રાખવુ એ બહુ ઉપયોગનું છે આવી ટેવ પહેલીજ પાડવા પ્રયત્ન થાય છે ત્યાં તો તે બહુ અઘરી લાગે છે, અને નિત્ય કર્તુ જરૂર છે પણ અભ્યાસ વડે એ સ્વાભાવિક થઇ જાય છે જ્યા ત્યાં કાંઇ બોલવાનો પ્રસંગ આવે ત્યા ત્યા તે બોલવા પહેલા આપણે વિચાર કરવો જોઇએ કે, જે હું કહીશ તે શ્રોતા આને ઉપયોગી છે? શ્રોતાઓની બુદ્ધિમા ઉતરે એવુ છે? જે શબ્દ હુ વાપરીશ તેથી તે અર્થ પૂરે પૂરો સમજાશે? આટલા પ્રશ્ન આપણને પોતાનેજ પૂછીને પછી જે કહેવુ હોય તે કહેવુ કાંઈ પણ કહેતા પૂર્વે આવો વિચાર કરી જોવાની ટેવ પાડવી એ બહુજ ઉપયોગી છે અભ્યાસથી કરી એમ કરવુ સરલ થાય છે અવશ્યે કરીને ભાષણ કર્તાઓને તો આવો અભ્યાસ હોવોજ જોઇએ પ્રત્યેક વાક્યનો ઉચ્ચાર થતા પહેલા તે તેની દૃષ્ટિ સમીપ ખડુ થઇ જવુ જોઇએ એમ થાય ત્યારેજ તે ભાષણ કર્તા યોગ્ય કાર્ય કરી શકે છે

અતિશય લજ્જા એ પણ દ્વેષનુજ રૂપાન્તર છે એમાં બહુ દ્વેષ રહેલો હોતો નથી છતા એ પણ અવિશ્વાસનુ જ રૂપાન્તર છે આપણે જે કહીશુ કે કરીશુ તે અન્યને કેવુ લાગશે એનો આપણને જ્યા ભય રહે છે, ત્યા અતિશય લજ્જા રહે છે અહિ પણ કાંઈક ભય રહે છે અને ભય અને દ્વેષને બહુ સબધ છે આથી એમ સમજવાનું નથી કે આપણે અમર્યાદ શીઘ્ર થવાનું છે એમ નથી જેમ બાળકોને એમજ લાગે છે કે, સર્વકાંઇ તેના ભલામાજ છે તેમ આપણને પણ સવપર બાલકોના જેવો વિશ્વાસ રહેવાની જરૂર છે બાલ્યાવસ્થામા આવો જે વિશ્વાસ હોય છે તે વયે વૃદ્ધ થતા આપણે ગુમાવી બેસીએ છીએ એ ગુમાવેલી વસ્તુ આપણે પાછી મેળવવાની છે એનું કારણ એજ છે કે બાલ્યાવસ્થાની અભયતા અને વિશ્વાસ એ બે, આત્મોન્નતિમાં બહુ ઉપકારક સાધન છે

બાલસ્વભાવનું મુખ્ય લક્ષણ, જ્યા તે નમ્રતા, દયા અને મમતામાં ઊછર્યું હોય છે ત્યાં અભય હોય છે, જ્યા તેની સાથે યોગ્ય વર્તણૂક રાખવામાં આવતી નથી ત્યા તે ભડકણુ થાય છે જો કે ઘણુ માણસ અતિશય શરમાય કે ભડકણ હોય છે તો તે, જે છોકરૂ કરે

* લેખક ર. રા પ દ મહેતા

રતામાં ઉછર્યું હોય છે તે છે. બાલકોની સ્થિતિજ તેમની અશક્તિને લઇ પરાધીન હોય છે અને તેથી પરાધીનતા પર લક્ષ આપીને જો તેની સાથે માયા અને નરમાસથી કામ લેવામાં આવે છે તો તે છોકરાંમાં કેવલ અભય જ હોય છે. આપણે પણ આપણા બંધુઓ પ્રતિ આવી નિર્ભયતા—અભયતા—રાખવી જોઇએ. એક વખત એમ પણ હોય કે જેનાપર વિશ્વાસ રાખવાનો હોય તે વિશ્વાસપાત્ર તેને માટે યોગ્ય ન હોય, છતાં પણ જો તેના પરવિશ્વાસ રાખવામાં આવે, તો તેથી તે સુધરશે. જે મનુષ્યોની સામાન્ય ઉન્નતિ થએલી હોય છે તેઓ પોતાની પ્રતિ વિશ્વાસ રાખી નિર્ભયતાથી વર્તનારના પર જેટલી મમતા અને નરમાસ રાખે છે તેટલી જેઓ અવિશ્વાસ અને ભય રાખે છે તેમનાપર રાખતા નથી.

એક પુસ્તકમા લખ્યું છે કે, જ્યારે પ્રાચ્યદેશના લોક નિર્બલ પર દયા રાખે છે, ત્યારે યુરોપીયો દુર્બલ પ્રતિ ધિક્કાર રાખે છે એ વાત સત્ય છે. એમાં પૂર્વ અને પશ્ચિમની પ્રજાનો સ્વભાવ જ કારણ છે. એક સામાન્ય નિયમ એવો આપી શકાય કે પૂર્વની પ્રજાઓ જ્યારે નિર્બલ પ્રતિ દયાનો ભાવ રાખે છે, ત્યારે પશ્ચિમની પ્રજાઓ અને વિશેષે કરીને અગ્રેજો અને જર્મનો એવા નિર્બલ પ્રતિ ધિક્કારની વૃત્તિ રાખે છે, અને એ ધિક્કાર કેટલીકવાર અત્યાચારનું સ્વરૂપ પણ લે છે. આનુ કારણ એ છે કે, એ પશ્ચિમની પ્રજાઓમાં વ્યક્તિનિષ્ઠતા—સ્વ-ત-ત્ર્ય છ્ય કમણાંજ ઉદ્ભવી પોષાય છે, અને તેના પોષણાર્થે તેમને, એ ક્રમ રહેવાની જરૂર છે. અને પરિણામે તેઓમાં પરપીડન, નિરંકુશતા, અને નિર્દયતા જોવામાં આવે છે.

રાગદ્વેષના આ બે રૂપાન્તરોનો સમાસ બે શબ્દોમાં કરી શકાશેઃ એક પક્ષે દયા અને બીજે પક્ષે ધિક્કાર

એ પ્રત્યેકનાં દયા તેમજ ધિક્કારનાં—ઘણાં ઘણાં રૂપાન્તરો છે. પરોપકાર એ દયાનુ જ એક રૂપ છે અને એજ દયાનું બીજું રૂપ કરુણાનિધિત્વ છે. કેટલાક એવા વિરલ મહાત્માઓ છે કે જેઓ મનુષ્યને અહેતુક ઉપકાર કરવા માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે છે, માનવજાતિ રૂપી વેદીમાં પોતાના ઉચ્ચ અધિકારના ફલ રૂપ મુક્તિ કે એવા જ કોઇ મહાન ફલની આહુતિ આપી, માનવજાતિના તારક થઇ રહે છે. સંસારના પોકારને જીવન્મુક્તો આવો પ્રત્યુત્તર આપે છે, અને એ મહાનત્યાગદ્વારા તેમને પોતાનો પ્રસાદ પહોંચાડે છે

નિકૃષ્ટવર્ગ સાથેનો આપણો સંબંધ કુલથી થાય એટલા માટે આપણી તેમની પ્રત્યે કેવી વૃત્તિઓ રહે છે તે આપણે તપાસતા રહેવું જોઇએ. દયાભાવ પોષવા માટે આપણે નિર્બલપ્રતિ મમતા રાખવી જોઇએ ગૃહજીવનમા આવા પ્રસંગ ઘણા મળે છે અને તેથી ત્યાં દયાના પાઠ શિખવાનુ સરલ પડે છે માબાપ અને છોકરાં વચ્ચેના સંબંધથી જે પ્રેમ ઉપજે છે તે બહુ ઉપયુકત છે. બીજા છોકરાંની જે માગણીથી આપણને કંટાળો આવે છે, તેજ માગણી જો આપણાં પોતાનાં છોકરા કરે તો તે આપણે પૂરી પાડીએ છીએ. આ પ્રમાણે કુટુંબજીવનમાં દયા—મમતા—નો લાભ અનુભવવા

પછી એ મમતાનો વિસ્તાર વધારીએ છીએ; અને અંતે જ્યાં જ્યાં કોઇ વ્યક્તિ આપણા પોતાના કરતાં નિર્બલ કે અશક્ત હોય છે ત્યાં બધે એ મમતા રાખીએ છીએ.જ્યાં આવો સંબંધ હોય ત્યાં એ અશક્ત વર્ગની સમજ કાચી હોવાથી તેમને કાંઇ સમજતાં વાર લાગે તો તેથી અધીરાઈ થતી નથી. ઘણી વાર એમ બને છે કે, જ્યારે આપણે કોઇને કાંઇ સમજાવવા માંડીએ છીએ ત્યારે જો તેઓ તે બરાબર સમજતા નથી તો તેથી આપણને ચીડ ચડે છે, આવે સમયે આપણે સમજનારમાંજ દોષ છે કે કેમ, તેનો તો વિચાર જ કરતા નથી પણ એ ઠીક નથી; જ્યાં જ્યાં આવા પ્રસંગ આવે ત્યાં સામાને સમજ ન પડે તેથી અધીરાઇ ન થવા દઈ, આપણે આપણી સમજાવવાની રીત બદલવી, અથવા સુધારવી આથી પણ દયાનો ભાવ કેળવાય છે.

આ પ્રમાણે દયાનો ભાવ જેમ પોષાય છે તેમ આપણે અન્યની સાથે આત્મૈક્ય અનુભવતાં જઇએ છીએ, અને તેથી જીવનના સર્વ પ્રસંગો તેમની દૃષ્ટિથી જોઇ શકીએ છીએ અને તે પ્રસંગોને લીધે તેમને શું લાગણીઓ થાય છે તે પણ આપણે અનુભવી શકીએ છીએ. માત્ર બહારથીજ આપેલી સહાય બહુ ઉપયોગની નથી, જેને સહાયની જરૂર હોય તેના અંતરમાં ઉતરી ત્યાંથી તેને જે સહાય કરી શકાય તેજ ખરી સહાય છે. માટે અન્યની સાથે અંતરનું ઐક્ય સાધીનેજ તેના ઉન્નતિમાં સહાય કરવી એ બહુ જરૂરનું છે.

આમ થઇ શકવા માટે સહૃદયતા, અનુભવવાની બહુ આવશ્યકતા છે. જ્યાં સુધી સામાનું દુ:ખ જોઇ દુ:ખી થવાય નહિ અને તેના સુખથી સુખ થાય નહિ, ત્યાં સુધી તેના જીવનનો અનુભવ થઇ શકતો નથી. માટેજ શિષ્યવૃત્તિમાં એક મુખ્ય નિયમ એવો રાખ્યો છે કે નવશિષ્યોના હૃદયમાં પ્રત્યેક દુ:ખનો પ્રતિઘાત થવો જોઇએ અને જે દુ:ખનો ઉપાય કરવા તે મથે છે તે તેણે પોતે અનુભવવું જોઇએ; દુ:ખીના દુ:ખના આંસુ શિષ્યના હૃદયપર ઝીલાવાં જોઇએ, અને જ્યાં સુધી દુ:ખ દૂર થયું નથી ત્યાં સુધી તે આંસુ ત્યાંથી સુકાવાં જોઇએ નહિ. શિષ્ય પોતાની સહાય અને અનુભાવથી તે દુ:ખ પોતે લઇ લઈ સહન કરે છે. નવશિષ્યોનું આ એક મુખ્ય કર્તવ્ય છે.

માયા મમતા, સહાય વિગેરે જેના પ્રતિ હોય છે તેનામાં નમ્રતા, દીનતા, કૃતજ્ઞતાના ભાવો ઉપજે છે એ સર્વ ભાવો ઉન્નત જીવના અંશો છે. જેનાપર આપણે કૃપા કરીએ છીએ તેને આપણે બે પ્રકારે સહાય કરીએ છીએ એકતો એકે તે કૃપા જે દુ:ખ દૂર કરવા માટે કરી હોય છે, તે દૂર કરીએ છીએ, અને બીજું એકે એ કૃપાના અનુભાવરૂપે ઉઠેલા સદ્‌ભાવથી તેના ચારિત્રને ઉન્નત કરીએ છીએ માટેજ કહ્યું છે કે દયા કરનારને, તેમજ દયાના પાત્રને એમ બેઉને ઉપકારક છે. સદ્‌ભાવનો અનુભાવ સદ્‌ભાવજ હોય છે તેથી, તથા એક સદ્‌ભાવ અન્ય સદ્‌ભાવને સાથે લાવે છે તેથી જે તે અનુભવે છે તેનું ચારિત્ર શુદ્ધ થઇ ઉન્નત થાય છે એ સ્પષ્ટ છે. નિર્બલ પક્ષ પ્રતિ આપણો ધર્મ આવો છે. તેમની સાથે કોઇ સબલ પક્ષનો સંબંધ થતાં જો તે પ્રેમી હોય છે તો તે નિર્બલ પક્ષની ઉન્નતિજ કરી આપે છે.

બીજે પક્ષે જ્યાં ઉત્કૃષ્ટ વર્ગના જીવમાં નિકૃષ્ટ પ્રતિ દ્વેષ હોય છે ત્યાં અનેક અસદ્ભાવ ઉપજે છે અને દુર્ગુણની પરંપરા પ્રાપ્ત થાય છે. જ્યાં આવા બે જીવોનો સંબંધ થાય છે ત્યાં ઉત્કૃષ્ટ નિકૃષ્ટ પ્રતિની પોતાની વિરૂદ્ધતા અન્યાય અને જુલમરૂપે પ્રદર્શિત કરે છે. આવી વૃત્તિને આપણે ધિક્કાર વૃત્તિ એવું સામાન્ય નામ આપ્યું છે. પણ એ ધિક્કાર વધતાં વધતાં એટલે સુધી જાય છે કે તેમાંથી અત્યંત તિરસ્કારવૃત્તિ ઉપજે છે, અને તે એટલે સુધી કે તે તિરસ્કારના પાત્રને જો તે પોતાની સમીપ આવતું દેખે છે તો તેથી તેને દુઃખ થાય છે. જે માણસ અન્યને ધિક્કારે છે અને તેની અવગણના કરે છે તે માણસ તે અવગણના પાત્રપર જુલમ કરે છે, તેને અન્યાયજ આપે છે, અને કેટલીકવાર બળાત્કાર પણ કરે છે. જો એક કુતરૂં પોતાની પૂંછડી પોતાના બે પગની વચ્ચે દબાવી દઇ કાંઇ અવિનયથી અંગ્રેજ સામા જાય છે તો તે તેને એક લાત ચોડી કાઢે છે, પણ તેથી ઉલટું જો તે પોતાની પૂછડી હલાવતું તેનીજ પાસે જશે તો તે તેની સાથે ગેલ કરશે આદિ કુતરાની સંકોચ વૃત્તિનું સ્વાભાવિક પરિણામ પાટું કે લાતછે.

હવે જ્યારે એક પ્રજા જેનામાં અહંકારની વૃત્તિ બહુ પોષાએલી હોયછે, તે બીજી કોઇ પ્રજાને પોતાના બલ વડે જીતી લે છે ત્યારે એ બે પ્રજા વચ્ચેના સંબંધમાં આ વાત બહુ સ્પષ્ટ દેખાય છે. અને પરિણામે વિજીત પ્રજામાં અનેક દુર્વૃતિઓની પરંપરા ઉપજી આવે છે અને તે સર્વ દાસ્ય દુર્ગુણો કહેવાય છે કારણકે એ સર્વ દુર્ગુણો સામાન્ય રીતે ગુલામોમાં જોવામાં આવે છે. આ સર્વનું મૂળ છલ અને જૂઠ છે, અને એ છલ વૃત્તિ અનેક રૂપો ધારણ કરે છે. એ સાથે જે ભય રહે છે, તે એવા હોય છે કે, પ્રસંગ અનુકૂલ આવતાં તે કપટથી વૈર લેવાને તૈયાર થઇ જાય છે. એ બેઉ વૃત્તિઓ એક બીજાને સામસામી અસર કરે છે. આ વાત ન સમજાયાથી વિજયી પ્રજા વિસ્મીત થાય છે કે વિજીત પ્રજા અસત્યનો આશ્રય શા માટે લે છે. ઉત્કૃષ્ટ વર્ગ સમજતો નથી કે પોતાના દુરાચારનાંજ આ ફળ છે. તેના તિરસ્કારથી પોતાનું રક્ષણ કરવા માટે નિકૃષ્ટ પક્ષ અસત્યનો આશ્રય લે છે. પોતાની કસુર ન સમજાયાથી તેને નિકૃષ્ટવર્ગપર ક્રોધ આવે છે. અને તેને દોષ દે છે, પણ તે ભૂલી જાય છે કે નિકૃષ્ટ વર્ગના દુર્ગુણોનું મૂલ પોતે છે. એક બાલકનું દૃષ્ટાન્ત લો જો બાલકની સાથે અન્યાય અને સક્તાઇ રાખશો તો તે બાલક જૂઠું બોલતાં શીખવાનુંજ કારણ કે પોતાની કસુરના પરિણામ રૂપ શિક્ષાથી બચવાનો ઉપાય એજ છે કે જૂઠું બોલવું. દુર્બલપક્ષે સબલપક્ષથી પોતાનો બચાવ કરવાનું સાધન જૂઠ છે. જ્યાં કોઇ કર્કશ વર્તણુકનું માણસ પોતાના કે બીજા બાલકોના અસત્ય કહેવાની ફરીયાદ કરે ત્યાં તપાસતાં જણાશે કે એ બાલકની અસત્યતાનું કારણ તે પોતે જ છે. આપણાં બાલક જો જુઠું બોલતાં હોય તો તેમાં કસુર આપણીજ છે.

ત્યારે જે પ્રમાણે નિર્બલપક્ષપ્રતિ કૃપા રાખવાથી જેમ તેમનામાં સદ્ગુણનાં બીજ રોપાય છે તેમજ એ પક્ષ પ્રતિ તિરસ્કાર રાખ્યાથી તેનામાં દુર્ગુણનાં બીજ રોપાય છે, અને તેમની ઉન્નતિને બાધ થાય છે. જ્યારે આપણા હાથ નીચેનાં માણસોમાં કાંઇ દોષ જોવામાં આવે ત્યારે પ્રથમ પ્રશ્ન આપણે પૂછવો જોઇએ કે, એ દોષના આપણે કેટલે

અંશે કારણ છીએ. કારણ કે નિકૃષ્ટવર્ગના સર્વ દોષોને માટે જવાબદારી ઘણે અંશે ઉત્કૃષ્ટ વર્ગને છે. પ્રજાના દોષ ઘણે અંશે રાજકર્તાના ઉપજાવેલા હોય છે.

પુરાણોમાં ઘણા પ્રસંગો એવા આવે છે કે જ્યાં કોઇ ઋષિ મુનિઓ રાજાઓની મુલાકાતે આવે છે. આવે પ્રસંગે તેઓ રાજાઓને કુશલ સમાચાર પૂછે છે. તેમાં પૂછે છે કે તમારા રાજ્યમાં ચોર, જાર, ખુની, ઇત્યાદિ કોઇ છે? અને જો છે તો તેનું કેમ? તે શા માટે છે? અને ક્યાંથી? આ પ્રશ્ન સાર્થ છે. કારણ કે એ સર્વ અનર્થોનું કારણ રાજા પોતે જ છે. નહિ કે રાજા એમને શિક્ષા નથી કરતો, અથવા તેમને છૂટા ફરવા દે છે. પણ એ સર્વે રાજાના દોષોનાં સ્થૂલ સ્વરૂપો છે. એ દુષ્ટોના કાર્યોથી જે નઠારાં કર્મો થાય છે તે કોને ભોગવવાં પડે છે તે જ્યારે તપાસીએ છીએ ત્યારે જણાય છે કે, કનિષ્ટ વર્ગના દુર્ગુણને પરિણામે જે દુઃખ તેમને ભોગવવું પડે છે, તે દુઃખ જે ઉત્કૃષ્ટ કે સબલ વર્ગે જુલમ દ્વારા આ દુર્ગુણ તે નિકૃષ્ટ કે નિર્બલ વર્ગમાં ઉપજાવ્યા હોય છે તેને, તે માટે તેને જે દુઃખ ભોગવવું પડે છે તેના કરતાં બહુ ઓછું હોય છે. કારણ કે આપણા કર્મની જાલ બહુ ગુંથાઈ ગએલી હોય છે, અને આપણા પ્રત્યેકનાં કર્મ સંસ્કારોમાં કેટલાક સંસ્કાર અન્યના કર્મોથી પણ પડેલા હોય છે કોન્ફ્યુશિયસની આગળ એક રાજાએ ફરિયાદ કરી કે મારા રાજ્યમાં અવ્યવસ્થા બહુ છે. આના ઉત્તરમાં તેણે કહ્યું હતું કે, હે રાજા જો તેં તારો ધર્મ બજાવ્યો હોત તો તને આ ફરિયાદ કરવી પડત નહિ.

જ્યાં બે વ્યક્તિઓને પરસ્પર સંબંધ હોય છે ત્યાં તે બેઉના તેમના પરસ્પર ભાવાનુભાવ કેવી રીતે અને કેવા ઉપજે છે તે સમજી રાખવું વ્યવહારમાં કેટલું ઉપયોગી છે તે આ પરથી સમજાયું હશે. અહિં ખૂબ ધ્યાનમાં રાખવાનું એ છે કે, જેમ એ બે પક્ષમાંના ઉત્કૃષ્ટવર્ગની ઉત્કૃષ્ટતા વિશેષ તેમ તેનું ઉત્તરદાયીત્વ પણ વિશેષ હોય છે.

આવું આપણું ઉત્તરદાયીત્વ, અને સદ્ગુણ અને દુર્ગુણ એ બેનાં મૂળ રાગ અને દ્વેષ છે, એ બે વાત જો આપણે સ્વીકારીએ તોતો આપણને આપણી જીવનયાત્રામાં આચારનું ધોરણ હાથ લાગે છે. વ્યવહારનો શુદ્ધ માર્ગ જડે છે. આપણા સંબંધમાં આવતા મનુષ્યો સાથે આપણને કેવા કેવા પ્રકારનો સંબંધ હોય છે તે બરાબર સમજાય છે. વળી એ જુદા જુદા પ્રકારના સંબંધથી જે જે સદ્વૃત્તિઓ અને સદ્ગુણો ઉદ્ભવે છે તે પણ આપણે સમજી શકીએ છીએ, અને તેથી કરી નિત્ય જીવનમાં કઇ કઈ સદ્વૃત્તિ અને સદ્ગુણ આપણે સિદ્ધ કરી શકીએ છીએ, તે પણ સમજાય છે, તેમજ કેવા પ્રકારનો વ્યવહાર સાધ્ય છે તે પણ આપણે સમજી શકીએ છીએ. ચારિત્ર યોજનામાં આવું જ્ઞાન ઉપયોગનું છે સત્ય છે કે ધર્મશાસ્ત્રના આચાર ભાગમાં આમ કરવું અને આમ ન એવા આદેશો આપેલા હોય છે ખરા; પણ એમ શામાટે કરવું તેનું કારણ કાંઇ સમજાવ્યું હોતું નથી, તેમજ એ આદેશ પાળવા ઇચ્છા હોય, છતાં વૃત્તિ ન થતી ત્યાં શું કરવું તે પણ સમજાવ્યું હોતું નથી. પણ જો આપણે આટલું સમજીએ કે આપણા નિત્ય જીવનમાંજ આપણે કેટલાક સદ્ગુણો ઉપજાવી શકીએ અને તે દ્વારા

## ચારિત્ર યોજન

ત્યારે પ્રશ્ન એ રહે છે કે એ ચારિત્ર યોજના કેમ કરવી? આપણે જાણીએ છીએ કે સદ્દગુણનું મૂળ પ્રેમ-રાગ છે, અને દુર્ગુણનું મૂળ દ્વેષ છે. હવે એમાંનો કોઇપણ સદ્દગુણ જો આપણામાં ન હોય તો તે કેમ ઉપજાવવો? એ ઉપજાવવાનાં બેજ સાધન છે; ભાવના કે વિચાર અને અભ્યાસક ચારિત્રયોજનાની આ બે કૂચી છે, અને તે દ્વારાજ ચારિત્રની યોજના થઇ શકે છે. મારે સારા થવું છે, એટલી સામાન્ય વૃત્તિ કાંઈ બહુ ઉપયોગની નથી જો એવી વૃત્તિ હોય તો તેને સિદ્ધ કરવા પ્રવૃત્ત થવું જોઇએ. તે માટે એક એક સદ્દગુણ દૃષ્ટિ સમીપ રાખી તે પ્રાપ્ત કરવા અભ્યાસ કરવો જોઇએ. એકી વખતે એકજ સદ્દગુણ લેવો,' એજ સારૂં છે,' કારણ કે, તેમ કરતાં વિચાર અને ઇચ્છાની એકાગ્રતા સાચવી શકાય છે. એકી વખતે બે ચાર સદ્દગુણો લેવાથી એ એકાગ્રતામાં ભંગ થાય છે,

ચારિત્રયોજનાનું આ કાર્ય બહુ પ્રયાસથીજ સિદ્ધ થાય છે," પણ સિદ્ધ થાય છે એ નિર્વિવાદ છે. પ્રથમ તો આત્મપરિક્ષા કરીને આપણામાં શા શા દોષ છે તે પ્રત્યેકે પોતાની મેળે શોધી કાઢવા જોઇએ. તેમાં જોવું જોઇએ કે એ દોષ કયા સંબંધમાં છે, ઉત્કૃષ્ટ, સમાન, કે નિકૃષ્ટ વર્ગના સંબંધમાં છે; અને એમાના જે સંબધમાં જે દોષ હોય તે કયો છે તે સ્પષ્ટ સમજી લેવો જોઇએ.

આટલો નિશ્ચય કર્યા પછી તેણે તે દોષનું અનુચિંતન તો કરવુંજ નહિ; કારણ મહાભારતમાં કહ્યું છે તેમ भैषज्यमेतद्दुःखस्य यदेतन्नानुचिंतयेत्। चिन्त्यमानं हि चाभ्येति भूयश्चापि प्रवर्तते। દુઃખ કે દોષનું અનુચિંતન કરવાથી ફરી ફરીને તેનોજ વિચાર કર્યા કરવાથી તે વધે છે. માટે તેનું ઔષધ એજ કે તેને વિસરી જવું. દોષ છે એટલું જાણ્યું એજ બસ છે પછી તે માટે વિલાપ કરવો, કે તેનાજ ચિંતન રૂપ પશ્ચાત્તાપ કર્યા કરવો, એ હાનિકારક છે. તેમ કરવાથી તે દોષ દૃઢ થાય છે. આવા પશ્ચાત્તાપથી તે દોષથી દૂર રહેવા કરતા તે દોષ દૃઢ થાય છે. વિચાર એ એક ઉત્પાદક શક્તિ છે, માટે જ સંકલ્પાનુરૂપ સિદ્ધિ થાય છે. આ વાત સમજાતાંજ સમજાશે કે, જ્યારે આમ છે ત્યારે શું કરવું. કરવું એટલું જ કે તે પર દુર્લક્ષ કરવું તે પરદુર્લક્ષ તેના પ્રતિપક્ષીની ભાવના કરવી. આ પાતંજલ યોગ સૂત્રમાં કહ્યું છે કે वितर्कबाधने प्रतिपक्षभावनम्॥ ચિત્તને વિતર્ક કરતું અટકાવવા જે વિતર્ક હોય તેથી ઉલટા પક્ષનું ચિંતન કરવું. જો અસત્ય એ દોષ દૂર કરવો હોય તો તેનો વિચાર એ વિતર્ક છે તેનો બાધ કરવા, એનું ચિંતન થતું અટકાવવા, સત્યનું ચિંતન કરવું. આપણને અસત્ય કથન કે લેખનની ટેવ છે, એટલું જાણી લઇ તે સંબંધીના જ વિચાર છોડી સત્યનાજ વિચાર કરવા. હવે આ પ્રમાણે જો દ્વેષ રૂપી દોષ દેખાય તો પ્રેમનું ચિંતન કરવું અને જે આમ કરવું તે નિયમિત રીતે અને આગ્રહ પૂર્વક થવું જોઇએ. ગમે ત્યારે, તરંગ આવે તેમ, કરવું એ ઠીક નથી. આનું કારણ એ છે કે, માનસિક ક્રિયાથી મનોમયદેહના પરમાણુમાં અસર થાય છે, અને તેથી તેનાપર સંસ્કાર થઇ તે શુદ્ધ કે અશુદ્ધ બને છે. જ્યા એ દેહના અણુમાં

દ્વેષોત્પાદક સ્પન્દ થતાં હોય છે ત્યાં તેનું કારણ એ છે કે તે દેહમાં એ સ્પન્દ ઉત્પાદક અણુઓ હોય છે, અને જ્યારે ત્યાં પ્રેમ ઊત્પન્ન કરવો હોય છે ત્યારે પ્રતિપક્ષી સ્પન્દ ત્યાં ઊપજાવવા છે અને તે માટે જે દ્રવ્ય ત્યાં છે તેનાથી કેવળ જૂદાજ પ્રકારના દ્રવ્યની આવશ્યકતા છે. આ કાંઇ સહજ નથી. એટલા માટે નિરંતર અને નિયમિત અભ્યાસની જરૂર છે. એ અભ્યાસને પરિણામે દોષ દૂર થઈ સદ્‌ગુણ સ્થપાય છે.

આ અભ્યાસને માટે પાતંજલ યોગસૂત્ર બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. ત્યાં અભ્યાસ માટે કહ્યું છે કે,

सतु दीर्घकाल नैरन्तर्य सत्कारासेवितो दृढभूमिः ।

અર્થાત્ એ અભ્યાસ યથાર્થ સિદ્ધ થવા માટે તે ૧. દીર્ઘકાલપર્યન્ત, ૨ નૈરન્તર્યથી, અને ૩ સત્કારપૂર્વક, પ્રીતિપૂર્વક, થવો જોઇએ.

દીર્ઘકાલપર્યન્ત કરવાનું કારણ એ છે કે, એ અભ્યાસથી જે કરવું છે તે પૂર્વ સંસ્કારનો ભેદ, અને નવિન સંસ્કારની સ્થાપના છે. અનેક જન્મમાં પ્રાપ્ત કરેલા એ સંસ્કાર એટલા બધા પ્રબલ હોય છે કે, તે કાંઇ ઇચ્છામાત્રથી, કે સહજ પ્રયત્નથી ભેદાઇ શકે નહિ. માટે દીર્ઘકાલ પર્યન્ત એ પ્રયત્ન કર્યા જ કરવું જોઇએ.

નૈરન્તર્યથી એ અભ્યાસ કરવાનું કારણ એ છે કે જે ક્રિયા જે કાલે થતી હોય તે કાલે જ થવાથી, તે પુષ્ટ થાય છે, એટલું જ નહિ પણ, તે કાલે સ્વતઃ તે ક્રિયા થવાનો સંભવ છે. આજ કર્યું, કાલ નહિ, એમ કરવાથી કરેલી ક્રિયા નિર્બલ થઈ ફરીને પાછી તેટલી જ મહેનત પડે છે. માટે એક કાલ નિયમિત રાખી તે કાલે કોઈ પણ દિવસ પડે નહિ એવી રીતે, એ કાર્ય અસ્ખલિતપણે થયાં કરવું જોઇએ.

અને સત્કારપૂર્વક એટલા માટે કે તે વિચારપૂર્વક થવું જોઇએ. તે પર ધ્યાન રહેવું જોઇએ. કારણ કે ત્યારેજ ચિત્તની સર્વ વૃત્તિઓ એકાગ્ર રહી શકે છે, અને એ સર્વની એકાગ્રતા હોય તોજ ક્રિયા સફલ થાય છે.

આ સર્વતો ચિંતન વિષે થયું. પણ તે સાથે અભ્યાસ પણ ચાલવોજ જોઇએ. ત્યારે જે સદ્‌ગુણનું ચિંતન થતું હોય તે સદ્‌ગુણને વ્યવહારમાં ઉતારવા માટે આપણા નિત્ય જીવનમાં જે જે પ્રસંગો આવે તેમાં, જ્યાં જ્યાં બની શકે ત્યાં તે સદ્‌ગુણ આચરતા જવો જોઇએ. એકાદ બે પ્રસંગમાં નિષ્ફલતા થાય તો અડચણ નહિ. ફરી ફરી ને અભ્યાસ કરવાથી તે અડચણ દૂર થશે, પણ જ્યાં સુધી ચિંતિત સદ્‌ગુણને વ્યવહારમાં મૂક્યો નથી, જ્યાં સુધી સદ્‌ગુણનું ચિંતન કર્યા છતાં, સદ્‌ગુણવર્તન થયું નથી ત્યાં સુધી ચારિત્ર્યની સંપૂર્ણ યોજના થતી નથી. ચિંતન અને વર્તન જ્યારે અનુરૂપ થાય છે ત્યારેજ તે સદ્‌ગુણ સિદ્ધ ગણાય છે.

ઉપર આપણે કહ્યું છે કે, આ કરવું અને આ ન કરવું એવી શાસ્ત્રની આજ્ઞાઓ શામાટે થઇ છે તે આ પરથી સમજાય છે. આ આજ્ઞાઓને બુદ્ધિ સ્વિકારે છે, ત્યારેજ તે તરફ કાંઈ વૃત્તિ થાય છે. એ આજ્ઞાઓ અને તેમના હેતુ તથા કૃતિ કે પ્રક્રિયાનું જ્ઞાન એટલાં સમજાયા કે પછી જે ક્રિયા થશે તે બહુ દૃઢ અને ફલદાય થાય છે. એમાં વળી જે કાર્ય કરવાનું છે તે વિદ્વદનુભવને સંમત છે માટે તે થશે જ એવી શ્રદ્ધા હમેશાયતો પછી કાર્યસિદ્ધિ વિષે સંશયનો અવકાશજ નથી. માટે કહ્યું છે કેઃ—

यदेवविद्ययाकरोतिश्रद्धयोपनिषदातदेववीर्यवत्तमंभवति ॥ छां. उ ।

॥ समाप्त ॥

---

## જીવન અને પ્રેત જીવન.

( મળેલું. )*

किंतेधनेनकिमुबंधुभिस्ते
किंतेदारैः पुत्रकयोमरिष्यसि ।
आत्मानमन्विच्छगुहांप्रविष्टं
पितामहास्तेकगतापिताच ॥

"ત્હારે ધનનું શું કામ છે ?, ત્હારે પુત્રસ્ત્રીઆદિ સ્વજનનું શું કામ છે ? હે પુત્ર ! તું નક્કી મરણ શરણ થવાનો છે. બુદ્ધિરૂપ ગુહામાં રહેલા આત્માને શોધ."

"ત્હારા પિતા ક્યાં ગયા અને ત્હારા પિતામહ પણ ક્યાં ગયા." મહાન્ આચાર્ય વ્યાસે શુકદેવને આ પ્રશ્ન પુછયો હતો. અને તેજ સવાલ દરેક મનુષ્ય પોતાની જાતને તેમજ બીજાને. જ્યાં સુધી મનુષ્ય જન્મ તથા મૃત્યુ પામે છે ત્યાં સુધી, હજારો વર્ષથી પુછતો આવે છે. જીવનના આ સઘલા સુખનો શો ઉપયોગ છે આવો પ્રશ્ન મનુષ્ય પોતાની જાતને પુછે છે. મોજમજાથી ઉપજતા સઘલા સુખથી શો લાભ છે ? જો સઘળી સત્તા અને કીર્તિનો નાશજ થવાનો છે, અને મૃત્યુ તેમને આપણી પાસેથી છીનવી લેવાનું છે તો પછી તેથી શો ફાયદો અને તેથીજ દરેક યુગમાં તેમજ દરેક વખતે જન્મ શું છે ! મૃત્યુ શું છે ! આવો પ્રશ્ન મનુષ્યને ઉઠે છે. આપણે આ જગતમાં ઉત્પન્ન થઇએ છીએ

---

* લેખક—રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા બી. એ.

અને જગતમાંથી પાછા અદ્દશ્ય થઇએ છીએ. આપણે અહીંયા થોડા સમયને વાસ્તે છીએ. પણ દરેક વસ્તુ વિકૃતિને આધિન છે. જે વસ્તુને આપણે કીમતી ગણતા હતા તે આપણા હાથમાંથી સરી જાય છે. અને જે વસ્તુ ઉપર આપણું હૃદય ચોટે છે તે વસ્તુ મૃત્યુ આપણી પાસેથી હરી જાયછે અને એવો વખત આવશે કે જ્યારે આપણે પણ મૃત્યુ દશાને પામીશું. જગતની સઘળી અનિશ્ચય વસ્તુઓમાં એક વાત નિશ્ચીત છે અને તે મૃત્યુ છે. શ્રી કૃષ્ણ ભગવાને ભગવદ્‌ગીતામાં કહ્યું છે કે जातस्यहिध्रुवो मृत्यु. । જન્મ લેનારને વાસ્તે મૃત્યુ એ નિશ્ચય છે. આ જગતમાં જો આપણે છીએ તો આપણે જાણીએ છીએ કે આ જગતમાંથી આપણે ચાલ્યા જઇશું કેટલી ઉમરે મરીશું તે પણ આપણે જાણતા નથી. પણ એક દીવસ મૃત્યુને શરણ થઇશું તે તો નિશંક અને નિર્વિવાદજ છે.

ઘણે ભાગે મનુષ્ય અનિશ્ચીત વસ્તુ તરફથી પોતાની દૃષ્ટિ ફેરવેછે. તેમજ વળી તેને વિષે વિચાર નહિ કરવો અને સુખ અને આનંદના સમયમાં વિઘ્નરૂપ ન થવા દેવોમાંજ શ્રેય ધારે છે. ઘણે ભાગે તેને દૃષ્ટિગોચરની બ્હાર રાખવાને પ્રયત્ન કરે છે કારણ કે મૃત્યુની છાયાથી જીવનમા છાયા પાડવાને તેની ઇચ્છા નથી, પણ વારંઘડીએ એવો સમય પણ આવે છે કે જ્યારે પોતાની દૃષ્ટી તેથી વિમુખ કરી શકે નહિ. તે વખતે મૃત્યુ તેનું ધ્યાન જોરથી ખેંચે છે. તેના ગૃહમા પેસે છે અને કુટુંબના તેના નજીકના સ્વજનનો ભોગ લે છે.

તે સમયે, મનુષ્ય, પોતાની ઇચ્છા વિરૂદ્ધ પણ મૃત્યુ વિશે વિચાર કરે છે, અને જો જીંદગી સહિસલામત નથી તો જીંદગીથી શો ફાયદો? આવો પ્રશ્ન પણ પુછે છે. તેજ સમયે તેનામાં વૈરાગ્યવૃત્તિનાં ચિન્હ ઉદ્‌ભવે છે અને તે વૈરાગ્યવૃત્તિ તેનામાં સઘળી અનિત્ય વસ્તુ ઉપર કંટાલો ઉત્પન્ન કરી સંસારીક સુખથી તેને વિરક્ત બનાવે છે.

જે વસ્તુ વિકારી, શાશ્વતી છે જેનો કોઇ સમયે નાશ થવાનો નથી અને જે કોઇ દીવસ નિરાશા ઉત્પન્ન કરતી નથી તેવી વસ્તુ તરફ તેની ઇચ્છા થાય છે

પણ આ પ્રકારનો વૈરાગ્ય મંદ છે.

જ્યારે આ પ્રકારે મૃત્યુ તેનું ધ્યાન ખેંચે છે ત્યારેજ તે જાગૃત થાય છે. પણ કાળ જતાં આવો વૈરાગ્ય નાશ પામે છે. તે આત્માની ખરી જીજ્ઞાસાથી નહિ પણ જીવનના ક્ષણિક કંટાલાથી તેમજ નિરાશાથી ઉત્પન્ન થયેલો છે. સત્ય વૈરાગ્ય, જે શાશ્વતો છે અને જે જ્ઞાની બનાવે છે તે તો જીવાત્માની પરમાત્મા પ્રતિ અભિલાષા છે. જો આ અભિલાષા એકવાર પણ ખરી રીતે અનુભવાય તો પછી તેનો કોઈ દીવસ નાશ થતો નથી. કારણ કે તેનું મૂલ મનુષ્યના ઉંડા સ્વભાવમાં જ રહેલું છે. સઘળી વસ્તુનો આત્મા તે પોતેજ છે એમ અનુભવવાને અભિલાષા રાખે છે.

આત્માની પરમાત્મા પ્રતિ તીવ્ર અભિલાષાને બદલે સાંસારિક વસ્તુ તરફ કંટાલાને

લીધે ઉપજતો વૈરાગ્ય નિરાશાને લીધે ઉત્પન્ન થયેલો હોવાથી, નિરાશાની વેદનાનો નાશ થવાની સાથેજ ઘણીવાર તો નાશ પામે છે.

જ્યારે તે હયાત હોય છે અને જ્યારે સંસારની રમણીયતા ઉપર ક્ષણવાર વાદળાની છાયા આવી હોય છે ત્યારે તેવા વૈરાગ્યમાંથી-પણ, જીંદગીની મોજમજામાં ફરી ખોવાય તે પ્હેલાં મહાન્ અને ઉપયોગી શિક્ષણ મેળવી શકાય; પણ જ્યારે ક્ષણિક વાદળ વીખરાઇ જાય છે, ત્યારે જીવન પોતાની પ્રકાશતા પાછી મેળવે છે તેટલા માટે, જ્યારે ભય આવી પડે ત્યારે તે સમયનો લાભ લેવો જોઇએ. જ્યારે મિત્ર અને સ્વજનને મૃત્યુ તેમની વચ્ચમાંથી હરી જાય છે, ત્યારે તેઓએ તેનો લાભ લેવો જોઇએ, અને કેટલાક ઉપયોગી થઇ પડે તેવાં શિક્ષણો મેળવવાં જોઇએ.

ત્યારે જન્મવું અને મરવું શું તે પ્રશ્ન મનુષ્ય પોતાને પુછે. શું આપણે તેમના સંબંધી અને મરણાન્તર સ્થિતિ વિષે કાંઇ પણ જાણી શકીએ. આટલી વાત તો આપણે સારી રીતે જાણીએ છીએ કે શરીર મૃત્યુ પામે છે તેની સાથે સર્વ મરી જતું નથી, જ્યારે શરીર નાશ પામશે ત્યારે આપણે ખરેખર નાશ પામીશું નહિ. પણ મૃત્યુની પેલી પાર શું છે ?

જ્યારે મૃત્યુના દરતથી શરીરનો નાશ કરવામાં આવે છે ત્યારે આપણે કઇ સ્થિતિમા જઇશું અને કઇ દુનિયામાં આપણી જાતને જોઇશું આ જગતમાંની કઇ ચીજો આપણને ત્યાં માલમ પડશે. આ જગતમા એવો કોઈ પણ પ્રાણી છે કે જે મૃત્યુની પેલી પારના જીવન સંબંધી કાંઈ પણ નિશ્ચય વાત કરી શકે. આ જગતમાં એવો કોઇ પણ પ્રાણી છે કે, જે પોતાના અનુભવથી, શરીરનો ત્યાગ કરનારની સ્થીતિ વિષે કહી શકે ? આ જગતમાં તેમને પાછા લાવનાર શું છે ? આ સ્થૂલસૃષ્ટિમાં તેઓનો પુનર્જન્મ શા નિયમને અનુસરીને ચાલે છે ? જીવન અને મૃત્યુનું ચક્ર શું છે ? જે ચક્રની સાથે આપણે બંધાયેલા છીએ જેમાંથી આપણે છુટા થઇ શકીએ નહિ, જે રાત દીવસ ફર્યાંજ કરે છે અને આપણને કોઈક બીજી દુનિયામા લઇ જઈ ત્યાંથી વળી ત્રીજીજ દુનિયા ભણી લઇ જાય છે તે ચક્ર તે જન્મ મરણનું ચક્ર છે. આ ચક્ર સઘળા જન્મ અને મરણ ચલાવે છે. તે કઇ શક્તિ છે કે જે જન્મ અને મરણને અનુક્રમ પ્રમાણે ચલાવે છે? આ જન્મમરણના ચક્રથી મુક્ત થવાનું સંભવિત છે ? શું આપણે બંધનને તોડી શકીએ કે ફરીથી જન્મ લેવો ના પડે ! શું એવી કોઇ શાસ્વતી સ્થિતિ નથી કે જે પ્રાપ્ત કરવાથી સંતોષ, અને અત્યંત શાંતિ અને આનંદ—શાંતિ કે જેમાં કોઇ દીવસ ભંગ પડી શકાય નહિ અને આનંદ કે જેનો અંત નથી—મલી શકે ?

તેજ પ્રશ્ન મનુષ્યનો ક્હેલો આત્મા ફરી ફરીને પુછે છે. અને તેજ પ્રશ્નનો આજે આપણા વિચારમાં કોઇ પણ રીતે જવાબ આપવાને પ્રયત્ન કરીશું, અને પ્રાચીન કાલના ઋષિઓના શિક્ષણથી તેનો ખુલાસો મળશે કે નહિ તે પણ જોઇશું ઋષિઓ જે મહાન્ સત્ય શિખવે છે તેઓનો અભ્યાસ કરનારના જ્ઞાનથી આપણે તેનો જવાબ આપીશું અને

જે નિયમને અનુસરીને મનુષ્ય વારંવાર જન્મ પામે છે તેમ મૃત્યુ પામે છે અને વળી જે નિયમોથી મનુષ્ય જન્મ મરણથી મુક્ત થઇ શકે અને અવિકારી અને અનંત શાંતિ પ્રાપ્ત કરી શકે તે નિયમોની નિશ્ચય વાત શોધીશું.

હવે આપણે આપણા પ્રશ્નનો પ્રથમ ભાગ જે જન્મ મરણના ક્રમ વિષે છે તે વિષે વિચાર કરીએ. તે સવાલ, એમ કહેવાય કે, આપણામાના ઘણાને અત્યંત અગત્યનો છે. કારણ કે, ઘણે ભાગે જન્મ મરણના ચક્રથી મુક્ત થવાને હજુ આપણે યોગ્ય નથી. પૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરાય તે પૂર્વે બહુ પ્રયત્ન કરવો જોઇએ.

આપણને શાસ્વતી શાંતિ ( સ્વતંત્રતા ) મળે તે પૂર્વે આપણામાંના ઘણાને ( ઘણી ) કેટલીકવાર જન્મ લેવા પડશે. પણ જે માર્ગ છેવટે આપણે ગ્રહણ કરવો પડશે તે માર્ગ વિષેનું યત્કિંચિત્ જ્ઞાન તેમ બંધમાંથી મુક્ત થવાના કર્તવ્યનું જ્ઞાન પણ ઉપયોગી છે.

જન્મથી મરણ અને મરણથી જન્મ લેવામાં મનુષ્યને ઉપર જણાવેલ, ત્રણ લોકમાં પસાર થવું પડે છે. હવે આપણે પ્રથમ વિષે વિચાર કરીએ. તે ભૂલોક યા સ્થૂલસૃષ્ટિ છે. આ વિષે વધારે વર્ણન કરવાની જરૂર નથી તેની સ્થિતિ સબંધી આપણે સારી રીતે જાણીતા છીએ. પણ એક બાબત રહી જાય છે કે જેના વિષે વિચાર કરવો યોગ્ય છે કારણ કે જેમાંથી આપણે મુક્ત થવાને માગીએ છીએ તેમજ આપણને ઘસડી જનાર તે વસ્તુ છે. આપણે સર્વ સુખની શોધમાં છીએ જો તમે વિચાર કરશો તો મનુષ્યના જીવનનો એક ઉદ્દેશ તે છે તેમ જણાશે અહર્નિશ તે સુખી થવાને પ્રયત્ન કરે છે. બીજી કોઇ પણ વસ્તુ તેને સંતોષ આપતી તેમ તૃપ્ત કરતી નથી જો તે કોઇ વસ્તુ ગ્રહણ કરે છે પણ જો તેમાં તેને સુખ મળતુ નથી તો તે નીચે પ્રમાણે કહે છે " ઠીક મેં ભુલ કરી, મેં સુખ મેળવવા માટે અવળો માર્ગ ગ્રહણ કર્યો હવેમને વધારે સારો માર્ગજોવાદો."

તેણે સુખી થવું જોઇએ તે વિચાર ઉપર ફરી ફરીને તેનું ધ્યાન ખેંચાયછે. બીજી કોઇ ચીજ તેને સંતોષ આપવાને શક્તિવાન નથી- આ સ્વભાવિક છે સુખને વાસ્તે હૃદયની તીવ્ર અભિલાષા તે ઇશ્વરદત્ત છે. ઇશ્વરજ આપણામાં સુખની અભિલાષા ઉત્પન્ન કરે છે કારણ કે તે અભિલાષાથી જ અંતે આપણે ઇશ્વિરમાં શાંતિ ( આરામ ) મેળવીશું. ગ્યૂલ વસ્તુઓમાં સુખ મેળવવા આપણે પ્રથમ તો પ્રયત્ન કરીએ છીએ, અને આતો સમગ્ર જનમંડળનો અનુભવ છે જ્યારે શરીર સંતુષ્ટ થતું નથી ત્યારે વિવિધ પ્રકારની માગણીઓ કરે છે, કારણ કે શરીરનો ધર્મ ગ્રહણ કરવાનો છે તેને અન્નની, જળની વિષયી સુખની અને બીજી ઘણા પ્રકારની અભિલાષા છે. શરીર કાંઇ પણ વસ્તુ ગ્રહણ કરવાને નિરંતર પ્રયત્ન કરે છે. સુખ મેળવવાનું પ્રથમ સ્થાન મનુષ્યને વાસ્તે શરીર છે, કારણ કે તે તેનું અતિશય જોરથી ધ્યાન ખેંચે છે. આ વખતે તેને ખબર નથી કે આ લાલસા જતી રહેશે અને ક્ષણવાર પછી નાશ પામશે અને તેથી તેને આધીન થાય છે. જ્યારે ખોરાકને વાસ્તે અતિશય લાલસા ઉત્પન્ન થાય છે ત્યારે તે હદ ઉપર ખાતાં અ-

ટકરી નહિ. તે લોભી છે, અને બહુજ ગ્રદખ્ખુ કરશે; જ્યારે ઇન્દ્રિયજન્ય વિષયવાસના અ-ગ્નિ પ્રદીપ્ત થશે ત્યારે દેહ ઉપર વિષયસુખ ભોગવશે અને આનું શું પરિણામ ? કંટાળો વ્યાધિ અને સર્વે પ્રકારના રોગ. આ રીતે ઇશ્વર શિખવે છે કે મનુષ્યનું સુખ તેની તીવ્ર ઇચ્છાઓ અને શારીરિક માગણીઓ સતુષ્ટ કરવામા સમાયેલું નથી. શરીરને સંતોષવાનું પરિણામ તેને વધારે અસંતોષી ( લોભી ) બનાવવામાંજ જણાય છે

જેમ જેમ વધારે પાન કરે છે તેમ તેમ પાન કરવાની વધારે લાલસા ઉત્પન્ન થાય છે, જેમ જેમ વધારે ખાય છે તેમ તેમ વધારે ખોરાક તેને જોઇએ છીએ, અને વિષય-સુખ જેમ વધારે ભોગવે છે તેમ વિકાર પ્રબલ થતા જાય છે.

વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કે,

न जातुकामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव स्वयमेवाभिवर्धते ।

કામ કામના ઉપભોગથી શાંત થતો નથી. કારણ કે અગ્નિ બલિ નાખવાથી ઓ-લવાતો નથી પણ સ્વયમેવ વૃદ્ધિ પામે છે. વિકારોને સતુષ્ટ કરવામાં સુખ રહેલું નથી. અને ઇશ્વર જણાવે છે કે તમારૂં સુખ શરીરમા રહેલું નથી. જો ત્યાં મેળવવા માગશો તો નિરંતર નિરાશ થશો. અને તમને સુખ નહિ પણ અજીર્ણ થશે.

ત્યારે મનુષ્ય, માનસિક આનંદમાં જે ચિરકાલ અને વધારે નિયમિત સુખ આપે તે શોધવાને પ્રયત્ન કરે છે. પણ દુઃખ અને દિલગીરીના આવેશમાં કેટલીવાર બુદ્ધિને આનંદ ગમતો નથી અને તે વખતે પોતાના મનને અભ્યાસમાં દોરવાને તે શક્તિવાન નથી. પણ તે ધૈર્યવાન હોય, દુઃખ આવ્યા છતાં પણ અભ્યાસ કરવાને આગ્રહી હોય તો પણ વૃદ્ધાવસ્થા આવે છે. જે સમયે મગજ સુસ્ત થઇ જાય છે, યાદશક્તિ કમ થતી જાય છે અને યોગ્ય રીતે અને સ્પષ્ટ રીતે વિચાર કરવાને હવે વધારે વાર શક્તિવાન હોતો નથી, અને જો કે માનસિકસુખ શારીરિક સુખ કરતાં ઘણે દરજ્જે ઉત્તમ છે તો પણ તેનો અંત આવે છે.

આ રીતે ચારે બાજુથી મનુષ્યની આશાઓ નિષ્ફલ નિવડે છે. અને અંતમાં સ્વ-ભાવિક રીતે, પરમાત્મામાં આનંદ અને સુખ મેળવવાને શોધે છે. કારણ કે કંટાળો થાક અને નિરાશાની તો ત્યાં ખબર જ નથી. અને ત્યાંજ વિકાર અને લાલસાની દૃષ્ટિગોચ-રની પેલીમેરનું ખરૂં સુખ મળી શકવાનું, ત્યાં આત્માને પરમાત્મા સાથે ઐક્યપણે જુએ છે અને તે પરમાત્મામાંથી નિકલતા જીવનનો આનંદ અને પ્રેમનો ભાગીઓ થાય છે.

જે મનુષ્ય જીવતાં મુખ્યત્વે કરીને શારીરિક ભોગની પાછળજ મંડયો રહ્યો હતો ( શારીરિક ભોગજ શોધતો ) તે મનુષ્યમરણપછીનીસ્થિતિ વિષે વિચાર કરીએ.

જ્યારે મરણ શરીરનો નાશ કરે છે ત્યારે મનુષ્ય ભોગના સાધન તરીકે તેને વાપ-

સ્વાને હવે વધારે વાર શક્તિવાન થતો નથી. મરણની બીજી બાજુએ મનુષ્ય કેવી રીતે પસાર થાય છે તેને વિષે ચોક્કસ રીતે મને કહેવા દો. આપણે બે દ્રષ્ટાંત લેઇશું; પ્રથમ એક માણસ કે જે શરીરમાંજ સઘળા સુખનો સમાવેશ કરે છે તેને વિષે અને પછી બીજો માણસ જે દારૂ પીતો નથી મિતાહારી અને લાગણિને ખીલવવામા અને મનને આનંદ આપવામાં વધારે સુખ માને છે તેને વિષે બોલીશું. મરણની પેલી બાજુએ આ બે જુદા પ્રકારના મનુષ્યની શી સ્થિતિ થશે ?

તેઓ બન્ને બે લોકમાંથી પસાર થાય છે અને તેઓએ પસાર થવું જોઇએ; પણ આ બે લોકમાં તેમાંના દરેકની સ્થિતિ તદન જુદીજ થશે. એક મનુષ્ય શરીરમાં સંતુષ્ટ કરેલા વિકારો સહિત શરીરમાંથી નીકળી જાય છે. પ્હેલાં તો તે બેભાન અવસ્થામાં હોય છે. અને મરણ પછી કેટલીવારસુધીતો ભરનિદ્રામાં અને બેભાન રહેછે. અને જ્યારે જાગે છે ત્યારે પોતે પ્રેત લોકમાં છે એમ તેને માલમ પડે છે. તે લોકને કામલોક યા ઇચ્છાઓનુ લોક એમ પણ કહેવાય છે. જ્યારે ત્યાં તે જાગૃત થાય છે ત્યારે તેને ભાન થાય છે જે ઇચ્છાઓ તેણે જીવતાં શરીરમાં રહીને પોષી છે તે ઇચ્છાઓ હવે વધારે પ્રબલ થઇ છે અને હમેશની માફક ભોગની માગણીઓ કરે છે. જો મનુષ્ય ખાવાનો, પીવાનો અથવા સ્ત્રીઓ સાથે વિલાસ કરવાનો વધારે શોખીન હોય તો આ ઇચ્છાઓ જ્યારે જીવને મરણ પછી ભાન આવે છે ત્યારે જાગૃત થાય છે. જો કે ત્યાં પણ તેને શરીર છે પણ તે શરીર તેની ઇચ્છાઓ તૃપ્તિના સંબંધમાં તદ્દન અનુપયોગી છે. આ શરીરને ઘણીવાર બલિષ્ઠ શરીર કહેવામાં આવે છે અને તે ખરેખર જીવાત્માને કેદમાં પૂરે છે ત્યાં તેને કેદી તરીકે બંદીખાનામાં રાખવામાં આવે છે આ બંદીખાનુ જે તેને કેદી બનાવે છે તે જે વિકારો અને ઇચ્છાઓને સ્થૂલ શરીરમાં રહીને નિરંતર પોષતો હતો અને જેમણે વારંવાર તૃપ્ત કરીને મજબૂત બનાવતો હતો તે વિકારોનું બનેલું છે. આ વિકારો ખરેખર તમારા સ્થૂલ શરીરને વળગતા નથી. કારણ કે સ્થૂલ શરીર તો એક સાધન છે કે જે દ્વારા તે વિકારોની તૃપ્તિ થાય. આ વિકારો દેખીતા શરીરમાં નથી પણ સૂક્ષ્મ શરીર કે જે ઇચ્છાઓનું શરીર છે તેમા તેજ શરીર સઘળા વિકારોનું મૂળ અને કેન્દ્રસ્થાન છે. અને સ્થૂલ શરીરને તેઓની તૃપ્તિના સાધન તરીકે વાપરે છે. આ સાધન તો કર્મેન્દ્રિયો છે કે જે વડે વિકારોને તૃપ્ત કરવામાં આવે છે અને લાલસાને પોષવામાં આવે છે સ્થૂલ જીવન તો હમેશા ઇન્દ્રિઓને પોષણ આપે છે.

( આગળ ચાલુ. )

આદ્યદ્રષ્ટા
એક 'અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ્. એલ્. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૦–૨૨. અંક ૪ ] ( માસિક. ) જાનેવારી [ ૧૯૦૬. ].

## કપટ સીતા.

( મળેલું. )

( નેપથ્યે રામરુદન )

શિખરિણી.

અરે ! સીતે ! સીતે ! કયમ નહીં દીસે આ સ્થળ વીષે !
અરે ! તારે માટે કનક મૃગ લાવ્યો નિરખને !
ગઈ કયાં ? શે છૂપી ? ઘડી નવ રહે ધીરજ પ્રિયે !
મળીને દે, દર્શ મુજ વિરહ આપે દુઃખ મને. ૧

ગઈ શું હા પ્યારી ! અસુર વળી શું કો હરીગયો,
મહાદુઃખી હું તો યુવતી અહીં મુકી દુર ગયો;
ન જોવાયે નીચું વળી નજર ઉંચી કયમ કરૂં,
ભુમીશ્વશ્રૂ મારી રવિ કુળ પિતા શું મુખ ધરૂં; ૨

( રસ્તે જતાં ઉમા–માહેશ્વર )

ઉમા—

ઉપજાતિ.

શુણો ધ્વની હે પ્રિય શમ્ભુનાથ !
દુઃખીત છે કોઈ મનુષ્ય નઈ;
સુખી કરો તે જન દુઃખ હારી;
દયા કરો શંકર ! હે કૃપાળો ! ૩

મહેશ્વર—

નથી પ્રિયા તે નર કે મનુષ્ય,
નથી પ્રિયા તે દુઃખ કે દુઃખિત;
સાક્ષાત વીષ્ણુ પ્રભુ રૂપ રામ,
કરે લીલા માનવ કેરી આમ. ૪

ઉમા—

માલિની.

નહીં નહીં નહીં હોયે રામ કે વિષ્ણુ આવા,
દુઃખ દુઃખ શિદ આવા તે ધરે છે નકામાં;
વન મહીં રખડે છે ને પ્રિયાકો કરે છે,
નહીં નહીં નહીં માનું હોય વિષ્ણુ ખરાતે.૫

કર મહીં ઝળકે છે વિષ્ણુને દિવ્ય ચક્ર,
સકળ જગતને તે બાળવાને સમર્થ;
અધીર બની રડે શું ખોઈને નીજ નારી;
અતુલીત બળ હોયે વિષ્ણુને હે સ્મરારિ ! ૬

મહેશ્વર—

ઉપજાતિ.

થઈ તને વિકૃતી આજ આવી.
થશે તને પ્યારી અનીષ્ટ ભારી;
જગત્પિતા બ્રહ્મ સ્વરૂપ રામ,
અનાદિ આત્મા પ્રભુ એહ માન. ૭

સદા રટું છું પ્રીય રામનામ;
સ્વરૂપ તેનું મુજ ચિત્તમાંહ.
તપસ્વીઓનું તપ રામનામ,
અનન્ત છે તે પર બ્રહ્મ રામ. ૮

જેને વિધિ ચાર મુખેથી ગાય;
મુનીન્દ્ર સર્વે જશ જેહ ગાય,
મારા સમા છે બહુ દાસ તેને;
હે સુન્દરિ ! તું તજ મૂઢતાને. ૯

ઉમા—

### શિખરિણી.

મને શંકા થાયે બનુ કપટ સીતા સ્વરૂપ હું,
રીસાવી હું જાઉં નહિ ભુલી જશેરામમુજશું?
પછી જો તે જાણે ગણુંગણું ખરાં આપરચને,
ન જાણે તો મીથ્યા મુજપતિ યશો કોવધીશકયો: ૧૦

### શાર્દૂલવિક્રીડીત.

ધારીવલ્કલ અંગ ઉપર રૂડાં સીતા બની સુન્દરી,
પેરી ઝાંઝર પાદમાં ઠમકથી ચાલી ઉમા ઇશ્વરી.
સેંથો કુમ્કુમ ચન્દ્ર કે વીલસતો આસ્યપભા ચન્દની,
મોહાવે મન માનુની મનુજનાં માયા મહાદેવની. ૧૧

ઓપ્યું વલ્ક શરીર શું લપટીયું સૌન્દર્ય શું વર્ણવું.
માર્યું કુસુમ પત્ર એક કરમાં પુષ્પો યકી જે બન્યું;
બીજા હસ્તની અંગુલી અધરથી વાતુ કરે હાસ્યમાં,
આવું ચીત્ર વિચીત્રરૂપ ધરીયું સીતાતણું સેજમાં. ૧૨

જેની માત વસુન્ધરા ભગવતી સાક્ષાત જે અપીકા,
જેનું વર્ણન વાલ્મીકી બહુ કરે તેમાં શું હોયે મણા;
આવુંરૂપ અલૌકીક કપટથી સીતા તણું ધારીને,
આવી રામ સમીપ નેન નચવે શમ્ભુ પ્રિયા તે સમે. ૧૩

દીઠારામ સમીપ રૂદન કરે ત્યારે સતી શું કરે ?
ઓહીંગી તરફાળને હલવતી પગે ધીમે રે ધીમે.
જાણે વેલ વીંટાઇ વૃક્ષ પતિને શું લાડ ઝાઝાં કરે;
નીચું મુખ કરી કટાક્ષ કરતી શું રૂસણાં આદરે. ૧૪

### દ્રુત વિલંબીત.

દલ રવે દગ રામની હેરડી
નિરખી સુન્દર જાનકી દૂરથી,
પ્રભુ વિચાર કરે મનમાં પછી.
કપટ સીત શિવા મળીયાં નકી. ૧૫

ઉમા— ( સમીપ જઇને )

જનુનિ હે જગદંબ ના! સાંભળો,
કરી કૃપા અહીં આપ નકી રહો;
મુજ પ્રિયા ગઈ ક્યાં મુજને કહો,
સુત તણું દુઃખ માત ઉરે સહો. ૧૬

શિવ વિના નીકળ્યાં કેમ એકલાં !
મુજ પિતા શિવ શું દૂર રે રહ્યા ?
જનુનિ આવી અહીં સુતને મળો,
કરીશ હું તમ સેવન જો રહો. ૧૭

કપટ સીતા—

ગીતિ.

ન ઉમા ન શિવા રામ ! હું છું સીતા ભુલી ગયા કેમ!
વાદ વાદ છો શાણુ એક ઘડીમાં થગો અરે વેમ. ૧૮
કંચન મૃગ ઝટ લાવો લક્ષ્મણ મૂર્છા મટાડી સજ્જ કરો,
ચાલો પમ્પા સરમાં વિધ વિધ રંગે રમી વિહાર કરો;૧૯

રામ—

અરરર એ શું બોલ્યાં જનુનીછો હે શિવા તમે મારાં
શંકર કરશે કોપ અસત્ય વાણી મુખેથી શું બોલ્યાં. ૨૦
નમન કરૂં હે અમ્બે સાહ્ય થજો રે ભવાની મહામાયે,
શંકર યોગથી જાણી વાટ જુવેછે તમારી આ સમયે ૨૧

ઉપજાતિ.

ઉમા થયાં લુપ્ત સ્વરૂપ ત્યાગી,
ગયાં પ્રભુ નજીક કામસંગી;
દીઠા વિભુને અતિ તમ કોપે.
ઉમા ઉમા કામિની કાય કંપે: ૨૨

અસત્ય વાણી વદી કેમ નાર,
કરૂં છું તારો અહીંથી હું ત્યાગ:
થઇ તને વિરૂની હે ભવાની,
પ્રભુ વીશે વ્હેમ ધર્યો શું નારી. ૨૩

હિમાલયે હું તપ આદરૂં છું,
અદીઠ થા રે યુવતી ! કહું છું;
પુનર્ભવે પામિ અહિલ્ય તારો,
અસત્ય સર્વે મનથી નિવારો. ૨૪

હતાં મહાકાળી થયાં વિકારી,
અસત્યથી દુઃખ થયું વિચારી;
સુણો સહું સુનર ને સુનારી,
અસત્ય વાણી વદશો ન કોઇ.* ૨૫

શુકલ.

---

## બ્રહ્મવિદ્યા અને પરાવિદ્યા.

( અનુસંધાન—પૃષ્ટ—૮૩ થી. )

પુનર્જન્મ અને કર્મઃ—આપણે પોતાના ગૃહવિષય પ્રથમત્રણપરિભ્રમણોમાંની મૂલોત્પત્તિદશાઓદ્વારા પુનર્જન્મ પામતા જીવાત્માઓના આકર્ષક વ્યવહારનું તથા આ વર્તમાન ચતુર્થ પરિભ્રમણના પ્રથમ ચાર મૂલકુલોનું સર્વપ્રકારનું વર્ણન રહેવા દઇને એટલું જ બતાવવું બસ થશે કે, વર્તમાન પંચમકુલનાં વૃદ્ધિ પામેલાં ઉપ-કુલોમાં, શરીરના મરણ પછી ટુંક સમયમાં જ પુનર્જન્મ થાય છે; દરેક મરણ પછી અન્ય સ્થૂલ પુનર્જન્મ તુર્તજ અનુસરે છે. આગળ ઉપર જેમ જેમ જીવનના અનુભવો જન્મ પામતા જીવાત્માને વિશેષ વૃદ્ધિની ભૂમિકાએ લઇ જાય છે, તેનામાં સૂક્ષ્મ ઉર્મિઓમાંની કેટલીક કેળવાય છે, તેમ તેમ તેની અદૃશ્ય સૃષ્ટિમાંની સ્થિતિ, સ્વર્ગ-સૃષ્ટિ નામના માનસિક ભુવનના એક ખાસ રીતે રક્ષિત અને આનંદિ પ્રદેશમાં રહેવાના વિશેષ સમયવડે લંબાયાં જાય છે. તેની આ સૃષ્ટિમાંની સ્થિતિ ઉચ્ચઐહિકઅનુભવોના ક્રમના પ્રમાણાનુસાર હોય છે; ઘણું કરીને લાંબુ આયુષ્ય ભોગવેલા, વાસ્તવિક અધિકાર પ્રાપ્ત કરેલા એક સામાન્ય મનુષ્ય

---

*ટીકા—રામાયણમાં જે કથા છે તેની વસ્તુસ્થિતી આ કાવ્યથી સહેજ જુદી થઇ છે. રામ ને ઉમાનો સંવાદ કાવ્યની માધુર્યતા માટે કલ્પ્યો છે-" Moral "સાર કાંઇક બોધક લાવવા માટે ઉમા ખરું બોલી- કે હું સીતા છું ને તે ખુદ મારે શંકરે તેનો ત્યાગ કર્યો એ વાત પ્રાધાન્ય આણી છે. પરન્તુ ઉમાએ સીતાનું કપટરૂપ ધારણ કર્યું તે માટે જ શંકરે તેનો ત્યાગ કર્યો એ મુળ ઉદેશ અહીં નથી રાખ્યો.

મારે આ સમય લગભગ પંદર શતકપર્યંત લંબાય છે. આ સ્વર્ગ-રાત્રિના જીવનનો અંત આવતાં માત્ર પુનર્જન્મ પામતો જીવાત્માજ અવશેષ રહે છે, વ્યક્તિત્વમાં સમાવેશ થતા અધમ દેહો તેમના આનુક્રમિક ભુવનો ઉપર વિખેરાઇ ગયેલા હોય છે. પરંતુ તેમને સચેત કરતાં તત્વો અથવા ગુણોના સંસ્કારો તે તે સમયમાં જીવાત્મા ઉપર પડી રહેલા હોય છે. તેના અન્ય વ્યક્તિત્વના અવતરણમાં પૂર્વકાલના વ્યક્તિત્વથી કેળવાયલા ખાસ ગુણોની અસરો વડે જીવાત્મા રંગાય છે અને સંકુચિત બને છે, તેથી નવીન વ્યક્તિ પોતાનું જીવનચક્ર પૂર્વાવતારની વૃદ્ધિની ઉચ્ચભૂમિકાથી પ્રારંભ કરે છે. પુનર્જન્મની આ વિધિ "ત્રિલોકીમાં" ઘણા લાંબા સમય સુધી ચાલ્યાં કરે છે, માત્ર એકજ ગૃહ ઉપર નહિ પરંતુ જેમ માનવ જીવન-પ્રવાહ એકથી અન્યમાં પસાર થાય છે તેમ ઘણા ઉપર થાય છે,—એક ગૃહ કે જેની જીવન વિધિઓ અસ્ત થવાની તૈયારીમાં છે તેના ઉપરથી ઉચ્ચ માનવ સંભવોના ક્ષેત્ર માટે યોગ્ય થયલા અન્ય ગૃહ ઉપર—આખરે જેને માટે આ સર્વ દૃશ્ય આવિર્ભાવ પામ્યું હોય એમ લાગે છે તેવા અંતિમસ્થાનને પ્રાપ્ત થાય છે, જીવાત્માની સંપૂર્ણ વૃદ્ધિ થાય છે, તેની સુપ્તદિવ્યતાનો વિકાસ થાય છે, આપણી સ્થૂલની પારનાં જીવનોની દશાઓને નિયમતો નૈતિકનિયમ, કર્મના નામથી વ્યવહરાય છે, તે ન ભુલાય એવી રીતે પુનર્જન્મમાં કાર્ય પરાયણ હોય છે. કાર્ય અને પરિણામના નિયમ રૂપે તેની વ્યાખ્યા થઇ શકે. આ નિયમના પ્રવર્તન દ્વારા, જે પરિણામો માટે નજીકનાં કોઇ કારણો શોધી શકાતા નથી, તે તેજ જીવાત્માના અન્યજન્મોમાં અસ્તિત્વ ભોગવતાં કારણોમાંથી શોધી શકાય છે: આ પ્રમાણે અમુક મનુષ્ય ઉપર જે આવી પડે તેને માટે તેની પોતાની અંતિમ જવાબદારી ઉભી થાય છે. વળી આ નિયમને લીધે, પોતાના વર્તમાન જીવનની દરેક ક્ષણે પોતાનાં કાર્યો, ઉર્મિઓ, વિચારો વડે પદાર્થોના સૂક્ષ્મક્રમમાં નિશ્ચિત અસરો ઉપજાવે છે અથવા ઉપજાવી શકે, તથા આ પ્રમાણે તેની પોતાનીજ બનાવેલી અન્ય ઐહિકજીવનની દશાઓમાં પરિણામે.

વિચારોથી ચારિત્ર બંધાય છે.
તૃષ્ણાઓ અવસરો મેળવી આપે છે.
કાર્યોવડે આસપાસની દશાઓ બંધાય છે.

આથી અમુક મનુષ્ય ગમે તો સુખ ભોગવે અથવા દુઃખ ભોગવે, ઉચ્ચ દશા પ્રાપ્ત કરે અથવા અધમ દશામાં પડે; એ સર્વને પોતાના કર્મના પરિણામ રૂપેજ હોય છે. આ સંપૂર્ણ ન્યાયના નિયમાનુસાર હોય છે. પોતાના અજ્ઞાનની ભૂમિકાઓમાં સુખદુઃખના વારાફરતી અનુભવમાં મનુષ્યના અથડવામાંથીજ તેનામાં જ્ઞાનની વૃદ્ધિ થાય છે; પુનર્જન્મ અને કર્મદ્વારા આ હેતુની સિદ્ધિ માટે તેને મળતા ખાત્રી ભરેલા અવસરો લગભગ અનંત છે. થીઓસોફીના સર્વ રૂપરેખામાં આ બે વાદ ખાસ જરૂરના છે, કારણ તેમનાથી ઘણા ગુંચવાડા ભરેલા પ્રશ્નોનો ખુલાસો થઇ રહે છે તથા સેંટ્રાલવાદક તત્વજ્ઞાનના આધારને દૃઢ કરે છે.

પ્રસાર ક્રમઃ—થીઓસોફીના પ્રસારક્રમનાં પરિણામોમાં, પાશ્ચિમાત્ય પ્રજાઓમાં પુનર્જન્મ અને કર્મના વાદનું પુનઃ સ્થાપન કરવા રૂપ તથા પૂર્વમાં તે વાદો વિશે પ્રસરેલા અનેક ભૂલભરેલા વિચારોને દૂર કરવા રૂપ છે વળી વિચારની શક્તિ અને દર્શિઓની બાહ્ય દશાઓની યથાર્થતાની ખાત્રીની પરાવિદ્યાની સાબિતી પણ આપવામાં આવી છે, તેમજ આ શક્તિયો તેમના અનુક્રમિક ભુવનાનુસાર, સ્થૂલભુવનના પદાર્થો જેમ સ્થૂલભુવન ઉપર યથાર્થ છે તેમ તેમનાં દરેકના ભુવન ઉપર તેઓ દૃશ્ય તથા યથાર્થ છે; દરેક વિચાર એક જીવંત કાર્યપરાયણ સત્વરૂપે છે, તેની ઉત્પત્તિમાં વપરાયલા બલના પ્રમાણમાં તેના અસ્તિત્વનો કાલ લંબાય છે તથા જેમના જેમના સાથે તે સંબંધમાં આવે છે તેમના ઉપર થોડી વધારે અસર ઉપજાવે છે. દિવ્યદૃષ્ટિ, દિવ્યશ્રવણ, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, સંદેશવાહકવિદ્યા. જ્યોતિષવિદ્યા, ભૂતપ્રેતાદિવિદ્યા, આત્મકલનવિદ્યા, તથા તેમનાં જેવા અન્ય યથાર્થ વાતોનો સમાવેશ કરતા, અધ્યાત્મ–શાસ્ત્ર, રહસ્ય–શાસ્ત્ર, તથા નવ–ચેતન–શાસ્ત્રની દેખીતી રીતિના અસંબંધ સિદ્ધાંતોના ગુંચવાડામાં તેણે એક યથાર્થ ક્રમ ઉપજાવ્યો છે. વિશ્વના સઘળા મહાન ધર્મોના મૂલાધાર રૂપ ઐક્યના તથા ભૂલભરેલા વિચાર વિનાના અને ખુલ્લાહૃદયના શાસ્ત્રપ્રતિના તેમના મૂલસંબંધોના સામે ન થઇ શકાય એવા પુરાવા આપીને વળી એક અન્ય સ્થાપના કરવામાં આવી છે. બ્રહ્મવિદ્યાના અભ્યાસિને પોતાના પ્રયત્નો દોરાવવાના આ મૂખ્ય હેતુઓ છે, ધર્મોમાંથી તેમની સાર વિનાની વૃદ્ધિને દૂર કરવામાં મદદ કરવામાં, મતપંથ સંપ્રદાયના ભેદોને અગત્યના ન ગણવામાં, તેમના મળતાવિચારના સિદ્ધાંતોને આગલ લાવવામાં, ભ્રાતૃભાવસહિત તેમના વાદો અને દંતકથાઓનો અભ્યાસ કરવામાં, તથા તેમના દરેકના દૃષ્ટિબિંદુથી દરેકને મદદ કરવામાં; તે કંઇ નવો ધર્મ સ્થાપવાનું શોધતો નથી, પરંતુ જે અનેક ધર્મો ક્યારનાએ પ્રચલિત છે તેમને સમજાવવાનો પ્રયત્ન કરે છે, તથા આ પ્રમાણે તેમનામાં એક ગૂઢ અર્થ અને એક ઉચ્ચજીવન ઉપજાવે છે. જો કે એક થીઓસોફીસ્ટ કોઇ ખાસ મતપંથના ધાંધલમાં પોતાની જાતને બાંધી લેતો નથી તોપણ નિચે દર્શાવવામાં આવતા ત્રણ સિદ્ધાંતોમાં તેની વિશાલશ્રદ્ધાના ક્ષેત્રનો લગભગ સમાવેશ થઇ શકે છે, એમ કહી શકાય.

૧. ઈશ્વરનું અસ્તિત્વ છે, અને તે શુભરૂપ છે. આપણા આંતરમાં તેમજ બાહ્યમાં વસતો તે એક મહાન્ જીવનપ્રદાતા છે, તે અમર તથા સદા કલ્યાણવાહક છે. તે, શ્રવણ તેમજ દૃષ્ટિ તેમજ સ્પર્શ ગોચર થતો નથી, તથાપિ દર્શનની જીજ્ઞાસાવાળા પુરૂષથી તેનું દર્શન થઈ શકે છે.

૨. માનવિ અમર છે, તથા તેના ભાવિના કીર્તિ અને પ્રકાશનો કંઇ પણ અંત નથી.

૩. સંપૂર્ણ ન્યાયનો એક દિવ્ય નિયમ સૃષ્ટિનું નિયમન કરે છે, તેથી સત્ય રીતે જોવા માંગીએ તો દરેક મનુષ્ય પોતેજ પોતાનો ન્યાયાધિકારી છે, પોતાની જાતને આનંદ અથવા શોકનો દાતા પણ પોતેજ છે તથા પોતાના જીવનનો પોતાના બદલાનો; પોતાની શિક્ષાનો ફેંસલો આપનાર પણ પોતેજ છે.

પરાવિદ્યાઃ—જે ધર્મની સાથે સંબંધ જોડાયો હોય છે, તે પોતાની ઉચ્ચ પ્રકૃતિની માગણીઓને પહોંચી વળે એવો માલૂમ ન પડે તો, થીઓસોફીનો અભ્યાસિ પોતાના તત્વશાસ્ત્રના આંતરંગપક્ષદ્વારા પરાવિદ્યાના દ્વારનો શોધ કરે એ સ્વાભાવિક છે કે જેથી તે વિશેષ ગંભિર ધાર્મિક જીવન ગાળવાની પોતાની જાતે તૈયારી કરી શકે. તંત્રવિદ્યા અથવા એવી અન્ય કલાઓથી ભિન્નરૂપે પરાવિદ્યા એ એક પ્રયત્નની એવી સંસ્થા છે કે જે, મનુષ્યના વ્યક્તિત્વ અથવા અધમ અથવા માનવપક્ષને શી રીતે વિસ્તાર પમાડી શકાય તથા તેની ઉચ્ચ અથવા દિવ્યપ્રકૃતિને પહોંચી વળે એવો બનાવી શકાય, એવા પ્રકારની વિધિઓનો ઉપદેશ કરે છે, તેના અનુયાયીઓને શુદ્ધ સદ્‌ગુણ તથા માનસિક અને ઉર્મિ વિષયક મૂશ્કેલ તથા સાંકડા માર્ગમાં દોરે છે, અને આ પ્રમાણે, અદ્રશ્ય સૃષ્ટિ સાથે સંબંધ ધરાવતી અદ્‌ભૂત શક્તિઓના બંધારણ માટેના દ્રઢ નૈતિક આધારની આવશ્યકતા દર્શાવે છે. ખરેખરા પરાવિદ્યાના અનુયાયીમાં નિઃસ્વાર્થતા ન્યાય અને સત્ય જ્ઞાન વર્તે છે; તેનામાં દયા અને ઉદારપણું હોય છે; તેની તૃષ્ણાવિષયક પ્રકૃતિ શુદ્ધ બની હોય છે તથા તેના માનસિક ધ્યાનની ટેવ દ્રઢ થઈ હોય છે. " તેનાં પંચેન્દ્રિય જ્ઞાનો, તથા વધારામાં તેના તર્કદ્વારા તેમના ઉપરથી ઉઠતાં અનુમાનો અને તેનામાં હોય એવા આંતરિક વિચારો અને આંતરજ્ઞાનોના કરતાં તેના અંતઃકરણમાં કંઈક વિશેષનો સમાવેશ થાય છે.

પરાવિદ્યાદ્વારા અભ્યાસિ દશ્યવિશ્વથી કંટાળો ખાઈને પોતાના જાતિભાઈઓ કરતાં ઉત્ક્રાંતિક્રમમાં આગળ વધવાનો પ્રયાસ કરે છે. તથા ઉચ્ચ જીવનમુક્તદશા અથવા "પુનર્જન્મના ચક્રમાંથી " મોક્ષ કે જે માનવ જાતનો સમૂહ સામાન્ય ક્રમમાં ઘણા લાંબા સમય પછી પ્રાપ્ત કરી શકે છે, તે તીવ્ર પ્રયત્નના થોડા જન્મમાંજ તે કરી શકે છે. આ પ્રમાણે વર્તતાં તે એક એવા માર્ગમાં પ્રયાણ કરે છે કે જેના પરાવિદ્યાના ઉપદેશાનુસાર ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે.

૧. નિશ્ચિતપ્રતિજ્ઞાઓ લેતા અથવા દિક્ષાઓ (શબ્દના સંપૂર્ણ અર્થાનુસાર) મળતા પૂર્વેનો નવ–શિષ્યવૃત્તિનો સમય. થીઓસોફીનાં પુસ્તકોમાં સામાન્ય રીતે પંચમ પરિભ્રમણના બારીક સમયરૂપે વર્ણવાતા કાળમાંથી વિજયકંઠિત આગળ વધવાની આવશ્યક ભૂમિકા સુધી મનુષ્ય આથી આવી શકે છે.

૨. દિક્ષિત—શિષ્ય—વૃત્તિનો સમય અથવા યથાર્થમાર્ગ, જેની ચાર ભૂમિકાઓને વારંવાર પૂર્વ દેશનાં શાસ્ત્રોમાં શુચિતાના માર્ગોરૂપે વર્ણવવામાં આવે છે. આ સમયના અંતે શિષ્ય જીવન્મુક્ત દશામાં પ્રવેશ કરે છે—સપ્તમપરીભ્રમણના અંતે માનવ જાતને જે ભૂમિકામાં જવુંજ જોઇએ તેમાં તે પ્રવેશે છે.

૩. આવિર્ભાવને અધિકાર—સમયના નામથી વ્યવહરવામાં આવે છે; જેમાં તે શિષ્ય વિશ્વના સામ્રાજ્યમાં ( વિશ્વ વિષયક મહાન્ નિયમના અધિનપણે) પોતાનો નિશ્ચિત ભાગ ભજવવા માંડે છે, તથા તેના સંબંધનું અધિકારસ્થાન પણ ધારણ કરે છે, પરંતુ આ જ્ઞાનમાર્ગની કોઇ પણ વિગતો પુરી કરી શકાય એવી નથી.

નવ—શિષ્યવૃત્તિમાર્ગની પંચભૂમિકાઓ છે પરતુ ઉચ્ચભૂમિકાઓના કરતાં આ ભૂમિકાઓના વચ્ચેના વિભાગો થોડી નિશ્ચિતતાથી અંકિત કરવામા આવ્યા છે, તથા આ સમયનાં કોઇપણ બાબતમા સંપૂર્ણતા માગવામાં આવતી નથી, માત્ર તે પ્રતિના ગંભિર પ્રયત્નની આવશ્યકતા દર્શાવવામા આવે છે પ્રથમભૂમિકા, જીવનમુક્ત દશાના અભ્યાસિને માત્ર, ઐહિકઉદ્દેશોની ક્ષણિકતાની દઢખાત્રી બુદ્ધિમા ઉદય પામે છે (વિવેક) બીજી ભૂમિકામા તેનાં પોતાના કાર્યના ફલોની સંપૂર્ણ બેદરકારી પ્રાપ્ત થાય છે, (વિરાગ) તૃતીયભૂમિકામા, શમ, દમ, ઉપરતિ ( ઉદાર સમભાવ ), તિતિક્ષા, સમાધાન ( એકાગ્રતા રૂપી ), તથા પોતાના ગુરૂ તથા પોતામા વિશ્વાસ ( શ્રદ્ધા ) પ્રાપ્ત થાય છ તુર્ય ભૂમિકામા પરમાત્મા સાથે અભેદભાવ અનુભવવાની તીવ્રઇચ્છાનો ઉદય થાય છે પંચમભૂમિકામાં તેની પૂર્વની પ્રાપ્તિઓને, અન્ય મહાન્ પ્રયત્ન માટે એકત્ર કરે છે અને બલવાન્ બનાવે છે તથા આ રીતે સર્વ કૃત—શિષ્યરૂપે યથાર્થમાર્ગમા વિચરવા માંડે છે નવ—શિષ્યવૃત્તિમાર્ગના સમયમા પણ તેના ગુરૂદેવ તરફથી તેને ઘણો ઉપદેશ મળે છે, ઘણું કરીને આ તેના સ્થૂલશરીરની નિદ્રાના સમયમા આપવામા આવે છે, જે સમયે તે શિષ્ય પોતાના સંપૂર્ણ ભાન સહિત કામનાભુવન ઉપર કામના—દેહમા વિટાયલો હોય છે. કામના સૃષ્ટિમા આ પ્રમાણે કાર્ય કરવાના સમયમા, પોતાના સ્થૂલશરીરોને મરણના દરવાજા આગળ મૂકી સ્થૂલભુવનની પાર ગયેલાને સૃષ્ટિનાવાસિઓને મદદ કરવાનો, ઉપદેશ આપવાનો, સુખી કરવાનો ઉપદેશ પણ તેને આપવામા આવ્યો હોય છે પરાવિદ્યાના કાર્યનો, આ વિભાગ કેટલીકવાર અદૃશ્ય મદદગારોનો કહેવામા આવે છે તથા સ્થૂલશરીરવાળા મનુષ્યો કે જેમણે સ્થૂલની પારના આંતરભુવનોઉપર ભાનસહિત કાર્ય કરવાની શક્તિ કેળવી છે, તેઓનાથીજ એ કાર્ય થાય છે શિષ્યને વળી વિશેષમા ધ્યાનવિધિમા કેળવવામા આવ્યો હોય છે, તથા જાગ્રતદશામા તેમજ નિદ્રાસમયમા સ્થૂલશરીરની પાર ઉભયમા અસરકારક અભ્યાસથી તેનમાની ઉચ્ચશક્તિયોને જાગ્રત કરવામાં આવે છે તથા કાર્યપરાયણ બનાવવામા આવે છે

જ્યારે નવ-શિષ્યવૃત્તિમાર્ગનુ પંચમસાધન શિષ્યનામા વૃદ્ધિ પામે છે, ત્યારે યથાર્થ માર્ગમાં દિક્ષા પામવાને તૈયાર થાય છે, હવેથી તેના ગુરૂની શુશ્રુષા કરે છે, તેમને તે નજરો નજર જુએ છે તથા જાતિની ઉન્નતિને વધારવામા મદદ કરે છે; પોતાના જીવનને "માનવજાતરૂપ વેદી ઉપર અર્પે છે, સામાન્ય જીવના ઉપયોગ માટે પોતે જે હોય છે તે સરવસ્વનો ભોગ આપે છે" આ માર્ગમા ચાર સ્પષ્ટ ભૂમિકાઓનો સમાવેશ થાય છે તથા તે દરેકમાંના પ્રવેશને એક એક દિક્ષાવડે જાળવવામાં આવે છે બીજી દિક્ષામાથી પસાર થતા પૂર્વે શિષ્યે, વ્યક્તિવાચક ભિન્ન પડેલુ સ્વ ( પોતે ) એક યથાર્થતા છે એ વાતના ભાનને વિસારે પાડવાનું છે તથા પોતે સર્વની સાથે એક હોય એમ અનુભવવાનુ છે, તેણે શંકા અને વહેમનો જ્ઞાન વડે નાશ કરવાનો છે, તૃતીય દિક્ષામાથી પસાર થતા પૂર્વે સૂક્ષ્મશરીરોની આંતર શક્તિયોને કાર્ય કરતા ક્રમમા સ્થાપવાની જરૂર છે, હવે તેને માત્ર એક વધારેવારજ જન્મ ધરવાનો રહે છે, ચતુર્થ દિક્ષામાથી પસાર થતા પૂર્વે તે પોતાની જાતને ઇચ્છાઅનીચ્છાથી દૂર કરે છે તથા એક પરમાત્માને સર્વેમાં વ્યાપક જુએ છે. આ

ભૂમિકાએ તેને ફરીથી જન્મમરણના ચક્રમાં આવવાની જરૂર પડતી નથી ચતુર્થદિશા તેને માર્ગની અંતિમ ભૂમિકામાં દાખલ કરે છે, જ્યાં તે રૂપપક્ષના જીવન માટેના રાગને દૂર કરેછે તેમજ રૂપ રહિત જીવન માટેની તૃષ્ણાને પણ દૂર કરે છ હવે તે "અહં ઉત્પાદક" શક્તિને દૂર કરે છે—ગર્વ, ચીદિયોર્સ્વભાવ અને અજ્ઞાન, તથા હવે પછી તે અર્હંતના ભુવન ઉપર વાસો વસે છે મનુષ્ય પછીથી સંપૂર્ણતાને પામે છે, સ્વતંત્ર બને છે, જીવન્મુક્ત થાય છે તે નિર્વાણ મેળવે છે 'તેણે માનવના ઉન્નતિક્રમને સંપૂર્ણ કર્યો છે, તે માનવજાતના અંતને સ્પર્શ કરે છે, તેના ઉપરિભાગમા સમર્થસત્વોના મંડળો આવી રહ્યા છે પરંતુ તેઓ પારમાનુષિક છે, ઐહિક કામનાઓનો ભોગ સંપૂર્ણ થયો છે મુક્ત દશાનો સમય આવી લાગ્યો છે તથા વિજેતાના મુખમાથી "હવે તે સંપૂર્ણ થયુ છે' એવો જયઘોષ થાય છે . . . તે નિર્વાણિક પ્રકાશમા અંતર્લાપિ ગયો છે પરંતુ હવે તો દયાળુ તેમજ જ્ઞાની મહાત્મા થવાને લીધે તે એ પ્રકાશમાથી પૃથ્વી ઉપર આવે છે, હવથી તે શિષ્યવૃત્તિના માર્ગમા ચાલતો હતો ત્યારે વાપરતો હતો તેના કરતાં વિશેષ બલવાન્ શક્તિયો તેના અધિનમા હોવાથી માનવજાત ની સેવામા પોતાની જાતને અર્પણ કરે છે પોતાની સર્વ ઉચ્ચશક્તિયોને વિશ્વના ઉન્નતિક્રમને શીઘ્ર બનાવવામાં યોજે છે આવા પ્રકારના એક પુરૂષ બુદ્ધ ભગવાન હતા, શંકર ભગવાન્ હતા,—ક્રાઈસ્ટ પણ તે વર્ગમાના એક હતા, તથા વર્તમાનકાલમા પૃથ્વીમાં વસતા કેટલાક મહાન્ જીવાત્માઓ, જેઓ ઐહિક બાહ્યધાધનમાંથી એકાંતમા રહે છે તોપણ તેમની ઉચ્ચવૃત્તિની મહાન્ ભૂમિકાઓ ઉપરથી માનવજાત ઉપર અમૂલ્યઆશિર્વાદ વર્ષાવી રહ્યા છે, સમગ્ર જાતો અને પ્રજાઓને તેમની દિવ્યશક્તિયોવડે નિયમમા રાખે છે, પરંતુ તેઓ પરાવિદ્યાના પ્રાચીનદ્વાર મારફતે તેમની પાસે આવતા ગણ્યાગાંઠ્યા જીવાત્માઓ વિના અન્ય સર્વને જાણીતા નથી, તે દ્વાર દૃઢ આગ્રહવાળા પ્રવાસિ માટે સર્વ સમયોમાં ખુલ્લાં જ હોય છે

વર્તમાન કાલચક્રનો અંત આવતા પૂર્વે તથા સમગ્ર આવિર્ભાવ તિરોભાવ પામતા પૂર્વે માનવજાતિનો ઘણો મોટો વિભાગ, વૃદ્ધિની આ ઉચ્ચભૂમિકાએ પહોંચ્યો હશે પ્રલયકાલની શાંતિ માટે સમગ્ર તેનામાં તિરોભૂત થશે, તથા કાલનાં અનેકાનેક ચક્રો વીત્યા પછી, ભાવિ વિશ્વોના કારીગરો અને સાધનારાઓ રૂપે તેની ( બ્રહ્મ ) સાથે પુનઃ આવિર્ભાવ પામશે વર્તમાનકાલમાં બ્રહ્મવિદ્યા અથવા આત્મવિદ્યા અને પરાવિદ્યાના નામથી વ્યવહરાતા પ્રાચીન પ્રજ્ઞાનના આવા કેટલાક ઉપદેશો છે

( થીઓસોફીના આગળપડતા દસ બાર લેખકોના લગભગ પચાસસાઠ ગ્રંથોને આધારે આ લેખ લખવામાં આવ્યો છે )

ઉપતંત્રી

---

# ન્યાયશાસ્ત્ર.

( વ્યાપ્તિખંડ )

( અનુસંધાન પૃષ્ઠ ૨૩ થી )*

## પ્રકરણ—૬.

### પદ્ધતિયોની નિષ્ફલતા.

૧ અત્યાર સુધીમાં વ્યાપ્તિપદ્ધતિનો જે વિચાર ચાલ્યો તેમાં, બે વાત સ્વીકારી લેવામાં આવી છે, (૧) કોઇપણ કાર્યને એકજ કારણ અથવા પૂર્વાવયવ પરંપરા છે, (૨) જુદાં જુદાં કાર્ય પરસ્પરથી વ્યાવૃત્ત અને તેથી ઓળખી શકાય તેવાજ રહે છે પણ આ ઉભયે વાત નએ હોય.

ઉદાહરણ લેઇ સાહચર્ય પદ્ધતિનોજ વિચાર કરીએ એમાં એમ માનવામાં આવેલું છે કે અ એ કાર્યનું કારણ અ એકલોજ છે; પણ अ અને क બન્ને કારણ હોય તો આ પદ્ધતિ નિરવકાશ અને વ્યર્થ થઇ જાય अ ના અભાવ હોય તેટલાથીજ એમ સાબીત નહિ થાય કે એ કારણ નથી. કારણ કે કાર્ય, अ ના અભાવે પણ क થી થયેલું હોય. આના પ્રસંગોમાં જે અડચણ નડે છે તેનો વિચાર હવે કરવાનો છે

વળી અ બ ક એ કાર્ય પરસ્પરથી વ્યાવૃત્ત અને જુદે જુદા ઓળખી શકાય એવા છે એમ માનવામાં આવેલું છે, પણ એ બધા કોઇ એકજ કાર્યરૂપે હોય—૨ અ ક, અથવા ૩ અ, એમજ હોય, તો કાર્યના આવા મિશ્રણને લીધે પણ સાહચર્ય પદ્ધતિ કામ આવે નહિ.

#### કારણ બાહુલ્ય

૨. ઘણીકવાર એકનું એક કાર્ય અનેક કારણથી નીપજે છે ઉદાહરણ—ગતિ, ઉષ્મા, આનંદ, મૃત્યુ

પદાર્થોની ગતિ અનેક કારણોથી સિદ્ધ થાય છે; પ્રાણીબલ, વાયુ, જલ, બાષ્પ, જ્વલન, ઇત્યાદિ કોઇ પણ પદાર્થને ગતિમાન્ દેખવાથી તુરત આપણે તેની ગતિનું કારણ કોઈ ખાસ પ્રેરકને કહી શકીએ નહિ, એકાદ ચક્ર ફરતું હોય અને કામ કરતું હોય પણ તેની ગતિનું કારણ એક કે બીજું કહી શકાય નહિ ઉષ્માનાં પણ અનેક કારણ છે સૂર્યના કિરણ અને જ્વલન એ બે તો પરિચિતજ છે, પણ તે ઉપરાંત ઘર્ષણ અને વિદ્યુત એ પણ કારણો છે. ઉષ્માના પ્રાદુર્ભાવ માત્રથીજ કહી ન શકાય કે તેનું કારણ શું છે

---

* રા મણિલાલનો એક અપ્રસિદ્ધ અપૂર્ણ ગ્રંથ

આનંદ અથવા સુખ અને દુઃખનાં પણ અનેક કારણ હોય છે. મૃત્યુનાં પણ અનેકાનેક કારણ હોય છે.

(૨)

આ બધાં કાર્યનાં કારણ અનેક જણાય છે, ખરાં, પણ તે કારણોને છેવટે એકરૂપે ન દર્શાવી શકાય એમ નથી. પ્રત્યેક કાર્યનાં જે જે જુદાં જુદાં કારણ ગણ્યાં—ઉષ્માનાં કારણ સૂર્યનાં કિરણ, જ્વલન, ઘર્ષણ, વિદ્યુત્ ઇત્યાદિ—તે બધાં એક મૂલ કારણના વ્યાપાર પ્રકાર માત્રજ છે, સ્વતઃ કારણ નથી. આવું છે ખરું, તથાપિ વ્યવહારમાંતો આપણે મૂલ કારણ જાણ્યું એટલે પતતું નથી; પણ અમુક પ્રસંગે તે કારણનો ખાસ વ્યાપાર કેવા કારણરૂપે છે એ જાણવાની આવશ્યકતા હોય છે. કોઈ માણસ મરી ગયેલું જણાય ત્યારે હૃદયનો વ્યાપાર બંધ પડયો છે, કે ફેફસાં પુરાઇ ગયાં છે, કે પ્રાણ જતા રહ્યા છે, એમ કહેવું પૂરું થતું નથી; આપણે મુખ્ય જાણવાનુંજ એ છે કે આવાં મૂલ સામાન્ય કારણ કીયા ખાસ વ્યાપારરૂપે એ કાર્યને સિદ્ધ કરી શકયાં છે?—શીતથી, શ્રમથી, વિષથી, પ્રહારથી, શાથી એમ થયું છે?

૩. કારણ બહુત્વને લીધે સાહચર્ય પદ્ધતિ નિર્બલ થાય છે.

વ્યભિચાર પદ્ધતિને કશી હાનિ લાગતી નથી. ગતિનાં કારણ ગમે તેટલાં હો, પણ ચાલતી સ્થિતિમાં કશી નવીવિકૃતિ કરવાથી જે નવો પરિણામ અવ્યહિતપણે ઉપજે તેને વિકૃતિનું કાર્ય છે એમ જાણવામાં કશો બાધ આવતો નથી. એટલે વ્યભિચાર પદ્ધતિને તો કશો અંતરાય નડતો નથી. પણ કારણ બહુત્વથી સાહચર્યપદ્ધતિનેજ અંતરાય નડે છે. ઉદાહરણ. આપણે ઘણાં રોગી માણસ જોઇએ છીએ અને તેમનાં માબાપ પણ રોગી દેખીએ છીએ આ દૃષ્ટાન્તથી સાહચર્ય પદ્ધતિ અનુસાર વ્યાપ્તિ કરી શકવા જેવું છે કે રોગી માબાપને રોગી છોકરાં થાય છે. પણ ખરી રીતે ઘણાંક રોગી માબાપને રોગી છોકરાં થતાં નથી. ઉભયત્ર જે નિર્ણય નીકળ્યો તે ખોટો છે. એ નિર્ણય ખરો પડી શકે, પણ તે ક્યારે? રોગી હોવાનું કારણ એકજ હોય ત્યારે. જ્યાં બહુ કારણ છે ત્યાં માબાપના રોગી હોવા ન હોવાથી બાલક રોગી હોય ન હોય એ કહી શકાતું નથી.

મગજ ઉપર દબાણ થવાથી બેશુદ્ધિ થઈ જાય છે; છતાં જ્યાં મગજ ઉપર દબાણ નથી હોતું ત્યાં પણ બેશુદ્ધિ જણાઇ આવે છે એટલે સાહચર્યપદ્ધતિ અનુસાર એમ કહી શકાય કે મગજ ઉપર દબાણું થવું એ બેશુદ્ધિનું કારણ નથી. એ પ્રકારે બેશુદ્ધિનાં કારણ માત્રને અકારણ ઠરાવી શકાય.

કાન્તિનું તત્ત્વ શું છે! એ નિર્ણયમાં કારણ બહુત્વની ઉપેક્ષા કરવાથી ઘણીવાર ગેરસમજ થઇ આવે છે. કાન્તિમાન્ એવી વસ્તુ માત્રમાં હોય, તેવી કોઇ એકજ વાતને કાન્તિનું કારણ માનવામાં આવે છે. રંગ, સૌષ્ઠવ, યૌવન, એકાગ્રતા, કિંવા ગુણોનું સૂચન, એ બાબતોમાંના એક એક કારણને કાન્તિનું કારણ માનવામાં આવે છે. સાહચર્યપદ્ધતિ વડે આવા પ્રત્યેક કારણને અકારણ ઠરાવી શકાય.

૪. સાહચર્યપદ્ધતિને નિરવકાશ કે નિષ્ફલ થતી અટકાવવા બે ઉપાય થઈ શકે એમ છે; (૧) ઘણાં દૃષ્ટાન્ત તપાસવાં; અને (૨) વ્યતિરેક દ્વારા સાહચર્ય પદ્ધતિ લગાડી જોવી એટલે કે મિશ્રપદ્ધતિથી તપાસ કરી જોવી.

(૧) કારણ બહુત્વ હોય ત્યાં સાહચર્ય પદ્ધતિને નિષ્ફલ ન થવા દેવા સારૂ ઘણાં દૃષ્ટાન્ત એગાં કરવાં જોઇએ. ઘણાં દૃષ્ટાન્ત ભેગાં કરવાથી અનેક રીતે લાભ થઇ શકે. ઘણાં દૃષ્ટાન્તથી બધાં કારણ બહાર આવી શકે છે, ગુના કરવાની લોકોને વૃત્તિ થાય છે તેની ગણતરી, કારણોના વિચાર સમેત, કરી જોવામાં આવે, અને દેશે દેશમાં ને સ્થાને સ્થાને તેવી ગણતરી કરી હોય તે સરખાવવામાં આવે, તો ખરાં કારણોનું સ્વરૂપ ઘણે ભાગે લક્ષમાં આવે ખરૂં. વૈદ્યોને પોતાના લાંબા અનુભવથી, ઘણાખરા રોગનાં બધાં કારણ જાણવામાં આવી ગયેલાં છે.

(૨) બીજો ઉપાય મિશ્રપદ્ધતિનો પ્રયોગ કરવો એ છે, આપણે અભાવમાં પણ સાહચર્ય હોય એવાં વ્યતિરેકદૃષ્ટાન્ત તપાસવાં જોઇએ. જો બધાં દૃષ્ટાન્તમાં જ્યાં અમુક કાર્યનો અભાવ હોય ત્યાં અમુક કારણનો પણ અભાવ જણાય, તો કારણ બહુત્વ છતાં પણ, તે એ કાર્ય કારણજ છે એમ માનવાને કશો બાધ નથી. વ્યતિરેકદૃષ્ટાન્તથી સમર્થિત સાહચર્યનો વ્યભિચાર પદ્ધતિના નિર્ણયની બરોબર છે, એટલે આવો નિશ્ચય અવશ્ય થવોજ જોઇએ.

## કાર્યમિશ્રણ.

૫. જે પદ્ધતિઓ કહી તેમાં જુદાં જુદાં કાર્ય પરસ્પર વ્યાહત અને જુદે જુદાં ઓળખી શકાય તેવાં રહે છે એમ માનેલું છે; પરંતુ વ્યવહારમાં એવા પ્રસંગજ ઘણા આવે છે કે જ્યાં જુદાં જુદાં કારણનાં કાર્ય એક રૂપજ હોય છે.

કોઈ એક બનાવમાં જ્યાં સ્પષ્ટ સમજાય તેવા પૂર્વાવયવથી સ્પષ્ટ સમજાય તેવા ઉત્તરાવયવ નીપજતા હોય—અ બ ક થી અ' બ' ક' થતા હોય—ત્યાં તો પદ્ધતિઓનો સારામાં સારો અવકાશ છે. પવન, વર્ષાદ, અધિકધર્મ; એ ત્રણ કારણોના યોગથી ત્રણ કાર્યનો યોગ થાય છે—જલ ઉપર તરંગ, નદી નાળાંમાં પૂર, અને કકળાટ. આવા પ્રસંગ તો પદ્ધતિઓનો પ્રયોગને યોગ્ય જ છે.

પણ બીજા પ્રસંગો—જે અનંત છે—તેમાંતો ઘણાંક કારણનું કાર્ય એક રૂપજ હોય છે, અને કારણોનો સંયોગ થવાથી કાર્યના વૈપુલ્યમાં વૃદ્ધિ થાય છે, કાર્યનાનાત્વ થતું નથી. સમુદ્ર અનંતાનંત નદીનાળાંથી ભરાય છે; ભરતીનાં કારણો સાથે પવન પણ મળે છે ને મહોટા તરંગ ઉપજી આવે છે. ઘણાંક ગતિ કારણથી ધકેલાયલો પદાર્થ—ત્રણ ચાર સ્ટીમએંજીનથી ધકેલાયલી ગાડી—એકજ કાર્ય બતાવે છે—ગતિ પામે છે. ચંદ્રનો માર્ગ, સૂર્ય અને પૃથ્વીનાં આકર્ષણ અને ચંદ્રનો પોતાનો સીધી લીટીએ દોડવાનો વેગ, એ

સર્વના ફલરૂપ છે. સુમકેતુનો માર્ગ, અનેક કારણોના ફલરૂપ છે, એનો માર્ગ માત્ર જોતાં તે બધાં લક્ષમાં આવતાં નથી. કોઈ રોગી અસાધ્યરોગથી જ્યાંને રહે છે, અને નીરોગી થવાનાં સાધન માત્રનો પ્રયોગ ચલાવે છે, તે નીરોગી થાય છે તેનાં અનેક કારણ છે, પણ કાર્ય તો એકજ છે.

ક્વચિત્ કાર્ય અને કારણ પરસ્પરોપકારક હોય છે. રૉજિકીય કારણતાના વિચારમાં સર લુઈ લખે છે:—"જ્યાં કોઈ બે સંભવ વચ્ચે કાર્યકારણ સંબંધ દર્શાવવામાં આવેલો હોય ત્યાં પણ કારણ કીયોને કાર્ય કીયાં એ નક્કી કરવું અશક્ય જેવું લાગે છે, કારણ કે કાર્યને કારણ પરસ્પરને એવાં ઉપકારક હોય છે કે અનુક્રમે તે અન્યોન્યનાં કારણ અને કાર્ય થતાં ચાલે છે. ઉદાહરણ. ઉદ્યોગની ટેવથી સમૃદ્ધિ પેદા થાય; પણ પાછો સમૃદ્ધિને લીધે જ ઉદ્યોગની ટેવનો વધારો થાય છે. વિદ્યાભ્યાસની ટેવથી બુદ્ધિ તેજ થાય છે, ને બુદ્ધિ તેજ થવાથી વિદ્યાભ્યાસની ટેવ વધે છે. વસતિમાં વધારો થવાથી મજુર વર્ગ વધારે ગરીબ થઈ જાય છે, એટલે નઠારાં મકાનોને સ્થાનોમાં રહેવા માંડે છે; અને નઠારાં મકાનોને સ્થાનોમાં રહેવાથી, નીતિ ભ્રષ્ટ થવાને લીધે, વસતિનો વધારો થવા લાગે છે. કોઈ પ્રજાની સામાન્ય રીતે સારી બુદ્ધિને લીધે રાજ્ય સારૂં ચાલી શકે છે, અને રાજ્ય સારૂં ચાલવાથી લોકોની સારી બુદ્ધિમાં વધારો થાય છે. ઇત્યાદિ."

૬. જ્યાં કાર્યનું મિશ્રણ થતું હોય ત્યાં પદ્ધતિ નિરવકાશ થાય છે.

જો अ ब क ड, અ બ ક ડ ન ઉપજાવતાં હોય પણ અ જ ઉપજાવતાં હોય તો, અવશેષ શાનો કાઢી શકાય? જો અ નું માપ થઈ શકે એમ હોય, અને અમુક અમુક કારણો દૂર કરવાથી એ માપમાં કારણના અભાવના પ્રમાણમાં ફેરફાર પડતો હોય તો, વ્યભિચારપદ્ધતિ એવા પ્રસંગને લાગુ થઈ શકે. એ દૂર કરવાથી અ જો ન્યૂન થતો હોય તો સ્પષ્ટ એમ સમજાય કે અ કાર્યનો જે ભાગ એને કારણ માને છે. પરંતુ આવા પ્રસંગમાં પણ સાહચર્યપદ્ધતિનો તો અવકાશજ આવતો નથી.

જ્યાં આવી રીતે કાર્ય મિશ્રણ હોય ત્યાં, સાહચર્ય વિના અન્ય પદ્ધતિ આપણા હાથમાં ન હોય તો, આપણે કાંઈ કરી શકીએ નહિ. યંત્રશાસ્ત્ર તેમાં પણ આવાં મિશ્રણ માલુમ પડે છે, જીવનશાસ્ત્ર, ચેતનશાસ્ત્ર, એમાં તો એથી પણ અધિક જણાય છે. સારો પાક થવો એ એકજ કાર્ય છે, પણ કારણો અનેકાનેક છે. ઇચ્છાપૂર્વક કાર્ય એકજ કાર્ય છે, પણ અનેક હેતુ તેના કારણભૂત છે. વાદળાંના ભાવની વધઘટ, કોઈ દેશની સામાન્ય આબાદાની, વસતિની વૃદ્ધિ, એ બધાંનો આધાર એકજ કારણ ઉપર કદાપિ હોતો નથી—છતાં કાર્ય તો પ્રત્યેકમાં એક જ છે.

૭. આવા બધા પ્રસંગોમાં સારી રીતે કામ કરી શકે તેવી પદ્ધતિ સમાન સંભવની છે. જો કોઈ કારણ સ્વતઃ વિકાર પામે, તેજ સમયે કોઈ કાર્ય પણ સ્વતઃવિકાર પામે તો એ એને કારણ માનવાનું સહજે સૂઝી આવે. જ્યારે દાદ ભટ્ટ પડવા માંડે છે, ત્યારે ભાવ

વધારે લાગે છે. એ ઉપરથી એ બે વાત વચ્ચે કાંઈ નિકટ સંબંધ છે એમ માનવાનું અન્ય કારણો છતાં પણ પૂર્ણ કારણ મળી આવે છે. ભરતી અને ઓટના સંબંધમાં સૂર્ય અને ચંદ્રનો કેટલો ભાગ છે તેનો નિર્ણય; અમુક અંશે, એ બે ગ્રહોના સ્થાન પ્રમાણે ભરતીઓટમાં જે વિકાર થાય તે ઉપરથી કરી શકાય.

કારણ બહુત્વને માટે હજી એક બીજી યુક્તિ પણ છે. તેને યદૃચ્છાવિશેષ એવું નામ આપવામાં આવે છે, કાર્ય મિશ્રણને માટે પરામર્શનોજ પ્રયોગ થઈ શકે છે. આ બે વાતની ચર્ચા હવે થશે.

---

## પ્રકરણ ૭

### યદૃચ્છા

૧. કોઈ પણ કાર્યના અપ્રસ્તુત પૂર્વાવયવ કે સહકારીને કાઢી નાખવાનું અગત્યનું સાધન યદૃચ્છા અથવા સંભવની ગણના કરવામાંથી મળી આવે છે.

આ વિષયનો વિચાર કરવાથી વ્યાપ્તિના સ્વરૂપને નવીનજ રીતે અવલોકવાનું બની આવે છે. જુદા જુદા પૂર્વાવયવ અ બ ક નો વારા ફરતી અભાવ થઈ આવે એ રીતે દૃષ્ટાંતો લેવાં; તે કરતાં આપણે એમજ વિચાર કરીએ કે પ્રકૃતકાર્ય સાથે કાંઈ પણ સંબંધ વિનાજ એ બધાં વિદ્યમાન હોય કે નહિ? કોઈ માણસ મધ્ય રાત્રીએ મરી ગયો, તે વખતે સૂર્ય ક્ષિતિજની નીચે છે તે ઉત્તર દિશાએ છે. આવો સૂર્યની સ્થિતિનો બનાવતો પ્રત્યેક ચોવીશ કલાકે બને છે, એટલે અમુક માણસના મરણ વિના બીજી અનેકાનેક વાર તેનો પણ તે બનાવ સમકાલીન હોવો જોઈએ; આવો સાથે સાથે હોવાપણાનો એક આકસ્મિક યોગ, તેટલા ઉપરથીજ કાર્ય કારણ કે સહચાર માની શકાય નહિ. સાથે થતી બે વસ્તુઓ વચ્ચે કાર્યકારણ ભાવ માનતાં પૂર્વે; આપણે જોવાનું એ છે કે એ બે વસ્તુને સંબંધ હોય કે ન હોય, તથાપિ પણ તેમને સાથે સાથે થઈ આવવાનો સંભવ છે કે નહિ?

શ્રીકૃષ્ણનો જન્મ થયો તે દિવસથી આકાશમાંથી તારા ખરી પડયા હતા. એ બનાવથી કેટલાકના મનને અસર ભલે થાય, પણ એમાં કાર્ય કારણનો સંબંધ શા ઉપરથી માનવો? બન્ને બનાવો પોતપોતાનાં ખાસ કારણોથી બન્યા એ બન્ને એકી વખતે થયા એટલુંજ કહી શકાય, એથી વિશેષ કહેવાય કે નહિ?

પ્રત્યેક મનુષ્યના જીવિતની પ્રત્યેક વાત બનતી વખતે ગ્રહો અમુક લગ્નમાં હોવાજ જોઈએ. પરન્તુ ગ્રહોનું તેમ હોવું અને બનાવનું બનવું એને કાંઈ સંબંધ કહેવાય?

(આ વિષય આટલેથી અપૂર્ણજ રહી જાય છે પરંતુ આટલો પણ બહાર પડે તથા જળવાઈ રહે માટે અત્રે પ્રકાશવામાં આવ્યોછે. આ પુસ્તક સંપૂર્ણ કરાવવા સંકલ્પછે.
—ઉપતન્ત્રી.)

---

## ગૌતમબુદ્ધ.

( અનુસંધાન પૃષ્ટ ૫૬ થી )

ધર્મસંસ્થાપના કરનાર પ્રત્યે કેટલાક દુર્ધારકો જે પ્રકારનો કોલાહલ કરી મુકી પોતે શાન્તિ મેળવી સમઝે છે, તેવાના મનના શાંત્વનાર્થે બુદ્ધ કહેતો કે, "મારી નિંદા કરવાથી કોઇને સંતોષ થતો હોય, તો મારા ઉપર એ મોટો અનુગ્રહ છે. ને વળી તે સિદ્ધ કરવામાં મારે કશો પ્રયત્ન કરવો પડતો નથી. જે પુરુષો શ્રેયને ઇચ્છે છે, તે પારકાને સંતોષ પમાડવાને અર્થે તો દુઃખે કરીને પ્રાપ્ત કરેલા એવા ધનનો પણ ત્યાગ કરે છે. નિરંતર જ્યાં દૈન્ય અતિ સુલભ છે, એવા સુખહીન સંસારમાં કોઇને મારી નિંદા કરવામાં પ્રીતિ આવતી હોય તો તેણે મારી સમક્ષ કે પરોક્ષે, યથેષ્ટ નિંદા કરવી. કેમકે બહુ દુઃખરૂપ જગત્માં પ્રીતિનો લાભ થઇ આવવોજ દુર્લભ છે.* અર્થાત્ બુદ્ધના વખતે પણ આવા વિઘ્ન સંતોષી જનોનો તોટો નહોતો, પણ બુદ્ધ તો તમામને આમ કહીને જ સંતોષી પોતાના કર્તવ્ય કર્મમાં મચ્યો રહેતો હતો.

**કેટલાંક બ્રાહ્મણોનું કારસ્તાન.**

જાહેરમાં વાદવિવાદ કરીને પરાજય પમાડવો એ અસંભવિત જણાયાથી, બ્રાહ્મણ ધર્મ બુદ્ધધર્મના પ્રબલ પાસે પડવાની તયારીમાં હતો. તેથી બુદ્ધ જેતવનમાં બીજી વર્ષાઋતુ ગાળતો હતો ત્યારે તેના નિર્મલ ચરિત્રને કલંક લગાડવા કેટલાક દંભાડી બ્રાહ્મણોએ કારસ્તાન રચી ચિંતા નામની એક સ્રીને એક દિવસ સાયંકાલે બુદ્ધની પાસે મોકલી. બુદ્ધના ઉપાસકો ધર્મની વાત સાંભળીને પાછા આવતા હતા, ત્યારે પેલી સ્રીને તેઓએ પૂછ્યું કે, 'આ વેળા ક્યાં જાય છે ?' તેણીએ પોતાનો હેતુ જણાવવાની ના કહી. પ્રભાત્માં જ્યારે નગરમાંથી વિહાર તરફ લોકો જતા હતા, ત્યારે ચિન્તા વિખરાયલા પોષાકે નગર ભણી જતી હતી. આવા કુતૂહલથી લોકોને બુદ્ધના ચરિત્ સંબંધે સંદેહ ઉપજ્યો. અંતે એક દિવસે ચિંતા સર્વની સમક્ષ આવી બોલી 'મને બુદ્ધથી ગર્ભ રહ્યો છે." ચિંતા એ એક નાનો જોડો બાંધી પેટ વધારેલું હતું, તે એક દમ છુટી ગયો અને બ્રાહ્મણોની દગલબાજી પ્રકાશિત થઇ પડી. બીજી એક સ્રી બ્રાહ્મણના પૈસાથી લોભાઇ કહેતી ફરતી કે, બુદ્ધનું ચરિત્ સારૂં નથી. લોકોમાં આવો અપવાદ સર્વત્ર ફેલાયાથી એક દિવસ જણાયું કે એ બાઇડીને તેનાજ ઘેર કોઇએ મારી નાખીછે.

---

* मन्निन्दयायदिजनः परितोषमेति नन्वप्रयत्नजनितोऽयमनुग्रहोमे
श्रेयोऽर्थिनोहिपुरुषाःपरतुष्टिहेतोर्दुःखार्जितान्यपिधनानिपरित्यजन्ति ।
सततसुलभदैन्येनिःसुखेजीवलोकेयदिममपरिवादात्प्रीतिमाप्नोतिकश्चित्
परिवदतुयथेष्टंमत्समक्षंतिरोवाजगतिहिबहुदुःखेदुर्लभःप्रीतियोगः ॥

શ્રીજ્ઞાનાંકુશ એ ઉપરથી સૂચિત.

બ્રાહ્મણોએ કહ્યુ કે બુદ્ધે પોતાનુ કલક છુપાવવા માટે એની હત્યા કરી છે પણ તુ આ ફગલબાજી કરનાર એ એક દિવસ દારૂ પી મત્ત બન્યા હતા, ત્યારે તેઓએ ગર્વની સાથે કહ્યુ, કે, " અમારા કથથી માપને પણ છુટવાનો માર્ગ નથી બુદ્ધનુ પવિત્ર ચરિત્ર પણ લોકોની પાસે કનુષિત્ તરીકે પ્રસિદ્ધ કરવાને અમે સમથ થયા છિયે ' સધારણ લોકોના મનમા ઉપજેલ સદેહ આથી દૂર થયો દુષ્ટજનો મલના સગ્રામમા પરાજય પામ્યાથી છૂપી રીતે વિરુદ્ધ પક્ષના માણસોના ચરિત્ર ઉપર ખોટા કલક મુકીને લોકોમા જય મેળવવાની આશા રાખે છે પરતુ અસત્યનો જય ક્યાં થયો છે ? ×

**મનોવૃત્તિની સ્થિરતા**

પોતાની સ્ત્રીનો અસહાય અવસ્થામા ત્યાગ કરીને આવેલ, અને પુનરપિ સસ્ત્રીક ગૃહધર્મ પ્રતિપાલન કરવાના દૃઢ નિશ્ચયવાળા આનદ નામના પોતાના શિષ્યની મનોવૃત્તિ બુદ્ધ આવો ઉપદેશ આપીને સ્થિરતાએ પહોચાડી હતી ' એક કલ્પક નામનો વ્યાપારી ગધેડાની પીઠ ઉપર વ્યાપારની વસ્તુઓ લેઇને વ્યાપાર કરવા જતો હતો વ્યાપારી ગધેડા સાથે ઘણો સારો વ્યવહાર રાખતો હતો અને તેને સારૂં ખાવાનુ પણ આપતો એક દહાડો રસ્તામા ચાલતા એક ઉત્તમ ગધેડીને જોઇને પેલો ગધેડો મુગ્ધ થયો વ્યાપારીએ તેને ત્યાંથી ખસેડી લેઈ જવાની કોશીશ કરી અને ઘણો માર માર્યો તો પણ ગધેડાએ એક પગ ઉપાડ્યો નહિ અતે પ્રેમથી આધળા થએલા ગધેડાની વાત સાભળીને વ્યાપારીએ કહ્યુ હુ વચન આપુ છુ કે આપણા મુકામ ઉપર જઈ પહોચાડ, એટલે હુ ત્યા આના કરતા ઉત્તમ ગધેડી તને આણી આપીશ ! પોતાને મુકામે ગયા પછી વ્યાપારીએ પોતાનુ વચન પાળવા કહ્યુ કે ' તારી મરજી હોય તેટલી ઉત્તમ ગધેડીઓ હુ તને આપીશ, પરન્તુ એટલુ કહુ છુ કે તેઓને બચ્ચાં થશે તો તેનું ભરણ પોષણ તારે કરવુ પડશે હુ જેટલો ખોરાક આપુ છુ, તેના કરતા વધારે નહિ આપુ અને હાલ તુ જેટલુ કામ કરે છે તેટલુજ કામ તારે કરવુ પડશે ' ગધેડો વિચાર કરવા લાગ્યો કે હમણા સુખથી જીવન ગાળુ છુ ગધેડીનો ધણી થવાથી સઘળુ સુખ જતુ રહેશે ' આ વિચારથી તેના પ્રેમ વહ્નિ બુઝી ગયો આનદે આ વાત સાભળીને પોતાનો આગનો સકલ્પ છોડી દીધે

**બિમ્બસારનું મૃત્યુ**

યશોધરાના બન્ધુ દેવદત્તે બુદ્ધધર્મનો તત્વોનો અગિકાર કર્યા હતો એ મહત્પદાભિલાષી હતો તેથી તે બુદ્ધનો મત્સર અને દ્વેષ કરવા લાગ્યો અને અંતે તે બુદ્ધને છોડીને રાજગૃહ નગરમાં બિંબસાર રાજાના પુત્ર અજાત શત્રુના રાજ્યમા ગયો, અને રાજાને પોતાનો કરી લીધો ત્યા દેવદત્તને પુષ્કળ અનુયાયી મળવાથી તેણે નવિન પથ સ્થાપિત કીધો ०/०

---

× એલાવેસ્ટર પ્રણિત ' વ્હીલ ઓફ્ લૉ ' પાનું ૨૩૪

०/० બુદ્ધની ૭૨ વર્ષની ઉમ્મરે બિમ્બસાર રાજા પોતાના શત્રુ પુત્ર અજાત શત્રુથી મરણ પામ્યો બિમ્બસાર, બુદ્ધનો પરમભક્ત હતો તેના જીવિત કાળમા કોઇ પણ બુદ્ધને કાંઇ હરકત કરી શકતુ નહિ એટલા માટે દેવદત્તે અજાત શત્રુને આ અસ્વાભાવિક નૃસશકાર્ય શીખવ્યુ બિમ્બસારની હત્યા પછી રાજ્યમાં અધેર થયુ

**અજાત શત્રુની અધમતા**

દેવદત્ત બુદ્ધને છોડીને ગયા પછી તેણે અજાતશત્રુને, બુદ્ધને મારી નાંખવાની સલાહ આપી હતી એ દુષ્ટ મસલતને અવિચારી રાજાએ માન્ય કરી બુદ્ધને મારી નાખવા મારા મોકલ્યા. તેઓ જેની પાસે ગયા બુદ્ધ તેનો ઘોર ઉદ્દેશ જાણી ગયો. અને તેથી તેઓને નીતિનો બોધ આપી તેઓના કઠોર હૃદય મીણ સરખાં પોચાં કરી નાંખ્યા. પોતાના ધણીનો હુકમ નહિ માનતા તેઓ બુદ્ધના અનુયાયી થયા. આવી રીતે બુદ્ધનો પ્રાણ લેવાનો પ્રયત્ન તે દુષ્ટ રાજાએ ત્રણ વખત કર્યો હતો, પણ તેમાં એકે વખત બુદ્ધની યુક્તિથી તે ફાવી શક્યો નહિ

બુદ્ધ સરખા પરમપૂજ્ય જગદ્ગુરુનો પ્રાણ લેવાને કરેલ યત્ન વ્યર્થ જવાથી રાજા ઘણો ઉદાસિન રહેવા લાગ્યો. તેનું મન તેને પોતાનેજ ખાવા લાગ્યુ. તેથી તે કરેલ કર્મ બદલ અનુતાપ પામી બુદ્ધને શરણે ગયો. અને દીનમની બુદ્ધની ક્ષમા માગી તેથી બુદ્ધે પરમ હૃદય અંતઃકરણથી તેને આશ્વાસન આપી સ્વધર્મનો બોધ કર્યો, અને તે બુદ્ધનો અનુયાયી થયો.

**દેવદત્તનો અંત**

દેવદત્તે સ્વધર્મ પંથ સ્થાપન કરવાને પુષ્કળ ઉદ્યોગ કર્યો, પણ તેમાં તેને યશ મળ્યો નહિ તેના પુષ્કળ શિષ્યો તેને છોડીને ચાલ્યા ગયા, તેથી તે નિરાશ થઈ માંદો પડયો અને બુદ્ધને છોડવાના માટે તેને પશ્ચાતાપ થવા લાગ્યો. એક દિવસ પોતાના બાકી રહેલા શિષ્યને કહ્યું કે " મને બુદ્ધ પાસે લઈ ચાલો, હું મારા અપરાધની તેની પાસે ક્ષમા માગીશ " દેવદત્ત જેવો દર્શનના વાસ્તે આતુર હોવાના સબબે ઉઠવા ગયો કે તુરત જ તેના પ્રાણ પલાયન કરી ગયા. પ્રાણાંતે તેના મોઢામાંથી બુદ્ધનું નામ ચાલતું હતું.

બુદ્ધે આ પ્રસંગે પોતાના શિષ્યોને ઉપદેશ આપ્યો કે, " હે ભિક્ષુક જન ! જે સત્ય ચતુષ્ટય મેં તમને ઉપદેશ્યું છે, તે સારી રીતે નહિ સમજવાને લીધે અને તેનું મનમાં પરિપૂર્ણ મંનન નહિ કરવાના યોગે, તમે આજ પર્યન્ત જ્યાં ત્યાં ભમ્યા કરો છો. તેમજ આ કલેશ પ્રદ સંસૃતિ જાલ મધ્યે ભ્રમિત થયેલ ફરો છો. પોતાના ચિત્તમાં સત્ય ધર્મ જ્ઞાનનો પ્રકાશ પૂર્ણપણે પડયો ન હોય ત્યાં સુધી, પોતાનો આ આત્મા નિરનિરાળી યોની મધ્યે ભ્રમણ કરે છે. ભિન્ન ભિન્ન પ્રકારના પાષાણ, વૃક્ષ, કીટ, પશુ અને માનવનો દેહ તેને પ્રાપ્ત થાય છે અખિલ જીવસૃષ્ટિ મધ્યે જે સ્થિતિ વૈચિત્ર્ય દ્રષ્ટોત્પત્તિએ આવે છે, તે તેનો ઉદ્ભવ પૂર્વકાલે અને વર્તમાન કાલે જીવના હાથે થનારા કર્મથી બને છે. આપણામાં વિવેક [illegible] છે, તેનો યોગ્ય ઉપયોગ કરવાથી દિવ્યજ્ઞાનદ્રષ્ટિ પ્રાપ્ત થાય છે [illegible] થતા અંતે [illegible] થાય છે તે સાધું

સતત્વનુલમદ્દન્યંલિઃસુબ્વેજોણાં કામો થાય છે. એ ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત થતાં સત્ય

પરિવદતુપર્યદ્દંમન્સમસંતિરોવાજગા ઉત્તમ ધર્મ માર્ગ, તે મને ખરો શાશ્વત શાં

તમને કર્યા છે. આ મારા માર્ગનું અવલંબન દર્શનરૂપ અત્યંત સુખાવહ એવું આ ધ કાજે કોઇ કરી, તેના મર્મમાં કોઇ પણ

બુદ્ધનું કાયારૂપી નાવ, આ દુઃખોદધિની પાર જવા હવે તૈયાર થયું. તેણે એ નાવ આ તરાય લગી સુધી તરી લીધું અને "मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः ॥" તદનુસાર, વેણુવનમધ્યે તમામ શિષ્ય સંઘને એકત્ર કરી ઉપદેશ આપ્યો કે "હે ભિક્ષુકજન ! મારા ધર્મનું સમગ્ર તત્વ મે તમને વખતો વખત ઉપદેશેલ છે એટલે મારી ગરજ હવે તમને બિલકુલ રહેશે નહિ મારૂં આયુષ હવે પૂર્ણ થવા આવ્યું છે હું હવે વૃદ્ધ થયો છું મારી આ દુનિઆની જીવિત યાત્રા સમાપ્ત થઇ છે, માટે હવે મારી સ્હાયતાની અપેક્ષા કરશો નહિ. તમને જે જ્ઞાન પ્રકાશ પ્રાપ્ત થયેલ છે તેનો યથોચિત ઉપયોગ કરી તમારો આયુષ માર્ગ ઓળખો. આ અજ્ઞાન તમોમય જગત મધ્યે તમને સંપાદન થયેલ સત્ય જ્ઞાનરૂપ દીપકને દૃઢ રીતે અવલંબો અને તમો મોક્ષનો માર્ગ સ્વીકારી આ જીવિતનું સાર્થક્ય કરો. આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી દેહની વાસનાને લીધે ઉદ્ભવનાર વિપત્તિનો વિનાશ, વિવેક અને સદાચારની સ્હાયતાથી કરો. તમારી ઇન્દ્રિયોના વ્યાપાર અને માનસિક વૃત્તિને યથોચિત નિયમમાં રાખીને સર્વ વિપત્તિથી મુક્ત બનો. સર્વદા સાવધ અને જાગૃત રહો. સદાચારથી ચ્યુત બનવાનો પ્રયત્ન કાયા વચા મને કરી કરો નહિ. આ સંસારમાં જે અનુભવ તમને અહર્નિશ મળે તેનો યોગ્ય વિચાર કરી તમારે વર્તનક્રમ યથા યોગ્ય રાખવો ઘટે છે. મારી પછી તમે મારા જ્ઞાન બળપર અને વિવેક બળપર સર્વ અવલંબી રહેનાર છો. તેથી મે જે તમને આજ પર્યન્ત વખતો વખત કહેલ છે તે ધ્યાનમાં રાખો તથા તેનું મનન અને નિદિધ્યાસન કરી સન્માર્ગે વર્તો. મારો હવે ભરૂસો નથી. મારો અને તમારો સહવાસ હવે બહુ થોડી મુદતને માટે છે."[1]

અનારોગ્ય આયુષ અને છેવટનો બોધ.

બુદ્ધધર્મના નિયમાનુસાર ચંડે પ્રાશન કરાવેલ ભાતે અને શાલી ડુક્કરના માંસથી બુદ્ધની પ્રકૃતિ અસ્વસ્થ બની હતી.[2] જો કે વાસ્તવિક રીતે "अहिंसा परमो धर्मः" એ બુદ્ધધર્મનું મુખ્ય સૂત્ર છે, તો પણ જે શ્રદ્ધાળુ ભક્તિપુરઃસર જે કોઈ આપે તેનો અનાદર કરવો નહિ જોઇએ એવો તે ધર્મનો સિદ્ધાન્ત હોવાથી બુદ્ધે ચંડે આપેલ અન્ન પ્રાશન કીધું, અને આ યોગેજ તેનો અંત આવ્યો. આ વાત

અન્તકાળ અને આનંદને ઉપદેશ.

૧ બુદ્ધની માંદગી વૈશાલી પાસેના પર્વતની તળેટીમાં બલુન નામના ગામમાં થઈ હતી. જે ગામ વેણુવનની પાસે આવેલ છે. આ સમયે તેમની ઉમ્મર ૮૦ એંશી વર્ષની હતી. બુદ્ધની માંદગી પહેલાં તેના કેટલાક શિષ્યોને મૃત્યુ આવી આ પૃથ્વીમાંથી લેઈ ગયું હતું. કહેવાય છે કે બુદ્ધે છેલ્લી વખતનો ઉપદેશ પોતાના શિષ્યોને આપવા અર્થેજ, દુર્જય ઇચ્છા શક્તિની પરિચાલન કરીને શરીર આરોગ્ય બનાવ્યું હતું. ગમે તે હો, પરન્તુ આ શક્તિના બળે બીજાએ પોતાનો મૃત્યુ કાળ થોભાવ્યો હતો. એટલુંજ નહિ પણ મુસલમાન પાદશાહ બાબર પોતાના પુત્ર હુમાયુનો પ્રાણ બચાવીને પોતે આ શક્તિના યોગે મરણ પામ્યો હતો.

૨ (આ વાત તદ્દન ખોટી છે એમ હાલના શોધથી નક્કી થયું છે. એ વિશે આગળ ઉપર સ્વતંત્ર લેખ આવશે.—ઉપતંત્રી)

ચંડના જાણવામાં ન આવે તેવી બુદ્ધે સાવચેતી રખાવી હતી જેમ સુજાતાના અન્નાહારથી બુદ્ધે અભિસંબોધિ પ્રાપ્ત કીધું હતું, તેમ ચંડના આહારથી આ સંસારના હાથથી પરિત્રાણ મળ્યું. આ બે મનુષ્યોજ તેના ખરેખરા હિતકારી બન્ધુ ગણાય છે!

બુદ્ધ કુશિનગર પાસેના વનમાં પોતાના તમામ શિષ્ય સમુદાયને એકત્ર કરી, પોતાને થતી અસહ્ય વેદના દબાવી કહેવા લાગ્યો કે, "મેં ઉપદેશેલ સન્માર્ગનું અનુવર્તન કરવાનો સંકલ્પ આદરશો એટલે મને સમાધાન થશે." આનંદે કહ્યું, "ગુરુરાજ! અમારે આપની પાસેથી પુષ્કળ શીખવાનું છે, આપ અમને છોડીને ચાલ્યા ન જાઓ. હવે અમને ધર્મોપદેશ કોણ કરશે? બુદ્ધે કહ્યું, "આનંદ! તું તારું ચિત્ત આમ ઉદ્વેગ યુક્ત બનાવા દે નહિ. આ પ્રપંચની એકંદર વસ્તુનું સ્વરૂપ એવું છે કે, તે આપણને ઘણી પ્રિય અને સ્પૃહણીય લાગે છે; તો પણ તેનો અને આપણો વિયોગ અવશ્યં થવાનો. મમત્વભાવ મૂર્ખત્વની નિશાની છે. દુઃખવાળો જે આ સંસાર, તે પણ મમત્વને લીધે પ્રિય જણાય છે. હે આનંદ! મારો આ રક્તમાંસનો જડદેહ જ્યારે લય પામશે, ત્યારે મેં જગતમાં પ્રસરાવેલ ધર્મમાર્ગ ચિરાયુ બનશે. મારી આ દુનિયાની મુસાફરી પૂર્ણ થઇ છે. મારું જે કર્તવ્ય હતું તે મેં આજસુધી કાયા, વાચા, મને કરી બજાવ્યું છે. આનંદ! તેં આજસુધી મારી પાસે રહી શુશ્રૂષા કરી છે, તે માટે હું તારો ઋણી છું. હે આનંદ! દુર્વર્તન, આત્મપરાયણતાના ભ્રમ, અને અજ્ઞાનથી તું મુક્ત થઇશ. હું આ લોકને છોડી જઉં છું, તોપણ સત્ય ધર્મરૂપી પંથથી હું સર્વદા તમારી સાન્નિધ્યમાંજ રહીશ.

પોતાના શિષ્યોને છેવટનો બોધ આપી બુદ્ધ ધ્યાનસ્થ થયો. આ ધ્યાનમાં બે શુદ્ધ થઇ બુદ્ધે પ્રાણ છોડયો. એટલે તેના શિષ્ય અત્યન્ત શોકાકુલ થયા.

**દેહાવસાન.** બુદ્ધની અંત્યવિધિ કુશિનગરના મલ્લરાજાએ સાર્વભૌમ રાજાવત્ કરી. બુદ્ધ પોતાની અંત્યેષ્ઠી ક્રિયા અને દહન માટે બોલ્યો હતો કે, "મારા મૃતદેહને નવાં વસ્ત્રમાં આચ્છાદિત કરીને સાફ કરેલા રૂમાલમાં વિંટાળજો. ત્યાર પછી તેલથી ભરેલા વાસણમાં ડુબાવીને ચિતા ઉપર આણીને તેની રાખ જાહેર જગાપર દાટીને તેના ઉપર ચૈત્ય બનાવજો. પરંતુ હું તમને કહું છું કે મારી રાખને સન્માન કરીને તમે પોતે પરિત્રાણનો માર્ગ બંધ કરશો નહિ. પોતાના પરિત્રાણને માટે પોતે યત્ન કરવો જોઇએ. ઉત્સાહ અને અનુરાગની સાથે પોતાનું કલ્યાણ કરવામાં તત્પર રહેજો. †મૃત્યુ પછી સાતમે

*મહાપરિ નિર્વાણ સૂત્ર પાનું ૯૧.

†કાશ્યપ; બુદ્ધના મરણ વખતે હાજર હતો નહિ. ગુરુના મરણ સમાચાર સાંભળી તે સ્મશાન ક્ષેત્રમાં આવી ગંભીર ભાવથી મૃતદેહને ત્રણવાર પ્રદક્ષિણા અને વંદના કરીને ચિતા પ્રજ્વલિત કરી. ભડભડ આગ બળવા લાગ્યો. અસાર, નશ્વર દેહ જોતજોતામાં બળી ગયો. જે શરીર ઘણું સૌન્દર્ય હતું તેમાં કેટલાંક હાડકાં માત્ર રહ્યાં. જે દેહ અર્થે મનુષ્ય આટલું ગૌરવ કરે છે, જે દેહ રક્ષા માટે મનુષ્ય અનંત જીવની હજારો દુર્ગતિ આણે છે; તે દેહનું તો આ પરિણામ છે. બુદ્ધનો આત્મા, જ્યાં ચિરશાંતિ, અને ચિરપ્રેમ છે; જ્યાં મરણ પછી વિચ્છેદ નથી, જ્યાં સુખમાં દુઃખ છે નહિ, જ્યાં વાસના કે તૃષ્ણા નથી; અને જ્યાં સર્વ કામનાનું નિર્વાણ છે, ત્યાં પરમપદ પ્રાપ્તિ સંપાદન કરી રહ્યો.

( રા. ના. દે. વાળું ભાષાન્તર પૃષ્ઠ ૧૯૫ થી ૧૯૧ )

દિવસે રાજાએ સુગંધીમય કાષ્ઠથી ચિતા ગોઠવીને તેના ઉપર મૃતદેહ સ્થાપન કર્યું —

બુદ્ધનો દેહ ચિતાપર બળતો દેખી તેના શિષ્યોએ પ્રેમોદ્ગાર કહાડયા, કાશ્યપ પ્રેમોદ્ગાર કહાડતાં બોલ્યા કે, "હે ધર્મ બાન્ધવો! આપણા પરમ શ્રેષ્ઠગુરુના જડદેહનો આ પ્રમાણે વિલય થયો, પરંતુ તેણે આપણને ઉપદેશેલ સત્ય આપણા હૃદયમાં વાસ કરી રહેલ છે, અને જે સત્ય આપણને પાપથી નિવૃત્ત બનાવે છે આપણે હવે જે કરવાનું છે તે એજ કે, આપણા આ પરમપૂજ્ય ધર્મગુરુએ મનુષ્ય જાતિના કલ્યાણ કાજે જેવો સહૃદય બુદ્ધિથી અવિશ્રાન્ત ઉદ્યોગ ચલાવ્યો હતો, તેવો આપણે પણ ચલાવવો

બુદ્ધની મરણ વાર્તા સર્વત્ર પ્રસરતા શિષ્ય સમુદાયમાં દિલગીરી ફેલાઇ બુદ્ધના મરણ વખતે રાજગૃહ, વૈશાલી કપિલવસ્તુ, અલકાપુરી, રામગ્રામ, ઉત્પદ્વીપ, જાવા, અને કુશીનગર રાજ્ય મધ્યે બુદ્ધધર્મ પ્રસર્યો હતો આ રાજ્યના રાજાઓએ પોતાના માણસો મોકલી ચિતાભસ્મ મેળવી, પોત પોતાના રાજ્યમાં મ્હોટા સ્મરણ સ્તમ્ભ ચણાવ્યા, કે જેને ધાતુગર્ભને નામે ઓળખવામાં આવે છ +

---

+ગૌતમ બુદ્ધના શરીરના હાડકા અને રાખ, નેપાલની સરહદ નજીક વાચ્ય પ્રાંતના બસ્તિ જીલ્લાના પિપ્રવી ગામમા ૯૮ના જાન્યુઆરી માસમા એક સ્તૂપ ઉઘાડવામાં આવ્યો હતો, તેમાથી મળી આવ્યા છે વળી એક મોટો ચાર ફૂટ લાંબો અને બે ફૂટ ઉચો ૪૫ મણ વજનનો પત્થરનો દાબડો, તથા સ્ફટિકઆદિના કલશો, હાડકા અને રાખનુ શેષ લાકડાંના વાસણ, અને ઘણાં જવાહિર તથા દાગીના નિકળ્યાં હતા એમ ધારવામા આવે છે કે, ગૌતમ બુદ્ધના અગ્નિદાહ વખતે કપિલ વસ્તુના શાકયોને ભાગે જે અસ્થિ અને રાખ આવ્યા, તે આ સ્તૂપમા રાખવામા આવ્યા છે ...બુદ્ધનાં અસ્થિ અને રાખ બૌદ્ધ ધર્મના લોકો ઘણા પવિત્ર ગણે છે, અને હાલમા રાજાઓ પૈકી ફક્ત સિયામનો રાજા એ ધર્મમાં છે માટે હિન્દ સરકારે તે એ રાજાને સ્વાધીન કર્યા છે અત્યારસુધી ચોક્કસ ઠરેલ બુદ્ધનુ બીજુ શેષ નિકળ્યું નથી તેથી આ શેષ વિરલ છે શેષ સાથે કલશ, દાગીના પત્થરના દાબડો આદિ જે વસ્તુઓ નીકળી છે, તે કલકત્તા, લખનૌ, અને લંડનના મ્યુઝિયમસ્થાનોમાં પ્હોચીને રાખવામા આવશે

(સુબોધ ગેઝીટ ઉપરથી ગુજરાત શાળાપત્ર, ૯૮, અપ્રેલ)

બુદ્ધ નિર્વાણ માટે લંકા, બ્રહ્મદેશ આદિ આર્યાવર્તના સ્થલોમાંથી મળેલા લેખો, તથા બૌદ્ધધર્મ પુસ્તકો પ્રમાણે જૂદા જૂદા પ્રમાણો આપી શકાય છે, લંકા અને બ્રહ્મદેશમાં ઇ સ પૂર્વે ૫૪૪, ચીનમા ઇ સ પૂર્વે ૬૩૮, એક ચીના યાત્રાળુ ફાહીઆનના લખવા મુજબ ઇ સ પૂર્વે ૧૦૯૭, તથા બીજા જાણીતા ચીના યાત્રાળુના પુસ્તકો પ્રમાણે નિર્વાણ પછી ૧૦૦ વર્ષે અશોકનુ રાજ્ય થયુ. અશોકના કેટલાક લેખોમા નિર્વાણ સવત્ ૨૫૬ વર્ષ લખ્યુ છે આ તમામ ઉપરથી ઇ સ પૂર્વે ૪૮૩ થી ૪૭૧ સુધીમા નિર્વાણ સવતનો આરંભ થયો હોવો જોઇએ એમ અનુમાન કહાડી શકાય છે પાશ્ચાત્ય વિદ્વાનોમા કોઇએ ઈ સ પૂર્વે ૬૮૮, કોઇએ ૪૭૮ કે ૬૩૮ માં બુદ્ધ નિર્વાણનો આરંભ ગણ્યો છે ત્યારે રીલીજિયન્સ ઑફ ઇન્ડિયામા મી બાર્થ ઈ સ પૂર્વે ૪૮૩ થી ૪૭૨ ની વચમા બુદ્ધ નિર્વાણ માને છે

જગદ્ગુરુ, મહાત્મા, ગૌતમબુદ્ધના નિર્વાણ વખતે આર્યાવર્તમા મુખ્યત્વે કાશી, કોસલ, અને મગધ પ્રાતમા તેના ધર્મના પ્રસાર પુષ્કળ થયો હતો

**બુદ્ધધર્મ સમાજ** તે સિવાય અયોધ્યા, અને બિહાર પ્રાતમા પણ તેના ઘણા અનુયાયી હતા મગધ, કોશલ, આવસ્તિ અને રાજગૃહ નગરોમાં બુદ્ધના અનુયાયી માટે વિહારસ્થાન બાંધવામા આવ્યા હતા સ્વતઃ બુદ્ધ આ વિહારો માગે કદી કદી આવી રહેતો હતો બુદ્ધના દેહાવસાન પછી તેના શિષ્યોએ ધર્મોપદેશ ક્રમ સતત્ ચલાવ્યો હતો પરતુ તેનો પ્રસાર આર્યાવર્તના કયા કયા ભાગમા થયો તે કાંઇ ઉપલબ્ધ નથી બુદ્ધના અનુયાયીની ત્રણ ભિક્ષુક મણ્ડલની સભા, તેના મૃત્યુ પછી ભરવામાં આવી હતી* આ પૈકી ત્રીજુ મણ્ડલ ચક્રવર્તી મૌર્યવંશી, મહારાજા અશોકે, ભરાવ્યુ હતુ

**અશોકના શિલા લેખ.** બુદ્ધ ધર્મના મુખ્ય સિદ્ધાન્તના અનેક શાસનો ચારે બાજુ શિલાપર મહારાજા અશોકે કોતરાવ્યા—વાયવ્યે પેશાવરની પેલી બાજૂએ યુસુફ ઝાઇથી પશ્ચિમે કાઠિયાવાડ પર્યન્ત, અને નાગપૂર તથા મધ્ય પ્રાતથી પૂર્વે ઓરીસા સુધી શિલાલેખો જોવામા આવે છે

આજ સુધી અશોકમહારાજાએ કોતરાવેના શિલા લેખો ચાલીસ મળેલા છે, તે પૈકી તેરતો મોટી વિશાલ શિલાપર કોરેલ છે સત્તર ગુફામા, અને દસ સ્તમ્ભપર કોતરેલ છે અશોક આવી રીતે ૮૪,૦૦૦ શિલા લેખ સ્તમ્ભાદિપર કોતરાવ્યાનુ કહેવાય છે

અશોકે બુદ્ધ ધર્મ પ્રચાર સમ્બન્ધે જે શાસનો કાઢયા હતા, તે મધ્યે તેણે ધર્મ પ્રસારકોને સ્પષ્ટ જણાવ્યુ હતું કે, ૧ તેઓએ સ્વધર્મ પ્રસાર, માત્ર શાંતિના ઉપાયવડે

---

*પેહેલી સભા, ઈ સ પૂર્વે ૪૭૭ માં કાશ્યપાદિ પાંચસો શિષ્યોએ રાજગૃહ નગરમાં એકત્ર થઈ બુદ્ધના ધર્મ સિદ્ધાન્તોનો પાઠાન્તર ભેદ કહાડી નાખવા અર્થે ભરી હતી બીજી સભા, ઇ સ પૂર્વે ૩૭૭ મા વૈશાલીમા એવા કારણસર સાતસો શિષ્યનુ મણ્ડલ એકત્ર થયુ હતુ કે, સ્થાપિત કરેલ નિયમોમા ફેરફાર કરવો ઉપસ્થિત થયેલ વાદનુ પરિણામ, બુદ્ધધર્મ મતમા બે જૂદા પંથ પડવામાં આવ્યુ અને ત્રીજી સભા ઇ સ પૂર્વે ૨૪૨ માં મહારાજા અશોકે પટનામાં મણ્ડલ એકઠું કરી ધર્મસિદ્ધાન્તનુ પુન એકીકરણ કરી કાયમની વ્યવસ્થા ઠરાવી આ વખતના ધર્મગ્રન્થો ત્રિપિટિકના નામથી પ્રસિદ્ધ છે પ્રથમના સૂત્ર પિટિકમાં બુદ્ધના મ્હોઢાનો જેવો બોધ તેવો કાયમ છે પ્રસિદ્ધ ધમ્મપદ જે બુદ્ધનો ઉત્કૃષ્ટનીતિ બોધનો ગ્રન્થ છે, તેનો આ પિટિક મધ્યે સમાવેશ થાય છે આ પિટિકમા એકદર પંદર ગ્રન્થ છે, તે પૈકી કેટલાક ગ્રન્થોનુ અંગ્રેજીમા ભાષાન્તર, "સેક્રેડ બુકસ ઓફ ધી ઈસ્ટ" નામના પ્રોફેસર મેક્સમ્યૂલરે પ્રસિદ્ધ કરેલ ગ્રન્થમાલા મધ્યે પ્રકટિત થયેલુ છે બીજા વિનય પિટિકમા ભિક્ષુક અને ભિક્ષુણીના આચરણ માટેના નિયમો નિયમ બાંધતા કેટલીક વ્યવહારીક વાતો પણ જણાવવામા આવી છે. બીજા પિટિક માહેના મુખ્ય ગ્રન્થોનુ અંગ્રેજીમાં ભાષાન્તર થઇ ગયુ છે ત્રીજા અભિધમ્મ પિટિકમા તાત્વિક સિદ્ધાન્તનુ વિવેચન છે તેમા એકદર સાત ગ્રન્થ છે અને તે તમામ પર વિસ્તીર્ણ ટીકાઓ લખાઇ છે

કરવો. ૨ લોકોનાપર જુલમ કરવો નહિ. ૩ આપણા ધર્મનાં તત્વો લોકોને પુનઃપુનઃ સમજાવીને તેનાં મન આકર્ષવાં. ૪ ભિન્ન મતના લોકોનો તિરસ્કાર અથવા અવગણના કરવી નહિ. ૫ પોતાનો જે મત હોય તે શાંતપણે સમજાવવાનો પ્રયત્ન કરવો. આવો સૌમ્ય ઉપાયથી સ્વધર્મ પ્રસાર કરવાની સ્પષ્ટ સુચના સર્વ ધર્મ પ્રસારકોને કરવાથી તેના જોરપર, કોઈપણ ધર્મ પ્રસારકનાં અન્ય ધર્મના લોક પરત્વે, જોર જુલમ કરવાનું ધૈર્ય રહેતું નહિ.

**અશોકની ચૌદ આજ્ઞાઓ.** અશોકે પોતાના સામ્રાજ્ય મધ્યે ચારે તરફ જે આજ્ઞાઓ શિલાદિપર કોતરાવેલ હતી, તે આજ્ઞાઓ મધ્યે કઇ કઇ વાતોનો વિચાર કરવામાં આવ્યો છે, તેનો અનુવાદ કરવાથી અશોકે બુદ્ધ ધર્મ પ્રસારને કેવા પ્રકારની સહાયતા કરી હતી, તે લક્ષમાં આવશે. આ આજ્ઞાઓ આ પ્રમાણે છેઃ—(૧) કોઈ પણ પ્રાણીને યજ્ઞ પ્રીત્યર્થ કિંવા ખાવા માટે વધ કરવાની મનાઈ. (૨) મનુષ્ય અને પશુને ઔષધોપચારની સહાયતા મળી શકે તેવી વ્યવસ્થા. (૩) પ્રત્યેક પાંચ વર્ષે બુદ્ધ ધર્માનુયાયીજનોની માનસિક સ્થિતિ કેવી રહે છે ? તે નિરખવું: અને ધર્મના મુખ્ય મુખ્ય નીતિસિદ્ધાન્તની તેઓને સુનાવણી કરવી. (૪) પ્રજાજનોની પૂર્વેની સ્થિતિ સાથે અશોકના વખતની સ્થિતિ વિષે તુલના કરવી. (૫) નિરનિરાળા દેશમાં જઈ ત્યાંના લોકોને ધર્મ બોધ કરી-સ્વધર્મ બોધની દીક્ષા આપવી; ધર્મ પ્રચારકની યોજના, અને ક્યા દેશમાં કોને મોકલવા તેની નામવાર યાદી. (૬) પ્રજાજન સદાચરણ કરે છે કે કેમ ? તે જોઇ રાજાને વખતો વખત જાહેર કરવાને સારૂ કામદારોની કરેલ નિમણુક. (૭) પોતાનો, તથા પ્રજાજનનો એકજ ધર્મ છે, તથા પરસ્પરમાં ઉચ્ચ નિચ ભાવના નહિ રાખતાં સર્વની સમાન યોગ્યતા થાય એવી ઇચ્છાનું પ્રદર્શન (૮) પ્રાચ્ય વિષયાસક્તિ સાથે અશોકના પવિત્રાચરણની તુલના. (૯) નિત્યાચરણથી વાસ્તવિક સુખની પ્રાપ્તિ જેવા સરખી હોવાથી સ્વર્ગ સુખની દેખીતી સિદ્ધિ નિત્યાચરણથીજ મળે છે, એવો આપવામાં આવતો બોધ. (૧૦) ઐહિકનશ્વર વૈભવની અસારતા લક્ષમાં લાવી, અશોક ગાવી શાશ્વત સુખની અપેક્ષા કરતો તે વાતનો ઉલ્લેખ. (૧૧) જનોને સત્ય ધર્મ પરાયણ અને સદાચરણસમ્પન્ન કરવાનો જેવું પુણ્યપ્રદ પરોપકારી એવું બીજું એકે કૃત્ય નથી એ સિદ્ધાન્તનું પ્રતિપાદન. (૧૨) અશ્રદ્ધાવાન્ લોકોને ઉપદેશ. (૧૩) ગ્રીસ, સીરીઆ, મીસર, મકદુનિઆ વગેરેના રાજાઓ સાથે મિત્રાચારીનો સંબંધ ધરાવવો. અને (૧૪) પ્રથમની તમામ આજ્ઞાઓનો સારાંશ.—

**અશોકની આજ્ઞાઓ ક્યાં ક્યાં પળાતી.** ભિક્ષુક મંડલ ભર્યા પછી અશોકે જે નિરનિરાળા દેશમાં ધર્મ પ્રસારક પાઠવ્યા હતા; તેના એક સ્થળે આ પ્રમાણે નામ આપવામાં આવ્યાં છેઃ-કાશ્મીર, ગાંધાર, મહિસુર, વનવાસ-રોજપૂતાના, અપરાન્તક-પંજાબની પશ્ચિમ તરફનો ભાગ, હિમવંત-હિમાલયની પેલી તરફનો ભાગ, મહારાષ્ટ્ર, યવન લોક-સુરાષ્ટ્ર-કાઠિયાવાડ, આંકટ્રીયા, અને ગ્રીસ લોકનું રાજ્ય, સુવર્ણ ભૂમિ-બ્રહ્મદેશ, અને લંકા, ચોલ-મદ્રાસ તરફનો પ્રાંત, પાન્ડ્ય-મદુરા, સત્યપુર-સાતપુડાની આસપાસનો મુલક, કેરલ-ત્રાવણકોર, સિંહલદ્વીપ,

અને સિરિયાના એન્ટિઓકસ નામના રાજ્યમાં અશોક મહારાજાની આજ્ઞા શિરસાવન્દ્ય માની તદનુસાર પોતાના મુલકોની વ્યવસ્થા કરતા. આ સિવાય મહારાજા અશોકે સિરિયા, ઇજિપ્ત, મેસિડોનિયા, એપિરેસ, અને સિરિનના ગ્રીક રાજાઓ પાસે પોતાના વકીલો પાઠવ્યા હતા.

જે ચૌદ ધર્માજ્ઞાઓ મહારાજા અશોકે નિર્દિષ્ટ કરી હતી, તે લેખની નકલો આજે પણ વિદ્વાન્ શોધકોના પ્રયાસથી નિચેને સ્થલેથી મળી આવેલ છે:—(૧) અફગાનીસ્તાનની સરહદ ઉપર યુસફઝાઇ જીલ્હામાં પેશાવરથી ચાલીસ માઇલ ઇશાન તરફ, અને અટકથી પચીસ માઇલ ઉત્તર પશ્ચિમે શાબાઝ ગઢની ખડકમાં; (૨) જગન્નાથજીથી ઉત્તરે, અને કટકથી દક્ષિણે વીસ માઇલ ધોલીની ખડકમાં (૩) દેહરાદુન જીલ્હામાં જમના નદી ઉપર કાલસીની ખડકમાં; (૪) ગંજામ જીલ્હામાં ગંજામ શહેરથી અઢાર માઇલ ઉત્તર પશ્ચિમ તરફ જૌગડાની ખડક ઉપર. આ ખડકોમાંથી ગિરનાર, શાબાઝગઢી, અને ધોલીની ધર્માજ્ઞાઓ આશરે સીતેર વર્ષ ઉપર શોધી કઢાડવામાં આવી હતી. અને કાલસી તથા જૌગડાની પાછળથી મળી આવી છે. આ ઉપરાંત સને ૧૮૮૨ માં વસઇની પાસે સોપારા નામના બહુ પુરાણા ગામમાંથી એક પત્થર ઉપર અશોકની આઠમી ધર્માજ્ઞાનો લેખ મળી આવ્યો હતો. વળી જમના અને ગણ્ડકી નદિ વચ્ચેના ભાગ શિવાલિક, મીરત, પ્રયાગ, લૌરિયા, નવંદગઢ, તથા ભીલસામાંથી ૭ લેખ મલ્યા છે. શિવાલિક અને મીરતના સ્તમ્ભો દિલ્હીમાં છે. જેમાંનો શિવાલિકનો, ફીરોજશાહતઘલખે દિલ્હીમાં આણ્યો હતો. પ્રયાગનો સ્તમ્ભ અલ્હાબાદના કિલ્લામાં વર્તમાનકાલે મોજુદ છે. પ્રાચીન શોધકો આ સ્તમ્ભની આસપાસ પાલખ બાંધી વાંચવાનું તથા નકલ ઉતારવાનું કામ કરી શકે છે. ભીલસનો લેખ પ્રખ્યાત સાંચીના સ્તુપની પાસે છે. ગાઝીપુર, તિરહુત, બકરોર આદિ સ્થલેથી પણ આવા લેખો મળી આવ્યા છે. બિહાર જીલ્હામાં ગયાથી પંદર માઇલ ઉત્તરે બરાબર અને નાગાર્જુનીનાં ડુંગરોમાં ગુફાઓ આવેલી છે. તેમાં બરાબરની ગુફાઓમાં અશોકના રાજ્યના ૧૨ તથા ૧૯ વર્ષના (ઇ. સ. પૂર્વે ૨૫૧ અને ૨૪૪ ના) ત્રણ લેખો છે. અને નાગાર્જુનની ગુફામાં અશોકના પૌત્રના ત્રણ લેખો છે. કાઠિયાવાડની આસરે દોઢસો ગુફાઓ પૈકી જૂનાગઢની ખાપરાકોડિયાના ભોંયરામાંથી ૧૭ લેખની નકલ સ્થલવાર રાજકોટ મ્યુઝિયમમાં સાચવી રાખેલ છે. આ સિવાય જૂનાગઢની પાસે ઉપરકોટ, નવઘણ, તથા બાવાપ્યારાના મઠ નજીક, તલાજા, લોર—(બાબરીઆવાડ) ઢાંક, સિદસર, અને સાણાનો ડુંગર એ વગેરે સ્થલોએ ઘણી ગુફાઓ છે. આ ગુફાઓ પૈકી ઘણીક ગુફાઓ કર્નલ ટોડના જોવામાં આવી હતી; અને જૂના ગઢથી ગિરનાર તરફ જતાં લક્ષ્મણ ટેકરીને નામે ઓળખાતી એક પર્વતની ઉપત્યકા ભૂમિ ઉપર એક મોટી કાળા પત્થરની શીલામાં અશોકની ધર્માજ્ઞાવાળા પાલી ભાષામાં કોતરેલા લેખ જેવી લિપિના લેખો પણ એ ગુફાઓમાં કર્નલ ટોડે જોયા હતા. ઇતિહાસવેત્તાઓ આ લેખ સાડી બાવીસો વર્ષ પહેલાના હોવાનું અનુમાન બાંધે છે. એમ કહેવાય છે કે, બૌદ્ધધર્મના ત્રિપિટિકની લેખી પ્રતિ

બ્રહ્મપથનાં ચાર પગથીઆં.

ઐતિહાસિકકાલમાં થઇ ગયેલા ધર્મોપદેશકોમાંથી શ્રી ગૌતમબુદ્ધ અને શ્રી શંકરાચાર્યેજ કોઇ પણ ધર્મના અનુયાયીઓને અનુકૂળ આવે એવો ધર્મનો ઉપદેશ દીધો છે. અને શ્રી શંકરાચાર્યે આર્યધર્મનું સ્થાપન કરી તેને પુષ્ટિ આપી છતાં પણ બ્રહ્મપથની દીક્ષાની જે બે જૂદી જૂદી શ્રેણીઓ એ બન્ને એ બતાવી છે.* તે અગર જો કે નામ માત્રમાં નિરાળી છે, તો પણ તે બન્નેનો હેતુ એક સરખોજ છે.

એ બ્રહ્મપથના ચાર પગથીઆંનો બુદ્ધે આવો વિચાર કર્યો છે; "જે પ્રવાહ નિર્વાણના મહાસાગરમાં લઇ જાય છે, તે પ્રવાહમાં જેણે પ્રવેશ કર્યો છે તે **स्रोतापत्ति** " "જેને ફક્ત એકજ વખત પુનર્જન્મ લેવાનો છે તે **सकृद्गामीन्**," "જેને પુનર્જન્મ લેવાનો નથી, પણ જો મનુષ્ય જાતિને સ્હાયતા કરવાની ઇચ્છા હોય તો પુનર્જન્મ ધારણ કરે તે **अनागामीन्**" અને "જે પોતાની જીંદગીની અંદરજ નિર્વાણ જૂએ છે, જેને માટે ગુજરી ગયા પછીથી નિર્વાણ પ્રાપ્ત થવાની જરૂર નથી; પણ સમાધિની અંદર નિર્વાણના સઘળા સુખોનો અનુભવ ભોગવે છે તે **अर्हत्**."

બુદ્ધધર્મની આચારસંસ્થાનુંસાદૃશ્ય, ખ્રિસ્તી ધર્મની મહન્ત સંસ્થા સાથે સરખાવતાં કેવું વિલક્ષણ છે ? એ માટે ડૉ. રીસડેવિસ નામનો વિદ્વાન્ શોધક કહે છે કે, "આ તમામ સાદૃશ્ય માત્ર યદૃચ્છાથી ઉત્પન્ન કરેલ છે, એમ માનીએ તો એક મોટો ચમત્કાર જ સંભવે છે" આબીહક નામનો એક રોમનકેથોલિક પંથનો ધર્મપ્રસારક ટિબેટમાં પ્રથમ ગયો હતો ત્યારે ત્યાંથી બુદ્ધધર્માનુયાયીની મહન્ત સંસ્થાથી વિસ્મય બન્યો હતો. તેણે એ સંસ્થાનું જે વર્ણન કર્યું છે તે પ્રમાણે "ધર્માધિકારીના હાથમાં કમંડલુ, મરિત બ્રેકમુકુટ, શરીર ઉપર લાંબો ઝબ્બો, શિરઆચ્છાદન માટે ટુંકો પટકો, સંઘની સાથે મળી ગાઇ ઉપાસના કરવાની પદ્ધતિ. સ્તોત્ર, માલા, ધૂપ કરવાને પાંચ સાંકળપર ટાંગેલ પાત્ર લામા (ટિબેટમાં ધર્મગુરૂને એ નામથી બોલાવે છે,) એ ભક્તિમાન બુદ્ધ ધર્માનુયાયીના મસ્તિષ્કે જમણો હાથ મુકી આશિર્વાદ આપવાની રીત, સ્મરણ, ધર્મગુરૂનું બ્રહ્મચર્યવ્રત, પુરાતની સાધુની પૂજા, ઉપવાસ, પવિત્રોદક" આ તમામ વાતોનું રોમન કેથોલિક પંથ

---

* શ્રી શંકરે ભગવાને પણ બ્રહ્મપથે ચાલનારાના આવાજ ચાર વર્ગ પાડયાછે. જૂઓ **कुटीचकोयदुदकः हंसश्चैवतृतीयकः । चतुर्थोपरमोहंसोयोयःपश्चात्सउत्तमः । हारीतः ॥**

બુદ્ધે સમજાવેલા ચાર શબ્દો, આર. સ્પેન્સહાર્ડી આ પ્રમાણે સમજાવે છે; સોવન, સકૃદગામી, અનાગામી, અને આર્ય; ત્યારે રેવરંડ જે. એડકીન્સ. આમ કહે છે: સ્રોતાપન્ન, સકૃદાગામીન્, અનાગામીન્, અને અર્હન્.....આવીરીતે પ્રત્યેક શોધક શબ્દોનો અર્થ કંઇક જૂદોજ તરેહનો અને નવોજ કરે છે.

જો કે હિંદુસ્તાનના ચારે ભાગોમા થયો હતો, તો પણ તેથી હ્યુએન સંગ અને કોઇ બ્રાહ્મણ ધર્મનો હ્રાસ થયો હતો એમ સમજવા જેવું બુદ્ધધર્મ જરાએ નથી. એ બન્ને ધર્મ અશોક રાજાના વખતથી તે ઈ. સ. ના આઠમા શતક પર્યન્ત-સુમારે એક હજાર વર્ષ એકબીજા સાથે અડકતર કરતા રહ્યા હતા. કેટલાક રાજા જેમ બુદ્ધધર્માભિમાની હતા, તેમ કેટલાક બ્રાહ્મણ ધર્માભિમાની હતા. ઇ. સ. ૪૦૦ થી ૪૧૬ પર્યન્ત ફાહ્યાન નામનો એક બુદ્ધધર્મા નુયાયી ચીનો પ્રવાસી આ ભૂમિમા આવી ચારે તરફ ફર્યો હતો. તેણે પોતાના પ્રવાસમા બુદ્ધધર્મના માટે લખ્યુ છે કે, . . એ વખતે બ્રાહ્મણ ધર્મના ગુરુ અને બુદ્ધધર્મના ગુરુનું સરખુ જ માન હતું, અને બ્રાહ્મણો કિંવા પાસે જ બૌદ્ધના ધર્મ મઠ હતા. પછી હ્યુએનસંગ નામનો એક બીજો ચીનો પ્રવાસી ઇ. સ. ૬૨૯થી ૬૪૫ સુધી હિંદુસ્તાનના ઘણા ભાગોમાં પ્રવાસ કરી પોતાના પ્રવાસની સાદ્યંત હકીકતમાં લખે છે કે ' ઇસ્વીસનના સાતમા શતકમા બુદ્ધધર્મની સ્થિતિ ઘણી જાણવા જેવી હતી '

(આગળ ચાલુ)

---

## ચર્ચાપત્ર

( મળેલુ )

બ્રહ્મ ( ઈશ્વર ) સત્ય કે પ્રકૃતિ ( માયા શકિત-પંચતત્ત્વ તેચરે )?

૧ આપણે પ્રકૃતિ તથા તેના કાર્ય જગતને નિરંતર સમક્ષ જોઇએ છીએ આ ઉપરથી એમ સવાલ ઉઠે છે કે જ્યા જ્યા જગત અગર પ્રકૃતિ ત્યા ત્યાં બ્રહ્મ અને જ્યા જ્યાં બ્રહ્મ ત્યા ત્યાં પ્રકૃતિ હેઈ શકે નહિ કેમકે "બે વસ્તુ એક દેશ ( એટલે એક સ્થળે એક જગ્યા-એક અધિકરણ-એક સ્વરૂપ ) મા રહી શક્તિ નથી " આ વિષય સૂક્ષ્મ હોવાથી દરેક સાધારણ બુદ્ધિવાન જનો પણ સમજી શકે તેવો સ્પષ્ટ કરવાની અગત્ય છે

૨ દેશ, કાળ અને સ્વરૂપ એ ત્રણ પ્રકારનાં અધિકરણ કહેવાય છે જેમ કે એક પરમાણુ છે તે પોતાના સ્વરૂપથી કાંઇ વસ્તુ છે તેથી એનું સ્વરૂપજ સ્વરૂપાધિકરણ કહેવાય છે કિંવા આકાશ ( દેશ ) સ્વરૂપે કાંઇ વસ્તુ હોય તો એનું સ્વરૂપજ સ્વરૂપાધિકરણ કહેવાશે આકાશ એ ગતિ અને પરમાણુ વગેરે પદાર્થોને અવકાશ આપે છે એ દેશે દેશમા ગતિ થાય છે અને તેમાં પરમાણુ રહે છે તેથી દેશાધિકરણ કહેવાય છે ( કાલાધિકરણની ચર્ચાની અત્રે જરૂર નથી )

કે સ્થૂલ સૂક્ષ્મ, નિત્ય અનિત્ય, વ્યક્ત અવ્યક્ત, સાવયવ નિરવયવ, પારદર્શક, સાકાર નિરાકાર, સજાતીય વિજાતીય, પરોક્ષ અપરોક્ષ કાર્ય કારણ, વિરોધી અવિરોધી, સાપેક્ષ નિરપેક્ષ, ગુણ ગુણી, જાતિ વ્યક્તિ, શક્તિ શક્તિમાન, અસર અસરવાન, ધર્મ ધર્મી, સંબંધ સંબંધી, ભેદ અભેદ, ભેદવાન અભેદવાન, સંકલ્પ, ભાવ વા અભાવરૂપ ઇત્યાદિ હરકોઇ પ્રકારની અસ્તિવાચ્ય ( વસ્તુતઃ સ્વરૂપથી કાંઇ હોય) પદાર્થના સ્વરૂપભાગ (સ્વરૂપાધિકરણ)માં બીજા પદાર્થોનું સ્વરૂપ (સ્વરૂપાધિકરણ) નો અપ્રવેશ છે. એટલે સ્વરૂપ સ્વરૂપ (દરેક સ્વરૂપ) ભિન્ન હોવાથી એકમાં બીજાનો અભાવ છે સાધારણ શબ્દોમાં બોલીએ તો એમ કહી શકાય કે બે વસ્તુ એક દેશમાં રહી શકતી નથી. અગર એક વસ્તુ બીજી વસ્તુને ખસેડ્યા વિના તેજ સ્થાન લઇ શકતિ નથી ( ઉદાહરણ હવે પછી ).

જ્યારે (જે કાળમાં ) પાદ અમુકસ્થાનને રોકે છે તેજ વખતમાં તેજ દેશમાં હાથ તે સ્થળે આવી શકતો નથી. એટલે પાદ અને હસ્ત એકજ કાળમાં એક દેશમાં રહી શકતા નથી. સાકરવાળા મિષ્ટ જળમાં સાકરના પરમાણુ અને સમુદ્રના જળમાં ક્ષારના પરમાણુના સ્વરૂપમાં જળના પરમાણુના સ્વરૂપનો પ્રવેશ નથી. જો કે અતિ સમીપ અને સુક્ષ્મ હોવાને લીધે સંયોગ સંબંધવાળા જણાતા નથી. પ્રત્યુત ઓતપ્રોત (તાદાત્મ્ય સંબંધવાળા) જણાય છે, તથાપિ વસ્તુતઃ તે પૃથક પૃથક રહેલા છે. વળી ધારો કે આકાશ ( દેશ ). જો સ્વરૂપથી કાંઇ વસ્તુ હોય અને પરમાણુ વા તજજન્ય ( ઇથર-કિરણ અગ્નિ-પ્રકાશ, વિજળી, મન, આકર્ષણ, ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય વગેરે ) વગેરે સ્વરૂપથી કાંઇ વસ્તુ હોય તો આકાશ અને પરમાણુ એ બન્નેનાં સ્વરૂપ ભિન્ન ભિન્ન કહેવાં પડશે. એટલે એ બન્નેના સ્વરૂપાધિકરણ એક નથી. એક બીજાનું એક બીજાનું નિષેધક નાશક શક્તિ સાથ રહેલ છે. સારાંશ કે એક પરમાણુનો આકાશના સ્વરૂપમાં અને આકાશનો પરમાણુના સ્વરૂપમાં પ્રવેશ નથી. જો કે પરમાણુ નિરવયવ અને કલ્પનાથી પર છે તો પણ પરિછિન્ન છે એટલે જેટલું એનું સ્વરૂપછે તેની બીજી સર્વ બાજુ આકાશ-દેશ હોવો જોઇએ અર્થાત્ છેજ પરંતુ પરમાણુના સ્વરૂપમાં આકાશ નહિ આમ છે. એજ પ્રમાણે ગુણ ગુણી, શક્તિ, જાતિવ્યક્તિ, શક્તિમાન, ધર્મધર્મી, સ્વભાવ સ્વભાવવાન્, અભાવ અને અભાવના અનુયોગી, સંબંધ સંબંધી, વ્યાપ્ય વ્યાપકાદિ તમામ પદાર્થો માટે એમજ સમજવાનું છે. ( ઉદાહરણ ) જળ દ્રવ્ય ગુણી છે, રૂપ દ્રવત્વ શીત અને સ્વાદ તેમાં ગુણછે અગ્નિ દ્રવ્ય છે, ઉષ્ણત્વ તેમાં ગુણ છે. અગ્નિ શક્તિમાન છે દાહ તેમાં શક્તિ છે. જળમાં પિંડ બાંધવાની શક્તિ છે. ઘટવ્યક્તિ છે. ઘટત્વ તેમાં જાતિ છે. પરમાણુવ્યક્તિ છે. દ્રવ્યત્વ તેમાં જાતિ છે. વાયુધર્મી છે. ખાલી જગ્યા ભરવા દોડવું એ તેમાં ધર્મ છે. પરમાણુનો અભાવ અમુકદેશમાં રહે છે. તે દેશ તે દેશના અભાવનો અનુયોગી છે. એક પરમાણુ બીજા પરમાણુ સાથ મળે ત્યાં આ સંયોગ સંબંધના સંબંધી ઉભય પરમાણુ છે. પરમાણુ વ્યાપ્ય છે, આકાશ વ્યાપક છે. આકાશ વ્યાપ્ય છે ઇશ્વર વ્યાપક છે. ઇત્યાદિ ઉપર લખેલ મંતવ્ય સાયન્સ ધર્મ, મત-પંથના પક્ષકારોના પ્રકારને લીધે છે.

વાચકની બુદ્ધિ વૃત્તિને સુક્ષ્મપદાર્થોની પરીક્ષા તરફ ધ્યાન આપવા વખતે અનુકૂળ ઉપયોગી એમ વિચારી બીજું ઉદાહરણ આપવામાં આવે છે. જો ગુણ અને ગુણી એ

બન્ને સ્વરૂપથી કોઇ વસ્તુ હોય તો અગર ગુણ પોતાના ગુણીનો બોધક હોય તો (એમ માની અથવા કહી શકાય કે ) એ બન્ને અનાદિથી સાથે રહેતાં હોય તો પણ અથવ અને તાદાત્મ્યરૂપથી જણાતા હોય તો પણ ગમેતેમ માન્યા છતાં એ તો નિશ્ચય છે કે ગુણીના સ્વરૂપમાં ગુણના સ્વરૂપનો અને ગુણના સ્વરૂપમાં ગુણીના સ્વરૂપનો પ્રવેશ હોઇશકતો નથી. કારણ કે બન્નેની સ્વરૂપસિદ્ધિ ત્યારેજ માની શકાય કે જ્યારે તેએ પોતાના સ્વરૂપને ક્યારે પણ છોડતા ન હોય. હા, એ તો ઠીક કે ગુણીની ઉપર સર્વ બાજુ અથવા એક બાજુ કે અંશમાં અથવા ગુણીના પેટમાં આભ્યંતર ગુણ રહેતે હોય અથવા ગુણની ઉપર સર્વ બાજુ અથવા ગુણના ઉપર એક બાજુ કે અંશમાં અગર આભ્યંતર પેટમાં ગુણી રહેતો હોય તો એ એક જુદી વાત છે. પણ તેથી કોઇ એકના સ્વરૂપમાં બીજાના સ્વરૂપનો પ્રવેશ નથી. જ્યારે એમ છે તો પછી ગુણ ગુણીનો સંયોગ સંબંધ માનવો પડશે. પછી એ સંયોગ નિત્ય માનો કે તે અનિત્ય માનો પણ આ બંનેના સંબંધને તાદાત્મ્ય ( ઓતપ્રોત ) સંબંધ વા વ્યાપ્યવ્યાપક સંબંધ નહિ માની શકાય.

જો ઉપરના લેખના ગાંભીર્યને નહિ સમજતાં તાદાત્મ્ય કે વ્યાપ્યવ્યાપક સંબંધ વા ઉપરના લેખને કલ્પના માત્ર માની લેશો તો અગત્યના સવાલનો નિર્ણય કરવામાં ઘણી મુશ્કેલી પડશે. અને છેવટ આ વિષયના નિર્ણય માટે ધ્યાન ખેંચાશે, જેમકે, જ્યારે બે પરમાણુ અથવા બે રંગ એટલે હરકોઇ બે ગુણીનો સંયોગ થાય ત્યારે તે બે ગુણીના પરમાણુનો સંયોગ થયો વા બંનેના ગુણનો પરસ્પર સંયોગ થયો અગર એકેક ગુણ અને એકેક ગુણીનો સંયોગ થયો છે, આનો યોગ્ય ઉત્તર મળી શકતો નથી. કારણ કે " એક અધિકરણમાં એકજ સંયોગ હોય છે " એટલે બંને ગુણી બન્ને ગુણ એ ચારનો સંયોગ એક દેશમાં થઇ શકતો નથી. વળી ઉપર કહેલ " સ્વરૂપ પ્રવેશવાળો નિયમ " બાધક થઇ પડે છે.

વળી બે ગુણી દ્રવ્ય—પરમાણુ વગેરે વા ગુણનો સંયોગ ( બે વસ્તુનું અંતરાય રહિતપણું જે સંયોગ ) થાય છે ત્યારે તે સંયોગ દેશમાં અર્થાત બંનેની મધ્યમાં દેશ કાળ—તમ—પ્રકાશ—ગુણ શક્તિ વગેરે હોય છે કે નહિ ? જો છે એમ માનવામાં આવે તો સંયોગ થયો નથી પણ જો કલ્પના માત્ર માની લેવામાં આવે તો શંકા ઉત્પન્ન થાય છે કે બે ગુણીઓ ( દ્રવ્ય—પરમાણુ ) દૂર રહ્યા છતાં પણ કાર્ય થવું જોઇએ જેમ કે ઓક્સીજન અને હાઇડ્રોજનના પરમાણુ અંતરાય રહિત ન મળે તો પણ જળ ઉત્પન્ન થવું જોઇએ સાકર સાથે સંયોગ થયા વિના જળ મીઠું થવું જોઇએ. પરંતુ એમ થતું નથી હવે જો માનીએ કે ઉભયનાં દરમિયાન ( સંયોગ દેશ )માં આકાશ દેશ નથી તો આકાશને ચારણી સમાન છિદ્રવાળું માનવું પડશે. કદાપિ પાશ્ચિમાત્ય ફિલોસોફરોના મંતવ્ય પ્રમાણે કદાચ આગ્રહથી એમ માની લઇએ કે ઉભયની વચમાં દેશ ( space ) છે તો ઉપર લખ્યા પ્રમાણે ગુણ ગુણી વગેરેમાં પણ દેશ ( space ) માનવો પડશે. નહિ તો દેશકાલ વ્યાપક સિદ્ધ નહિ થશે અને તેમાં પૂર્વોક્ત દોષ આવશે.

ઉપર જે ગુણ ગુણીના ઉદાહરણમાં કહેવામાં આવ્યું તે મુજબ જાતિવ્યક્તિ, શક્તિ શક્તિમાન, ધર્મધર્મી વગેરે વાસ્તે પણ ઘટાવી લેવું જોઇએ. આટલે સુધી જે લખાયું તેનો સારાંશ એ છે કે હરકોઇ બે વસ્તુનો વ્યાપ્યવ્યાપક ભાવ વા તાદાત્મ્ય સંબંધ અથવા અભેદભાવ બની શકતો નથી. એટલે એક સ્વરૂપમાં બીજા સ્વરૂપનો અપ્રવેશ છે.

વળી ઉપર કહેલ ઉદાહરણ કેટલાક પક્ષકાર સ્વીકારતા નથી એટલે તેઓ મૂળમાંથી જુદા પડે છે તેઓ એમ માને છે કે દેશ–આકાશ, ગુણ, જાતિ, શક્તિ, ધર્મ, વસ્તુતઃ સ્વરૂપથી કાંઇ વસ્તુ નથી એટલે પરમાણુ ( દ્રવ્ય ) માત્ર છે અથવા દેશાદિ વ્યવહારાર્થે કલ્પના માત્ર છે અથવા દેશાદિ પરમાણુઓની રચના ( અવસ્થા પરિણામ ) વિશેષ છે અથવા અધ્યાસ ( એક વસ્તુમાં બીજી વસ્તુનો અવભાસ તેમાં ન તેની બુદ્ધિ ) માત્ર છે એટલે સ્વમવત્ ભ્રમરૂપ છે અથવા દ્રવ્યોની શક્તિ ( force ) થી એવું જણાય છે અથવા દ્રવ્યોની શક્તિ વા ફોર્સ અને અસરને લીધે દેશ-કાળ–શબ્દ–સ્પર્શ–શીત–ઉષ્ણતા પ્રકાશ, રસ, ગંધ વગેરે રૂપ જણાય છે. સંક્ષેપમા દેશાદિ વસ્તુતઃ કોઇ વસ્તુ નથી. અહીં જેટલા પક્ષ માન્યા છે તે તમામ જડવાદ, ન્યાય, વેદાંત, બૌદ્ધ અને પાશ્ચિમાત્ય ફિલોસોફરોની દ્રષ્ટિને લઇને છે. આ બધામાંથી ફક્ત દેશ ( આકાશ )ના સંબંધમાં અત્રે લખવું બસ થશે તે નીચે મુજબઃ—

જો દેશસ્વરૂપથી કોઇ વસ્તુ નથી પણ ભ્રમ કલ્પના ફોર્સ માત્ર છે, તો એ શંકા ઉત્પન્ન થાય છે કે જીવ પરમાણું, દ્રવ્ય, વિજ્ઞાન માયા, પ્રકૃતિમાં ગતિ હોય છે કે નહિ? જો એમ માનીએ કે ગતિ છે તો દેશ વિના ગતિ કેમ થાય ? થઇ શકે નહિ. વળી કાર્યોની ઉત્પત્તિના નિમિત્તમાં બે વસ્તુનો સંયોગ વિયોગ પણ દેશ કાળની અપેક્ષાને લીધે છે એટલે કે તેને પણ દેશકાળની અપેક્ષા છે એટલા માટે દેશ તો માનવોજ પડશે.

હવે જો એમ માનીએ કે દ્રવ્યોમાં ગતિ થતી નથી, તો ફોર્સ–પરિણામ–અસર અને કાર્યરૂપ સૃષ્ટિ ન હોવી જોઇએ એટલે તેનું અસ્તિત્વ સિદ્ધ થશે નહિ. હવે જો એમ કલ્પીએ કે દેશ–કાળ–ગતિ–કારણ–કાર્ય સાથેને સાથેજ થાય છે, તોપણ ગતિથી પૂર્વકાળમાં દેશ અને ગતિનો ઉત્તર " કાળ " માનવો પડશે. અને દેશની પણ ઉત્પત્તિ માનવાથી દેશ ગતિવાન છે એ પરિણામ આવવાનુંજ. પરંતુ આ પરિણામ અનુભવ વિરુદ્ધ છે. અને અનવસ્થા લાવે છે. હવે જો વેદાંતીઓના મતાનુસાર દ્રવ્ય તેની ગતિ આકાશ અને કાર્ય કારણ ભાવને ભ્રાંતિ ( મિથ્યા ) રૂપ માનીએ તો પછી દૃશ્ય મિથ્યાનું ઉપાદાન અને તેનીજ બીજી નિમિત્તરૂપ સામગ્રી વિવાદ અને સંશય રહિત સિદ્ધ થતી નથી. કેમકે તેમના સિદ્ધાંત પ્રમાણે " બ્રહ્મથી ઇતર સર્વે મિથ્યા છે. " જ્યારે આમ છે તો મિથ્યાનું દૃષ્ટાંત પણ મળવું જોઇએ એટલે કે માયા ( અજ્ઞાન ) અને તેનાં કાર્ય સ્વપ્ન રજ્જુ સર્પાદિનો સાધ્ય છે. તેનાથી ભિન્ન દૃષ્ટાંત જોઇએ પરંતુ તેમના મતમાં બ્રહ્મ અને માયાથી ઇતર ત્રીજો કોઇ પદાર્થ છે જ નહિ કે જેનું દૃષ્ટાંત આપી શકાય. નિદાન દેશ વગેરેનું મિથ્યાત્વ ( ભ્રાંતિરૂપતા ) સિદ્ધ થતું નથી. જો એમ માનીએ કે પરમાણુ અને

ઘટાદિનો આકાશ સાથે વ્યાપ્યવ્યાપક ભાવ ( સ્વરૂપ પ્રવેશ ) પ્રતીત થાય છે એટલે પ્રસિદ્ધ છે તો પછી તેમાં શંકા લેવી અતિપ્રસંગ દોષ છે. ત્યારે શંકા એ થાય છે કે જો પ્રતિતી માત્રજ માનવા યોગ્ય હોય, તો સ્વપ્ન સ્વપ્ન કાળમાં, જાગ્રત જાગ્રત કાળમાં, અને રજ્જુ સર્પ સર્પ પ્રતિતી કાળમાં જે પ્રતિત થાય છે તે સત્યરૂપે પ્રતિત થાય છે પરંતુ નિર્ણય ( જ્ઞાન ) કાળમાં પૂર્વે જેવાં પ્રતિતીના વિષય થતા નથી તેથી પ્રતિતી માત્ર જ વિશ્વાસ પાત્ર નથી એમ સ્પષ્ટ છે. એજ પ્રમાણે આકાશ અને પરમાણુ આદિની વ્યાપ્યવ્યાપક ભાવરૂપથી જે પ્રતિતી થાય છે તે પ્રતિતી માત્ર ઉપરજ વિશ્વાસ કે આધાર રખાય તો મૃગજળ ( ઝાંઝવાં )થી તૃષાની નિવૃતિ થવી જોઇએ ( પણ એમ થતું નથી ) તેમજ ઈશ્વર અને પુનર્જન્મ આદિ ઘણી વાતો માની નહિ શકાય કેમ કે તે પ્રતિતીના વિષય નથી. તેમજ વેદાંત પક્ષ મુજબ પણ અધ્યાસ ( અન્યમાં અન્યનો અવભાસ ) રૂપ પણ નહિ માની શકાય. એટલે સાધ્ય વિષયના નિર્ણય માટે સૃષ્ટિ નિયમ, યુક્તિ, અનુભવ અને યોગ્ય પ્રત્યક્ષાદિ પ્રમાણરૂપ મધ્યસ્થોની અપેક્ષા રહે છે. અને તે મધ્યસ્થોની મનુષ્ય મંડળની અંતિમ માન્યતા જન્ય પરિણામ પરિસીમા (પરાકાષ્ઠા) છે. છતાં જો પ્રતિતી માત્ર માનવાનો દુરાગ્રહ કરશો તો " સાધ્યસમ " નામે દોષ આવશે. ( તેના વિસ્તારની અત્રે જરૂર નથી. )

૪ આટલે સુધી લખેલ દરેક બાબત ઉપર કહેલ દરેક પ્રશ્ન એટલે ઇશ્વર અને પ્રકૃતિ ( જગત )ના સંબંધમાં લાગુ કરવાનું છે. ( અર્થાત જો ઈશ્વર-બ્રહ્મ-ખુદા-ગોડ-ઇલ્લ સ્વરૂપથી જો કાંઇ વસ્તુ હોય અને તે વ્યાપક હોય તો તેના સ્વરૂપમાં ઉપર કહ્યા પ્રમાણે પ્રકૃતિ-પરમાણુશક્તિના સ્વરૂપનો પ્રવેશ નથી એટલે માયા-પ્રકૃતિ—જગત છેજ નહિ. અને જો પ્રકૃતિ જીવ અથવા આ બ્રહ્માંડ સ્વરૂપથી કાંઇ વસ્તુ હોય તો ( ઉપર લખ્યા પ્રમાણે ) તેના સ્વરૂપમાં ઇશ્વરના સ્વરૂપનો પ્રવેશ નથી. એટલે ઇશ્વર નથી. જ્યારે આગ છે તો બન્ને વાત જોતાં ઈશ્વર નથી એ સહજ સ્પષ્ટ થઈ જાય છે; કારણ કે જગતનો પ્રસિદ્ધ છે. હવે એમ છતાં જો ઇશ્વરને વિભુ માનીયે તો ઇશ્વર ચારણી સમાન છિદ્રવાળો સાવયવ નાશવાન એટલે મધ્યમ પરિણામવાળો માનવો પડશે કેમકે પરમાણુના સ્વરૂપમાં તથા બે પરમાણુના સંયોગ દેશમાં ઉપર કહેલ " સ્વરૂપ અપ્રવેશ "ના નિયમ પ્રમાણે ઇશ્વરના સ્વરૂપનો પ્રવેશ નથી માટે વ્યાપ્યવ્યાપક ભાવ નથી. જો હઠથી વ્યાપક માની લેવામાં આવે તો જેટલા દોષો દેશ અને ગુણગુણીના સંબંધમાં ઉપર કહેલ છે તે તમામની વ્યાપ્તિ થશે.

વળી વિચારવાનું છે કે દ્રષ્ટાદ્રશ્ય, જ્ઞાતાજ્ઞેય, વિષયવિષયી, અને આધારઆધેય વગેરે સ્વરૂપથી પરસ્પરમાં ભિન્ન છે એટલે જે દ્રષ્ટા છે તેજ દ્રશ્ય અને તે દ્રષ્ટા થતો નથી ( ઇત્યાદિ ) એ નિયમ છે. તો પછી જ્યારે માયા વા પરમાણુઓને ઇશ્વર વિષય કરતો હશે ત્યારે તેમને પોતાના સ્વરૂપથી ભિન્નજ વિષય કરવો જોઇએ, માનો કે પરમાણુને પોતાના સહિત વિષય કરતો હોય તો પણ જે પરમાણુ અથવા બે પરમાણુઓનો સંયોગ છે તે "હું છું" એમ વિષય થાય નહિ કિંતુ ("હું છું") તે "તે નથી" અને "તે છે"

તે " હું નથી " એમજ વિષય કરતો હોવો જોઇએ. જ્યારે આમ છે તો પરમાણુ વગેરેના સ્વરૂપમાં ઇશ્વર નથી એમ સિદ્ધ થાય. સારાંશ કે કદાચ જો ઇશ્વર હશે તો પરિચ્છિન્ન હશે. વિભુ ન હોવો જોઇએ કેમકે ( આ ) જગત તો પ્રસિદ્ધ છે. હવે જો એમ માનીએ કે " જગત અને તેનું મૂળ કારણ પ્રકૃતિ " થઇ અગર છે અથવા થશે " એમ નથી એટલે પ્રકૃતિ છે જ નહિ એક ઇશ્વરજ છે " તો કહેવું જોઇએ કે એ પક્ષ માનનાર પોતેજ સૃષ્ટિની સિદ્ધિ અને ઇશ્વરની અસિદ્ધિ કરે છે. " મારા મુખમાં જીભ નથી " " અગ્નિ શીતળ છે " આવાં વાક્ય પ્રમાણે ઉપલું વાક્ય વર્તે છે એટલે એ હાસ્યજનક વાર્તા છે. હવે જો એમ માનીએ કે આ જે સૃષ્ટિરૂપ દેખાય છે તે બ્રહ્મજ છે. તો પણ ઇશ્વર વ્યાપક સિદ્ધ નહિ થાય. કેમકે વિભુ પદાર્થમાં ગતિ અગર પરિણામ હોઇ શકતું નથી કારણ કે ગતિ તો ત્યારેજ થાય કે ગતિ કરનાર પરિચ્છિન્ન હોય એટલે ગતિ માટે ગતિ કરનારથી ભિન્ન દેશ હોવો જોઇએ. એજ રીતિ પરિણામ થવા માટે ઘટાવી લેવી જોઇએ દૃશ્ય જગત પરિચ્છિન્ન પરિણામી, સાવયવ પ્રસિદ્ધ છે તો પછી ઇશ્વરને પણ સાવયવ પરિચ્છિન્ન પરિણામી તથા મધ્યમ માનવો પડશે. જ્યારે આમ છે તો પૂર્વોકત દોષ આવવાનાજ.

૫ હવે જો એમ માનીએ કે " ઇશ્વર વ્યાપક નહિ કિંતુ જગતથી ભિન્ન કોઇ દેશમાં રહેલ છે એટલે મધ્યમ વા મનુષ્ય જેવો છે અથવા અણુરૂપ અને સૂર્ય પ્રકાશની પેઠે તેની સત્તા અને જ્ઞાન જગતમાં વ્યાપક છે તેથી સર્વ વ્યવસ્થા થાય છે. " એ પક્ષ તદ્દન અસત્ય છે; કેમકે જે જ્ઞાન વા સત્તાને વ્યાપક માનેલ છે તે અગ્નિ વા સત્તા સૂર્યના પ્રકાશ સમાન સંકોચ વિકાસવાળી એટલે મધ્યમ ઠરશે અને તેને મધ્યમ સ્વરૂપ હોય તો તે નાશવાન એટલે છેવટમાં અણુઅણુ જન્ય હોય છે એ સ્પષ્ટ છે. સારાંશ તેવો ઇશ્વર વ્યવસ્થાપક નહિ થઇ શકશે એટલુંજ નહિ કિંતુ તેજ દોષ; દેશ અને વ્યાપક ઇશ્વર માનવામાં કહેલ છે, તેજ દોષો વ્યાપક જ્ઞાન વા સત્તા માટે પણ આવવાના અર્થાત ઘટાવી લેવા મતલબ કે સૃષ્ટિ વા પરમાણુ પ્રદેશમાં જ્ઞાન વા સત્તાનો બાધ—અપ્રવેશ માનવો પડશે. એવીજ રીતે આકર્ષણ માટે ઘટાડી લેવું.

વળી ઇશ્વરને મધ્યમ માનશો તો જન્ય અને નાશવાન માનવો પડશે: તેથી સર્વ વ્યાપક અને નિયામક નહિ ઠરશે, વળી જો ઇશ્વરને નિરવયવ અખંડ પરમાણુ માનીએ તો સર્વજ્ઞ અને જગત વ્યવસ્થાપક નહિ માની શકાય કેમકે તે પરિચ્છિન્ન ઠરશે પણ જો ઇશ્વર હોય તો વ્યાપક હોવો જોઇએ પરંતુ વ્યાપકમાં ગતિ હોઇ શકતી નથી. કારણ કે તેનાથી ઇતર કોઇ ખાલી દેશ હોય તો ત્યાં ગતિ હોઇ શકે. નહિ તો નહિ પરંતુ વ્યાપક માનવાથી તેમ બનતું નથી એટલા માટે વ્યાપકમાં ગતિ કર્મ સંભવતું નથી. આ પ્રકારે જ્યારે તે પૂર્ણ સ્વરૂપ વિભુ હોય તો ઉપર જણાવેલ " સ્વરૂપમાં અપ્રવેશ " એ નિયમ મુજબ બ્રહ્મમાં ગુણ, શક્તિ, ધર્મ, ઇક્ષણ, પરિણામ પામવું ઇત્યાદિનો પણ અવસર ક્યાંથી સંભવે ? નથીજ. માટે જ્યારે આમ છે તો ઇશ્વરમાં જગત કર્તૃત્વ—સાવયવત્વ, પરિણામીત્વ વગેરે બાબતો કેમ માન

થઇ શકાય ? નહીંજ આરંભજ નહિ કિંતુ ઇશ્વરને ગમે તેમ (અણુ-મધ્યમ કે વિભુ ) માનો પરંતુ તે સર્વજ્ઞ નહિ હોવો જોઇએ કેમકે "જ્ઞાતાથી જ્ઞેય-દ્રષ્ટાથી દૃશ્ય ભિન્ન હોય છે" એ નિયમ મુજબ તપાસીએ તો ઇશ્વર પોતાને જાણે છે કે નહિ ? એ પ્રશ્નનું સમાધાન સર્વજ્ઞત્વનો બાધક થાય છે. એટલે ઇશ્વર જો પોતાના સ્વરૂપને નથી જાણતો ત્યારે અસર્વજ્ઞ ઠરશે, અને જો પોતાના સ્વરૂપને યથાવત્ જાણે છે એમ માનીએ તો ઉપરના નિયમ પ્રમાણે ઇશ્વરના બે અંશ (જ્ઞાતા અંશ અને જ્ઞેય અંશ ) ભિન્ન ભિન્ન માનવા પડશે એટલે ઇશ્વર સાવયવ પરિચ્છિન્ન ઠરશે ઇત્યાદિ.

૬ હવે જો એમ માનીએ કે ઇશ્વર નથી તો પણ બને નહિ, કારણ કે અગતિવાન પરિચ્છિન્ન પદાર્થ ( પરમાણુ-આકર્ષણ-માયા-પ્રકૃતિ ) વા તજ્જન્ય આ બ્રહ્માંડ અને દેશને આધાર ( અધિષ્ઠાન ) ની અપેક્ષા છે. કારણ કે દેશ વિના પરમાણુ વગેરેની ગતિ હોઇ શકતી નથી તેમ આધાર વિના ગતિને અવસર મળતો નથી. ( ઇત્યાદી ) જો "સર્વ બ્રહ્માંડ પરમાણુ વગેરે અતિગતિમાં છે તેટલા માટે અધિષ્ઠાનની અપેક્ષા નથી" એમ માનીએ તો પણ વ્યવસ્થા થતી નથી કેમકે તમામ બ્રહ્માંડરૂપી દડીની સનિયમગતિ સિદ્ધ થવાની નથી. જો એમ માનીએ કે આ અનાદિ બ્રહ્માંડરૂપી દડો ચાલ્યો આવે છે અને આકાશમાં એક બાજુ ચાલ્યો જાય છે તેથી આધારની જરૂરીયત નથી તો પણ દોષ આવે છે. એટલે "હલકા અને ભારેની ગતિ વિરૂદ્ધ દેશમાં થાય છે" એ નિયમ પ્રમાણે બ્રહ્માંડની ઉષ્ણતા ઉપરની તરફ અને ગ્રહાદિની નીચેની તરફ જવા જોઇએ. જો એમજ થતું હોત તો જાણાત પણ એમ થતું નથી એટલે સૃષ્ટિમાં સર્વ પદાર્થોની યથાયોગ્ય વ્યવસ્થા જોઇએ છીએ. માટે એક બાજુ ગમન માની શકાતું નથી. હવે જો એમ માનીએ કે "તમામ ગ્રહો એક બીજાના આકર્ષણને આધારે છે એટલે અન્યોન્યાશ્રય છે માટે આધાર માનવાની જરૂર નથી." તો એ શંકાનું સમાધાન થતું નથી. એટલે આકર્ષણ અણુ છે કે વિભુ છે કે મધ્યમ છે ? જો પરિચ્છિન્ન ( અણુ એક વા મધ્યમ ) માનીએ તો તે પોતે આધેયરૂપ છે તેથી એક બીજાનો આધાર થાય વા એક બીજાને નિયમમાં રાખી શકે એ સિદ્ધ થશે નહિ. હવે જો મધ્યમ માનીએ તો પણ અણુ પરિણામવાળા દોષ આવવાના અને જો વિભુ માનીએ તો પૂર્વોક્ત સ્વરૂપ અપ્રવેશ" વાળા દોષ પ્રાપ્ત થવાના વળી "અન્યોન્યાશ્રય દોષ" પણ છે. આવી રીતે આકર્ષણ ( વિજળી વગેરે. ) માત્ર વા અન્યોન્યાશ્રય માનવાથી નિર્વાહ થતો નથી. માટે અધિષ્ઠાનની જરૂર છે. ( આ પરિશિષ્ટની બાબતો વિસ્તાર ભયથી તથા અત્ર સ્વરૂપ અપ્રવેશ માત્ર ઉદ્દેશ હોવાથી શંકા સમાધાન સહિત વિસ્તાર પૂર્વક વર્ણવી નથી. )

૭ જો કોઇ એમ કહે કે ઇશ્વરના ખંડન માટે જો કોઇ સંબંધ છે તે મનુષ્ય મંડળની દૃષ્ટિથી છે પણ તે તો મનબુદ્ધિથી અગોચર અગમ્ય છે એટલે તેના સ્વરૂપ તેના મહિમા તેના પ્રકાર તેના નિયમ માટે કોઇ પણ કહી શકાય નહિ. એટલે તર્ક અમર યુક્તિનો વિષય નથી તો એ શંકા થાય છે કે "ઇશ્વર છે" એમ કેમ માની શકાશે ? જો બુદ્ધિથી માનશું તો તર્ક યુક્તિનો આશ્રય આવશે ને તે વિના ઇશ્વર "અગમ્ય છે. વિભુ છે કર્તા છે સચ્ચિદાનંદ છે મનુષ્યરૂપ છે." —

## સુદર્શન.

આ પત્રનું વાર્ષીક મૂલ્ય અગાઉથીજ રૂ. ૨-૦-૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત, ટપાલની ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારામાં મોકલવી; કેમકે એટલો વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરંતુ અમુક લખાણ પ્રસિદ્ધ કરવું કે કેમ એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે, લખાણ પાછું મોકલવાને અમે બંધાતા નથી, માટે બનતા સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલવો.

"મળેલું" વાળા વિષય માટે તન્ત્રી વા. ઉપતંત્રી જવાબદાર નથી, તે વિનાના વિષયો ઉપર હક તન્ત્રીનો વા. ઉપતંત્રીનો છે તેથી તે કોઇએ છાપવા છપાવવા નહિ.

પત્રમાં પ્રસિદ્ધ કરવાનું લખાણ સારા અક્ષરે પૃષ્ટની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી, તથા કોઇ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હોય, વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને વા. ઉપતંત્રીને લખી જણાવવું; તન્ત્રી વા ઉપતન્ત્રીની જાણ માટે પોતાનું ખરું નામ આવવુંજ જોઇએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણ સંબંધે સર્વ વ્યવહાર તન્ત્રી વા ઉપતંત્રી સાથે રાખવો. ગ્રંથાવલોકન માટે ગ્રંથો, રોજીંદા અને અઠવાડીએ પ્રસિદ્ધ થતાં પત્રો, અને આ પત્રના બદલામા મોકલવાનાં માસિકો, હવેથી નડીઆદ મોકલાવવા કૃપા કરવી.

તન્ત્રીનું નામ ઠામ આ પ્રમાણે:—રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. તન્ત્રી:—
સુદર્શન અમદાવાદ.

બદલામાં આવતાં પત્રો તથા માસિકો નીચેને શરનામે મોકલાવવા વીનતિ છે:—
ઉપતંત્રી—સુદર્શન
સુદર્શન ઓફીસ. નડીઆદ.

આ શિવાય નાણાં સંબંધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક મી. જમનાદાસ ત્રીભોવનદાસ.
નડીઆદ. એ શરણામે રાખવો.

### લવાજમ.

લવાજમ અગાઉથી ) લેવાનો અમારો રિવાજ છે એવું અમારા સર્વ ગ્રાહકોને [illegible]

વ્યવસ્થાપક.

શકાય ? નહીંજ આકર્ષણ નહિ કિંતુ ઈશ્વરને ગમે તેમ ( અણુ મધ્યમ કે વિભુ ) માનો પરંતુ તે સર્વજ્ઞ નહિ હોવો જોઈએ કેમકે " જ્ઞાતાથી જ્ઞેય-દ્રષ્ટાથી દૃશ્ય ભિન્ન હોય છે " એ નિયમ મુજબ તપાસીએ તો ઈશ્વર પોતાને જાણે છે કે નહિ ! એ પ્રશ્નનું સમાધાન સર્વજ્ઞત્વનો બાધક થાય છે. એટલે ઈશ્વર જો પોતાના સ્વરૂપને નથી જાણતો ત્યારે અસર્વજ્ઞ ઠરશે, અને જો પોતાના સ્વરૂપને યથાર્થ જાણે છે એમ માનીએ તો ઉપરના નિયમ પ્રમાણે ઈશ્વરના બે અંશ ( જ્ઞાતા અંશ અને જ્ઞેય અંશ ) ભિન્ન ભિન્ન માનવા પડશે એટલે ઈશ્વર સાવયવ પરિચ્છિન્ન ઠરશે ઇત્યાદિ.

૬ હવે જો એમ માનીએ કે ઈશ્વર નથી તો પણ બને નહિ, કારણ કે ગતિવાન પરિચ્છિન્ન પદાર્થ ( પરમાણુ-આકર્ષણ-માયા-પ્રકૃતિ ) વા તજ્જન્ય આ બ્રહ્માંડ અને દેશને આધાર ( અધિષ્ઠા ) ની અપેક્ષા છે. કારણ કે દેશ વિના પરમાણુ વગેરેની ગતિ હોઈ શકતી નથી તેમ આધાર વિના ગતિને અવસર મળતો નથી. ( ઇત્યાદી ) જો " સર્વ બ્રહ્માંડ પરમાણુ વગેરે અતિગતિમાં છે તેટલા માટે અધિષ્ઠાનની અપેક્ષા નથી " એમ માનીએ તો પણ વ્યવસ્થા થતી નથી કેમકે તમામ બ્રહ્માંડરૂપી દડીની સનિયમગતિ સિદ્ધ થવાની નથી. જો એમ માનીએ કે આ અનાદિ બ્રહ્માંડરૂપી દડો ચાલ્યો આવે છે અને આકાશમાં એક બાજુ ચાલ્યો જાય છે તેથી આધારની જરૂરીયત નથી તો પણ દોષ આવે છે. એટલે " હલકા અને ભારેની ગતિ વિરુદ્ધ દિશામાં થાય છે " એ નિયમ પ્રમાણે બ્રહ્માંડની ઉષ્ણતા ઉપરની તરફ અને ગ્રહાદિની નીચેની તરફ જવાં જોઈએ. જો એમજ થતું હોત તો જગત્ પણ એમ થતું નથી એટલે સૃષ્ટિમાં સર્વ પદાર્થોની યથાયોગ્ય વ્યવસ્થા જોઈએ છીએ માટે એક બાજુ ગમન માની શકાતું નથી. હવે જો એમ માનીએ કે " તમામ ગ્રહો એક બીજાના આકર્ષણને આધારે છે એટલે અન્યોન્યાશ્રય છે માટે આધાર માનવાની જરૂર નથી. " તો એ શંકાનું સમાધાન થતું નથી. એટલે આકર્ષણ અણુ છે કે વિભુ છે કે મધ્યમ છે ! જો પરિચ્છિન્ન ( અણુ એકે વા મધ્યમ ) માનીએ તો તે પોતે આધેયરૂપ છે તેથી એક બીજાનો આધાર થાય વા એક બીજાને નિયમમાં રાખી શકે એ સિદ્ધ થશે નહિ. હવે જો મધ્યમ માનીએ તો પણ અણું પરિણામવાળો દોષ આવવાના અને જો વિભુ માનીએ તો પૂર્વોક્ત સ્વરૂપ અપ્રવેશ " વાળા દોષ પ્રાપ્ત થવાના વળી " અન્યોન્યાશ્રય દોષ " પણ છે. આવી રીતે આકર્ષણ ( વિજળી વગેરે ) માત્ર વા અન્યોન્યાશ્રય માનવાથી નિર્વાહ થતો નથી માટે અધિષ્ઠાનની જરૂર છે. ( આ પેરિગ્રાફની બાબતો વિસ્તાર ભયથી તથા અત્ર સ્વરૂપ પ્રવેશ માત્ર ઉદ્દેશ હોવાથી શંકા સમાધાન સહિત વિસ્તાર પૂર્વક વર્ણવી નથી. )

૭ જો કોઈ એમ કહે કે ઈશ્વરનો ખંડન માટે જે કાંઈ લખેલ છે તે મનુષ્ય મંડળની દ્રષ્ટિથી છે પણ તે તો મનબુદ્ધિથી અગોચર અગમ્ય છે એટલે તેના સ્વરૂપ તેના મહિમા તેના પ્રકાર તેના નિયમ માટે કાંઈ પણ કહી શકાય નહિ. એટલે તર્ક અગર યુક્તિનો વિષય નથી તો એ શંકા થાય છે કે " ઈશ્વર છે " એમ કેમ માની શકાશે જો બુદ્ધિથી માનશું તો તર્ક યુક્તિનો આશ્રય આવશેજ તે વિના ઈશ્વર " અગમ્ય છે. સિદ્ધ છે કાં છે સચ્ચિદાનંદ છે મનુષ્યરૂપ છે.

આદ્યકર્તા
એક 'અભેદમાર્ગ-પ્રવાસી'
અહર્નિશ મણિલાલ નભુભાઈ.


# સુદર્શન.


—તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
—ઉપતંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.


( ધર્મ, ગૂહ્ય, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.


[પુસ્તક ૨૦-૨૨: અંક ૫-૬] (માસિક.) [ફેબ્રુઆરી-માર્ચ. ૧૯૦૬.]


વિષયાનુક્રમ. પૃષ્ઠ.




અમદાવાદ
ધી અમદાવાદ યુનિયન પ્રીંટિંગ પ્રેસ કં૦ લી

---

## સુદર્શન.

આ પત્રનું વાર્ષિક મૂલ્ય અગાઉથીજ રૂ. ૨—૦—૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત, ટપાલની ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારામા મોકલવી, કેમકે એટલો વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરતુ અમુક લખાણ પ્રસિદ્ધ કરવું કે કેમ એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે લખાણ પાછું મોકલવાને અમે બંધાતા નથી, માટે બનતા સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલવો.

" મળેલું " વાળા વિષય માટે તન્ત્રી વા ઉપતત્રી જવાબદાર નથી, તે વિનાના વિષયો ઉપર હક તન્ત્રીનો વા ઉપતન્ત્રીનો છે તેથી તે કોઇએ છાપવા છપાવા નહિ

પત્રમાં પ્રસિદ્ધ કરવાનું લખાણ સારા અક્ષરે પૃષ્ટની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી. તથા કોઇ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હોય, વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને વા. ઉપતન્ત્રીને લખી જણાવવુ; તન્ત્રી વા ઉપતન્ત્રીની જાણ માટે પોતાનું ખરૂં નામ આવવુંજ જોઇએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણ સબધે સર્વ વ્યવહાર તન્ત્રી વા ઉપ તન્ત્રી સાથે રાખવો, અથાવલોકન માટે ગ્રંથો, રોજીંદા અને અઠવાડીએ પ્રસિદ્ધ થતાં પત્રો, અને આ પત્રના બદલામાં મોકલવાનાં માસિકો, નડીયાદ મોકલાવવા કૃપા કરવી

તત્રીનું નામ ઠામ આ પ્રમાણે;—રા રા. આનદશકર બાપુભાઇ ધ્રુવ. તત્રી,—
સુદર્શન અમદાવાદ.

બદલામા આવતા પત્રો તથા માસિકો નીચેને શરનામે મોકલાવવા વીનતિ છે,—
ઉપતંત્રી—સુદર્શન,
સુદર્શન ઑફીસ નડીયાદ.

આ શિવાય નાણાં સંબધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક શ્રી જમનાદાસ ત્રીભોવનદાસ. નડીયાદ, એ શરનામે રાખવો.

### લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એવુ અમારા સુજ્ઞ ગ્રાહકોને મઅમુ દગેજ.
વ્યવસ્થાપક.

આદ્યદ્રષ્ટા
એક 'આનંદમાર્ગ-પ્રવાસી'
સતાનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[પુસ્તક ૨૦-૨૧. અંક ૫ ] (માસિક.) [ ફેબ્રુઆરી ૧૯૦૬.]

## એક વિજ્ઞપ્તિ.

(ભજન.)

૧.

સુખી રહો સુખવાદી જીવડાં ગભરૂ મોજમઝામાં !
આનન્દ અનુકુળતો અનુભવ હો વહી વિશ્રભ ક્યામા !
નિખાલસ જીગ્મહીં—
દુનિયાં દિસે પ્રિયજન ભરી.

૨.

સુપડાં સંસારનાં ન સ્વપ્ને અનુભવ્યાથી ન સમજે—
તેવાં જ્યસમ દીસતાં જગમાં નિભાવજો દીનજનને !
સંગે અનુગ્રહતાં—
સુણશો ગંભિર ગૂઢગીતડાં;

૩

પડે મળ મનમાની ન હોયે સ્મૃતિમાં ભરજો સ્નેહે,
ગજબ ગતિ સમયે, ભનઅજબે, અનહદ મૃદુસ્વરેસે;
ઉરના સળ ઉખળે;
પડેપડ ભવનાં સમજાયે,

લલિત લવરિમલ.

———

## કુદરતની કલાનો એક અંશ.

(ગઝલ)

હું અવનિતલ ઉભો રહીને ગગન તળને નિરખતો,
ચકચકિત જોઇ તારલા આન્તર વિષે અતિ હરખતો;
વાયુઃ પ્રદેશની પાર એ સઘળું અરે ! દર્શાય છે.
કુદરત તણી કેવી કલા !! કોના થકી અંકાય તે !!?

કુદરત અરે ! ત્હારી કૃતિ જોતાં ન પાર પમાય, હું,
હું શોધ ત્હારી હજુ કરૂં-પણ હાથ તું નહિ આવતે;
મેં દેશને પરદેશમાં-દૂર દેશમાં જઈ આથડ્યો,
(પણ) ફતેહ મારી નવ થઇ ને-પાર ત્હારો નવ જડ્યો.

મ્હારાસમા આ અવનિતલે કૈં આવીને ચાલ્યા ગયા.
તુજ નામને જપતા જતા બલિહારી ત્હારી નિરખતા;
આશ્ચર્યમાં ગરકાવ થઇને નામ જાણી વિરમતા,
તું કોણ છે ? ને ક્યાં વસે ? એ કોઇએ નહિ જાણતા.

અકળિત ગતિ ત્હારી હજુ છે એવીને એવી અરે !
આ માનવી માયાથકી ભરપૂર તે ક્યાંથી કળે !!
કૈં દેવતા વિમાનમાં બેસી અને ફરતા ફરે.
એ દૂર દૂર જતા ખરે ! પણ શોધ એ ત્હારી કરે

આકાશના અવકાશમાં તું છે ભરેલી સર્વદા,
પણ દેવતાને દર્શને ત્હારાં પતાનાં ના કદા;
એ દેવતાના દેવતા પણ શોધવા જતા હશે, !!
વિરામ પામી ઉતરે ઉદાસ થઇને આવશે.

એવું અમારા અનુભવો અત્યાર સુધીના સૂચવે,
દર્શનના છેવટ સુધી તો નેતિનેતિ મુખ લવે;
પણ એક મ્હારી કલ્પના વિચાર ત્હારા આપતી,
તું પાણીમાં ને પવનમાં ને ગગનમાં રહે છે છુપી.

આ પારદર્શક વાયુમાંથી પારતું દેખાય છે,
ને વાદળાંથી આવીને વરસાદ કેવો થાય છે;
આ પવન જે સસવાટ કરતો-કદંબગાંઠો ઉછળે;
ને સૂરજ તપતો-ચંદ્ર શાન્તિ આપતો ત્હારી કળે,

તારા ગણોનાં મંડળો જે રાત્રી દિવસ ફરી ફરી,
વિરામ જે નથી પામતાં તે સર્વ હારી ખૂબી ખરી;
સૂરજ ફરે—ચાંદો ફરે—આકાશ ફરતું લાગતું,
એ સર્વ હારી શોધ માટે હોય જાણે વિચરતું;

એ ભ્રમણ તું, અટકાવ પ્રેમે ને હવે દેખાવ્રે.
સહુશાન્તતાને ભોગવે તો હર્ષ પણ તુજને વધે.

મહાકર નાગર.

---

## શ્રી ગણેશ.*

હિંદુઓ અનેક દેવને પૂજે છે. તેમાં ગણેશ એ એક મુખ્ય દેવતા છે. દરેક ધાર્મિક ક્રીયામાં તેમનું પૂજન અન્ય સર્વ કરતાં પ્રથમ થાય છે. આધુનિક સમયમાં એ પૂજનનો ઘણો અધોપાત થયો છે. વર્તમાનકાલમાં માત્ર બાહ્યવિધિ જોવામાં આવે છે અને તે પણ ઘણી લુલીપાંગળી દશામાં હોય છે. કર્મકાંડના વિધિમાં સમાવેશ થતાં યથાર્થ સત્યોને ભાગ્યેજ સમજવામાં અથવા સમજાવવામાં આવે છે, માટે આ દેવની પ્રકૃતિ વિશેનો તથા માનવ જાતના ઉન્નતિ-ક્રમમાં તેમના સ્થાન વિશેનો વિચાર ચલાવવો આવશ્યક છે.

આ દેવને એક હસ્તિના માથાવાળા મનુષ્યના સ્વરૂપમાં વર્ણવવામાં આવે છે આનું અવલોકન કરનારને તો એક દેવની ભાવનારૂપે આ એક ઘણું હસાવે એવું સ્વરૂપ છે; હિંદુઓને વૃદ્ધિ પામેલા મૂર્તિપૂજકોરૂપે કલંક લગાડવામાં આવે છે; તથા અર્ધા કેળવાયલા જંગલીના જેવા ઘણાજ અજ્ઞાન વર્ગના ગણવામાં આવે છે.

તથાપિ થોડા વિચારથીજ સૂઝશે કે ગણેશનો સ્થૂલદેખાવ માત્ર એક સંજ્ઞારૂપે છે એક અર્થસૂચકસંજ્ઞારૂપે છે—એથી વિશેષ કંઇ નથી. ઘણાંજ વિરોધીતત્વોને ગમે તેમ એકઠાં કરવામાં આવ્યાં છે તે અભ્યાસિને એવું દર્શાવવાના હેતુથી છે કે, તેણે બાહ્ય સ્વરૂપથીજ સંતોષ માનવાનો નથી, તેણે તર્તજ સમજવું જોઇએ કે તે રૂપની પછવાડે ગંભિર અર્થનો સમાવેશ થાય છે; તેણે આ સમજવાને પ્રયત્ન પરાયણ થવું જોઇએ.

એક મનુષ્યના શરીર ઉપર હસ્તિનું મસ્તક એ ગણેશને અન્ય દેવોથી ભિન્ન પાડનારૂં મુખ્ય ચિહ્ન છે, આમાંથીજ આ દેવની પ્રકૃતિનો ખુલાસો થાય છે. કર્મમાંપ્રવર્તતા વિચારની શક્તિરૂપે ગણેશ છે,—મગજ અને હસ્તની શક્તિયો સંમિલિત છે. કોઇપણ ધ-

* થીઓસોફીસ્ટના એક લેખને આધારે.

ચ્છિત હેતુને પ્રાપ્ત કરવાનાં ઉત્તમ સાધનો વિચારી કાઢનાર તથા તે વિચારને એકદમ પાર પાડનાર, અને વિજય પર્યંત પહોંચાડનાર શક્તિને ગણેશનું નામ આપવામાં આવ્યું છે. દુનિયાનું કાર્ય ઘણે ભાગે મગજના વિચારવાથી તથા હસ્તના કરવાથી પાર પાડવામાં આવે છે જો આમાંની એક પણ શક્તિની ખોટ હોય તો, આપણે હાલ જોઇએ છીએ એવી દુનિયા ક્યાંથી હોય ? સર્વ માનવકાર્યોમાં આ શક્તિ હોવાની અત્યંત જરૂર છે. આશાને પાર પાડનાર હસ્તવિના મગજ નિરૂપયોગી છે, અને વિચાર કરનાર મગજવિના હસ્ત નિરૂપયોગી છે. અમુક મનુષ્યના ઉત્તમ હેતુઓ હોય તથા શ્રેષ્ઠ બુદ્ધિ હોય, તોપણ તેમને કાર્યમાં મૂકવાની હિંમત ના હોય તો તે એક નિરૂપયોગી સ્વપ્ન દશા સમાન છે. અન્યપક્ષે જો તેનામાં કાર્યકરવાની શક્તિ હોય છે પરંતુ તેને નિયમવાની બુદ્ધિ નથી હોતી તો કેટલુંક તોફાન કરવામાં ફતેહ પામી શકે, પરંતુ પોતાની શક્તિનો સારો ઉપયોગ તેનાથી થવાનો નથી. માટે માનવ જાતને સમૂહરૂપે તથા વ્યક્તિરૂપે એટલું ઘણુંજ જરૂરનું છે કે વિચાર કરવાની અને કાર્ય કરવાની ઉભય શક્તિયો–અનુક્રમે મગજ અને હસ્તથી દર્શાવાતી તેનામાં હોવી જોઇએ, જેને જીંદગીમાં ફતેહ પામવાની ઈચ્છા છે, તેણે પોતામાંની આ દ્વિધાશક્તિને સાધવી જોઇએ. દુનિયામાં હસ્તિમાં આ ઉભય શક્તિઓને એક સ્થાનમાં કાર્ય કરતી જોવામાં આવે છે. તેનો હસ્ત (સૂંઢ-હાથ) મસ્તકનોજ એક ભાગ છે; માટેજ માનવ શરીર ઉપર એક હસ્તિનું મસ્તક બેસાડવામાં આવ્યું છે. હસ્તિનું મસ્તક, વિચાર કરવાની અને કાર્ય કરવાની ઉભય શક્તિયોને એક સાથમાં કાર્ય કરતી દર્શાવે છે, અને આ વાતનેજ ગણેશમાં માનવ પ્રાણિને દોરનારરૂપે તથા તેને વિજયપર્યંત લઇજનારરૂપે દર્શાવવામાં આવે છે.

ઇચ્છાકરો અને સંગ્રહો, વિચારો અને કાર્યકરો—એ આ શક્તિના મુખ્યગુણોને દર્શાવતું યોગ્ય નામ ગજાનન–ગજના જેવા આનનવાળા–છે.

આ શક્તિના એક અગત્યના ગુણને દર્શાવતું અન્યનામ લંબોદર છે, તથા તેથી લંબ ઉદર છે એમ સૂચવાય છે. પારિભાષિક રીતે સર્વ વસ્તુને પચાવનાર એમ સૂચવાય છે ગમે તેની ઉત્તમોત્તમ રીતે ઇચ્છાકરનાર, સંગ્રહનાર, ઉપયોગ કરનાર એક રૂપે આ શક્તિને દર્શાવવામાં આવે છે.

આ શક્તિનું વાહન ઉંદર છે, એ રૂપક વડે તેનો અન્ય ખાસ ગુણ સૂચવાય છે. કોઇના પણ ગૃહમાં એવી જગા છે કે જ્યાં ઉંદર તેના જાણ્યા સિવાય જઇ ન શકે અથવા તેને દૂર રાખવાને ગમે તેટલું કરે તો પણ ન પ્રવેશી શકે ! આ દેવને ઉંદરનું વાહન એટલુંજ દર્શાવવા માટે આપવામાં આવ્યું છે કે, તેના વિચારો ભાવનાઓ બલવાન્ તથા વિશાલ ક્ષેત્રમાં વિસ્તારનાર હોય છે તથા તેનાં કાર્યો વીરપુરૂષના સમાન હોય છે. તેનો કલાથી અટકાવ પણ શકતો નથી, ઇચ્છાનો વિષય ગમે ત્યાં હોય તોપણ આ શક્તિ તેની પાસે પહોંચી જાય છે, ગ્રહણ કરે છે તથા પાચન કરે છે.

ચાર હસ્તો પૃથ્વિની ચાર દિશાઓને દર્શાવે છે, અને આથી ગણેશ એ એવી

શક્તિરૂપે દર્શાવાય છે કે જે પોતાના સ્થાનમાંથી દુનિયાના સમગ્રવિસ્તારમાં કાર્યક્રમને વિસ્તારે છે.

* અષ્ટ સ્રીસહચરીઓ સુપ્રસિદ્ધ અણિમાદિ અષ્ટસિદ્ધિયો છે પ્રબલભાવનાની તથા હિંમતપૂર્વક શીઘ્રકાર્યપરાયણતાની દિવ્યશક્તિની સહચરીઓ રૂપે આ શક્તિયો હોય છે પદ્માસન, વિજયપામવાની દૃઢનિશ્ચયની દૃઢતાને સૂચવે છે

આ પ્રમાણે આપણે જોયું કે ગણેશની આ શક્તિ છે—એક પ્રબલભાવના રૂપ, અ ડગનિશ્ચયરૂપ, હિંમતપૂર્વક કાર્યપરાયણતારૂપ, નિશ્ચિતવિજયરૂપ, વિશ્વવ્યાપક દૃષ્ટિ—બિંદુ રૂપ છે.

સ્થૂલ, માનસિક અને આધ્યાત્મિક—જીવનના વિજયનાં મુખ્ય તત્વો રૂપે આ ગુણો છે માટે ટુંકામાં ગણેશને વિજયદાતા દેવ રૂપે કહી શકાય

શું આવો એક દેવ ખરેખરી રીતે તે અસ્તિત્વવા હશે ? આથી એક વિશાલ પ્રશ્ન ખડો થાય છે કોઈપણ દેવનું અસ્તિત્વ છે? દેવો એક દંતકથા રૂપ છે અથવા એક યથાર્થતા રૂપ છે? આ પ્રશ્નને તપાસવાના અનેક માર્ગો છે પ્રથમજ નિરાકરણ કરવાનો સિધ્ધાંત એ ઉભો થાય છે કે, આ વિશ્વમાં સામાન્ય મનુષ્યને જણાય છે તેના કરતા અન્ય સૃષ્ટિયો હશે કે નહિ ? સામાન્ય મનુષ્યથી જોવાતી આ સૃષ્ટિ શું છે? "હુ છુ." એવા નકાર ન ભણી શકાય, એવા વિચાર ઉપર દરેક મનુષ્ય આધાર રાખી શકે. આ વાતનો કોઇપણ કોઇ કાલે નકાર ભણવાનું વિચારતું નથી, અને તે વાત સમજાવવાની સાબિતી આપવાની જરૂર પડતી નથી. આ "હું છુ," એજ પચેન્દ્રિયો દ્વારા બાહ્યદુનિયાના ભાનવાળું થાય છે વિવિધદેખાવમા વિવર્ત પામતા, સમયોસમય અનેકરૂપો ધારણ કરતા "હું છુ" ના ભાનવાળો તે થાય છે, અને આ ઉપરથી તે અનુમાન કરે છે કે આ સર્વ બાહ્યસૃષ્ટિને લીધે થાય છે દરેકને દશ્યસામાન્યસૃષ્ટિ, સ્થૂલજડની સૃષ્ટિ છે પરંતુ એક ઉચ્ચસૃષ્ટિ પણ દૃશ્ય થાય છે દિક્ (દૂરત્વ) અદૃશ્ય થાય છે, કાલનો અંત આવે છે તથા એક ઉચ્ચસૃષ્ટિનાં દર્શન નિશ્ચિત થાય છે. સૂક્ષ્મજડની એક સૃષ્ટિથી આપણે આસપાસ વિંટાયલા છીએ એ વાતમા કોઇ સદેહ નથી, જેને હાલનાં મનુષ્યોએ કામનાસૃષ્ટિના નામથી વ્યાહવાનો પ્રારંભ કર્યો છે. વળી આથી પણ વધારે, એટલું ખુલ્લુ થાય છે કે આ કામના-સૃષ્ટિમા, સ્થૂલ-સૃષ્ટિના દેખાવોનાં કારણોનું અસ્તિત્વ હોય છે. યથાર્થ રીતે સ્થૂલસૃષ્ટિ કાર્યકારણના ક્રમમા આકામના-સૃષ્ટિને લીધેજ અસ્તિત્વ ધરાવે છે એથી પણ એક ઉચ્ચસૃષ્ટિ દૂરમા પોતાના કીર્ણો પ્રકાશે છે આને વિચારની સૃષ્ટિ કહેવામા આવે છે. વળી અનુક્રમમા આ સૃષ્ટિ, કામના-સૃષ્ટિના અસ્તિત્વને માટે જવાબદાર છે

આ રમાણે આપણે "હુ છુ" થી પ્રારંભ કરતાં, માલૂમ પડે છે કે આ વ્યક્તિવિષયક અતઃકરણની પ્રથમ વૃત્તિ "હું આ જાણું છુ" એવી હોય છે, અન્ય, "હું આ

નારી એક શક્તિ સ્પષ્ટ રીતે જણાય આવે છે, તથા સ્થૂલ પરમાણુઓના અનેક સમૂહોને વિવિધ સ્વરૂપો પણ તેજ અર્પે છે સાંખ્યતત્વશાસ્ત્રમાં કર્મેન્દ્રિયોના નામથી વ્યવહરતી આ કર્મની શક્તિયો છે. વાક્, ગોળાકાર ગતિને જન્મ આપે છે-શબ્દ સ્ફુરણને ઉપજાવે છે. પાણિ, વર્તુલાકારગતિને, વાયુ સ્ફુરણને જન્મ આપે છે. પાદ, ચતુષ્કોણ-પૃથ્વી સ્ફુરણને જન્મ આપે છે. વાયુ અર્ધવર્તુલાકારગતિને-અપસરસ્ફુરણને, જન્મ આપે છે. ઉપસ્થ, ત્રિકોણાકાર ગતિને-અગ્નિ સ્ફુરણને, જન્મ આપે છે. વિવિધ પ્રમાણાનુસાર આ સર્વ ગતિઓના મિશ્રણમાંથી તન્માત્રિક દશાનો જન્મ થાય છે તથા પછીથી સ્થૂલસ્વરૂપોનો ઉદ્ભવ થાય છે, આથી સ્પષ્ટ રીતે એક અન્યશક્તિનું અસ્તિત્વ આગળથી સાબિત થાય છે, જે આ શક્તિયોને વિવિધ પ્રમાણમાં મિશ્રિત કરે છે. મનસની શક્તિયો, સંકલ્પ-એકઠું કરવું, અને વિકલ્પ-જુદું કરવું, ઉભય પ્રકારની છે. તન્માત્રિક સાધનો વડે તે રૂપોને જન્મ આપે છે, તથા પોતાની ભાવનાઓ-વિચારોના, નમુનાનુસાર તેમનો વિનાશ કરે છે. જ્ઞાનેન્દ્રિયો વડે, જ્ઞાનના સંસ્કાર પામવાની ઇન્દ્રિયો વડે નવીન સ્વરૂપો તેના સમીપ ખડાં કરાય છે કે જેથી તે તેમને અવલોકી શકે તથા ભાવિ ફેરફારોને લક્ષમાં લઇને નિર્ણય કરી શકે. આ પ્રમાણે સ્થૂલસૃષ્ટિનું અસ્તિત્વ હોવા માટે, તન્માત્રાઓ, કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, તથા મનસનું અસ્તિત્વ હોવું અવશ્યનું છે. સૂક્ષ્મનત્ત્વના આ, બાહ્ય, નૈમિત્તક તથા આંતરના દેખાવો છે નૈમિત્તકવિવર્તને કર્મ અથવા કામના તત્વરૂપે ,અનેક રીતે વ્યવહારમાં આવે છે. મનસ એ બુદ્ધિની શક્તિરૂપ છે. બાહ્ય, આંતર્ અને નૈમિત્તિક ત્રણ વિવર્તો, વ્યષ્ટિવાચક અહંકારનાં "હું છુ." નાં પ્રદર્શનો છે; પછીથી એનાથી ઉચ્ચભૂમિકાની શુદ્ધસત્વની સૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

જેઓએ હજુ સુધી થીઓસોફીનાં પુસ્તકોનો અભ્યાસ નથી કર્યો તેવાઓએ ખાસ કરીને આ દર્શાવાયલા વિચારના ટુંક ધોરણને અનુસરવાનું છે. થીઓસોફીના અભ્યાસિઓની તો પકી ખાત્રી છે તથા અન્ય જે કોઇ અભ્યાસિ દર્શાવાયલી દિશાએ શાંત ચિત્તથી ખળશે તેની એટલી વાતની નિશ્ચયપૂર્વક ખાત્રી થશે કે, " હું છું "ની આસપાસ અનેક સૃષ્ટિયો આવી રહી છે, વિશ્વ એ કંઇ વેરાન વનભૂમિ નથી પરતુ તેનું દરેક પરમાણુ દિવ્યજીવનથી સંપૂર્ણ છે, તથા માનવનાં ઉર્મિઓ અને મનસ સ્થૂલસૃષ્ટિથી તદન સ્વતંત્ર છે; મનુષ્ય પ્રથમ માનસિકસૃષ્ટિમા રહે છે, પછીથી કામનાસૃષ્ટિમાં રહે છે, અને સર્વના અંતે તથા સરખામણિમાં ઘણા થોડા સમય માટે સ્થૂલસૃષ્ટિમાં રહે છે.

દેવોની પ્રકૃતિવિશે વિચાર કરતાં મુખ્યત્વે કરીને ઉર્મિઓ અને વિચારોની આપેક્ષિક આંતર્ સૃષ્ટિયો સાથે આપણો સંબંધ હોય છે—કામના અથવા તન્માત્રિક અને માનસિક સૃષ્ટિયો. જેમ સ્થૂલસૃષ્ટિ સ્થૂલશરીરોથી સંપૂર્ણ છે તેમ આ આંતર્સૃષ્ટિયો કામના અને માનસિક શરીરો અથવા રૂપોથી પ્રપૂર્ણ છે આમાંનાં કેટલાંકરૂપો દેવોનાં સ્વરૂપોને દર્શાવે છે. આપણા શરીરના કામના અને માનસિક વિભાગોદ્વારા આપણાં જીવનોમાં આ વારંવાર અસર કરે છે. તે સર્વને એક વ્યષ્ટિવાચક તાત્વિક દેખાવ હોય છે તથા એ દરેક દેખાવને પોતાના અસ્તિત્વની પ્રકૃતિને લીધેજ પોતાના કામના અને માનસિક વિભાગો દ્વારા સ્થૂલસૃષ્ટિમાં અસર ઉપજાવવાની શક્તિ હોય છે.

હાલમાં દરેક માણસ જાણે છે તેમ અથવા થોડા અભ્યાસથી જાણી શકે તેમ, મનુષ્ય જે જે શક્તિનો ઉપયોગ કરે છે તે પ્રથમારંભમાં માનસિક તથા કામિક હોય છે; "પ્રકૃતિની સૂક્ષ્મ શક્તિયો" નામના પુસ્તકના અભ્યાસિઓ જાણે છે તેમ, પંચતત્વોના વિવિધપ્રમાણના એક દેખાવ અનુસાર દરેક શક્તિ હોય છે. અન્ય રીતે, મનુષ્ય જે જે શક્તિયો દર્શાવે છે તે કામના અને માનસિક સૃષ્ટિયોના વ્યષ્ટિવાચક અસ્તિત્વરૂપ છે, એમ કહેવા બરાબર છે. જેમ સૂર્ય એ સમગ્ર સ્થૂલજીવનનાં ઉષ્ણતા અને પ્રકાશના ઉત્પત્તિ સ્થાનરૂપ છે, તેમ કામના અને માનસિકસૃષ્ટિયોમાં એક વ્યષ્ટિભાવપામેલી શક્તિ હોય છે કે જેમાંથી દરેક માનવ પ્રાણિનામાં કોણો પ્રસરે છે, તેનામાં ઇન્દ્રિયજ્ઞાન અને કર્મના અસંખ્ય ક્રમની શક્તિયોને જન્મ આપે છે, તથા વિચાર, તર્ક, ભાવના, નિર્ણય, ધ્યાન, કલ્પના આદિ શક્તિયોને પણ અસ્તિત્વમાં લાવે છે. ઉપનિષદોના વિચારવાન અભ્યાસિને આ વિચાર સંપૂર્ણ રીતે સત્યરૂપે ભાસશે; થીઓસોફીનો અભ્યાસિ કદાપિ તેનો નકાર ભણવાનો વિચાર કરશે નહિ. આ વિનાના અન્ય મનુષ્યે સત્ય જાણવાની તીવ્ર ઇચ્છાપૂર્વક આ ઉભયમાંના એકનો અભ્યાસ કરવાની જરૂર છે. પછીથી તેના જાણવામાં આવશે કે, મનુષ્યનામાં જણાતી દરેક શક્તિ કામના અને માનસિક સૃષ્ટિયોમાંથી આવે છે, તથા એ ઉભય સૃષ્ટિયોમાં આ શક્તિયો, એ સૃષ્ટિયોના યોગ્ય વ્યષ્ટિભાવ પામેલા તાત્વિક દેખાવોરૂપે અસ્તિત્વ ધરાવે છે. જે જોઇ શકે છે તેને તો સમગ્ર દુનિયા દેવોથી ભરપુર છે—શબ્દ બ્રહ્મની શક્તિઓનાં, કામના અને માનસિકસૃષ્ટિયોના તાત્વિકવસ્ત્રોમાં વીંટાયલાં દિવ્ય પ્રદર્શનોથી. આવા એક દેવ ગણેશ છે.

સર્વે દૃષ્ટિબિંદુઓથી આ વિષયનો સંપૂર્ણ વિચાર એક લેખમાં બની શકે એમ નથી. પરંતુ આ દેવની પૂજા વિશે બે બોલ કહીં લઇએ. આપણે ઉપર કહી આવ્યા તેમ દરેક ધાર્મિકવિધિના આરંભમાં તેનું પૂજન કરવામાં આવે છે. આનો હેતુ સમજવો કંઇ કઠિન નથી. તે યજમાનમાં ભક્તિદ્વારા જીવનમાં વિજય પામવાની શક્તિને સાધવારૂપ છે—સ્પષ્ટભાવનાની, શીઘ્રકાર્યપરાયણતાની, અને અડગનિશ્ચયની શક્તિને. ભક્તિ એ એક એવી દશા છે કે જેમાં, ઇચ્છાશક્તિવડે અથવા મંત્રની અસરવડે અથવા ગીતની શક્તિવડે, અથવા પૂજનીય દેવના ગુણોના ચિંતન વડે અથવા એ શક્તિયોના કાર્યક્રમને દર્શાવતી વાર્તાના પાઠ વડે, ભક્તનાં કામના અને માનસિક શરીરો તાત્વિક માદક દશામાં આવી પડે છે. પ્રથમારંભવાળાને તો સ્થૂલરૂપકો ચિહ્નો, અત્યંત લાભ કર્તા નિવડે છે. વિશેષ આગળ વધેલા અભ્યાસિને આ રૂપકોનો ખુલાસો થઇ રહે છે. આથી પણ આગળ વધેલો અભ્યાસિ, સ્થૂલરૂપકો અને તેમના ખુલાસાઓને સંપૂર્ણ રીતે દૂર કરી શકે દેવની સાથે તદ્રૂપતા પામવા માટે તેને તો દેવનાં નામોનો અભ્યાસ તથા સ્તોત્રોનો બુદ્ધિપૂર્વક પાઠ, મદદ કરી શકે છે. આ પ્રમાણે ક્રમેક્રમે અભ્યાસિનામાં ઉચ્ચ શક્તિયો સધાતી જાય છે, જેને લીધે તે માનવઆકૃતિમાં વધારે વધારે દેવસદૃશ થતો જાય છે. અંતે તે તેનાં દર્શન પામે છે કે જેનાં પ્રદર્શનોરૂપ સર્વે દેવો છે તથા અંતે જનામાં દરેક નિસર્ગાતિનો શોધ કરાવોજ જોઇએ તેને પામવાનો નિશ્ચિત ઉત્તમ માર્ગ, તે સર્વે શક્તિમાન્ તથા સર્વ વ્યાપકછે,-એવી વિચાર રહિત અંધ શ્રદ્ધાનો કરતાં, તેનું દિવ્ય કાર્ય કેવી રીતે ચાલે છે તેનો બુદ્ધિપૂર્વક તથા વીગતવાર શોધ ચલાવવો એ છે.

—૦—

રામપ્રસાદ.

# ગૂજરાતમાં સામાજીક સુધારણા.

( સિંહાવલોકન. )†

સર્વે પ્રકારના—રાજકીય, સામાજીક, ધાર્મિક—સુધારાના અંતમા એક સામાજીક હેતુ હોય છે તો પણ ખાસ કરીને સામાજીકસુધારણાનો સમાવેશ, એક રાજનીતિકુશલ મંડલમાં બંધાયલી વ્યક્તિઓના અને વ્યક્તિસમૂહોના અન્યોન્યના અસ્તિત્વધરાવતા સંબંધોની સાવધાનાભરેલી પુનઃ સુધારણામાં થાય છે. આવા વર્તમાનસંબંધોના નિદર્શનરૂપ તે સમયની રૂઢિયો અને આચારોની પુનઃસુધારણાનો પણ તેમાં સમાવેશ થાયછે. આવી પુનઃસુધારણાની આવશ્યકતા અથવા યોગ્યતાના સ્વીકાર સાથેજ તેનું અસ્તિત્વ ઉભું થાય છે; વિવિધદેશોમાં અને વિવિધસમયોમાં તે માટેના કારણો એક હોય વા ભિન્ન પણ હોય. સામાન્ય રીતે દરેક સજીવનસમાજમાં અમુક એક પ્રકારની યંત્રરૂપ શક્તિ અસ્તિત્વમાં હોય છે, જેને લીધે તે અસાવધતાથી પણ પોતાનાં પરિવર્તનોના અનુસાર વારંવાર વર્તવાને શક્તિવાન થાય છે બાહ્યનાં અથવા આંતરૂનાં કેટલાંક કારણોની અસરને લીધે આંતરૂનો ઉત્સાહ અમુક બલવાન્ સ્વ–સિદ્ધ શક્તિના સામે નિર્બલ પડી જતાં, પુનર્વિચારવાના, પુનઃસુધારણાના સાવધતાભર્યા પ્રયત્નો આવશ્યક અથવા સંભવિત થઇ શકે છે. આવા અરસામાં સુધારણા માટેની બુમ એજ ઉચ્ચવ્યક્તિઓમાના આવા ઉત્સાહનાં પ્રદર્શનરૂપ છે, તેઓ કેટલીક પુનઃસુધારણાની આવશ્યકતા અથવા યોગ્યતાને સ્વીકારતા હોવાથી લોકમંડલો તેમને સ્વીકારશે.

કેટલીક પુનઃસુધારણાના થોડા અથવા વધારે સ્વીકારના પ્રમાણમાંજ હિંદુસ્થાનમાં પહેલાંના સામાજીક સુધારકોના પ્રયત્નો વિજયવંત થયા છે. પુનઃ—સુધારણાનાં તત્વોમાં પણ વિરોધો ઉપસ્થિત થયા છે તથા સવિસ્તરવાતોમાં તેમની યોજનામાં તેમના ઉપર અવશ્યક ભાર મૂકવામાં આવે છે. ગુજરાત વિશે બોલતાં, આ યોજનાના નેતાઓનાં ઉત્સાહ, શૌર્ય અને આત્મ–ભોગને સ્વીકારતાં પણ એટલું સહીસલામત રીતે સાબિત કરી શકાય છે કે, પાશ્ચાત્યકેલવણીના ઉપંકાલ સાથે પ્રારંભાયલી ભિન્ન પડી આવતી સામાજીકસુધારણાની પ્રવૃત્તિનો પણ એક કાલ હતો. સુધારકપક્ષના કેટલાક હયાત નેતાઓની રાગયુક્ત ઉક્તિઓવિના ગુજરાતમાં સ્વાભાવિકદ્દષ્ટિબિંદુથી સામાજીકસુધારાનો હવે પ્રચાર થતો નથી. લોકમનનાં મૂખ્યમંડલો અને નવીનગુજરાતના મૂખ્યનેતાઓ, પહેલાંના દાયકાના યથાર્થ સુધારકોનાથી ભિન્નરૂપે ધર્મપરાયણ સુધારકોરૂપે જણાય છે. સુધારાના કારણની કહેવાતી લોકપ્રીયતા એ કંઇ સુધારકપંથના સમગ્ર કાર્યક્રમની લોકપ્રીયતા નથી. પ્રજાકીયભાવનાઓ સાથે અથડાઇ પડતી ન લાગે એવી સુધારાની ઝીણી બાબતો માત્રનેજ લોકોએ કુણીદ્દષ્ટિથી જોવાનો પ્રારંભ કર્યો છે. ગુજરાતમાં તો યથાર્થ સુધારકપંથનું, અતિનમ્રરીતે, સ્વાભાવિકદિશાએ પ્રવર્તતી વધારે સામાન્યસંસ્થાએ ઉલ્લંઘન કર્યું છે, એમ કોઇ પણ ખુશીથી હિંમતપૂર્વક કહી શકે.

---

† ઇન્ડીયનરીવ્યુમાંના રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીના એક લેખ ઉપરથી.

એ સંસ્થાનો ઇતિહાસ, સામાજીક સુધારણામાં ઘણો આનંદી અભ્યાસ પુરો પાડે છે. હિંદનીભુમિમાં વિદેશીરોપાની શીઘ્રવૃદ્ધિનાં ચાલ્યાંકરવાની તદ્દન નિષ્ફલતારૂપી એક સત્ય એ ઇતિહાસમાંથી તરી આવે છે. જો ગુમાવેલી શક્તિ, પ્રાપ્ત કરેલી શક્તિનાં કરતાં સહજ વધારે હોય તો કોઇ પણ સમાજ ઉત્ક્રાન્તિની ઉચ્ચભૂમિકાએ પહોંચી શકે, એવા સામાજીકવિધાના નિયમને આથી સ્પષ્ટ સાબિતી મળી રહે છે. દરેક પ્રકારની વૃદ્ધિ, લાંબાસમયપર્યંત ટકે એવી થવા માટે ધીમી, સદય અને સતતપ્રવર્તતી હોવી જોઇએ, એવો ઉત્ક્રાન્તિવાદનો આ એક સિદ્ધાંત છે.

દમનશિખે ગુજરાતમા અસ્તિત્વધરાવતી વસ્તુસ્થિતિના વિરોધિવૃત્તમાં સામાજીકસુધારાની સંસ્થાનો પ્રારંભ થયો. તે સમયની નવીન સરકાર વડે અપાતી મૂલ કેલવણીનાં પ્રથમફલોમાંના એક રૂપે તેના મૂલમહંત મહેતાજી દુર્ગારામ મંછારામ હતા. પંદરવર્ષની ઉમ્મરે તેઓ મુંબઇની એકસ્કુલમાં દાખલ થયા અને એ સ્કુલમાં અગાઢ માસના અભ્યાસ પછી યુવક દુર્ગારામને સુરતમાં એક નિશાળ ઉભી કરવાની, પરવાનગી આપવામાં આવી હતી ( આશરે, ઇ. સ. ૧૮૨૮. ) નિશાળના મહેતાજી થોડીવારમાં પોતાની જાતે એક સામાજીકઉપદેશકના રૂપમાં બદલાઇ ગયા. તેઓ જલદીજ વહેમના શત્રુરૂપે થઇ પડયા, વિધવાપુનર્વીવાહના પ્રચારમા, જ્ઞાતિબંધનોને તોડી પાડવામા, તથા આપણા લોકોથી ધર્મનાનામથી સામાન્ય રીતે પળાતા સર્વ આચારો અને વિધિઓના સંપૂર્ણ વિનાશમાં, તેમની બીલકુલ આનાકાની નહતી. આમનાં ઉત્સાહ અને નૈતિક હિંમત એટલાં મોટાં હતાં કે, રીતભાત, સામાન્યસમજ અને ઉચ્ચકુલને લીધે પ્રસારક ઝનુનને ક્ષણવાર અટકાવવાં પડે એવા પ્રસંગોમાં પણ તેઓ પોતાના નવીનવાદને ઉપદેશવાનો એક પણ પ્રસંગ કોઇવાર ભૂલ્યા નથી. તેઓ અંગ્રેજીથી અજાણ હતા અને તેઓ જેટલું સંસ્કૃત જાણતા હતા તેટલુ, આપણા પ્રાચીનભાષાસાહિત્યમાં સમાવેશ થતાં જડી આવતાં અનેક દેખાતાં વિરોધિ વિચારનાં પડોને ન્યાય આપવાને ઘણુંજ થોડું હતું પોતાની જીંદગીમાં સામાજીકસુધારાની વાત કરવાને તે થોડાંક માણસોને એકઠાં કરી શકયા હતા, પરંતુ દશ્બરોવર્ષથી તેના તેજ ચીલામાં ચાલવાની ગોઠવણ કરી તેના એક સમાજને પુનઃસ્થાપવાના કાર્ય માટે આવા સાધન હીન એક મનુષ્ય માટે સંભવિત હતું, તેના કરતાં વધારે તેઓ પોતાના સમગ્ર ઉદ્યોગથી કરી શકયા નથી.

૧૮૪૮ માં ગુજરત વર્નાકયુલર સોસાયટીની સ્થાપના વડે અમદાવાદમાં સામાજીક સુધારણાનું એક અગત્યનું કેન્દ્રસ્થાન ખુલ્લુ થયું. મૂલ તો એ મંડલનું બંધારણ ગુજરાતનાં ભાષા અને ભાષાસાહિત્યના લાભમાં હતું. પરતુ સાહજીક રીતે તેના આશ્રયમાં ભાષાસાહિત્યમાં સુધારાનું એક મંડલ જલદીથી ખીલી નીકળ્યું. એના આશ્રય નિચેના પ્રથમ લેખક કવી. દલપતરામ ડાહ્યાભાઇ હતા. તેમને ભૂતકાલનું તાદૃશ ભાન હતું અને ભાષાસાહિત્યની કેલવણીએ તેમને નવીનનું પ્રાચીન સાથે એકીકરણ કરવાની શક્તિ આપી હતી. તેઓ એક ઘણુંજ સાદુંજીવન ગાળતા હતા; તેમની રીતભાતો હદપાર નમ્ર હતી; નવીનસ્થિતિના ભુલવિનાના સ્વીકાર વડે યોગ્ય રીતે નિયમાયલા તેમના પૂજનીય વર્તમાનરૂઢીના આદરે તેમને પ્રાચીન આર્યશિષ્ટાચારના એક આદર્શરૂપ પ્રતિ-

નિશ્ચિરૂપે બનાવ્યા હતા. તેઓ એક કવી હતા. તેમનાં કાવ્યોમાં સુધારો ભૂતકાલના કુધારાઓને સુધારતો હતો. તાર્કીકદષ્ટિબિંદુથી ન્યાયની આવશ્યકતાની એક વાતરૂપે ન હતો. દરેક મંજુલકાવ્યના સાધન વડે તેમણે ગુજરાતના લોકોને નરમમાં નરમ રીત વડે આપણા નવીન વાતાવરણની ખાસ બાબતોનો બોધ આપ્યો છે. ભાષાસાહિત્યવિષયક વિચાર અને લેખનમાં શુદ્ધભાવનાના એક ઉપાસકરૂપે તેમણે એક પણ ખોટું લગાડે એવા શબ્દ વિના પોતાની આસપાસના લોકોની માનસિકભુમિકાને ઉચ્ચ દશાએ ચઢાવવાનો પ્રયત્ન કર્યો છે; ઘાતકઉથલપાથલના દૃષ્ટિબિંદુથી નહિ પરંતુ નવીનજ્ઞાનના આનુક્રમિક એકીકરણના સાધન વડે તથા નવીન જરૂરીઆતોના સૂચક પ્રયત્ન વડે, સામાજીક સુધારાના લાભમાં તેમની અસર હમેશાં કાર્ય કરતી. તેમણે કલ્પનાને ભૂતકાલની કીર્તિ પર્યંત પહોંચાડી, અને ચારિત્ર તથા સમૃદ્ધિની નષ્ઠ થયલી શ્રેષ્ઠતાને પાછી લાવવાની ઇચ્છાને સતેજ કરીને તેમણે પ્રજાકીય તારનો યથાર્થ રણકો બજાવ્યો.

આ અરસામાં મુંબઇમાં સુધારકોની એક જાત ઉછરતી હતી; તેઓજ ગુજરાતના સામાજીક મન ઉપર પોતાના વ્યક્તિત્વની સિક્કાછાપ પાડવાને નિર્માયલા હતા ૧૮૫૦ ના વર્ષમાં બુદ્ધિવર્ધક સભાની સ્થાપના થઇ, મુંબાઇની ગુજરાતીભાષા બોલતી પ્રજામાં સુધારાના વિચારોના વાદવિવાદ અને પ્રચારનો એક નવીનકેન્દ્રનો જન્મ થયો. અન્ય સ્થલોની માફક અત્રે પણ કેલવણીની સંસ્થાઓ ફેરફારને માટે ભુમિ તયાર કરતી હતી. મુબાઇ, સરખામણીમા એક નવીન શહેર હતું અન્ય સ્થલોની માફક અત્રે સામાજીક જીવન એટલું બધું સંકુચિત થયલું ન હતું. ધંધીઆદિના હેતુથી એકઠી થયલી વિવિધ પ્રજાઓવાળા એક વિશાલ શહેરમાં જ્ઞાતિના વીચારને અન્ય સ્થલોના જેટલો એક સંસ્થા રૂપે, બંધારણ રૂપે અગત્ય આપવામાં આવતી નથી. લોકોમાં ઇંગ્રેજીકેળવણી પ્રસરવાનો પ્રારંભ થયો હતો. મિશનરીની અસર, એકવાર સાંભળવાની જરૂર પાડે એટલી બલવાન હતી. હિંદુસ્થાનનાં બંધારણોવિશેના શ્રેષ્ઠતાના વિચારોથી વાતાવરણ ઉભરાઇ જતું હતું. પૃથ્વી ઉપર યુરોપીય પ્રજાઓને આટલી બધી સમર્થ બનાવનાર, જ્ઞાતિ અને પૂરોહિત વર્ગના બંધનોમાંથી છુટવારૂપ સ્વતંત્રતાના ઐહિકલાભોને સંપૂર્ણ રીતે સ્વીકારવામા આવ્યા હતા, તથા વિદેશીધુંસરીના અધીનમાં રહેવાના ગેરફાયદા અને વિઘ્નોએ ક્યારનોએ મુબાઇના લોકોના કેળવાયલા અંતઃકરણમાં દંશ દેવાનો પ્રારંભ કર્યો હતો. નવીનસ્થિતિઓને અનુકુળ થઇ પડવાની અદ્‌ભુતશક્તિને લીધે થયલી પારસીજાતિની શીઘ્રવૃદ્ધિ એક બોધકદષ્ટાંતરૂપે હતી; તેનો કંઇ હિસાબ ન ગણવો એ અશક્ય જેવું હતું.

આ અરસામાં ઉત્સાહી ગુજરાતીઓનું એક મંડલ અસ્તિત્વમાં આવ્યું હતું, આગળ ધપતું હતું. ૧૮૫૦ અને ૧૮૬૦ ના મધ્યમા મુબાઇમાં સામાજીકસુધારાના કેમ્પમાં બારેક કરતા પણ વધારે આગળ પડતાં નામો જોવામાં આવે છે, નર્મદાશંકરલાલશંકર અને કરસનદાસ મુળજી તેમાંના ઘણાજ આગળ પડતા પુરુષો હતા. નર્મદાશંકર સુરતના નાગરબ્રાહ્મણ હતા, ૧૮૩૪ માં જન્મ્યા હતા. એક અંગ્રેજીનિશાળમાં એક સ્કુલ માસ્તરને બદની તેમણે સંપૂર્ણ કેળવણી લીધી હતી. થોડી ઘણી નોકરી પછી તેમણે લ-

ખવાનો પ્રારંભ કર્યો અને સામાજીકસુધારાના કાર્યમાં આગળ કુદી પડયા. એક સુધારક તરીકે તેઓ એક નિર્ભય સ્વતંત્રવિચારવાળા હતા. વિધવાઓનાં દુઃખોનાં તેમનાં હૃદયભેદક ચિત્રોને લીધે તથા ગુજરાતના લોકોની રૂઢિયોનાં ઘણાંજ બાધકારક લક્ષણોની પ્રબલ ઝાટકણી કાઢવા વડે, મુમ્બાઈના ગુજરાતીઓમાં સુધારક પક્ષનો મંડલમાં તેમને અગ્રસ્થાન આપવામાં આવ્યું હતું. તેમનો સુધારો મુખ્યત્વે કરીને તેમના તીવ્રસ્વદેશાભિમાનના પ્રતિબિંબરૂપ અસર જેવો હતો. પોતાના સ્વદેશીઓના અધોપાત અને વિનાશને, તથા રાજકીયઅધીનતાની નૈતિક નિરાધારદશાને ચિતરતાં તેમનાં કેટલાંક ઘણાંજ વિજયવંત કવનો છે તેમના એકદેશનિવાસિ કરસનદાસ પણ ઘણું કરીને લગભગ એજ શાલાના હતા. તેઓ ઇંગ્લીશ જાણતા હતા, થોડોક સમય એક સ્કુલમાસ્તર હતા, પરંતુ પોતાના સ્વદેશી બાઈઓનું ભલું કરવાના રૂળતા પ્રસંગોના ભાનસહિત તેમણે આખરે પત્રકારના ધંધાને પસંદ કર્યો. સ્વતંત્રતા અને સમાનતાના વાદે એક સર્વવ્યાપક પ્રવૃત્તિને આગળ પ્રવર્તાવવાનો સાહસિક હેતુ પૂરો પાડયો. આ સમય લગભગ એક ઉથલપાથલના પ્રચારકમના સમય સમાન હતો. આથી થયેલો ખળભળાટ અને જુસ્સો, દરેક ગૃહમાં પહોંચી વળ્યો. સામાજીકસુધારો એ શબ્દો દરેક મનુષ્યના જીહ્વાગ્રે હતા નર્મદાશંકરે પોતાના જુસ્સાદાર કવનોથી તથા કરસનદાસે પોતાના પત્રકાર તરીકેના હુમલાઓથી, ગુજરાતના અન્યરીતે ઉદાસીનસમાજમાં વિધુતસમાન અસર ઉપજાવી હતી. આ સમય સામાજીકસુધારાના કારણ માટે ચિત્તને વિચારવમળમાં ઉતારી પાડે એવી ઉથલપાથલનો એક સમય હતો. ગુજરાતનાઇતિહાસમા કોઇ પણ વખતે, આ સમયમાં એક કારણ માટે એકત્રરીતે લગભગ આખા દેશની પ્રજા જેવી ખળભળી ઉઠી હતી, તેમ થયું નથી. આ ગૃહસ્થોને નાણાં અને ઉત્સાહક સાહાયથી મદદ આપનારાઓમાં મથુરાંદાસ લવજી અને લખમીદાસખીમજીનાં પ્રખ્યાતનામો જોવામાં આવે છે. વર્તમાનસમયના ભ્રષ્ટાચારોનું તેમને સૂક્ષ્મઅવલોકન થયું હતું. અને તેમણે પોતાની સમૃદ્ધિ તથા સ્થિતિની સમગ્ર પ્રબલતાને નવીનપ્રવૃત્તિની સેવામાં અર્પણ કરી.

આ સમયનો ઘણોજ નિશ્ચયકારક બનાવ મહારાજા લાયબલકેસ હતો. એ સમયના કેટલાક વલ્લભિયઆચાર્યો બીલકુલ બીનજવાબદાર થઇ ગયા હતા. સમાજના નાયકો એટલા બધા આગળ વધી ગયા હતા કે, લાંબા સમયના રીવાજના અથવા ધાર્મિક અથવા યોગ્ય રીતે વહેમીઅનુમતિના આશ્રયવિના ધાર્મિકઆચાર્યોના ચારિત્ર વિશે પોતાની જાતે યોગ્યાયોગ્ય વિચાર કરવાની વતને ફરજના એક કાર્યરૂપે ગણવા લાગ્યા હતા. આવી બાબતો માટે યુક્તિસિદ્ધ શોધક–દિપકનો પ્રકાશ ઘણોજ બલવાન નિવડયો, વલ્લભિયસંપ્રદાયનાં નિર્બલસ્થાનોને શોધી કાઢવામા આવ્યાં તથા આવેશપૂર્વક તીક્ષ્ણતાથી તેમના ઉપર હુમલો કરવામાં આવ્યો. ઉચ્ચ અને પવિત્રસ્થિતિના આધારે કાયદાની કોર્ટમાં હાજર થવાનો નકાર ભણવાની સર્વમાન્યસમાનતાના આ સમયમાં પૂજ્ય કુટુંબમાંના એક પુરૂષે બીકતા બતાવીને પ્રસંગ પુરો પાડી આપ્યો. નવાનપંથ માટે આવો ઢોંગ હદપારનો હતો. એક વીરને છાજતી ઝનુનપૂર્વક મી. કારસનદાસે આ વાત ઉપાડી લીધી. સુધારકપક્ષને પોતાના વાત દરેક ગૃહમાં સંભળાવવાનો અંતે અસરકારક

પ્રસગ પ્રાપ્ત થયો. ઉભાગઇ જતા પુરને અટકાવવાને ગોસ્વામિઓએ બન્યુ તેટલું કર્યું. વલ્લભસંપ્રદાયના અનુયાયીએ, શ્રી. કરસનદાસના નતિલાઓ, જે કોઈ મંદિરના વિરૂદ્ધ લખે તેને નાત બહાર મૂકવાની ધમકી આપવા લાગ્યા આ બાબતનો એક યથાવિધિ લેખ તૈયાર કરવામાં આવ્યો અને ઘણાઓએ તેના ઉપર પોતાની સહીઓ કરી. વ્યક્તિઓની સ્વતંત્રતા ઉપર આવા પ્રકારનાં બંધનો નવીનયુગમાં સહન થઇ શકે એમ ન હતું. નવીનજ્ઞાન અને જુવાનીના ઉત્માદના સમગ્ર બલ સહિત આ "ગુલામિલખત" નામના લેખ સામે થવામાં આવ્યું હતું. હેન્ડબીલો, ચોપાનીયાં, કાગળો, તથા મૂખ—લેખો, છાપખાનાનાં તે યુગનાં બાપાસાહિત્યનાં હથિયારોનો છૂટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો. વલ્લભાચાર્યનું મંદિર; તેના પ્રતિહાસમાં પ્રથમવારજ એક તદ્દન જીવનમરણરૂપ યુદ્ધમાં આવી પડ્યું હતું. ઇ. સ. ૧૮૫૮ ના વર્ષમા આ વાત બની.

આ પછી બે વર્ષે વલ્લભકુટુંબના એક વંશજ સુરતના ગોસ્વામિ જદુનાથજીએ સુઆમક્ષેત્રમાં દેખાવ દીધો. તેમણે થોડી ઘણી કેલવણી મેળવી હતી; પડી ભાગેલા મદિરના મોભાને મજીવન કરવાના લોભથી તેઓ મુબાઇ આવ્યા. બાલાઓની શાલાના ઉનામ મમારંભમાં પ્રમુખસ્થાન સ્વીકારીને જદુનાથજીએ સુધારાની પ્રવૃત્તિ પ્રતિ સદ્ભાવ દર્શાવ્યો. તેમની મુખ્યમાની હાજરીને લીધે તથા તેમના મદ્ભાવને લીધે સુધારાવાળાઓને એક શ્રેષ્ઠપસંગ પ્રાપ્ત થયો. અને તેઓને એક એવી પ્રબલ સત્તા પ્રાપ્ત થઇ હતી કે જેના દ્વારા જો તેઓએ માત્ર પોતાની આસપાસની સ્થિતિનું સૂક્ષ્મતાથી અવલોકન કર્યું હોત તો, હિંદુસ્થાનના અજ્ઞાની સુરત લોકસમૂહાને જાગ્રતકરવાને શક્તિવાન થઈ શકયા હોત. તેઓએ આ પ્રસંગને ગુમાવ્યો. એટલુંજ નહિ પરંતુ તેઓએ તેનો દુરૂપયોગ કર્યો. માત્ર એકજણુવેજ વિનયપૂર્વક અપાયલા આવા કારણના પ્રતિઉત્તરમાં વિરોધ યુદ્ધ ચાલ્યું. વિધવાપુનર્લગ્નના તકરારી પ્રશ્નને આગળ ધરવામાં આવ્યો, અને નર્મદાશંકરે, આ વિષય ઊી એક શાસ્ત્રીય પ્રશ્નરૂપે ચર્ચા ચલાવવાનું આચાર્યને નિમંત્રણ કર્યું

એક સામાન્યમનુષ્ય માટે, ધાર્મિક પથોના આચાર્યોને નિમંત્રણ કરવું, એ વાત *ભાગ્યેજ નમાફ થઈ શકે એવા એક અશ્રદ્ધાના કાર્યરૂપે હતી. તેમનું સ્થાન, તર્ષાસચલા-*વવા માટે છે, ચર્ચાચલાવવા માટે નથી. સત્તાચલાવવી, પ્રમાણ કરવું. ક્ષમાકરવી એ તેમનો હક છે. આથી અન્ય રીતે પણ આ એક કુશલ ભૂલ હતી. લોકોના સામાન્યવિચારના વિરોધમાં, જદુનાથજી માટે આ સમયે, પરંપરાગત રૂઢિયો તથા અનેક સૈકાંઓની રીતભાતોથી વિરૂદ્ધ જતા કોઇ નિર્ણયનો પક્ષ કરવો, એ તદ્દન અસંભવિત હતું. સ્વતંત્રતા અને સમાનતાના વાદ ઉપર કાર્યક્રમને સ્થાપવો, અને ભવિષ્યના અસ્તિત્વનો વિચાર કરીને મનુષ્યની સ્વાભાવિક સ્વતંત્રતામાં બધનો દર્શાવતાં શાસ્ત્રોના મર્યાદારહિત ટેકાની આશા રાખવી, એ આ દુનિયામાં મનુષ્યના જીવનના ઉભય દૃષ્ટિબિંદુઓના હદપારના વિરોધને ધ્યાનમાં ન લેવા બરાબર હતું. શાસ્ત્રોના બંધનકારક આધારને સ્વીકારવાને તૈયાર થયા વિના, શાસ્ત્રીય વાદવિવાદ માટે એક આચાર્યને નિમત્રણ કરવું, એ પણ એક બાલખેલ કરતા જરા પણ સારૂ ન હતું.

મી. મહિપતરામ સુરતના નાગરબ્રાહ્મણ હતા. તેમને જ્ઞાતિના લોકોના સંસર્ગમાં પુનઃપ્રવેશવા દેવા કે નહિ, એ પ્રશ્ન ઉભો થયો. સંસર્ગના સંકુચિત સ્વીકાર સાથે તેમને પ્રાયશ્ચિત્ત આપવામાં તેમની સુરતી જ્ઞાતિને કેટલોક સમય વીત્યો હતો. મહિપતરામે વિધિને આચર્યો, પરંતુ તેમના મુંબઈના મિત્રોએ તે વાતને નૈતિકભીરૂતારૂપે ગણી કાઢી. મી. મહિપતરામ એવો બચાવ કરતા કે, પ્રાયશ્ચિત્તવિધાનને પોતાના અંતઃકરણ સાથે કંઇ લેવાદેવા નથી. આવા મુદ્દાથી એમની જ્ઞાતિને ખોટું લાગ્યું. તેમના પ્રાયશ્ચિત્તને સ્વીકારવામાં આવ્યું નહિ, અને વીલાયતીપ્રશ્નનું હજુ નિરાકરણ થયું નથી. મી. મહિપતરામ તાર્કીકશાલાના એક લેખક અને કાર્યકર્તા હતા તેમને ટ્રેઇનિંગ કૉલેજના આસન ઉપરથી પોતાના યુવાનશિષ્યોને સ.માજીક અને ધાર્મિક વિષયોમાં ઘણાજ શ્રદ્ધારહિત અને પરિવર્ત કરી નાખે એવા વિચારો ઉપદેશતાં જરા પણ શંકા અથવા મુશ્કેલિ લાગી નથી, અને આ પ્રમાણે સમગ્ર સુધારકપ્રવૃત્તિને અપકીર્તિમાં લાવી મુકવામાં થોડા સાધન ભૂત થયા નથી.

મહિપતરામના પક્ષે એક ધર્મપરાયણ નાગરબ્રાહ્મણ રા બા. ભોળાનાથસારાભાઇને સુધારાની છાવણીમાં ખેંચી આણ્યા. તેઓ એક કુલીનકુટુંબના હતા અને સરકારી નોકરીમાં પોતાની જાતે ફર્સ્ટકલાસ સબજજના હોદ્દા સુધી ચઢયા હતા. તેમના પ્રથમના જીવનમાં તેઓ હિંદુધર્મના મુખ્યઆચારોના ચુસ્તપાળનાર હતા; પ્રધાન રીતે એમ કહી શકાય કે પરંપરાગત સંસર્ગને લીધે આમ હતુ. તેઓ એક સસ્કૃતપંડિત હતા, સસ્કૃત ધાર્મિકસાહિત્યના એક વિચારવત ટીકાકાર હતા. પોતાની મુસાફરીના દેશોના અને આસપાસના બ્રાહ્મણોની નૈતિક અને બુદ્ધિનાં સાધનોની દરિદ્રતાએ તેમના માં કંટાળાની વૃત્તિને જન્મ આપ્યો હોય એમ જણાય છે, અને આ પ્રકારે થયલો ભૂલાવો, હિંદુઓના કાલ-પૂજીત આચારોના તીવ્રવિરોધમાં ક્રમેક્રમે વૃદ્ધિ પામ્યો. ક્રીયાકાંડના પ્રદેશમાં તાર્કીક પ્રત્યાઘાતનું આ એક દૃષ્ટાંત હતુ તેઓ એક મળતાવડા મનુષ્ય હતા, નિષ્કલંકચારિત્રવાળા હતા, અને તેમના જીવનના પાછલા ભાગમાં સામ્રાજ્ય ભોગવતાં મંડલો ભરવાના ઉદ્યોગવિરોધવિના, એમની માન્યતાઓમાં એવું ઘણું ન હતું કે જે ધર્મપરાયણ સમાજનો વિદ્વાન્ વર્ગ માફ ન કરી શકે

આશરે ૧૮૭૮ ના વર્ષમાં અમદાવાદમાં પ્રાર્થનાસમાજની સ્થાપનામાં એમણે આગળ પડતો ભાગ લીધો, એ એમની સુધારાના કારણ માટેની મહાન્ સેવા સમાન છે. એમના મુખીપણા નીચે ગુજરાતનાં કેટલાક અન્ય શહેરોમાં સ્થપાયલાં એના જેવાં મંડલોમાંનું માત્ર એક અમદાવાદમાં હયાત છે. તેઓ એક ધાર્મિકસુધારક હતા, અને વ્યક્તિઓનાં ધાર્મિક અંતઃકરણની અસમાનતાને બરાબર લક્ષમાં ન લઈ શકવાથી તેઓ નિષ્ફલ નિવડ્યા, તેમનું સંસ્કૃત ધાર્મિકભાષાસાહિત્યનું સમગ્ર જ્ઞાન, તેમનાથી નીચી પાયરીનાઓપ્રતિ આવશ્યક નૈતિક, બુદ્ધિવિષયક અને સ્થૂલસદ્‌ભાવ અને માયાને જન્મ આપી શક્યું નહીં. પ્રાચીન સંસ્કૃતભાષાસાહિત્યના તેઓ એક વિચારવંત ટીકાકાર હતા, પરંતુ સંપૂર્ણ રીતે વિચારવંત નહિ. તેમનુ ઐતિહાસિક દૃષ્ટિબિંદુ હતું પરંતુ તે દૃષ્ટિબિંદુ સંપૂર્ણ રીતે આતરસ્પર્શી ન હતું.' જો આમને અનહદ દયાની શ્રેષ્ઠનૈતિકશક્તિ-

ની અને વિશાલબુદ્ધિસંભારની બક્ષિસ મળી હેત તો ગુજરાતના આ નાગરક હજુ દેશમાં એક પ્રબલસત્તા સમાન થઇ પડયા હોત. તેઓ એક કવી હતા, પ્રણેતા હતા, અને આધ્યાત્મિક તીવ્રતા તેમજ ભાષાની શુદ્ધતા માટેનાં તેમનાં પ્રસિદ્ધ ધાર્મિકગીતો, ગુજરાતના સમાજીઓ અને ધર્મપરાયણ લોકોમાં સરખી રીતે માનને પાત્ર થઇ પડયાંછે.

પ્રારંભની પ્રવૃત્તિની યોગ્ય પૂર્ણાહુતિરૂપે પ્રાર્થનસમાજ હતી. લોકોના મૂખ્યસમૂહ માંથી સુધારકપક્ષની વિરક્તિ આથી સંપૂર્ણ થઈ. ધાર્મિકપૂજાની અસ્તિત્વ ધરાવતી રીતયો અને સસ્થાઓપ્રતિના તીવ્રવિરોધના જુસ્સાના આધીનમા આથી સુધારાના કારણમાં તેમની અસરનો અંત આવ્યો; આમ થવામાં લોકમાન્યભાવનાઓ અને સંસ્થાઓ સામેના વિરોધને તેથી મળતો ટેકો, અને તે ક્રિશ્ચિયનદેવલના સીધઅનુકરણ હોવારૂપ, ઉભય કારણો હતાં. મંડલ મળવા માટે પસંદ કરવામાં આવેલો અઠવાડીયાનો દિવસ પણ રવિવાર, ક્રિશ્ચિયનસાબાથનો દિવસ હતો. એમાં કંઈ પણ નવાઇ નથી કે ધર્મપરાયણ પવિત્રલોકોએ આના ઉપર એક પ્રબલ પ્રજાત્વહીન કરીનાખનાર સત્તારૂપેજ જોવું જોઇએ.

આ પ્રમાણે ગુજરાતમાં પ્રથમ સામાજીકસુધારણાની પ્રવૃત્તિનો અંત આવ્યો. આ પછી થોડા સમયમાં સુધારાના પ્રશ્નોમાં લોકોને દોરવાનું કર્તવ્ય, સુવિખ્યાત અંગ્રેજી અને સંસ્કૃતપંડિત તથા એક પ્રબલ પત્રકાર પ્રો. મણિલાલ ન. દ્વિવેદીના હાથમાં આવી પડ્યું. આ સમયે થીઓસોફીએ જડવાદની વૃદ્ધિને અટકાવવાનો પ્રારંભ કર્યો હતો, અને મી. મણિલાલ થીઓસોફીના એક દૃઢભક્ત હતા. આપણે જોયું કે, દેશનાં પ્રજાકીય ભાવનાઓ અને સસ્થાઓપ્રતિનો ઉદ્ધેગિવિરોધ એજ મૂખ્યવિષય હતો, અને તેમને દાબી દેવાનું કાર્ય, એ પ્રાચીનપ્રવૃત્તિનો ઉદ્દેશ હતો. મી. મણિલાલના હાથમાં નવીન પ્રવૃત્તિએ પ્રાચીનધાર્મિકભાવનાઓ અને સંસ્થાઓનો સ્વીકાર કર્યો, અને સત્યાનુસાર વિવેચન વડે તેમને સજીવનકરવાનો, શુદ્ધ કરવાનો પ્રયત્ન આદર્યો. સંપૂર્ણસ્વતંત્ર્ય અને સમાનતાના સૂત્રને આધારે પ્રજાના સામાજીકબંધનોને એકસમાન કરવાને બદલે, તેમણે તે સૂત્રની સ્થૂલજીવનમાં યોજનામાં બંધનોનો સ્વીકાર કર્યો, તથા સાથેસાથેજ જ્યાં સર્વ એક અદ્વિતીય છે એવા આધ્યાત્મિકજીવનમાં તેના તેજ સૂત્રનો સ્પષ્ટ અનુમત કર્યો છે તથા સબલતાથી પ્રચાર કર્યો છે. ગુજરાતના તાર્કીકપંથના ફક્ત હયાત પ્રતિનિધિઓ પ્રાર્થનાસમાજીઓના હાથમાંની વિરોધિપ્રવૃત્તિને તેમની સમર્થલેખિનિએ વસ્તુતઃ પરાસ્ત કરી હતી.

ગુજરાતમાં આવી સારી રીતે પ્રવર્તનો બુદ્ધિપૂર્વક પ્રાચીનતા માટેનો આદર મોટે ભાગે મી. મણિલાલનાં વિદ્વત્તા, સદ્ભાવ અને સામર્થ્યને આભારી છે. તેમણે લોકોની દૃષ્ટિને તેમના પૂજનીય ભૂતકાલ પ્રતિ તથા તેમનાં ભાષા સાહિત્ય અને તત્વશાસ્ત્રમાંના શ્રેષ્ઠ પ્રતિ ફેરવી; તેમને ઉપદેશ્યું કે, પ્રજાકીયભાવનાઓ અને સંસ્થાઓના પક્ષે ઉભા રહેવું એ અન્યાયવાળું અથવા પાપભરેલું, ઉભયમાંનું એકે નથી. સાથે સાથેજ પાછળથી વધી

પડેલા અત્યાચારોને બતાવી આપવાની તેમણે આનાકાની કરી નથી; અને ખૂનરાસ માટે ના અડગ અનુરાગની બલામણ સાથેજ, તેમણે તેમને વર્તમાન કાલનો પણ વિચાર કરવાનું, ભ્રમધારી બેઠેલા અત્યાચારોને સુધારવાનું, અનેકતામાં એકતાની, પ્રવૃત્તિમાં નિવૃત્તની; ફલાભિલાષરહિત કર્તવ્યની, નિર્ભયતાની, સત્ય અને ન્યાયના પ્રેમની નિત્ય ભાવનાનુસાર જીવન અને ચારિત્રને એકસમાન બનાવવાનું શિખવ્યું. પ્રથમ તેઓ એક ઉપદેશકરૂપે હતા; તેમણે આપણને જીવન શી રીતે ગાળવું, એ શિખવ્યું. તેમણે નૈતિકઅંતઃકરણની સુધારણા ઉપર ભાર મૂક્યો, અને આપણાથી ઉત્તમ વિચાર તથા ઉત્તમ કાર્ય થવા માટે ઉત્તમ લાગણી અનુભવવાનું ઉપદેશ્યું.

પ્રથમ સામાજીકસુધારણાની પ્રવૃત્તિનું મારૂં સિંહાવલોકન અત્રે સમાપ્ત થાય છે. અન્યનો એક સિંહાવલોકનમાં સમાવેશ થવો અસંભવિત છે. વળી નામદાર ગાયકવાડના સુધારાઓ એક ભિન્ન પ્રકરણ પૂરૂં પાડે છે અને તેમનું જુદુંજ વિવેચન થવાની જરૂર છે. ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે, ગુજરાતમાં સામાજીકસુધારાની પ્રવૃત્તિનો પ્રારંભ અસ્તિત્વધરાવતી વસ્તુસ્થિતિના પ્રચંડ વિરોધમાં થયો. સ્વાતંત્ર્ય અને સમાનતાના સુત્રથી પ્રેરાઇને તેણે વલ્લભમંદિર ઉપર એક પ્રકારનો આત્મઘાતક વિજય મેળવ્યો. એક ભિન્ન ઉપાસનાના સ્વરૂપરૂપે પ્રાર્થનાસમાજની સ્થાપનામાં તેનો અંત આવ્યો, તેથી તેના કાર્યક્રમની સમાપ્તિ થઇ, અને ગુજરાતના લોકસમૂહોથી સુધારકોનું અલગાપણું સંપૂર્ણ થયું. પૂર્વ અને પશ્ચિમના ઇતિહાસ અને તત્વશાસ્ત્રમાંથી પોતાની પ્રેરણાને પામનાર એક સમર્થ મસ્તિષ્કે અંતે એ સમગ્ર પ્રવૃત્તિને દાબી દીધી હતી, અને તેમની પોતાની ભાવનાઓ અને સંસ્થાઓ પ્રતિના લોકોના આગ્રહને દર્શાવવામાં વિજયવંત નિવડ્યું હતું. ગુજરાતમાં સમાજ વર્તમાનકાલમાં અત્રે આવી ઉભો છે. સર્વ પ્રકારના સુધારાના પ્રશ્નોને હવે પ્રાચીનભાવનાઓના પ્રકાશ વડે તપાસવામાં આવેછે. નવીન જરૂરીઆતોને જાણવાને લોકોને જોઇએ તેટલું જ્ઞાન આપવામાં આવ્યું છે, પરંતુ પ્રજાકીયભાવનાઓને હમેશાં અનુકૂલ થાય એમ કરવાનું છે. યુવાનીઆઓનાં યુનિયનો, જ્ઞાતિ કોન્ફરન્સો, અને સામયિક પત્રોમાં સુધારાની બાબતો વિશે ચાલતા વાદવિવાદો, એ સર્વ જેમજેમ કેલવણી વધતી જશે તેમતેમ સમાજના દૂરમાં દૂરના થરોમાં અચૂક રીતે પ્રવેશ કરશે એવી એક વધતી જતી જાગ્રતિને દર્શાવે છે. વાજીંત્રોના નાદ કરવામાં આવતા નથી, પ્રચારક ધામધુમ જોવામાં આવતી નથી, મહાન્ પ્રતિપાદન કરવામાં આવતાં નથી. દેશનો વિદ્વાન્ વર્ગ, સમાજની નૈતિક અને બુદ્ધિવિષયકભૂમિકાને ઉચ્ચબનાવવાના ઉત્તમ પ્રયત્નો કરી રહ્યો છે, અને શાંત તેથીજ સર્વ પ્રકારે વધારે અસરકારક દૃષ્ટાન્ત વડે, વર્તમાનકાલના બનાવો અનુસાર તેને યોગ્ય લાગતા માર્ગમાં પોતાના દેશીભાઇઓને દોરવી રહ્યો છે. એટલું કબુલ કરવું જોઇએ કે પ્રજાકીયશાલાવાળાઓ માટે સમગ્ર શાંતયુદ્ધ ખેડવાનો નથી, પરંતુ તેઓ તેમના માર્ગમાં અને સ્થિતિમાં બરોબર છે, અને અંતે અચૂક વિજય પામવાના છે, એ વાતની ના પાડી શકવાની નથી. તેજ શાલાના અનુયાયીઓમાં તેમજ વિરોધી શાખાઓના મધ્યમાં મતભેદ ઉભા થશે. પરંતુ સર્વ તાર્કિક ભાવનાનુયાયીઓ અને પ્રજાકીયભાવનાનુયાયીઓએ સરખી રીતે, ઐક્યતાનો, દરિદ્રતાનો,

અધૈર્યના, તીરસ્કારના, અભિમાનીરચનેના અશુભપરિણામથી ચેતતા રહેવાનું છે. સદ્ભાવવાળા ઉપદેશના, ધીમા અને યુક્તિયુક્તપણાના, ઉદ્યમીના અને માનના, વધારે ખાત્રી ભરેલા માર્ગે સર્વને નરમાશથી પધરાવો ધિક્કાર અને તીરસ્કારને દૂર પધરાવો સર્વના સંબંધોમાં દયા અને પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તાવો

ઉપતન્ત્રી

---

## કાઉન્ટ ટૉલ્સ્ટૉય.

### તેમનું જીવન અને ઉપદેશો*

સર્વત્ર સ્વીકારાતા ઉન્નતિક્રમના માર્ગમાં—એક વાર થતા પુનર્જન્મો વિના ટૉલ્સ્ટૉય જેવા અનેકવિધ બુદ્ધિવાળા પુરુષમાં, ગત અર્ધ શતકથી વિવિધ દશાઓમાં અટકાવ ધા વિખ્યાત વિજય સહિત પ્રદર્શિત થતા હૃદયના શ્રેષ્ઠ સદ્ગુણો અને બુદ્ધિશક્તિ, આપણે પુછીશું કે, શી રીતે સંભવિ શકે ? ખરેખર તેઓ એક રાજ્યકર્તાપુરુષોના લાંબા વંશમાંથી ઉતરી આવ્યા છે, ડયુકસઝેથસ પણ તેમની પેઠેજ ઉતરી આવેલા હતા જેમનું નામ તેમના દેશીઓના મોટા ભાગમાં ગર્હણીય ગણાય છે, વર્તમાન ઝાર પણ ઉત્તમોત્તમ રીતે તેમના વંશના એક અપૂર્ણ દૃષ્ટાંતરૂપેજ છે

મારા ધારવા પ્રમાણે કાઉન્ટ ટૉલ્સ્ટૉયનામાં સમયાનુકૂળ થઈ રહેવાની શક્તિ કરતાં અન્ય કંઈ પણ વધારે આગળ પડી આવતું નથી ગતશતકના પ્રથમ અર્ધભાગમાંના સેબાસ્ટોપોલના ઘેરાનો કુશળ અને બહાદુર લડવૈયો, રશિયન કોર્ટના ઉચ્ચ વર્ગના લોકોમાંનો માનીતો સભાસદ, બધી દુનીયાથી વખણાયલો બુદ્ધિવાળો નવલકથાકાર, જેના રાજકીય, નૈતિક અને ધાર્મિક મતો સખત કેળવાયલી દુનિયામાં લાખો પ્રચાર થતા ઊંડા આનંદ પૂર્વક વંચાયલા, અભ્યાસ થયલા એવો એક ભાષાસાહિત્યનો લેખક પોતે જે ઉપદેશતો હોય તદનુસાર દૃઢ રીતે વર્તનાર એક વાદપ્રવર્તક અટલા બધા ભાગ ભજવી શકનાર અને ભજવનાર, ક્ષેત્રમાંના ગામડીઆ મજુરના જીવનને પોતાની જાતે કુશળતાથી અનુસરનાર, કારખાનાનો મહેનતુ યાંત્રિક, અથવા એકાંત વાસમાં વસતો એક અભ્યાસી અને ત્યાગી કાઉન્ટ ટૉલ્સ્ટૉય એક મહાત્મારૂપ છે

ઉન્નતિક્રમના ધીમા અને કંટાળાભરેલા વિધિમાં, હજારો વર્ષના અપરોક્ષાનુભવ વિના આવો એક પુરુષ શી રીતે સંભવિ શકે ?

---

* થીઓસૉફીસ્ટમાંના એક લેખને આધારે.

કોઈ દિશામાં અસાધારણ શક્તિ ધરાવતાં મનુષ્યોને, તેવી શક્તિ દૈવની બક્ષિસરૂપે મળેલી હોય છે એ ભાવના, નૈતિક અને ધાર્મિકલાગણીથી, આપણ સર્વને હોય છે એવા ન્યાય અને ધર્મના ભાનથી તદ્દન વિરૂદ્ધ છે. મહાન જેતાઓમાં મહાન અલેકઝાંડર, સાઝર અને પહેલા નેપોલીયનના જેવા, કવીઓમાં મિલ્ટન, શેક્ષપીઅર અને ડેન્ટી જેવા, શુચિતા, પવિત્રતા, અને હૃદયની દયામાં અમરસ્થાન ધરાવતા, બુદ્ધ, શંકર ક્રાઇસ્ટ, અને સંત ફ્રાન્સિસ જેવા, આ ઉચ્ચ સદ્‌ગુણો આકસ્મિક અથવા ચમત્કારીક રીતે મેળવી શક્યા, એ વાત જો આપણે યથાર્થ બુદ્ધિને નેતારૂપે રાખીએ તો, શોધ ચલાવવા જેવી અથવા આપણા ઉપર અસર કરે એવી લાગતી નથી.

આવાના એક વિરોધિ દૃષ્ટાન્તરૂપે એક ગામડીઓ ખેડુત છે જે પોતાના જન્મના ગામડામાં જીવન ગુજારે છે, પોતાનું હળ, ખેતી અને ગામડાનાં ગપ્પાંની પાર તે કંઇ જાણતો નથી. અથવા એક આપણા પોતાનું દૃષ્ટાંત બસ છે, આપણે ઉત્ક્રાન્તિક્રમના ઉચ્ચ માર્ગોમાં સારી રીતે આગળ વધેલા છીએ પરંતુ એક ટૅાલસ્ટૅાયના જેવી અનેકવિધ શક્તિઓનો જરા પણ દાવો કોઇ પ્રકારે કરી શકીએ એમ નથી. માનવસૃષ્ટિની લગભગ અનંત અનેકતાના બંધારણરૂપ સર્વપ્રકારના બનાવોનો, અનેક ઐહિકજન્મોના વાદ વિના, અનેકજન્મોદ્દાન જીવાત્માના ક્રમવિકાસને સ્વીકાર્યા વિના, અન્ય શી રીતે ખુલાસો થઇ શકે, જો આટલોજ સ્વીકાર થાય તો સર્વ ખુલાસાવાળું, સાહજીક લાગેછે. અન્ય કોઈ પણ વાદ વડે, દરરોજ થતા માનવજીવનના ગુંચવાડાના ખુલાસો થઈ શકે એમ નથી; એવા વાદમાં પ્રભુ પણ એક પ્રેમીપિતારૂપે જણાવાને બદલે, એક અન્યાયી, સ્વચ્છંદી જુલમગારનાં વિરોધિ ચિહ્નોમાં દર્શન દે છે.

ટૅાલ્સ્ટૅાય વિશે વિચારતાં, આપણે તેમના જેવાને અવલોકતા અને કીંમત કરતા થયા છીએ, ઇચ્છવા યોગ્ય ભાવનારૂપે જોવા લાગ્યા છીએ, અને ભવિષ્યમાં તેમના જેવા ઉચ્ચપદને ખાત્રીથી પામીશું, તથા તે કરતાં પણ ચડતા નિવડીશું. આ પ્રમાણે આપણો ભવિષ્યનો વિચાર સંપૂર્ણ રીતે અશા ભર્યો નિવડશે, આનંદી ઔત્સુક્ય પુરૂં પાડશે, પછી ગમે તે થાઓ પરંતુ આવતા દિનો માટે તે વડે પ્રાકાશ મળી રહેશે.

એશ્વર્યશક્તિત્વવાળા આ વિખ્યાતપુરૂષનાં જીવન અને ઉપદેશોની, મહાન્ રૂશિન પ્રજાના ઇતિહાસમાં વર્તમાન સમયે એક ખાસ અગત્ય છે જ્યારથી ઉત્તરતરફના, મધ્યના અને પૂર્વતરફના યુરોપ અને એશિયામાં સમયે સમય વધતા જતા રાજ્યને કીમીયાની સહાય વડે પ્રથમ મહાન ફટકો પામ્યો ત્યારથી ગતઅર્ધશતકના સમયમાં એક રાજ્ય, વિપ્લવનાં લંબાતાં દુઃખો તરફ હમેશ વધતા વેગથી એ પ્રજાને ઘસડાઇ જતી અમે અવલોકીએ છીએ. તેના રાજ્યના બંધારણમાં સમાવેશ થતી વિવધપ્રકારની માનવ જાતેનું એકીકરણ કરવારૂપ ઉન્નતિના કાર્યમાં તેના સમીપ એક મહાન્ ભાવિ ખડું છે, એ વાત સ્પષ્ટ છે તોપણ આપણી એટલી ખાત્રી થવાની જરૂર છે કે, તેના કાર્યક્રમમાં આ ભાવનધનો તથા તેનાથી નીપજતા આંતર ઉપદ્રવ થશે, એ વિશ્વવ્યાપક શક્તિ

રૂપ તેના ભાવિને ખરું પાડવાને તેને યોગ્ય બનાવે છે.

ટૉલ્સ્ટૉયની લોકયાત્રા, જીવન અને ઉપદેશને ટુંકામાં નિરૂપતાં, જો તેને પવિત્ર રશિયાના એક બાળકરૂપે, તેની માતાનાં સાદાઈ, નમ્રતા અને બળમાં ભાગ પાડનારરૂપે અવલોકીશું તો તેમનું ચારિત્ર અને કર્મ, તેમનું જીવન અને ઉપદેશ ઉભયે ઉત્તમ રીતે અવલોકીશું સામાજીક, રાજકીય, ધાર્મિક કોઈ પણ પાશ્ચાત્યભાવનાઓ પ્રતિ તેમનો સદ્‌ભાવ નથી, તેમ તે ભાવનાઓનું વલણ પૂર્વનામીનામાં ઘડાયલું નથી, પરંતુ તેમના ખાસ સ્વતંત્ર વલણ સહિત ઉભયના મિશ્રરૂપ છે, જે વડે ઉત્ક્રાંતિક્રમના સમયમાં, જેમાંથી પ્રજાકીયજીવન વર્તમાનમાં કરૂણ રીતે પસાર થાય છે તેમાં એક અગ્રેસર ગણવા માટે તેઓ મુખ્યત્વે લાયક છે

૧૮૨૮ માં જન્મેલા, વર્તમાનમાં ૭૭મા વર્ષમાં આવેલા કાઉન્ટ. લીઓ. ટૉલ્સ્ટૉયને, એન્સાયક્લોપીડીઆનાં પુસ્તકોમાં એક કવી, નવલકથાકાર, સુધારક અને ગુપ્તધાર્મિકરૂપે વર્ણવવામાં આવે છે. પ્રખ્યાત રશિયન ઉમરાવોના એક લાંબા વંશમાંથી તેઓ ઉતરી આવ્યા છે, જેમાંના એક કાઉન્ટ. પીટર. ટૉલ્સ્ટૉય (૧૬૪૫—૧૭૨૯) મહાન્ પીટરના લાંબાસમયસુધી વિશ્વાસુ એજન્ટ અને મિત્ર હતા.

આપણા ટૉલ્સ્ટૉય, પ્રબલઈચ્છાશક્તિવાળા તથા દૃઢનિશ્ચયવાળા એક પુરૂષકે; સામાન્ય મનુષ્યને ડરાવી નાખે અને ચૂપ કરીદે એવી સત્તાવણી અને વિરોધમાંથી તેઓ શાંતિથી અને ગંભિરતાથી માનવજાત માટેની સેવાના સ્વેચ્છિતમાર્ગમાં નિશ્ચયની તીવ્રતા, હેતુની મમતા, અને જાતિય આત્મ-ભોગની લાંબાસમયની ટેવ, જેમાં પોતાના જીવનના પ્રાકૃતિક મૂલતત્વરૂપે તેઓ ફ્લદ્રુપ નિવડે છે, એ સર્વ સહિત આગળ વધ્યાં જાય છે. તેઓ એક ઉમરાવમનુષ્ય છે, કારણ કે તેઓ એક નમ્રમનુષ્ય છે. માનવ જાતનો, ગરિબોનો અને દુર્દશામાં આવી પડેલાનો તે એક ઉદારપ્રેમી છે. ઘણીબાબતોમાં આપણા સમયના ઘણા ઉચ્ચ અને કીર્તિવંત ચારિત્રવાળા એક પુરૂષ છે.

ક્રીમીયન લડાઇના પ્રથમ સમારંભમાં ટૉલ્સ્ટૉય હાજર હતા, પછીથી તેઓ લશ્કરમાંથી નિવૃત્ત થયા અને એક કવી તથા નવલકથાકારરૂપે પોતાના લાંબા અને ચકચકીત સાક્ષરજીવનનો પ્રારંભ કર્યો. તેમના ફળદ્રુપમગજમાંથી, અસંખ્ય અનેકજાતના ગ્રંથોનો જન્મ થયો છે; રૂશિયામાં તેમજ જર્મનીમાં, ફ્રાન્સમાં, બ્રીટનમાં, અમેરિકામાં તથા સમગ્ર કેળવાયલીદુનિયામાં તેમનો લખાણોની સખ્યામાં પ્રચાર થયો છે. આ મહાન્ રૂશિયન વિચારક અને કાલ્પનિક, કોઈ એક પ્રજાનો નથી પરંતુ દુનિયાનો છે, એ વાતમાં એક ગંભિર અર્થનો સમાવેશ થાય છે, તે એક એવો અપ્રતિમ પુરૂષ છે કે, જેને દરેક મનુષ્ય, તેનાથી ગમે તેટલા વિસ્તારમાં ભિન્નમતનો યનો હોય તો પણ ચાહે છે અને વખાણે છે.

માનવ જીવનમાં પણ કાલ-વિભાગો હોય છે, જ્યારે આપણા રાજકીય, સામાજીક,

ધાર્મિક પ્રશ્નો વિશેના દૃઢ કરેલા વિચારોને ફરીથી સુધારવાની જરૂર ઉભી થાય છે; આવા પ્રકારનો વર્તમાનકાલ છે—વર્તમાન શતકનાં પ્રારંભનાં વર્ષો—અને ટોલ્સ્ટોયના જેવા પુરુષો માર્ગદર્શકરૂપે છે, જેમના સ્પષ્ટ દૃષ્ટિપથમાં પર્વતો અને ખીણો, સંજીવન ઝરાઓ, કુવા અને આશાભરી ભુમિનાં અખુટ ભંડારો ખુલ્લા જણાઇ આવે છે, તથા ઉત્સાહ જંતુને અને સ્વાત્મભોગમય જીવન સહિત, નિર્જનવનોનો ત્યાગ કરીને આપણા વારસાના પ્રદેશમાં પ્રવેશવાને આપણને બોલાવી રહ્યા છે.

ટોલ્સ્ટોયમાં આપણને પ્રબલ અને ઉત્સાહીજીવનવાળો, તીવ્રબુદ્ધિવાળો, સુસ્પષ્ટ કલ્પનાવાળો એક પુરૂષ પ્રાપ્ત થાય છે; જીવનને તેની અનેકવિધતામાં જોનાર, રાજ્યસભાસદનો, લડવૈયાનો, જમીનદાર ઉમરાવ અને ખેતરના મજુરનો, લોકપ્રીય કવી અને નવલકથાકારનો, વારંવાર પડતા દુકાળોમાં મહેનતુ હજારો લોકોમાં ન કંટાળતા પરોપકારીનો ભાગ ભજવનાર એક રૂપે તેઓ છે. સતાવાયલા, દુર્દશામાં આવી પડેલા અને ગરિબ લોકના તે હમેશના મિત્ર અને મદદગાર છે. તેમના અપૂર્વ અને ગુંચવાડાવાળા ચરિત્રને અથવા તેમણે પોતની જાતને અર્પણ કરી દીધેલી એવા ઉચ્ચ હેતુઓ માટે, જેઓ તેમને સમજી અથવા કીમત કરી શકતા નથી, તેઓ ભલે તેમને એક ધર્મોન્મત્ત જંતુ કે માણસ રૂપે જુએ. આ નિબંધમાં તેમના શોધશક્તિના જેવા અને અનુપયોગી વિચારો અને ભાવનાઓની આપણને સહજ ઝાંખી થશે.

તેમના જીવનના હેતુભૂતશક્તિરૂપ સિદ્ધાંતોમાં, અશુભના અપ્રતિકારનો સિદ્ધાન્ત મોખરે મૂકવા યોગ્ય છે; એટલે કોઈ પણ પ્રકારના સ્થૂલપ્રાબલ્યને પાછું કાઢવાના, તથા તદનુસાર જુલમી કાયદાના અને સર્વ સુસજ્જીત સરકારના ઉચ્છેદના અર્થમાં અપ્રતિકાર; તેમનો અન્ય સિદ્ધાંત, પ્રજાત્વ, સામાજીક સ્થિતિ અથવા ધાર્મિકમાન્યતાના જરા પણ હિસાબવિના સર્વમાનવજાતના બંધુત્વ ભાવના સ્વીકારનો છે. આવા વિશાલ સિદ્ધાંતોને અનુસરતાં, સમાનપ્રમાણનું તથા નરમાશ અને ધીરજના તેમજ નબળા અને પીડીત માટે દયા અને સદ્ભાવનાના સામાન્ય સદ્ગુણોના દૃઢ ઉપયોગવાળું આનુમરિક, વ્યાવહારિકજીવન ગાળવાના ઉપદેશનો તેઓ પ્રચાર કરે છે; આ સદ્ગુણોને અનુભવમાં, વ્યવહારમાં મૂકવામાં તેમણે એક લાંબુ જીવન ગાળ્યું છે. ધર્મના સંબંધમાં, ટોલ્સ્ટોય સામાન્ય રીતે ઉપદેશવામાં આવતા પરિત્રાણના ખ્રિસ્તિ વાદના સઘળા આધારોને સ્વીકારતા નથી પરંતુ ધર્મશાસ્ત્રોમાં સમાવેશ થતા ઇશ્વરના ઉપદેશો માટે દૃઢ મત રાખે છે; તેમનું માનવું છે કે, આપણા અન્યોન્ય સાથેના સંબંધોના વિષયમાં યથાર્થ નિયમન અને ચારિત્રનો એક સિદ્ધાંત પૂરો પાડે છે માટે આપણા માનવ જીવનના નિયમન અને સંપૂર્ણતા વાસ્તે જે જે જરૂરનું છે, તેનો તેમાં સમાવેશ થાય છે અશુભને શમાવવાના એક સાધનરૂપ સ્થૂલબલનિરોધ સામેના પોતાના વિરોધનો, કાયદાની કોર્ટોના, કેદખાનાંના, સામાન્ય રીતે સમજવામાં આવે છે તેવા વર્ગભિન્નતાના, જમીનની ખાનગી માલકીના, અને દીવાની તથા ખ્રિસ્તિ ધર્મસંબંધી બંધારણોનાં અતિશય ધારણાં સમ જમ સઘળાં સ્વરૂપોના સામેના પોતાના વિરોધનો તેઓ ઇશ્વરની આજ્ઞાઓ અને ઉપ-

કેશો ઉપર આધાર રાખે છે.

તેમની ક્રાઇસ્ટના ક્રિશ્ચિયનધર્મની ભાવનાનો સમાવેશ છ સૂત્રોમાં થાય છે. "યુદ્ધ કરશો નહિ; ચુકાદો આપશો નહિ, વ્યભિચાર આચરશો નહિ; પ્રતિજ્ઞા લઇને સોગન ખાશો નહિ; ક્રોધને મગ આપશો નહિ; અશુભ આચરનારના સામે મલ્લ થશો નહિ." બીજાં અને અપરિમિત ઉપયોગિતાના માનવ જાતને અસંત ઉપયોગના સત્યોનો ક્રાઇસ્ટના ઉપદેશમાં સમાવેશ થાય છે, એ વાત સ્પષ્ટ છે તો પણ આ સાદી આજ્ઞાઓની સંકુચિત હદ તથા અભાવવાચક વલણને લીધે, યથાર્થ પ્રભુના શાસ્ત્રના સિદ્ધાંતોના તથા તેના બાલકરૂપે દરેક માનવપ્રાણીના અમર જીવનના માર્ગને સ્પષ્ટ કરવામાં તેમની ઉપયોગિતા દઢતર થતી જાય છે. મહાત્મા અને ઉપદેશકના માર્ગને સરલ બનાવનાર એક અસંસ્કૃત અગ્રેસર અને ભવિષ્યવાદીપે કાઉન્ટ ટૉલ્સ્ટૉય છે.

આ મહાન્ ભાવનાવાદીના ચરિત્ર, જીવન અને ઉપદેશોને તમારા આગળ જેમ બને તેમ ટુંકામાં દર્શાવવાને, પ્રથમ તો (अ) એક અંગ્રેજી પત્રમાં, થોડા વખત ઉપર (એપ્રીલ-૧૯૦૫) આવેલા એક લેખમાંથી ઉતારો કરીશ; પછીથી (ब) સેન્ચુરી નામના પત્રમાં વીશ વર્ષ પહેલાં આવેલા, અમેરિકાના એક મુસાફરના ટૉલ્સ્ટૉયની મુલાકાતના હેવાલ ઉપર પાછો આવીશ, અને અંતે (क) ટૉલ્સ્ટૉયના વર્તમાન કાલના લેખો અને પત્રોમાંથી થોડાક ઉતારા આપીશ

ઉપર સૂચવાયલા લેખનો કુશલ લેખક લખે છે, "ટૉલ્સ્ટૉય રૂશિયામાં સ્વતંત્ર મનુષ્ય છે. મહાન્ મરકોવાઇટ ઝાર જાતે પણ ઇચ્છા અને કર્મમાં તેમના જેટલા સ્વતંત્ર નથી. એ દેશના પદરહજાર કાયદામાંથી તેના ઉપર એકનું પણ વજન પડતું નથી તેમની મરજીમાં આવે તે તેઓ કહે છે, મરજીમાં આવે તે લખે છે અને મરજીમાં આવે તેમ કરે છે ઝાર તે એક સામાન્ય ટેક્ષકલેકટર સુધીના કોઇ પણ એ શીવર તેમને સતાપી શકતો નથી નિષ્કત મારેતી ચિંતા અથવા એક કુટુંબનો ભાર પણ તેમને સંતાવી શકતો નથી તે ક્ષેત્રભુમિ કે જ્યાં કંઇ પણ સ્વતંત્ર નથી—જ્યા ઝાર પણ પોતાના સબ્જેના મધ્યમાં ઓરડીમાં પુરાયલો છે અને વિચાર પણ બેડીઓમાં પડેલ છે—ત્યાં ટૉલ્સ્ટૉયનું સ્વાતંત્ર્ય સંપૂર્ણ રીતે નિરંકુશ વર્તે છે.

યશ્નીઆપોલીયાનાના ગામમાં તેઓ ખુલ્લું ઘર રાખે છે. રૂશિયામાં તેમના નામોચ્ચાર સાથે પ્રવેશનાર માટે પરવાના સબંધીના કાયદાઓ પણ સહજ ઢીલા પડે છે. યાત્રાળુઓ તેમના ગૃહની અનંત યાત્રાએ આવે છે—લેખકો, રાજદ્વારીઓ, અધ્યક્ષો, એજન્ટો, રાજમંડલપ્રતિનિધિઓ, લુટારાઓ, અભ્યાસીઓ, લડવૈયાઓ, સર્વ દેશોના પત્રોના પ્રતિનિધિઓ,—વૃદ્ધાવસ્થામાં ભવિષ્યવાદી થઇ પડેલા રૂશિયાના મહાનલેખકના સમાગમને શોધતા કોઇ યાત્રાળુ વિનાનો એક દિવસ પણ જતો નથી, રૂશિયાના, ફ્રાન્સના, અમેરીકાના, હોલેન્ડના, પોલેન્ડના, ઇંગ્લેન્ડના, યુવાન અને વૃદ્ધ—માનવતપરોણાઓનો

એક અખુટ પ્રવાહ વહ્યાં જાય છે; પશ્ચાતાપ યુક્ત લુંટારાના જેવા અથવા હિંદના એક બ્રાહ્મણ જેવા પણ મળવા આવે છે.

જાણે તેઓ એક કાચગૃહમાં રહેતા હોય એવી દશા થઇ પડી છે; દરેક જણે તેમને જોયા છે, અથવા સહજમાં જોઇ શકે એમ છે. જો તેઓ મધ્યકાલમાં માધ્યમિકસમયમાં જન્મ્યા હોત તો તેમના માટેની પૂજ્યતાના પ્રમાણમાં તે સમયના સંત પુરૂષ કરતાં વિશેષ વધારો થયો હોત.

ટૉલસ્ટોયનું આ અદ્દભૂત સ્વાતંત્ર્ય રાજ્યવ્યવસ્થાને લીધે નથી: તે માટે તો તેઓ ઝારના આભારી છે. બીજા નિકોલસ, એક માયાળુ, ગજાઉપરાંત મહેનત કરનાર, નિર્ભાગી મનુષ્ય છે. તેમના વિનેદ ઘણા થોડા છે; ટૉલસ્ટોયના ગ્રંથોએ તેમના પરંપરાના ગૂઢતાપ્રતિના વલણને ઉત્તેજન આપ્યું છે તથા માનવજાત માટેના તેમના કાલ્પનિક પ્રેમને પોષ્યો છે. તેઓ ટૉલસ્ટોયના ગ્રંથોનું વાચન મનન કરે છે, અને વાતચીત પણ તદનુસાર કરે છે.

સંપૂર્ણ રાજ્યસત્તામાં કેદ પડેલા ઝાર અને યસ્નીયાપોલીયાના ગામના આ વૃદ્ધ પુરૂષ વચ્ચે માનસિક અને આધ્યાત્મિક ઉભય પ્રકારની મૈત્રીનો વિચીત્ર સંબંધ છે. રૂશિયાનો દરેક અમીરમર, દરેક રાજ્યકાર્ય વહનકરનાર સારી રીતે સમજે છે કે, ટૉલસ્ટોયને છેડવો એ ઝારને છેડવા સમાન છે. તેઓ કદાપિ મળ્યા નથી; તેમની ટૉલસ્ટોય માટેની મૈત્રી લગભગ એક પૂજ્યતાના સ્વરૂપ રૂપજ છે.

આશરે ચારેક વર્ષ પહેલાં ઝારે પોતાની મૈત્રીની ખાસ નીશાની બનાવી આપી સમય રૂશિયાના પવિત્ર ધર્મ મંડળે ટૉલસ્ટોયને ધર્મયુક્ત દેવલમાંથી દૂર કર્યા. આ એક પુરાણું અને જરૂર વિનાનું કાર્ય હતું; વિખ્યાત ધર્માંપીના સંબંધમાં ઇંગ્લેન્ડ અને અમેરીકાનાં દેવલો પણ આમજ વર્તતાં સાંભળવામાં આવ્યાં છે. ગમે તે પ્રકારે ટૉલસ્ટોયે દેવલનો સ્વીકાર કર્યો નહિ; બદલામાં દેવલે પણ તેમનો સ્વીકાર કર્યો નહિ ધર્મમંડલના આ કાર્યથી એક ઉથલપાથલ મચી રહી; અધિકારમય, ઉશ્કેરાઇ ગએલ એવો રૂશિયા, ઉશ્કેરણીમાં તણાવા લાગ્યો. ઉથલપાથલકરના સુધારકમતવાદીઓ, સામાજીક વિવાદીઓ, દેવલપ્રતિવાદીઓ, દેવલની નિંદાકરવામાં તીવ્ર થતા ગયા. તેઓનો એક દેવલ પાસે ટૉલસ્ટોયનો સ્વીકાર કરાવવાનો આગ્રહ, જેમાં ઉભયમાંનો એક પણ માનતા નથી, એ તેના નિઃસ્વાર્થી જીવન અને કાર્ય વડે તેમનામાં ઉત્પન્ન ઉંડા પ્રેમ અને પૂજ્યતાના નિદર્શનના સ્વરૂપરૂપ છે. આ મંથિમાં ઝાર વચ્ચે આવ્યા; પવિત્ર ધર્મમંડળના પ્રમુખ પ્રોક્રેઉનોસ્ટેવને બોલાવી મગાવ્યો અને તેની પાસે ખુલાસો માગ્યો. પોતાના પત્રનો ઉત્તર જણવા વિના દેવલ અન્ય રીતે ભાગ્યેજ વર્તી શક્યું હોત, એમ ઝારને બનાવી આપ્યું સહેલું હતું. "કદાચ એ સત્ય હશે!" ઝારે કહ્યું. "પરંતુ કાઉન્ટ ટૉલસ્ટોયને પૂછ્યા વિના આવું પગલું ભરાવું જોઇતું ન હતું. એતો એક સ્વચ્છંદી પુરૂષ છે."

આ ઉપરથી પત્રવ્યવહાર ચાલ્યો, જેમા ટૉલ્સ્ટૉયે હમેશાની વાક્પટુતા સહિત, રાજ્યધર્મ ઉપરના હુમલાઓને ગુન્હો ગણીને શિક્ષા ફરમાવતા સર્વ કાયદાઓને રદ કરવાનો ઝારને આગ્રહ કર્યો આથી આ બાબતનો અંત આવ્યો, જો ઝારને આ વાતની વેળાસર ખબર પડી હોત તો તેમણે ટૉલ્સ્ટૉયનુ દેશનપક્ષના સામે રક્ષણ કર્યું હોત, તથા ક્રિશ્ચિયનધર્મમંડલ બહિષ્કારની—અશ્રદ્ધાળુ માટે ઘણી મોટી નહિ એવી—શિક્ષામાંથી તેને બચાવી શક્યા હોત ઝારને અભિનંદન હો! ટૉલ્સ્ટૉય પવનના જેટલા સ્વતંત્ર છે, તેઓ દેશમા કોઈ પણ કાયદાનો સ્પર્શ થયા વિના વિચરે છે.

ડબલ્યુ એ માયર્સ

( આગળ ચાલુ )

---

# શ્રીગૌતમબુદ્ધ.

( અનુસન્ધાન પૃષ્ઠ ૧૨૪ થી ).

**બુદ્ધ અને બ્રાહ્મણ ધર્મ**

હુએનસંગના જોવામા એવું આવ્યું હતું કે, બુદ્ધ, અને બ્રાહ્મણધર્મની સ્પર્ધા એક સરખી ચાલુ હતી. પંજાબની સીમાપર આવ્યા પછી, અશોક અને કનિષ્ક રાજાના સ્મારકો જ્યા ત્યા દૃષ્ટિગોચર થતા હતા. તેની સાથે શિવ અને પાર્વતીના પણ દેવાલયો તેના જોવામા આવ્યા. વાયવ્ય તરફના પ્રાંતમા તેણે બૌદ્ધના મઠ, અને મહન્ત જોયા, તેવીજ રીતે બ્રાહ્મણધર્મના અનુયાયી પણ પુષ્કળ જોવામા આવ્યા. આ વાયવ્ય તરફના પ્રાંતના કેટલાક રાજા બૌદ્ધધર્માનુયાયી, અને કેટલાક બ્રાહ્મણધર્માભિમાની હતા, તો પણ બુદ્ધધર્માનુયાયી રાજાની સત્તા વિશેષ હતી. અફગાનીસ્તાન તરફ આ યાત્રાળુએ બૌદ્ધમતના દશરાજ્યો જોયા પેશાવર તરફ કનિષ્કે બાંધેલ મોટો મઠ મહન્ત છોડી, ગયો હતો,' છતા ત્યાના લોકો બુદ્ધધર્માનુયાયી હતા. કાશ્મીરના રાજા અને તેની પ્રજા બૌદ્ધધર્મની ચુસ્ત હિમાયત કરનારી હતી આ રાજ્યમા બુદ્ધધર્મના પાંચસો મઠ હતા, અને તેમા પાંચ હજાર મહન્તો રહેતા હતા જયપુર તરફ લોક બ્રાહ્મણધર્મના હોવા છતાં, બુદ્ધધર્માનુયાયી રાજાની સાથે સર્વદા વિરોધ રાખતા. યમૂના અને ગંગાની વચ્ચેના મધ્યપ્રાંતમા બુદ્ધધર્મનો પ્રભાવ આ વખતે ઘણો હતો. હુએનસંગના સમયે ગંગાતીરે કાન્યકુબ્જ-કનોજ-નગરમા શિલાદિત્ય નામે મોટો પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. આ રાજા બુદ્ધધર્માભિમાની હોવાથી તેની સત્તા ઉત્તરે હિમાલયપર્વતથી તે દક્ષિણે નર્મદા પર્યન્ત પ્રસરેલી હતી. તેના રાજ્યમા બૌદ્ધના સો મઠ હતા અને તેમાં દશ હજાર

---

લેખક, રા. ગ મધુકર,

બૌદ્ધ મહન્ત રહેતા હતા. આ રાજા, અશોક રાજાની સમાન બુદ્ધધર્માભિમાની હોવા છતાં તેના તાબાના પ્રાંતમાં બ્રાહ્મણધર્મના દેરતાંના ત્રણસો દેવાલય હતાં. અને એ દેવસ્થાનોને આ રાજા તરફથી આશ્રય મળતો હતો. સ્વધર્મનો પ્રસાર કરવાનું કાર્ય, તેમજ દીન અને અનાથ જનોને દાન ધર્મ દેવાના સબબે આ રાજાની કીર્તિ અશોક પ્રમાણે પ્રસરી હતી. તેણે ઇ. સ. ૬૩૪ માં બૌદ્ધધર્મનું એક મણ્ડલ ભર્યું હતું.

**શિલાદિત્યનો મહોત્સવ.**

ઈ. સ. ના સાતમા શતકમાં કનોજની ગાદીએ થયેલા મહારાજા શિલાદિત્ય દર પાંચ વર્ષે મોટો ઉત્સવ કરી પોતાનો ખજાનો ગરીબો પાસે લૂટાવી આપતો. હુએનસંગે તેના આ ઉદારપણા માટે પ્રસંશનિય વર્ણન કર્યું છે. ગંગા યમુનાના સંગમપરના અલ્લાહાબાદમાં શિલાદિત્યે પોતાના સર્વ માંડલિક રાજાઓને અને ઇતર પંથના સાધુઓને પંચોતેર દિવસ સુધી ભોજન આપ્યું હતું. આ સમયે તે રાજાએ પોતાનો ખજાનો લાવીને બૌદ્ધ મહંતોને, બ્રાહ્મણોને, અને અન્ય પંથના સાધુઓને વ્હેંચી આપ્યો. આ મહોત્સવ પૂર્ણ થયા પછી તેણે પોતાનાં અંગપરનાં ઉંચાંવસ્ત્રો, અને અલંકારો ઉતારી તે પાસેના લોકોને આપી દીધા, અને પોતે એક ભીખારીના અંગ પરના જિર્ણ ફાટેલ વસ્ત્ર પહેરી લીધાં. આ વિધિ તેણે બુદ્ધગુરુના સર્વસંગપરિત્યાગ વિધિના સ્મર્ણાર્થે કરી.

**બ્રાહ્મણ ધર્મનું પ્રાબલ્ય.**

મહારાજા શિલાદિત્યના રાજ્યમાં નાલંદ નામનો એક મહા મઠ હતો. ત્યાં નિરનિરાળા પંથના દશ હજાર બૌદ્ધ મહન્ત રહેતા હતા. તે સિવાય બુદ્ધધર્મના આ સમયે થયેલ અઢારપંથના નવાશિષ્ય અનુયાયી પોતપોતાના મતને અનુરુપ ગ્રન્થનું અધ્યયન કરતા હતા આ વિના તે સમયે ઉપલબ્ધ એવી ઇતર વિદ્યાનું પણ તેઓ પઠન કરતા હતા. આ તમામનો નિર્વાહ રાજા તરફથી ચાલતો હતો. પરંતુ બુદ્ધ લોકોના આ મહાસ્થાન સંબંધે આ ચીની યાત્રાળુ જે કાંઇ કહે છે તે તરફ જોતાં બ્રાહ્મણધર્મનું પણ તે પ્રાંતમાં મોટું જોર હતું. તે કહે છે કે " આ મહાસ્થાનોનો નાશ બુદ્ધધર્મના શત્રુએ થોડાજ વખતમાં ઉપરાઉપર ત્રણ ફેરા કર્યો હતો " આ યાત્રાળુ પંજાબ પ્રાંતથી ગંગાના મુખ સુધી, અને દક્ષિણમાં પણ પ્રવાસ કરવા ભાગ્યશાળી થયો હતો તે જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં બન્ને ધર્મની સ્પર્ધા શરૂ થયેલા તેની દ્રષ્ટિએ પડતી. બુદ્ધ અને બ્રાહ્મણધર્મની સ્પર્ધાને માટે હુએનસંગ પોતાના પ્રવાસવૃતાંતમાં વર્ણન કરતાં લખે છે કે, " ગયા એ બૌદ્ધલોકનું પવિત્રસ્થાન છતાં, તે બ્રાહ્મણધર્મનું મુખ્ય ઠેકાણું થઇ રહેલ છે. બંગાલની પૂર્વે આસામમાં બૌદ્ધધર્મનો પ્રસાર બિલ્કુલ થયો ન હતો, પણ બંગાલની નૈરુત્યે ઓરીસા પ્રાંતમાં બુદ્ધધર્મનો પ્રસાર પુષ્કળ થયો હતો. હુગલી નદીના મુખ પાસે તામ્રલુક નામના ગામમાં બૌદ્ધોના મઠ પાસે બ્રાહ્મણધર્મનાં દેવાલય હતાં. મદ્રાસપ્રાંતના કિનારાપર બુદ્ધધર્મનો સારો પ્રસાર થયો હતો. દક્ષિણહિંદુસ્તાન મધ્યે બૌદ્ધધર્મ સારી રીતે વિજયી થયો હતો, પણ બ્રાહ્મણધર્મે તેની સ્પર્ધા શરૂ કરી હતી. "

**કુમારિલ ભટ્ટ.**

બ્રાહ્મણ ધર્મનું ચારે તરફ પુનરુજ્જીવન થવાથી, બુદ્ધધર્મનો ધીમેધીમે હ્રાસ થતો ગયો. ઈ. સ. ૮૫૦ માં બિહાર પ્રાંત મધ્યે કુમારિલ ભટ્ટ નામે એક મોટો વિદ્વાન્ પંડિત નિર્માણ થયો. અને તેણે બ્રાહ્મણ ધર્મના આત્મા, પરમાત્મા સંબંધેના સિદ્ધાન્તનું જ્ઞાન લોકોમાં ફેલાવી, બુદ્ધધર્મ નાસ્તિકમત તિરસ્કારને પાત્ર છે, એમ સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો, આ પંડિતે પ્રાંતમાં ફરી પોતાને સંમતમતના સિદ્ધાન્તનો જનોને બોધ કર્યો. અને બુદ્ધધર્મને માટે તેઓના મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરી. તેણે પુષ્કળ રાજાની મુલાકાત લઇને તેઓને પોતાના શિષ્ય કર્યા, તથા કેટલાક ખરા બુદ્ધધર્માનુયાયી હતા, તેની સમક્ષ બૌદ્ધ મહંતની સાથે વાદ કરી તેના ધર્મમતનું ખંડન કર્યું. આમ થવાથી બુદ્ધમાર્ગ ઘણે સ્થલે ડગમગી ગયો,

દક્ષિણહિંદુસ્તાનના રુદ્રપુરી નામના શહેરના સુધન્વા રાજાએ પોતાના રાજ્યોના બૌદ્ધોનો સંહાર કરી, બ્રાહ્મણધર્મ અંગિકાર કર્યો હતો. આ સમયે બુદ્ધ ધર્મપર બ્રાહ્મણ ધર્મે કેવા પ્રકારે વિજય મેળવ્યો હતો તે વિષે માધવ, 'શંકર વિજય'માં લખે છે કે "સુધન્વાની રાજધાનીમાં પહોંચ્યા પછી કુમારિલ અને અન્ય બૌદ્ધપંડિતોની રાજાએ સભા ભરી. તેમાં બધા હાજર હતા. ત્યાં કુમારિલે તેમને કોપાયમાન કરવાના હેતુથી એવી ટીકા કરી કે, જેથી તેઓ ઉશ્કેરાયા." માધવ આગળ કહે છે કે, 'પંડિતોએ કુમારિલ સાથે ઘણી જબરી તકરાર કરી. એ તકરારમા એક બીજા ઉપર ટીકા થઈ, અને પોતપોતાના મત દર્શાવવામાં આવ્યા,' અંતે બૌદ્ધ ચૂપ થયા, અને કુમારિલે વેદ મતનું પ્રતિપાદન કર્યું. પરંતુ રાજાએ કહ્યુ કે, વિવાદમાં જે જય અથવા પરાજય મળે છે તે માત્ર વિદ્યાજ્ઞાન ઉપરજ છે, અર્થાત્ એનો આધાર સત્યતા વા અસત્યતા ઉપર નથી રહેતો. ત્યારે તેણે બીજી યુક્તિ શોધી કાઢી કે, જે કોઇ જાતે પર્વત ઉપર ચઢીને ભૂસકો મારે અને કાંઇ પણ હરકત થાય નહિ તેનો સત્ય મત છે એમ ધારવું. આ દરખાસ્ત સાંભળી સર્વ વિચારમાં પડયા. પણ કુમારિલે વેદને સંભારી પર્વતના શિખર ઉપર ચડી નિચે પડવાની તયારી કરતાં મ્હોડેથી બોલ્યો કે, "જો વેદ સત્ય હોય તો મને કાંઇ પણ ઇજા થશે નહિ" પડયા છતાં તેને કાંઈ પણ હરકત થઇ નહિ એમ જ્યારે રાજાએ જોયુ, ત્યારે તે વેદને માનતો થયો. *પણ સુગતોએ કહ્યુ કે, આ કાંઇ એના મતનો પૂરાવો નથી. કોઇ પણ તરેહના મણિમંત્ર અથવા ઔષધથી શરીરનું રક્ષણ થાય છે.

* શ્રી શંકર વિજયમાં ચર્ચેલા આ વિવાદને કેટલાકો ખાસ જૂદીજ જાતના માનસિક અથવા આધ્યાત્મજ્ઞાન સંબંધી વિવાદના ઐતિહાસિક બનાવ તરીકે માને છે આ વિવાદમા કુમારિલના પ્રમુખપણા નીચે બ્રાહ્મણો તેમના મત પ્રમાણે બૌદ્ધ જે, કોઇ વેદની વિરૂદ્ધ હતા, તેઓની સાથે સર્વત્ર વિજયી નિવડયા હતા. મીમાંસાના શાસ્ત્રિય મતે બૌદ્ધના મતનો પરાજય કર્યો હતો અને એ વિવાદનો જેવી રીતે બ્રાહ્મણોએ અહેવાલ આપ્યો છે. તે વાસ્તવિક રીતે એ પરાજયને તો એક ઐતિહાસિક સમુચ્ચય તરિકે સ્વિકારી શકાય. (જૂઓ ઈંડિયન એન્ટીક્વરી પુ. ૪, પા. ૩૬૫ તારાનાથ" અહેવાલ.

જ્યારે રાજાએ જોયું કે પોતાની હાજરીમાં જે બન્યું છે તેને વિષે પણ તકરાર થાય છે, ત્યારે તેણે કહ્યું કે, "એ પોતે તેઓને કેટલાક પ્રશ્ન પૂછશે. અને ઉત્તર આપવામાં નિષ્ફળ જશે તેને રીબારીબીને મારવામાં આવશે" આમ કહી તેણે એક માટીનું વાસણ, જેની અંદર સર્પ રાખવામાં આવ્યો હતો અને જેનું મોં સજ્જડ બાંધવામાં આવ્યું હતું, તે બ્રાહ્મણો તેમજ બૌદ્ધોને બતાવી અંદર શું છે? તે કહેવાને કહ્યું. બન્ને પક્ષે બીજા દહાડાની મહેતલ માગી. અને બીજે દિવસે પોતપોતાની અદ્દભૂત શક્તિથી ખબર મેળવી. સુગતોએ કહ્યું કે ( એની અંદર સર્પ છે;' ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે, 'સર્પ ઉપર વિષ્ણુ સૂતા છે.' રાજા હવે બ્રાહ્મણોના પક્ષમાં હોવાથી ગભરાયો, પરન્તુ આકાશ વાણીએ એને શાંત કર્યો. વાસણ ઉઘાડવામાં આવતાં બ્રાહ્મણોએ કહ્યા પ્રમાણે વિષ્ણુની મૂર્તિ દેખાઇ. આ ઉપરથી રાજાએ બૌદ્ધોનો નાશ કરવાને હુકમ કહાડ્યો.

**મહાત્મા શંકરાચાર્ય**

કુમારિલ ભટ્ટના વખતે શંકરાચાર્ય નામના એક વિખ્યાત પંડિત મલબાર પ્રાંતમાં નિર્માણ થયા* આ મહાન્ પુરુષે બ્રાહ્મણધર્મનું સાંગ અધ્યયન કરી વેદવિહિત સત્યધર્મ વેદાન્તદર્શનમાં સમાવિષ્ટ થઇ, તેનું સમર્થન અને પ્રકાશન પોતાના અલૌકિક બુદ્ધિ બલથી ઉત્તમ પ્રકારે કર્યું છે. પોતાના અભિપ્રેત મતનું જ્ઞાન સર્વ જનોને પ્રાપ્ત કરાવવાના હેતુએ હિંદુસ્તાનમાં સર્વત્ર ફરી પુષ્કળ ઉપદેશ કર્યો. આ પંડિતે બૌદ્ધ મતની અયથાર્થતા અને અસત્યતા સ્થાપિત કરવા માટે અવિશ્રાન્ત ઉદ્યોગ કર્યો.

**બુદ્ધ ધર્મનો હિંદુસ્તાનમાં હ્રાસ**

કુમારિલભટ્ટ, અને શંકરાચાર્યના પરિશ્રમને લીધે આર્યાવર્તના ઘણા જનોને બૌદ્ધ ધર્મ માટે કાયમની અશ્રદ્ધા ઉત્પન્ન થવાથી તેમાં નવાજનો દાખલ થતા અટકી ગયા. જે સામીલ થયા હતા તેનો યોગક્ષેમ ચલાવવો કઠિન થઇ પડયો હતો; તોપણ ઇસ્વીસનના પંદરમા સૈકા સુધી બૌદ્ધધર્મ આર્યાવર્તમાં પાળવામાં આવતો હતો એમ યથાપિપર્યન્તમાં મળી આવેલા કેટલાક શિલાલેખો અને ઐતિહાસિક પ્રમાણોથી માની શકાય છેઃ— (૧) કન્હેરી× ની ગુફામાં શક ૭૭૫ અને ૭૯૯ ના લેખો છે, તેમાં બુદ્ધ ધર્મને દાન દી-

---

* બ્યૂલરના મતે ઇ. સ. ૭૮૮; ફ્લીટના મતે ઇ. સ. ૬૩૫ થી ૬૫૫ ની વચ્ચે; અને આર્ય જ્યોતિષ સિદ્ધાન્તાનુસાર કલિગત વર્ષ ૬૦૫ અથવા ૨૮૧૫.

× કન્હેરીની ચોથા નંબરની ગુફામાં મૂર્તિઓને બદલે પૂજા માટે અર્ધ ગોળાકાર સ્તૂપો, ચૈત્ય, અથવા દેહગોપ પથ્થરમાંથી કોતરી કાઢવામાં આવેલા છે. એ સ્તૂપો કરવાનો હેતુ એટલોજ છે કે, એ ધર્મના સ્થાપનાર શાક્ય મુનિ બુદ્ધના દેહનું કાંઇ અસ્થિ કે ભસ્મ મેળવી, એવાં સ્તૂપોમાં ગોખલો કરી અથવા બાકું રાખી તેમાં જાળવી રાખવામાં આવતી હતી. અને તે ઉપરથી જાણે બુદ્ધની પોતાની મૂર્તિ હોય તેટલુંજ મહત્ત્વ આ સ્તૂપોને આપી, ફૂલ, તોરણ, છત્ર, દીપ, પ્રદક્ષિણા વગેરે સર્વ પૂજા અને આદરની યોગ્યતા રાખવામાં આવતી હતી. આવાં ચૈત્યગૃહ ફક્ત દેવમંદિરની પેઠે પૂજ્ય રાખવામાં આવતાં.

ધાનું લખાણ મળે છે. (૨) ધારવાડ જીલ્હાના ડંબલ ગામમાં એક શિલાલેખ ઈ. સ. ૧૦૯૫ નો છે, તેમાં બૌદ્ધના વિહારને તથા આર્ય તારાદેવીના વિહારને દાન આપ્યાની બિના છે આથી એમ પ્રતીત થાય છે કે કર્ણાટક તરફ બૌદ્ધધર્મ છેક અગ્યારમા શતક પર્યન્ત ચાલતો હોવો જોઇએ (૩) તાલપત્ર ઉપર લખેલ વાચસ્પતિ મિશ્રના એક ગ્રંથ ની તાત્પર્ય પરિશુદ્ધિ નામની ટીકામાં ઉદયનાચાર્ય સંવત્ ૧૩૦૪ એટલે ઇ. સ ૧૨૪૮ માં બુદ્ધ ધર્મ ચાલતો હતો એમ કહે છે* (૪) અકબર પાદશાહના વઝીર અબુલફઝલે કાશ્મીરમાં બૌદ્ધધર્મના જનો જોયાનું લખ્યું છે. આ તમામ ઉપરથી એમ માનવાને આપણને કારણ છે કે અંધભૃત્ય, ગુપ્ત તથા વલ્લભીરાજાઓના સમય પછી છેક પંદરમા સૈકાના યવન પાદશાહ અકબરના રાજ્ય પર્યન્ત બૌદ્ધધર્મ હિંદુસ્તાનમાં ટકી રહ્યો હતો. બૌદ્ધધર્મનો હિંદુસ્તાનમાંથી હ્રાસ કાં થયો? એ માટે વિવેચકો માત્ર બંધારણની ખામીનું કારણ બતાવે છે, એ વાજબી હોવા નહિ, પરન્તુ એટલું તો ખરૂંજ છે કે, બૌદ્ધધર્મની નીતિરીતિ ઘણીજ સખ્ત હતી એમાં સાધુ થઇ રહેવું ઘણુંજ મુશ્કેલ હતું. તેવીજ રીતે એ ધર્મપર જનોને અભાવ પણ એમજ આવ્યો કે, ઉત્પન્ન થતી અભિલાષાને ટકાવી રાખવાને પુસ્તકોનાં સાધનો, કે વિદ્વાનોને પ્રિય થઇ પડે તેવો સંગ્રહ ન હતો. તેથી કાળ જતે શંકરદ્વારા વેદાન્તાદિ ધર્મનો સાર સ્પષ્ટ થતાં જનોએ ગ્રહણ કરી બૌદ્ધધર્મને ત્યજી આપ્યો. તોપણ બ્રાહ્મણોના યજ્ઞયાગાદિકને એ ધર્મે શિથિલ કરી નાંખ્યા, શુદ્રાદિકનો બ્રાહ્મણો પરે મોક્ષ સુધી અધિકાર મનાવવામાં બુદ્ધ પોતાની પ્રેમમય છાયાની છાપ આર્ય ધર્મપર મારતો ગયો, અને ઉપનિષદ્‌માં છુપાઇ રહેલા બ્રહ્મરૂપ પરમ ધર્મને સ્વસમાન ભાવરૂપ-પરપ્રેમરૂપ ધર્મને, તથા કર્મ, માયા પ્રલયાદિ સંગતિઓને સ્પષ્ટ રીતે બહાર અણાવી, જ્ઞાનમાર્ગનેજ મુખ્યતા અપાવતો ગયો. અર્થાત્ તત્વદૃષ્ટિના પૂર્વરૂપ-શંકા રૂપે જે બુદ્ધ ધર્મને ઉદ્‌ભવવાનું પ્રયોજન હતુ, તે પોતાનું કર્તવ્ય સાર્થક્ય કરી, તત્વદૃષ્ટિને ખરેખરી જાગૃત કરી-અમર થયો.

બુદ્ધદેવના ધર્મોપદેશમાં બે વિભાગ જોવામાં આવે છે; એક તત્વવિચાર કે જે શિક્ષિત વર્ગને માટે છે, અને બીજો આચાર, જે સામાન્યવર્ગને માટે બહુ ભવ્ય અને શુદ્ધ છતા સરલ છે. બુદ્ધની આ માન્યતા અવાસ્તવિક ન્હોતી, કે જનોમા પ્રતિદિન બહિર્મુખવૃત્તિ વધતી જાય છે, અને તેથી અજ્ઞાનમા પણ વધારો થતો જાય છે, એટલુંજ નહિ પરંતુ તમામ જનો જડવાદી બને છે આ તમામ બિનાનો તલસ્પર્શે વિચાર કરી મોને ઇષ્ટ થાય એવો શુદ્ધ નીતિનો બોધ આપવાની આવશ્યકતા કોણ કહેશે કે ન હતી ! અને તેથીજ, કદાચ પ્રજાઓ જડવાદના યોગે દેવતાઓને માન આપતી અટકે તોપણ તેઓ નીતિને ધોરણે ચાલે, અને તેમણે કરેલો બોધ આચારમાં ઉતારે 'આ શ્રેણીએ મહાન્ બુદ્ધદેવે જે પગલાં ભર્યાં હતા તે આર્યાવર્તના આર્યજનોના શ્રેયને સારૂ એટલાજ કારણસર વાજબી મનાયાં છે કે, આર્યજનોમાંથી દેવતાઓના અસ્તિત્વ, તથા મનુષ્ય સાથેના વ્યાવહારિક સંબંધ માટેના શ્રેષ્ઠ વિચારો, કે જે સામાન્ય રીતે પ્રચલિત્ હતા, તે નાબુદ

---

* મોનિયર વિલિયમ્સ કૃત બૌદ્ધ ધર્મ પૃષ્ઠ ૧૭૦

માર્ગે પરમેશ્વરની ઓળખાણ આ મહા પુરૂષના ધર્મ વિચારે કરાવી અહિંસાપરમો ધર્મ ની પ્રતીતિ આપી છે. જે વિવેકી ખાત્રી આ ચારિત્ર લેખ વાંચ્યા પછી અવશ્ય થયા સિવાય રહેશેજ નહિ.

મહાત્મા ગૌતમ બુદ્ધના અદ્ભુત ઔદાર્ય માટે રેન નામનો એક ફ્રેન્ચ વિદ્વાન્ કહે છે કે. ' મનુષ્ય જાતિના કલ્યાણ માટે સતત ઉદ્યોગ કરનાર અને તત્પ્રીત્યર્થે પોતાના ક્ષુદ્ર સુખની બિલકુલ દરકાર ન રાખનાર, એવો પુરૂષ ઈસુખ્રિસ્ત વિના બીજો કોઈ પણ આ ભૂલોકમાં આજ પર્યન્ત નિર્માણ થયો હોય તો તે એક માત્ર શાક્યમુનિ ગૌતમબુદ્ધ છે." આ વિદેશીય વિદ્વાનનું કહેવું અક્ષરશઃ સત્ય છે.

ઇતિશં.

---

# જીવન અને પ્રેત જીવન.

( મળેલું )*

( અનુસંધાન પૃષ્ઠ ૯૬ થી. )

આ પ્રમાણે મરણની પેલી બાજુએ આત્મા મનુષ્યની ઇન્દ્રિઓ વધારે પ્રબલ હોય છે અને તેને કેદ કરે છે અને તેથી જીવાત્મા મજબુત રીતે બંધમાં પડે છે. આ સ્થૂલ સૃષ્ટિમાં જે ભોગ ભોગવતો હતો તે ભોગની લાલસા રાખે છે. તેના અભાવથી મરણની બીજી બાજુએ બહુ દુઃખી થાય છે. કારણ કે જે ભોગની તે ઇચ્છા રાખે છે તે આ દુનિયા સંબંધીના છે અને મરણ પછીની સ્થિતિમાં તેને તે મળતા નથી, અને એવી ઇન્દ્રિઓની તીવ્રલાલસા જેને સંતોષવાને તે શક્તિવાન નથી તેને લીધે તેને દુઃખ ભોગવવું પડે છે.

જ્યારે મનુષ્ય પોતાની ઇચ્છાઓ અને વિકારો વારંવાર તૃપ્ત કરતો હોય છે અને છેવટે તે તૃપ્ત કરવાનું એકનું એક સાધન શરીર નાશ થાય છે ત્યારે મરણની બીજી બાજુએ મનુષ્યની આવી સ્થિતિ હોય છે.

એક ભુખ્યો માણસ જેને એક મજબૂત સ્તંભ જોડે બાંધવામાં આવ્યો હોય અને તેના આગળ ભોજનની થાળી મુકવામાં આવી હોય તે મનુષ્યના જેવી તેની સ્થિતિ છે. તે થાળીને તે અડકી શકતો નથી કારણ કે તેને બાંધવામાં આવ્યો છે. જ્યારે મનુષ્યે

---

* લેખક—રા. રા. શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા બી. એ.

પોતાનું સ્વચ્છંદન ઇન્દ્રિઓના ભોગમાં ગાળ્યું હોય છે ત્યારે આવી અસંતોષી, સાસ-સાવાળી દુઃખી સ્થીતિમાં મરણ પછી તેને જવું પડે છે. ઇન્દ્રિઓ રહે છે પણ તેઓને તૃપ્ત કરવાના સાધનનો મૃત્યુથી નાશ કરવામાં આવ્યો છે. મૃત્યુ માત્ર શરીરનો નાશ કરે છે, પણ ઇન્દ્રિઓ તો જાગૃત રહે છે. જો આ સ્થિતિનો કાંઈ પણ ખ્યાલ આવે તો કોઈ પણ સુજ્ઞ પુરૂષ મરણની બીજી બાજુએ પોતાને દુઃખ થાય એવી સ્થીતિ બનવા દેશે નહિ. આ જીંદગીમાં ઝેર માત્ર મીઠું છે તેટલા માટે તમે ગ્રહણ કરતા નથી. તમે એવા મૂર્ખ નહિ હો કે તે ગ્રહણ કરો. તમે કહેશો કે "જે ચીજ પચાવ્યાથી મને અત્યંત પીડા કારી નીવડે તે હું ગ્રહણ કરવાનો નથી" જો એમજ છે તો મરણની બીજી બાજુએ ફક્ત દુઃખ દેનારા એવા વિકારોને શા સારૂ મજબુત બનાવો છો ? તમારે તેનો નાશ કરવો જોઇએ કારણ કે તેને તૃપ્ત કરવાને ત્યાં તમે શક્તિવાન થશો નહિ.

વારંવાર ભાષણમાં મેં આ વાત લોકોને જણાવેલી છે. મેં પવિત્ર ધર્મ ગ્રંથોમાં તેમને વિષે વાચ્યું છે તે ઉપરથી માત્ર હું જાણતી નથી પણ ગુરૂ પ્રસાદથી હું તો જોઇ શકું છું. લોકોને આ પ્રમાણે દુઃખ ભોગવતાં જોવા તે દીલગીરી ભરેલું છે. અને તેની જોડે દયા અને દિલગીરી ઉત્પન્ન થાય છે કે જે ઇચ્છાઓ તેમને પોતાને વાસ્તે ઉત્પન્ન કરી છે તેમાંથી મુક્ત કરવાને વધારે પ્રયત્ન થઈ શકાતો નથી. જેઓ ઇન્દ્રિઓને વશ થયા છે તેઓ દુઃખ ભોગવે છે. પ્રેત લોકમાં રહેલા જીવાત્માઓને, શરીરમાં રહેલા મનુષ્યોથી કેટલાક પ્રકારની મદદ કરી શકાય. શ્રાધક્રિયા જે કરવાનું તમને શિખવવામાં આવ્યું છે તે મરણની બીજી બાજુએ રહેલા જીવાત્માને મદદ કરવાનો માર્ગ છે, તેને મુક્ત કરવાને મદદ કરવી કે તે સ્વર્ગમાં ચાલ્યો જાય. શ્રાદ્ધમાં મંત્ર ઉચ્ચારવામાં આવે છે અને તે શબ્દોનો ઉપયોગ નીચે પ્રમાણે છે. દરેક શબ્દ હવામાં એક પ્રકારની ધ્રુજરી ઉત્પન્ન કરે છે અને તે ધ્રુજરી સુક્ષ્મ પરમાણુઓને આગલ પાછલ હલાવે છે. તે ધ્રુજરી શરીરની સાથે અથડાય છે અને તે શરીરના ચૂરેચૂરા કરવામાં મદદ ભૂત થાય છે. સ્થૂલ સૃષ્ટિમાં એક સરખો દૃષ્ટાંત તમને કહેવા દો. જો કેટલાક સિપાઇઓ ક્રમ પ્રમાણે કુચ કરતા હોય તો એક પછી એક પગ સાથે ઉપાડે છે ત્યારે તે ધ્રુજરી ઉત્પન્ન કરે છે. અને જો તે સિપાઇઓને કોઈ પૂલ ઉપર લેઇ જવામાં આવે અને જો તે પૂલ મજબુત ન હોય તો મને ખાતરી છે કે, તે સિપાઇનો સરદાર તેમને ક્રમ ભંગ કરવાને અને અ-નિયમિતપણે ચાલવાને હુકમ આપશે તેનું કારણ શું ? કારણ કે જો તે સઘળા નિયમીત ક્રમ પ્રમાણે સાથે પગ મુકે તો તે પૂલ ભાગી જવાનો મહાન ભય સમજે. સામટા પગ નિયમિત રીતે મુકવાથી થતી ધ્રુજરી બહુ મજબુત હોય છે અને જેની સાથે અથડાય તેને ભાગી નાખે અને તેથીજ પૂલ ઉપર ચાલતી સીપાઇની ટુકડીને અનિયમિતપણે ચાલવાનું કહેવામાં આવે છે

મંત્રાક્ષર પણ મજબુત નિયમિત ધ્રુજરીઓ ઉત્પન્ન કરે છે. તેઓ જીવાત્માને કેદ કરનાર શરીરની સાથે અથડાય છે, અને તેને ભાગવાને મદદ કરે છે. તેજ કારણથી શ્રાદ્ધ ક્રિયા કરવામાં આવે છે.

( આગળ ચાલુ )

આદ્યદ્રષ્ટા
એક 'અભેદમાર્ગ-પ્રવાસી'
બ્રહ્મનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ. એલ. એલ. બી.
ઉપતંત્રી— માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૨૦-૨૧. અંક ૬ ]  (માસિક.)  [ માર્ચ. ૧૯૦૬.]

## આલાપી વીણા

તું બજાવ્યને....ત્હારી........વીણા....
તું બજાવ્યને ત્હારી વીણા....
સ્વરપૂરી ઝીણા ઝીણા....
તું બજાવ્યને..........
મધુરી હો....આલા....પજો....
ધ્વનિ ઉઠે—મીઠા મીઠા...........તું બજાવ્યને.
હો....ગર્જના....મસ્ત રાગમાં....ઉઠેઃ...
અવયવો એકતાન....થઇ જતા....તું બજાવ્યને.
કોકિલ કંઠ ! કોમળ સ્વરા....
હલક રસ....ભર્યા ભર્યા...........તું બજાવ્યને.
કોણ નાચતું—નકોણ નાચતું....
નથી એ સભ્ય જાણતા.........તું બજાવ્યને.
બન્ધને....બન્ધા....ઇ...આ....
સહુ દીસે....દિસે....સભા.........તું બજાવ્યને
આ....ગાજતું....આ....રાજતું....

ભૂવન શું ? !....ધરે....પ્રભા........તું બલાવ્યને.
કણ પ્રત્યેક....તાનમાં....
ડુબી જતા ડૂબી જતા...........તું બલાવ્યને.
હો....મસ્ત એવા....મસ્ત એવા....
ખબર નહીં પડે જરા...........તું બલાવ્યને.
તું ઉભો થતાં....ઉભા થતા....
તું નાચતાં એ નાચતા...........તું બલાવ્યને.
તું રસ વિષે....ડૂબાવ્ય હો....
સરવતો....ડૂબી જતા...............તું બલાવ્યને.
તું તાર્ય....તો તરી જતા....
(પણ) તુજ વિષે વિરામતા........તું બલાવ્યને.
પર બ્રહ્મને ખરે....પિછાનવા....
તું જાય તો....પાછળ જતા....તું બલાવ્યને.
તું આદ્ય શક્તિ હો....ઈશ્વરા....
તુજ વિષે....સૌ લય થતા........તું બલાવ્યને.
મંગળ ભૂવન તવ થકી....
અમી સમાન તું....અતિ...
જગવિષે દિસે...છતી...
તું બ્રહ્મરૂપ આકૃતિ..............તું બલાવ્યને.
અખિલ ભૂવન રંગભરે...
જગ શુણી પુણ્યા કરે...
રસ પીને ઝુલ્યા કરે..
મૃતક...સજીવનો કરે...........તું બલાવ્યને.
નીચ અપો ગતિ જતા...

તું જાણ્ય તે...જીતી જતા... .....તું બજાવ્યને.

આદિ અનાદિ કાળ..... થી
સ્વર ત્હારા......થયે જતા... .
અનન્ત કાળ હા......વીતી જતાં......
હજુ નથી......વિરામતા........ તું બજાવ્યને.

મઢડાકર નાગર.

---

## " હોરી. "

राग—( काफी—ताल दीपचंदी. )

कृष्ण कैसी होरी मचाई मचाई, अचरज लखियो न जाई;
असत सत कर दिखलाई. रे कृष्ण कैसी . (टेक.)

एक समय श्रीकृष्णदेवके, होरी खेलन मन आई,
एकसें होरी मचे नहि कबहुं, यातें करूं बहुताई;
यहि प्रभुने ठहराई. रे कृष्ण कैसी०                    १

पांच भूतकी धातु मिलाकर, अंड पचकारी बनाई,
चौद भुवन रंग भीतर भरकर, नाना रूप धराई;
प्रकट भये कृष्ण कन्हाई, रे कृष्ण कैसी०                    २

पांच विषयकी गुलाल बनाकर, बीच ब्रह्मांड उडाई,
जिस जिस नेन गुलाल पडी वह, सुध बुध सब विसराई;
नहि सूझत अपणाई. रे कृष्ण कैसी०                    ३

वेद—अंते अंजनकी सिलाका, जिसने नेंनमें पाई,
ब्रह्मानंद तिसको तम नाश्यो, सूझ पडी अपणाई,
होरी कछु बनी न बनाई. रे कृष्ण कैसी०                    ४

( અધ્યાત્મભજનમાળા )

## ( મનન. )

યુરોપમાં સોળમી સદીના આરંભમાં શરૂ થએલી અને દિનપરદિન વધતી જતી જડ પ્રકૃતિના અચળ નિયમોની શોધોથી મુગ્ધ બની અઢારમી સદીનું યુરોપ પ્રકૃતિમાં પરમાત્માને જોઈ શક્યું નહિ; તેથી તે સમયના યુરોપની ઉન્મત્ત મનુષ્યબુદ્ધિએ કાંતો પરમાત્માનો સર્વથા નિષેધ કર્યો, અથવા તો, એક વખત એનાથી શક્તિ પામેલી પ્રકૃતિ ત્યાર બાદ હમેશાં સ્વતન્ત્ર નિયમોથી પ્રવર્ત્યાં કરે છે અને પરમાત્મા તો કોણ જાણે ક્યાં યોગનિદ્રામાં પડ્યો હશે એવી અર્ધનાસ્તિકતાથી ભરેલો દ્વૈતવાદ સ્વીકાર્યો. આપણે ત્યાં નૈયાયિક દ્વૈતવાદીઓ પરમાત્માને આ કરતાં વધારે નિકટ સમજતા હતા. તથાપિ તેઓ પણ 'ઘટોના નિર્માતા' અને 'ત્રિભુવન-વિધાતા' નો પોતાના કાર્ય સાથેનો સંબન્ધ એક સરખો જ કલ્પતા. જેઓ પરમાત્માને એક કુંભકારવત્ બહાર રહ્યો રહ્યો ત્રિલોકીને પોતાની ઈચ્છાશક્તિ વડે કાલમહાચક્ર ઉપર ફેરવતો જોતા હોય, અને તેમાં જેમની બુદ્ધિને કે હૃદયને સન્તોષ થતો હોય, તેઓ ભલે એ કલ્પનાને વળગી રહે. અમારી બુદ્ધિ તો પરમાત્માના સ્વરૂપની બહાર, એની અનન્તતામાં વિરોધી એવા પરિચ્છેદનો પ્રસંગ ઉત્પન્ન કરનારી, કોઈ પણ વસ્તુને માની શકતી નથી; અને અમારું હૃદય પણ સહી શકતું નથી કે બ્રહ્માંડરૂપી ડબરડામાં કોટિ જીવને પૂરી પરમાત્મા એની બહાર એ જીવોથી અલગો પડી રહ્યો હોય. અમે તો જગત્‌માં સર્વત્ર પરમાત્માની "હોરી" મચી રહેલી જોઈએ છીએ. એ "હોરી" એ પોતે પૂર્ણ રસથી રમે છે, અને જીવને રમાડે છે. એ "હોરી" ની અદ્દભુતતા વર્ણવી જાય એવી નથી. એના આશ્ચર્યને ફેડવાનો સાયન્સનો પ્રત્યેક પ્રયત્ન એ આશ્ચર્યને વધારે ગંભીર અને વધારે ઉદ્દીપ્ત કરતો આવે છે. કવિ યથાર્થ કહે છે—" अचरज लखियो न जाई."

પરમાત્મા દેશકૃત કાલકૃત અને વસ્તુકૃત એમ ત્રિવિધ પરિચ્છેદ રહિત છે, એટલે કે, એ અહીં છે ને ત્યાં નથી વા ત્યાં છે ને અહીં નથી એમ નથી; એટલું જ નહિ પણ સર્વ સ્થળે છે. એમ કહેતાં પણ સ્થળ એનું અધિષ્ઠાન બની જાય છે એ ખોટું થાય છે, દેશ-સ્થળમાં એ આશ્રય કરી રહેલો નથી, ઉલટો દેશ એને લીધે બન્યો રહે છે એજ પ્રમાણે, પરમાત્મા ભૂત ભવિષ્ય કે વર્તમાન કોઈ પણ કાલે નહોતો નથી વા નહિ હોય એમ નથી; એટલું જ નહિ પણ કાળમાં એને રહેલો માનવાથી કાળ એનો આશ્રય બને—જે પરમાત્માની સર્વાશ્રયતા સાથે અસંગત છે. વળી સૌથી મ્હોટી સમજવાની વાત એ છે કે પરમાત્માથી ભિન્ન કોઈ પણ વસ્તુ નથી કે જેના અસ્તિત્વનો ખુલાસો પરમાત્મામાંથી ન નીકળતો હોય. વસ્તુ માત્ર પરમાત્મામાંથી અસ્તિત્વ પામે છે એમ જો કબુલ કરતા હો તો પરમાણુઓ કે પ્રકૃતિ એવી કોઈ પણ વસ્તુ પરમાત્માની સાથેસાથે પોતાનું સ્વતન્ત્ર સ્વભાવસિદ્ધ અસ્તિત્વ ભોગવતી માની શકાતી નથી. આનો અર્થ એ થયો કે જગત્ અણુઓમાંથી કે પ્રકૃતિમાંથી નીપજેલું નથી—અસત્‌માંથી સત્ થએલું છે. પણ તે ઉપર પ્રશ્ન થશે કે " कथमसतः सज्जायेत "*—અસત્‌માંથી સત્ કેમ થાય? પ્રશ્ન બરાબર છે પણ આ અસત્ તે શું છે? પ્રકૃતિનું ન હોવું, અણુઓનું ન હોવું, જગત્‌નું ન હોવું, એ જ કે બીજું કાંઈ? પરમાત્મા પોતે સત્ ક્યાં

---

* ઉપનિષદ

નથી કે અસતમાંથી સત્ થાય છે એમ માનવાને પ્રસંગ આવે ? અર્થાત્ પરમાત્મા પોતામાંથી જ, એક અદ્વિતીય સત્માંથી, જગત્ ઉપજાવે છે. શ્રુતિએ એ માટે ઊર્ણનાભિ–કરોળીઆ–નું દૃષ્ટાન્ત આપ્યું છે; કરોળીઓ જેમ પોતામાંથી જાળ પસારે છે તેમ પરમાત્મા પણ પોતામાંથી જગતની જાળ પાથરે છે. પણ ખરું જોતાં આ દૃષ્ટાન્ત પણ પૂર્ણ રીતે લાગુ પાડવાનું નથી; કરોળીઆ પોતાના શરીરમાંથી જાળ કાઢે છે, અને પરમાત્માને તો શરીર નથી. તેમ પરમાત્મા પોતે વિકાર પામીને જગત્ રૂપ બને એમ નથી કહેવાતું. કારણ કે પરમાત્મામાં વિકાર સંભવતો નથી. માટે માનવું પડે છે કે એ અસતને સત કરતો નથી, માત્ર સત્ કરી દેખાડે છે "असत सत कर दिखलाई" પોતે પોતામાંથી–એક અદ્વિતીય સત્માંથી—કાંઈ વિકાર, ઉપજાવતો નથી, ઉપજાવતો દેખાય છે. આને કોઇ પરમાત્માની 'પ્રભુતાઇ' કહે છે, કોઇ 'લીલા' કહે છે, કોઇ 'માયા' કહે છે, યા માયાની એક કલા–'વિક્ષેપશક્તિ'–કહે છે. આપણે એને આજ "હોરી" ને નામે ઓળખીશું.

જે દેખાય છે તેને દેખાતા પૂરતું સત્ય માની લઇ એને પરમાત્માએ શા માટે ઉત્પન્ન કર્યું અને શી રીતે ઉત્પન્ન કર્યું એ વિચારીએ કવિ કહે છે કે—

> " एकसमय श्री कृष्णदेवके. होरी खेलन मन आई,
> एकसें होरी मचे नहि कबहुं, यातें करुं बहुताई;
> यहि प्रभुने ठहराई."

શ્રુતિ પણ કવિતાની વાણીમાં કહે છે—"प्रजापतिर्वा एकोऽग्रेऽतिष्ठत् सनारमत" "एकोऽहं बहु स्यां प्रजायेय."

તાત્પર્ય કે "પરમાત્માને એકલા ગમ્યું નહિ." ત્યારે "એણે વિચાર કર્યો કે હું એકલું તે બહુ થાઉં " અને ક્રિશ્ચનો પણ માને છે કે પ્રભુએ પ્રેમથી લજવાઈ સૃષ્ટિ ઉત્પન્ન કરી એ સર્વ વચનનું તાત્પર્ય એ છે કે જગત્ ઉપર વિચાર કરી જોનારને સમજાયા વિના રહે એવું નથી કે જગત્ પરમાત્માથી વિખૂટું, શુષ્ક અરણ્ય જેવું નથી; બલ્કે એના અણુએ અણુમાં એની જ સત્–ચિત્–અને આનન્દરસની મૂર્તિ પ્રકટ થાય છે, એનાજ પ્રેમની મધુર અને લલિત લહરીઓ સર્વત્ર રમ્યા કરે છે. આ " બહુ " થઈ, પોતાનો આનન્દ આપવા–લેવાની,–આપવામાં લેવાની અને લેવામાં આપવાની,—ઇચ્છાથી એણે પ્રચમહાભૂતની ધાતુ મેળવીને બ્રહ્માંડરૂપી પિચકારી બનાવી. એમાં ચૌદ ભુવનરૂપી વિવિધ રંગ ભર્યા; અને એની રંગબેરંગી સેરોથી જીવમાત્રને ન્હવરાવ્યા. વચમાં શબ્દ–સ્પર્શ–રસ–અને ગન્ધ એ પાંચ વિષયોનો ગુલાલ પણ ઉરાડયો–અને આમ રસમૂર્તિ " श्री कृष्ण कन्हाई " હોળી ખેલ્યો ! જેની આંખમાં એ વિષયોરૂપી ગુલાલ પડયો, તે 'સુધ–બુધ' ખોઇ પોતાપણાને–આત્મસ્વરૂપને–ભૂલી બેઠો આ એની 'આવરણશક્તિ': વિક્ષેપશક્તિ એક ડાંખળી અને આ બીજી ડાંખળી એ બે શક્તિઓનું સ્વરૂપ અને એમનો પરસ્પર સંબંધ વિચારીએ.

સામાન્ય રીતે પરમાત્માની સર્ગકરી ( સૃષ્ટ્યુત્પાદક ) શક્તિ તેને વિક્ષેપશક્તિ કહે છે; અને બન્ધકરી ( સ્વસ્વરૂપ-આચ્છાદક ) શક્તિ તેને આવરણશક્તિ કહે છે. પરમાત્માએ જગત્ ' મેજિક લેન્ટર્ન, એટલે કે ભૂવાવળના ચિત્ર માફક આપણી દૃષ્ટિ આગળ ખડું કર્યું છે, અને મેજિક લૅન્ટર્નના ' મૅજિક ' ( જાદુ ) કરતાં એનું મૅજિક અનન્તગણું અધિક છે એટલે, યોગવાસિષ્ઠમાં કહ્યું છે તેમ ' વગર ભીંતે ' આ ચિત્ર ઉભું કર્યું છે. આ એની વિક્ષેપશક્તિનું પરિણામ છે. અને આપણી એની વચ્ચે એ ચિત્ર આડું પડ્યું હોવાથી એનું ખરૂં સ્વરૂપ સમજાતું નથી એ એની આવરણશક્તિનું પરિણામ છે. આવરણ વિના વિક્ષેપ એકલો રહી શકતો હોય તો ભલે રહે, આપણું કામ માત્ર આવરણ ફેડવાનું છે. વિદ્યારણ્યમુનિ પણ ઈશ્વર સૃષ્ટિ અને જીવસૃષ્ટિ એવા સૃષ્ટિના બે ભેદ પાડીને કહે છે કે જ્ઞાને કરીને જીવસૃષ્ટિનો નાશ કરી શકાય છે, ઈશ્વરસૃષ્ટિનો કરી શકાતો નથી, . કરવાની જરૂર પણ નથી; જ્ઞાન થતાં, આ જગત્‌ના તે તે પદાર્થો નાશ પામશે વા દેખાતા અટકશે એમ સમજવાનું નથી; પદાર્થો તો રહેશે અને દેખાશે, પણ એ પદાર્થોમાંથી જ્ઞાનીને મોહ ઉડી જશે, એટલે પછી એ બન્ધનકર્તા રહેશે નહિ; વિષયનું ઝેર નીકળી ગયું એટલે બસ. ઉપરની હોરીનું રૂપક લઈએ તો-પરમાત્માની આ બ્રહ્માંડરૂપી પીચકારી ભલે પોતાનું કામ કર્યાં જાય, એથી હાનિ નથી; એ ' પીચકારી ' માં જે ' ગુલાલ ' ભળેલો છે એજ માણસને અન્ધ કરી નાંખે છે. માટે એ 'ગુલાલ' ને આંખમાંથી કાઢવો એમ ઉપદેશ લેવાનો છે.

અત્રે પ્રશ્ન થશે કે પરમાત્મામાં આવરણશક્તિ કેમ સંભવે ? કેમ સંભવે એનો વિચાર આપણે પછીથી કરીશું—પ્રથમ તો એટલી ખાતરી કરી લઈએ કે એ અનુભવાય છે કે નહિ. અનુભવાય છે એ વાતની કોઈ જ ના નહિ કહી શકે. જેઓ શાંકરવેદાન્તનો આ શબ્દ નહિ વાપરતા હોય તેઓ બીજા શબ્દમાં પણ એની એ જ વાત કહેતા જણાશે. ક્રિશ્ચનો કહે છે કે પરમાત્માએ મનુષ્યને કસવા માટે ' Temptations '- જગતની લાલચો ઊભી કરી છે, અને એમાંથી શુદ્ધ થઈ મનુષ્ય પરમાત્માની સમીપે જાય છે. પ્રાર્થનાસમાજના પન્થના આપણા વર્તમાન કવિ રા. નરસિંહરાવ પણ ગંભીર સ્વરે કહે છે કે—

" વિશ્વસંભી વિષયમોદની મધુરવરા,
દિવ્યધામપંથ જતાં આવી વિષધરા:
વિપથ દોરવા મથે....................."

એ ' વિષધરા ' મનુષ્યે પોતે બનાવેલી નથી. તેમ, મનુષ્યને ' વિપથ દોરવા ' મથવાની એની શક્તિ, વા એજ વસ્તુની બીજી બાજુ-મનુષ્યની વિપથ દોરાઈ જવાવાની શક્તિ-એ મનુષ્યે પોતે કરેલી નથી. એકની દોરવાની શક્તિ અને બીજાની દોરાવાની શક્તિ-એ બે એક જ વસ્તુસ્થિતિની બે બાજુઓ છે-તેની કાળજી અન્યને—પરમાત્માને—આરોપ્યા વિના ચાલતું નથી. અર્થાત્ કે પરમાત્મામાં આવરણશક્તિ છે એ સિદ્ધ વાત છે.

આ આવરણશક્તિનું અસ્તિત્વ સિદ્ધ કર્યા પછી બીજો પ્રશ્ન એ ઊઠે છે કે પરમાત્મામાં એ સંભવે કેમ? સગુણબ્રહ્મવાદની ભાષામાં બોલીએ તો, પરમ 'દયાકર' પ્રભુ સાથે મનુષ્ય પ્રત્યે આવી વિપ્રલંભી ક્રૂરતા કેમ ઘટી શકે? એનો ઉત્તર સગુણબ્રહ્મવાદી એવો કરે છે કે વિષયની લાલચોને તાબે થવું કે નહિ એ બાબત પ્રભુએ મનુષ્યને સ્વતન્ત્રતા બક્ષી છે. શાંકર-વેદાન્તીઓમાંના કેટલાક માયા અને અવિદ્યા એમ બે ભેદ પાડીને માયા પ્રભુની ગણે છે અને અવિદ્યા જીવની ગણે છે—એટલે માયામાં લપટાવા રૂપી અવિદ્યામાં જીવ પોતે જ કારણ રહે છે, અને ઈશ્વરને માથે એનો દોષ ચઢતો નથી. વિષય પ્રત્યેના રાગદ્વેષાદિને જીવની સૃષ્ટિરૂપે માનવાથી પણ એજ કાર્ય સધાય છે. પણ ખરૂં જોતાં આ ઉત્તરથી છેવટનું સમાધાન થઈ જતું નથી. આ લાલચોને તાબે થવું, રાગદ્વેષાદિ ધરવા—એમાં જીવ કારણ છે ખરો; પણ આપણો પ્રશ્ન તો એ છે કે જીવ ઉપર એ તોફાન આવે છે ક્યાંથી? એ તોફાન વચ્ચે અડગ રહેવું એ ભલે જીવના સામર્થ્યની વાત હો; પણ આપણે તો એ તોફાનના કારણનો વિચાર કરવા બેઠા છીએ, તેનો ખુલાસો ઉપરના જવાબમાં આવતો નથી.

કેટલાક આ તોફાન ઈશ્વરથી જુદી 'શેતાન' નામની શક્તિથી ઉત્પન્ન થએલું માને છે. કેટલાક ઈશ્વરનો છેવટનો ઇરાદો મનુષ્યને વિજયી કરવાનો હોવાથી આસારના તોફાનનો પરિણામની દૃષ્ટિએ બચાવ કરે છે. પણ આ બંને માર્ગ ખામી ભરેલા છે. શેતાન નામની ઈશ્વરે ઉત્પન્ન ન કરેલી એવી શક્તિ માનવાથી ઈશ્વરની અપરિચ્છિન્ન પ્રભુતાને બાધ આવે છે. વળી, પરિણામ (સાધ્ય)ની દૃષ્ટિએ સાધનનો બચાવ કરવો, એ મનુષ્ય માટે ચાલે—પણ તે પ્રભુમાં શોભતો નથી: માત્ર પરિણામ સારૂં આવશે એટલાથી સન્તોષ માનવા કહેવું એ તો અસારની સ્થિતિને ક્ષન્તવ્ય ગણવાની ઈશ્વર તરફથી વિનંતિ કરવા જેવું, ક્ષમા યાચવા જેવું, થાય છે.

આ છેવટની મુશ્કેલીઓની જાળ કેવી ગુંચવણભરેલી છે એ આટલા મનનથી સમજાયું હશેજ. એ જાળના છેદન માટે બીજા જે જે યત્નો થયા છે તે બધાનું એક માસિક પત્રમાં નિરૂપણ કરવાનો લોભ રાખવો અયોગ્ય છે. તથાપિ છેવટ જતાં જતાં બે મહત્ત્વના ખુલાસા નોંધીશું.

એક ખુલાસો એવો છે કે રાગદ્વેષાદિ વૃત્તિઓ અવિદ્યાથી ઉપજેલી છે, અને એ અવિદ્યા જીવના પોતાના જ પૂર્વ પૂર્વ જન્મનાં કર્મોનું ફળ છે. પણ તે સામે એક વાંધો સુલભ છે: આસારની અવિદ્યા એ પૂર્વ જન્મના કર્મથી; પૂર્વ જન્મનું કર્મ તે પહેલાની અવિદ્યાથી; એ અવિદ્યા તે પહેલાંના કર્મથી એમ પાછળ અનવસ્થા ચાલશે! આ દોષનો પરિહાર શાંકર-વેદાન્તી એવો કરશે કે—અનવસ્થા ભલે ચાલે; ચાલવી જ જોઈએ; જગતની કોઈ પણ કાળે શરૂઆત થએલી માનીએ તો તે પહેલાનો કાળ કેમ ખાલી પડી રહ્યો હતો એમ નિરુત્તર પ્રશ્ન થાય; માટે પાછળ જન્મોજન્મની હાર ચાલ્યાં કરવી જ જોઈએ, એટલે પૂર્વોક્ત અવિદ્યા અને કર્મની કાર્યકારણતાની લીટી પાછળ લંબાયાં જ કરે તો તેથી બાધ નથી. પણ આ ખુલાસો ઉપર જણાવેલા ખુલાસાથી બહુ આગળ વધતો નથી. એમાં મનુષ્ય, અજ્ઞાન માટેની જવાબદારી પરમાત્માને વળગવા ન દેતાં, પોતાને માથે રાખવાનો યત્ન કરે છે; અને જેમ રજ્જુને સર્પ જાણનાર મનુષ્યની ભ્રાન્તિ માટે રજ્જુ જવાબદાર નથી તેમ રા-

ગઢેપરૂપી પરમાત્મવિષયક અજ્ઞાનને માટે પરમાત્મા જવાબદાર નથી એમ બતાવે છે. પણ ખરૂં જોતાં, હજી મ્હોટો પ્રશ્ન તો રહે છે જ કે કર્મ અને અવિદ્યાનો ગડમથલ જીવને વળગાડનાર કોણ? આ વૃક્ષનું બીજ પહેલાંના વૃક્ષમાંથી, એ વૃક્ષ તેનાથી પણ પહેલાંના બીજમાંથી, એમ દાખલો અવિદ્યા પૂર્વ જન્મનાં કર્મોથી, એ કર્મ તે પહેલાંની અવિદ્યાથી, એમ જવાબ દેવામાં આવ્યો, અને એવી અનવસ્થામાં ઉપપત્તિ છે એ ઉત્તર પણ ઠીક છે; પરન્તુ જરા અવિદ્યાનું સ્વરૂપ તપાસી જોશો તો જણાશે કે એક અવિદ્યા બીજી અવિદ્યા ત્રીજી અવિદ્યા એવા, એક બીજ બીજું બીજ ત્રીજું બીજ એના જેવા, જુદા જુદા નંબરો નથી કે જે પૂર્વે જન્મનાં કર્મોનો ખુલાસો આપી શકે. અવિદ્યા એક જ ચાલી આવે છે; અને અવિદ્યાથી બનેલાં કર્મોને અવિદ્યાના કારણ રૂપે સ્થાપવાં એમાં અન્યોન્યાશ્રય દોષ રહેલો છે. તેથી શાંકરવેદાન્તી રામાનુજાચાર્યની માફક અવિદ્યાને પૂર્વજન્મનાં કર્મની કરેલી ન માનતાં અનાદિ માને છે.

હવે આપણે પૂર્વોક્ત દૂષણનું છેવટનું સમાધાન સાંભળીએ. શાંકરવેદાન્તી કહે છે કે—તમે જે દૂષણ બતાવ્યું એજ મારું ભૂષણ છે હું કબુલ કરું છું કે પરમાત્મા અવિદ્યાને કરે એ સંભવતું નથી; તેમ, પરમાત્માનો સ્વામી જાય બીજાને સરખા અસ્તિત્વના હકથી અનાદિ કાળથી એ ચાલતી આવતી હોય એ પણ સંભવતું નથી. પરમાત્માની સાથે એને જોડતાં પગલે પગલે દોષ આવે છે એમાં પણ ના કહેવાય એમ નથી; પણ એ સાથે એ પણ સિદ્ધ વાત છે કે અવિદ્યા અનુભવાય છે તો ખરી; તો હવે, આ બે વાત જેવી છે તેવી લો, અને બેને સાથે મૂકી એમાંથી જે ફલિત થતું હોય તે બેધડક કાઢો. અવિદ્યા અનુભવાય છે અને છતાં એનું અસ્તિત્વ અસંખ્ય દૂષણોથી ભરેલું છે—એનું જ નામ Irrationality, Unreason 'અવિદ્યા'. જેનો ખુલાસો થઈ શકે, જેને કાર્યકારણની સાંકળમાં જોડી શકાય, જેને પરમાત્મામાંથી ફલિત કરી શકાય, એ 'અવિદ્યા' જ ન કહેવાય. એ પરમ સત્‌માંથી ફલિત નથી થતી અને છતાં પ્રતીત થાય છે; માટે, જ એને અમે 'સત્-અસત્ અનિર્વચનીય' જેને સત્ પણ ન કહેવાય અને અસત્ પણ ન કહેવાય-એવી વર્ણવીએ છીએ. તમે કહેશો કે આ તો યથાર્થ જવાબ ન થયો. ન થયો, જો તમે જેવા જવાબની આશા રાખી બેઠા હતા તેવો જ જવાબ યથાર્થ ગણાતો હોય તો. બાકી ખરી વાત તો એ છે કે જેવી વસ્તુ હોય તેવી કહેવી એજ યથાર્થ જવાબ છે. અવિદ્યાનું ખરું સ્વરૂપ જ અનિર્વચનીય હોવું ઘટે છે, અને છે પણ તેવું જ. એટલે અમારો ઉત્તર સર્વથા બરાબર છે. "નિર્ગુણબ્રહ્મવાદીના આ અનિર્વચનીયતાવાદને સગુણબ્રહ્મવાદીના" અજ્ઞેયતાવાદથી પૃથક્ કરીને સમજવો જોઇએ. સગુણવાદી વિશ્વમાં અવિદ્યાનું અસ્તિત્વ સ્વીકારે છે, અને જ્યારે એ અવિદ્યા પરમાત્માની દયા સાથે અસંગત છે એમ બતાવવામાં આવે છે ત્યારે એ એવો ઉત્તર વાળે છે કે પરમ દયાળુ પરમાત્માનો એ અવિદ્યા સર્જવામાં શો હેતુ હશે એ અત્યારે આપણી અલ્પતાને લીધે સમજાતું નથી. પણ માની લેવું જ જોઇએ કે એ 'દયાપના' નો હેતુ કાંઈક સારો જ હશે. પણ મનુષ્યબુદ્ધિને આમ એક વખત ઉત્થાન ખમવા દઇ પછી એને એકદમ દબાવી દેવી એ અયોગ્ય છે. 'આપણે જાણતા નથી' એવા અજ્ઞેયતાવાદનું જ જો છેવટે શરણ લેવું વાજબી હોય તો તે આરં-

બમાં જ કેમ ન લેવું? જગતનો કર્તા ઈશ્વર છે એટલે સુધી જવાની પણ શી જરૂર! આપણે અલ્પજ્ઞ મનુષ્ય જાણતા નથી કે આ જગત કોણે ઉત્પન્ન કર્યું વા શી રીતે ઉત્પન્ન થયું—એમ અજ્ઞેયતાવાદ પ્રાપ્ત થઇ ઇશ્વરના અસ્તિત્વના સિદ્ધાન્તને બાધ આવે. માટે મનુષ્યબુદ્ધિરૂપી જે ડાળ ઉપર આપણે બેઠા છીએ તે જ ડાળને કાપવી એ બરાબર નથી. નિર્ગુણબ્રહ્મવાદીનો અનિર્વચનીયતાવાદ આવો નથી. એ વાદ પ્રમાણે, આપણે અવિદ્યાના અસ્તિત્વમાં પરમાત્માનો શો હેતુ રહેલો હશે એ સમજતા નથી એમ નહિ, પણ અવિદ્યાને વાસ્તવિક અસ્તિત્વ જ નથી: અને જે મિથ્યા છે તેના ખુલાસાની જરૂર નથી, અને તેનો ખુલાસો સંભવતો નથી.

અનિર્વચનીય અસ્તિત્વ એ અસ્તિત્વ જ નથી, છતાં એમાં સહજ પણ અસ્તિત્વનો ગન્ધ રહેતો હોય તો તેનો નિષેધ કરી બીજા શાંકરવેદાન્તીઓ એ કરતાં પણ આગળ જાય છે તેઓના સિદ્ધાન્ત પ્રમાણે આ અવિદ્યા જેમ પરમાત્માની કરેલી નથી, અને મિથ્યા હોઈ પરમાત્માના અદ્વિતીયત્વને બાધ કરતી નથી, તેમ એ જીવની ઉપજાવેલી પણ નથી—જીવનું જીવત્વ જ એનાથી બન્યું રહ્યું છે. ત્યારે શું એ જીવ થકી પ્રકૃસિદ્ધ છે? એમ પણ નથી. અવિદ્યાને લઇને જીવ છે અને જીવને લઇને અવિદ્યા છે. અને છતાં અન્યોન્યાશ્રય દોષ આવતો નથી; એવી રીતે કે, જીવનું જીવપણું એનું જ નામાન્તર અવિદ્યા છે, અને અવિદ્યાનું પ્રતીત થવું એમાં જ જીવનું જીવપણું છે—અર્થાત્ જ્યાં જીવભાવ અને અવિદ્યા એક જ વસ્તુસ્થિતિના બે નામ છે, ત્યાં કાર્ય કારણ ભાવની મુશ્કેલીનો કે અન્યોન્યાશ્રય દોષનો પ્રસંગ જ શો? બીજું, એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે 'અવિદ્યા' એ નામે કોઇ વસ્તુ સત્ પદાર્થ નથી કે જેનો જીવ સાથે સંબન્ધ કેણે કર્યો એવો પ્રશ્ન વાજબી ગણાય. જીવે પોતાને જીવ જાણવો અને જગતને જગત્ જાણવું, અને એ રીતે પરમાત્માનું ખરૂં સ્વરૂપ જોતા છતાં ન જોવું—એનું જ નામ અવિદ્યા છે. એટલે કે આ ત્રણ અક્ષરના શબ્દવડે જીવ અને જગતના વાસ્તવિક અસ્તિત્વનો નિષેધ કરવો એ સિવાય બીજું તાત્પર્ય નથી. અવિદ્યા કોઇ એવી શક્તિ નથી કે જેણે અત્યાર સુધી જગત્ નહોતું તેને અત્યારે ઉપજાવ્યું હોય અને હવે પછી નાશ કરવાનું હોય. જે અર્થમાં એ અત્યારે છે એ અર્થમાં એ પૂર્વે પણ હતું અને ભવિષ્યમાં પણ હશે, અને જે અર્થમાં એ પૂર્વે નહોતું અને ભવિષ્યમાં નહિ હોય એ અર્થમાં એ અત્યારે પણ નથી. માટે ગૌડપાદકારિકામાં કહેલું છે કે " आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपितत्तथा " અને એનો જ અનુવાદ કરી કવિ કહે છે—

" होरी कछु बनी न बनाइ. "

એ " હોરી "—અવિદ્યાનો વિલાસ—કાંઇ બન્યો નથી અને બનવાનો નથી. 'અવિદ્યા' એ તો નામ માત્ર છે, જગત્ માત્ર ભાસે છે; પણ ભાસે છે એમ કહેવામાં જ, चित् (ભાસ) અને सत्‌ની (છે) સાથે એના એકતાનું પ્રતિપાદન થઇ જાય છે: કારણ કે अस्ति અને भाति—હોવું અને ભાસવું—એ બ્રહ્મનું જ સ્વરૂપ છે.

તન્ત્રી.

# હિંદની જાગ્રતિ.

સ્થૂલ-જડ વૃદ્ધિની જાગ્રતિની વાત સંભવિત થતા પૂર્વે આધ્યાત્મિકજાગ્રતિની પ્રથમ આવશ્યકતા વિશે, તમને અને હિંદુસ્થાનના અન્ય વિભાગોમાંના તમારા જેવાઓને ઘણાં વર્ષો થયાં આગ્રહ પૂર્વક ભાર મૂકીને હુ કહેતી આવી છું. આ દેશમાં થીઓસોફીકલ મંડલની સ્થાપના પછીનાં ઘણાં વર્ષોમાં, ધર્મની ઉપયોગિતા વિશે, આધ્યાત્મિક જ્ઞાનની આવશ્યકતા વિશે વારંવાર ભાર મૂકીને કહેવામાં આવ્યું છે, વારંવાર આગ્રહ કરવામાં આવ્યો છે આમ કરવામાં આવા ઉપદેશરૂપ સંદેશના પુનઃપ્રચારકો, દૂરના ભૂત કાલના પોતાના પૂર્વજોનાં પગલાંમાં ચાલતા હતા. જેમનો હમેશનો એવો સિદ્ધાંત છે કે, સર્વ દશ્યપદાર્થો પરમાત્મામાંથી આવિર્ભાવ પામે છે, તથા પરમાત્મમયજીવન વિના, પ્રાણિ, વનસ્પતિ અથવા ખનિજવર્ગનું જીવન પણ સંભવિ શકતું નથી હિંદુસ્થાનના પ્રાચીનતત્વશાસ્ત્રના આ ગંભિર સત્યમાંજ સર્વ પ્રકારની વૃદ્ધિ-ઉન્નતિનો આધાર છે. એક પરમાત્મા, માત્ર એકજ, એક જીવન, અન્ય કોઇ પણ નહિ, પરમાત્મમય જીવનમાંથી આવિર્ભાવ પામતો દરેક પદાર્થ, અનંતમય પરમાત્મમાં આરોપિત થયેલો છે. મેં તમારે માટે પહેલાં કોઇ કોઇવાર હિંદની અવનતીનો ક્રમ દર્શાવ્યો છે, જીવંત પરમાત્માને સ્વર્ગીય સૂર્યરૂપે જોવામાં આવતા હતા તે સમયના મહાન્ આધ્યાત્મિક કાલથી માંડીને પછીના સમયમાં આધ્યાત્મિકતાના વિનાશ સાથે, સર્વ પ્રકારના ઇચ્છિત પદાર્થોનો વિનાશ કેવી રીતે થતો ગયો તે પણ દર્શાવી આપ્યું છે. ગયે વર્ષે આ સ્થલે આવા પ્રકારની એક વિશાલ સભા સમક્ષ મેં એક વ્યાખ્યાન આપ્યું હતુ પ્રથમ આધ્યાત્મિક જીવન કેવી રીતે ઘટતું ચાલ્યું, પછી બુદ્ધિયુક્ત વિચારનો, ઉત્પાદક બુદ્ધિનો વિનાશ થતો ગયો, અને આ સર્વ બનતો સંધ્યાસમયપર્યંત પહોંચ્યા પછીજ સ્થૂલ સમૃદ્ધિનો ધીમો વિનાશ થતો ચાલ્યો, એ વિશે તમને ભાર મૂકીને જણાવ્યાનું મને યાદ છે જે ક્રમમાં અવનતિ ચાલતાં ગઇ છે તેજ ક્રમમાં હિંદુસ્થાનના જીવનની જાગ્રતિ પુનરૂદ્ધાર અનુસરવો જોઇએ, એ વાત તમને તે સમયે કહ્યાનું યાદ હશે પ્રાચીન આધ્યાત્મિકતાનો, સત્યધર્મનો, અસ્તિત્વના સૂક્ષ્મ ગૂઢ સિદ્ધાંતોની ઉંડી સમજનો, સર્વથી પ્રથમ પુનરૂદ્ધાર થવો જોઇએ. વિશાલ વિસ્તારમાં તેનો પ્રચાર થયા પછી, બુદ્ધિની કેલવણી, સુધારણા અને નિયમન અવશ્ય થવું જોઇએ, કે જેથી એક બુદ્ધિયુક્ત ગોઠવાયલી તથા બુદ્ધિપૂર્વક નિયમાયલી કેલવણી દેશની ભાવિ સમૃદ્ધિને કેળવી શકે. આધ્યાત્મિક જીવન એકવાર ફરીથી પ્રબલ બનતાં, વિદ્યાબુદ્ધિમય જીવન એક વાર ફરીથી આકર્ષક થતાં, માત્ર આમ થયા પછીજ સ્થૂલસમૃદ્ધિ સુરક્ષિત રીતે પાછી આવશે, એમ તમને કહ્યાનું મને યાદ છે. એક પરમાત્માના જ્ઞાનવાળા, એક સામાન્ય જીવનના અનુભવમાંથી ઉદ્ભવતા સ્વાર્થરાહિત્યવાળા મનુષ્યોના હસ્તમાંજ એક પ્રજાનું સ્થૂલનિયમન સોંપી શકાય. ભૂતકાલનાં ઘણાં વર્ષથી હિંદની જાગ્રતિ આ દિશામાંજ ચાલતાં ગઇ છે પ્રથમ ધાર્મિક મહાન્ પુનરૂદ્ધારનો આરંભ થયો. સીલોનના ટાપુમાં બુદ્ધધર્મના પુનરૂદ્ધાર સાથે તેનો પ્રારંભ થયો, જ્યાં જો તમને યાદ હોય તો શ્રદ્ધાની પુનઃ—જાગૃતિની દિશામાં કેલવણી અનુસરી. દેશના એક ખુણાથી બીજા ખુણા સુધી, હિમાલયથી કુમારીકાદેવી સુધી પસરેલા તથા એક યથાર્થ વાતરૂપે સ્વીકારાયલા, હિંદ

ધર્મના મહાન્ પુનરૂદ્ધારનો પછીથી પ્રારંભ થયો. તેની યોગ્ય દિશામાં દોરવાયલી કેલવણીમાંજ ભૂતકાલને યોગ્ય નિવડે એવા અને તેટલા માટે ભાવિને બાંધવાને સમર્થ એવા પૌરજનો તૈયાર કરવાનો માતૃભુમિને કેળવવાનો એક માર્ગ છે. અને આ સર્વેમાંથી એક સંપૂર્ણ, પ્રજાના સમૃદ્ધ પ્રજાકીયજીવનનાં અનેકવિધકર્તવ્યો ઉભાં થાય છે, જે હજુ હિંદના જોવામાં કોઇ વખત આવ્યાં નથી, પરંતુ ભાવિદિનોમાં હિંદ એક 'એવું થવાનુંજ છે, એ 'વાતનો પછીથી સ્વીકાર થવા' લાગ્યો.

આપણામાંના ઘણા આશા રાખતા હતા તેના કરતાં ઘણીજ ઝડપથી જડજાગ્રતિમાંથી હવે ફેરફાર થયો છે. મારા માનવા પ્રમાણે પ્રજાઓનાં પ્રારબ્ધોને ઘણા જ્ઞાનવાળા અને ઘણા પ્રેમવાળા પુરૂષો નિયમન કરનારા હોય છે, કે જેથી કંઇ પણ ઘણું જલદી અથવા ઘણુ મોડું થાય નહિ, એ વિના માગ ધારવા પ્રમાણે આ ફેરફારનો પ્રારંભ ઘણોજ જલદીથી થયો છે પરંતુ અંધદષ્ટિથી અવલોકતાં આપણા ચક્ષુઓને લીધે આપણે ઘણીવાર એવુ કહેવાના વલણવાળા થઇએ છીએ કે, હિંદના ભલા માટે યોગ્ય થઈ પડે તેના કરતાં બનાવો ઘણીજ ઝડપથી પસાર થાય છે. સ્થૂલપ્રવૃત્તિના બુદ્ધિયુક્તનિયમન માટે બાલ્યકાલથી ધર્મમાં અને સત્ય જ્ઞાનમાં કેળવાયેલાં અને તેથી સ્થિર અને શાંત મગજવાળાં તથા પ્રબલ અને શાંત હસ્તવાળાં મનુષ્યોની આપણે જરૂર છે. વર્તમાન ક્ષણે તો તમે લોકમાન્યંગન અને હૃદયનેજ સ્પર્શી શકો છો ; તમે એવી શક્તિયોને જન્મ આપો છો કે જે બુદ્ધિના નિયમનની પાર જતી રહે એવી છે. લોકમાન્ય પ્રવૃત્તિને યથાર્થ માર્ગે વાળવા માટે હિંમત અને દૃઢ વિચારકોના એક કેન્દ્રની તેને જરૂર છે. હિંદના ભવિની મહાન્ ઉપયોગિતાની આ ક્ષણે આપણા ઉપર આવી પડેલા વિચારરૂપી મહાન્ પૂરમાં આપણે બુદ્ધિપૂર્વક કઇ દિશાએ પ્રવર્તવું જોઇએ, એ વિચારવુ અત્યંત જરૂરનું છે. પ્રથમ બોલેલા વાક્યના વિચારમાં હું એક ક્ષણવાર સ્થિર થાઉં છું.—નિયમન કરતા પુરૂષો, પ્રજાઓના ભાવિને ઘડનાર જ્ઞાન અને પ્રેમ દિવ્ય અને સ્થૂલ સૃષ્ટિઓ મિશ્રિત બનેલા વાતાવરણમાં ઉછરેલા તમને આ કઇ એક નવો વિચાર નથી, દેવો, ઓજસ્વિપત્વો, માનવોના કાર્યોમાં ભાગ લે છે, એ પણ કઈ એક નવો વિચાર નથી. દરેક પ્રજાને પોતાના ખાસ દેવતાઓ હોય છે, તેઓ તેમના બનાવોને નિયમે છે, તેના વર્તમાન અને ભાવિને યોજી કાઢે છે. એ વિચાર, ધર્મના પ્રાચીન પ્રકાશને વીસરી જવાને લીધે, ઘણાઓને વિચિત્ર લાગે તો પણ, તમારે માટે એક નવીન વાત હોય એમ થવાની જરૂર નથી. માટે તમને યાદ આપવી જોઇએ કે માનવ કર્યોમાં ભાગ લેતા વિશાલ અદૃશ્ય દેવગણમાં, અનેક ક્રમના દેવો હોય છે તેમજ ઘણા મહાન્ ઋષિયો હોય છે, જેઓ બનાવોને યોજી કાઢે છે અને નિયમે છે' સર્વથી પ્રથમ પરમાત્માની પોતાની, ઇશ્વરની, વિશ્વના સામ્રાજ્ય કર્તાની એક યોજના જે સૃષ્ટિના નિર્માણદિનોના 'ઉષઃકાલમાં વિશ્વને ચાલ્યાં જવાના માર્ગરૂપ ઉત્ક્રાંતિક્રમની યુક્તિને યોજી કાઢે છે. પરમાત્માના મનસમાંની અસંખ્ય ભાવનાઓમાંથી, મસ્થાનુ બંધારણ'કર્તા ઇશ્વર થોડાક ભાગને પસંદ કરે છે, પોતાની સંસ્થા માટેના સાધનોને યોજે છે તથા પોતાના આવિર્ભાવની યોજના ઘડી કાઢે છે. માત્ર તેજ તે સ્વરૂપને યોજી કાઢે છે, જે ઉત્ક્રાંતિ પામતા વિશ્વનો ઇતિહાસ

ક્રમે ક્રમે ખુલ્લી કરે છે; તેમાં કોઇથી ફેરફાર ન થઈ શકે માટે તે યોજના થઇ છે, અન્યથી તેમાં સુધારો થઇ શકે એમ પણ નથી, આપણી કલ્પનામાં ના ઉતરી શકે એવા જ્ઞાન વડે તથા જેના આગળ માનવ હૃદયનો ગાઢમાં ગાઢ પ્રેમ પણ એક નામની છાયા માત્ર છે એવા પ્રેમવડે એ યોજનાને યોજવામાં આવી છે પછીથી આપણે જેને મંત્રી રૂપે ગણી શકીએ એવાના હસ્તમાં આ યોજનાને પાર પાડવાનું આવી પડે છે. પ્રાચીન ભૂતકાલની સંસ્થાઓના સમયના મહાપુરૂષો તેની સાથે કાર્યમાં રહીને નવીન માનવ જાતને ઘડવામાં મદદ કરે છે; તેમના હસ્તમાં આ યોજનાને સોંપવામાં આવી છે અને તેમના જ્ઞાની વિચારો અને બલવાન્ કાર્યો, એ યોજનાને આપણે જેને ઇતિહાસ કહીએ છીએ એવા વીગતવાર વૃત્તાંતમાં લાવી મૂકે છે, તેઓ દરેક પ્રજાના કાર્ય ક્રમને યોજી કાઢે છે. એ મહાન્ યોજનામાં દરેક ભાગને ભજવવાનું પણ નિશ્ચિત કરે છે. ઉપદેષ્ટાઓના એક મહાન્ દેવગણવાળા, એક પ્રજા ઉપર રાજ્ય ચલાવનાર દેવને, પ્રજાના ઇતિહાસમાં એ ભાગ ભજવવાનું સોંપવામાં આવ્યું હોય છે. આ યોજના સમગ્રમાનવ જાત માટે છે, કોઇ એક પ્રજા માટે નથી અને દરેક પ્રજાને એક ક્ષણ માટે ભલે તો સુખ અથવા દુઃખ માટે પોતપોતાનો ભાગ ભજવવાનો છે; માનવજાતના ઇતિહાસનું ઉંડું અવલોકન કરનારાઓ, પડદા પાછળ કાર્ય કરતી શક્તિને ઓળખી શકે છે. ગૃહવ્યવસ્થાના જ્ઞાનનો અનુભવ થતા પૂર્વે તમારે ગૃહસ્થની ઇચ્છા અને રૂચિ જાણવી જોઇએ, કારણ કે માત્ર બાલકો અને ચાકરોને જ તપાસવાથી ગૃહવ્યવસ્થા શી રીતે ચાલે છે, એ તમારાથી કહી શકાશે નહિ—તેવીજ રીતે પ્રજાના ઇતિહાસમાં પોતાને સોંપેલાં વિવિધ કાર્યો બજાવતા રાજાઓ, રાજ્યના મોભાદાર પુરૂષો ઉમરાવો, સરદારોને જ અવલોકવાથી ખરી સ્થિતિ જાણી શકાતી નથી, ગૃહવ્યવહારને, એક ગૃહસ્થસંસ્થાને ઉપજાવતા અને નિયમતા તેમના પછવાડે રહેલા પુરૂષો પ્રતિ તમારે જોવું જોઇએ. હિંદુસ્થાન વિશે વિચારતાં આપણને માલમ પડે છે કે અન્ય સર્વ પ્રજાઓની પેઠે હિંદુસ્થાનને પણ એક હિતનો દેવ છે—પ્રજાના કરનો ઉચ્ચ પદે વસનાર, સૈકાંનાં સૈકાં થયા દુનિયાના ઇતિહાસમાં પોતાની પ્રજા માટે સંપાયેલા ભાગને ભજવનાર એક દેવગણ. ભૂતકાલના સર્વ પ્રકારના વિઘ્ન, સંકટ અને અવનતિમાંથી તેમણે તેનું રક્ષણ કર્યું છે. આ વિશે હમણાં મારે વિસ્તારથી કંઇ કહેવાનું નથી. કાલ પ્રાતઃકાલના ભાષણ આ કુરૂક્ષેત્ર વિશે બોલતાં, હિંદુસ્થાનને જે જે સંકટોમાંથી પસાર થવું પડયું છે, તેનાં કારણો વિશે થોડુંક બોલવું થશે. એક ક્ષણવાર આ વાતને રહેવા દઇને આપણે માટે અત્યંત આવશ્યક, વર્તમાનકાલ અને તેના કાર્ય ક્રમ પ્રતિ હવે આપણે વળીએ.

સર્વથી પ્રથમ, ભૂતકાલની વિજયવંત પ્રજાઓના કરતાં વિશેષ બલવાન્ પ્રજારૂપે, દુનિયાની પ્રજાઓમાં હિંદુસ્થાન પોતાનું સ્થાન પ્રાપ્ત કરે એટલા માટે દેશના વિવિધ ધર્મોને સજીવન કરનાર આધ્યાત્મિકસંદેશવાહકના વંશજોનું આવવું થયું. આ પ્રમાણે વિશાલક્ષેત્રમાં કાર્ય કરવામાં આવ્યું છે. હિંદુધર્મ અને બુદ્ધધર્મ વિશે મારે બોલવું છે. પરંતુ દરેક ધર્મને અમુક આધ્યાત્મિક અસરનો લાભ મળે છે એટલું તમારે યાદ રાખવું જોઇએ અને આ અસરના અવલોકન રૂપે જરથુસ્તના અનુયાયીઓની જાતનો દૃષ્ટાંત લ્યો, જેમનો

સમગ્ર વિચાર, ભૂતકાળમાં જડવાદપ્રતિ વલણ ધરાવતો હતો તેને બદલે હમણાં હમણાંમાં અધ્યાત્મવાદ પ્રતિનું પોતાનું વલણ બદલતો ગયો છે, જો કે આમાં પણ અત્રતત્ર, થોડી ઘણી ભૂલો સંભવિ શકે. એક અન્ય ધર્મ-ઇસ્લામ છે. નવીન આધ્યાત્મિકજાગ્રતિની તે ઘણી થોડી અસર દર્શાવે છે, તેમાં પણ ઉપરના કાર્યનો પ્રારંભ થયો છે અને આશાભર્યાં ચિહ્નો દર્શાવે છે, જેથી ઇસ્લામધર્મ પણ આધ્યાત્મિકજીવનમાં પોતનું સ્થાન પ્રાપ્ત કરશે, તથા તેના ભાવિમાં છે તેમ હિંદના પુનઃ-બંધારણમાં પોતાનો ભાગ ભજવવાને આધ્યાત્મિક રીતે કુશલ નિવડશે હિંદ જેવું થવું જોઇએ તેવું થવા માટે આવશ્યક વિદ્યાપરાયણ જીવનના કક્ષાનો હજુ તો આપણે પ્રારંભ કર્યો છે. જ્યારે એક પ્રજા, વૃદ્ધિના માર્ગમાં સંપૂર્ણ ઝડપથી આગળ વધી શકતી નથી, વિનતિ કરતા અવાજને પહોંચી વળવાને સંપૂર્ણ રીતે જાગ્રત નથી થતી, અપાતી ચેતવણીને લક્ષમાં લેવામાં આવતી નથી, ત્યારે તે પ્રજાના દેવો, પ્રજાને જાગૃત કરવા માટે તથા કઇ દિશાએ તેનો માર્ગ જવા યોગ્ય છે એ દર્શાવવા માટે, પોતાના હાથમાં રહેલા અન્ય ઉપાયો યોજે છે; દેવોના આ ઉપદેશો, અત્યંત આળસુ અશ્વને સતેજ કરતા ચાબુક સમાન છે, તથા તમાગથી ખંત અને જુસ્સાપૂર્વક સામે થવાતા પદાર્થોને એક પ્રજાકીય દુર્ભાગ્ય રૂપે જોઇ શકાય એમ છે. આ બાબતો યથાર્થતાથી અવલોકતાં, એક પ્રજાને દેવોના હૃદયમાં છે તેવા અતિપ્રસ્થાન પ્રતિ સહજ વધારે ઉતાવળથી લઇ જનાર ઉત્સાહક બળ સમાન છે; આ એક ખાસ સત્ય વાત છે, અને કેળવણીના સંબંધમાં એક દૃષ્ટાંત રૂપે આપણા વિચારકગમાં બંધ બેસતી થઈ પડશે. યથાર્થ રીતે સમજાતાં કેળવણી એ એક પ્રજાના પોતાના અધીનની વાત છે. પિતાઓ અને રક્ષકો; એ લોકો જ પ્રજાકીય કેળવણીને યોજનારાઓ છે. સમગ્ર દેશમાં કેટલી બધી વાર હિંદના દરેક વિભાગમાં શિષ્ટપુરૂષોને, કેળવણીની વાતને તેમના પોતાના હાથમાં લેવાનો તથા અન્યના હાથમાં તેને નિયમવાનું અને યોજવાનું નહિ રહેવા દેવાનો, મારા તરફથી આગ્રહ કરવામાં આવ્યો છે. થોડાં વર્ષ પહેલાં મુંબઇમાં કેળવણી અને પ્રજાકીયધર્મ વિષે બોલતાં, દરેક સ્ત્રીપુરૂષને, માતપિતાને, બાળકનાં કેળવણી અને આચારની મહાન્ જવાબદારી તેમના પોતાના શિર ઉપર જ છે એમ ભાર મુકીને આગ્રહથી કહ્યાનું મને યાદ છે. જો તમારે કહેવાતા વિદ્યાસંપન્નધંધાઓના ઓહદ્દાઓ, સરકારી નોકરીના ઓહદ્દાઓમાં, (તમે માત્ર ઓહદ્દાઓની સંખ્યામાં જ વધારો કરો છો.) નોકરોની સંખ્યાનું દદબારનું ઉભરાણ ના ઉભરાવવું હોય તો, તમારે અન્ય કશા માટે નહિ તો તમારા પોતાના સ્વાર્થને ખાતર પણ કેળવણીના નિયમન માટે જાગ્રત થવું જોઇએ, એમ તમને આગ્રહથી કહ્યાનું મને યાદ છે. એક પ્રજાના બંધારણ અને રાજ્યવ્યવસ્થા માટે આ બાબતો ગમે તેટલી ઉપયોગી હોય તોપણ, માત્ર આ બાબતોથીજ એક પ્રજાનું બંધારણ બંધાતું નથી. સરકારીનોકરીઓ અને વિદ્યાસંપન્ન ધંધાઓ, એ એક પ્રજાને મહાન્ બનાવવામાં સ્થૂલદૃષ્ટિબિંદુથી મહાન્ બાબતો નથી, પરંતુ યોગ્ય રીતે યોજાયલી શાસ્ત્રીય કૃષિવિદ્યા, અને પ્રજાકીયસમૃદ્ધિના બંધારણમાં સમાવેશ થતી અસંખ્યજાતની કારીગીરીઓ, કલાઓ અને ધંધાઓના પુનરૂદ્ધારમાં તેના મહત્વનો સમાવેશ થાય છે. જે દિશાએ કેળવણીનો પ્રચાર પ્રવર્તે છે તેમાં આ બાબતોને એક બાજુએ મૂકી દેવામાં આવે છે. એ વાતનો ભાર લોક ઉપર આવી પડે છે. તમે આ બાબત ઉપાડી લેવાને સમર્થ છો

તો સરકારનો વાંક કાઢવો એ નિરૂપયોગી તથા સમય બગાડવા જેવું છે. સરકાર કેળવણી પછળ જે પૈસા ખરચે છે તેમાંનો દરેક પઈ તમારા પોતાના ખીસ્સામાંથીજ આવે છે; મિશનરી વિનાની સ્કુલો અને કોલેજો બાંધવાનાં સર્વ પ્રકારનાં સાધનો તમારા પોતાના ખીસ્સામાંથીજ આવે છે. સરકારી કોલેજો અને મિશનરીસ્કુલોમાં તમારાં બાળકોને ન મોકલતાં, જો તમે તમારી પોતાની સ્કુલો અને કોલેજો બાંધી હોત, તેમાં તમારા પોતાના શિક્ષકોને યોજ્યા હોત, તો તમારે જોઇએ તેવા પ્રકારની કેળવણી ઉપજાવી શકાત. દેશમાં જોઇએ એટલો પૈસો નથી એ વાત બરોબર નથી. હિંદ ગરીબ છે, એ મારા જાણવામાં છે, તેમ તે એક રીતે ગરીબ છે, પરન્તુ તે હોવો જોઇએ તેના કરતાં વધારે ગરીબ નથી; શબ્દના સામાન્ય અર્થમાં બહુજ ગરીબ થઈ ગયો નથી. જ્યાં સુધી તમે, સંસ્કૃત શિક્ષણથી, સર્વ પ્રકારના જ્ઞાનથી રહિત મનુષ્યના વિશાળ સમૂહોનું, જેમનામાં તેમને આચ્છાદિત કરતા લુગડાના ટુકડા સિવાય સંન્યાસિના કોઈ પણ ગુણોનો સમાવેશ થતો નથી, પાલન પોષણ કરવા સમર્થ છો ત્યાં સુધી તે જરા પણ વધારે ગરીબ થઇ ગયો નથી; જ્યાં સુધી તમારી ધર્માદાસંસ્થાઓ પ્રાચીનદેવાલયોના જીર્ણોદ્ધારમાં લાખોને લાખો ખરચી શકે છે ત્યાં સુધી તે ગરીબ થઇ ગયો નથી. આથી તમારાં દાનકૃત્યોમાં વૃદ્ધિ થતી નથી. તમારે બીન જરૂરનાં દાનકૃત્યોની વૃદ્ધિ કરવાની જરૂર નથી, પરંતુ વિનાશકારક નિવડે એવા માર્ગોને બદલે ફલદાયક માર્ગોમાં વાળવાની જરૂર છે ત્યારેજ હિંદને પોતાનાં બાલબાલાઓને કેળવવાનો જોઇએ તેટલો પૈસો પ્રાપ્ત થઇ રહેશે, અને ભવિષ્યમાં હિંદમાં એક નવીનજીવન ઉપજાવી શકશો. દેવસ્થાનોના જીર્ણોદ્ધારના વિરૂદ્ધ મારે બોલવાનું નથી. 'એક મનુષ્યે, શ્રેષ્ઠતાથી, ઉચ્ચતાથી અને બુદ્ધિપૂર્વક પૂજાવિધિ આચરવો જોઇએ,' એ એક ઉત્તમ વાત છે. પૂજારીવર્ગને અજ્ઞાન, નિરક્ષરદશામાં રહેતા દે એવાં દેવાલયોના જીર્ણોદ્ધાર વિરૂદ્ધ મારૂં બોલવું છે; પોતાની છાયામાં શિક્ષણશાલાની હયાતી વિનાના, ખાસ કરીને શિક્ષણ આપવાના ફરજ વાળાઓથી ત્યાંના બાળકોને શિક્ષણ ન અપાતા એક દેવાલયના જીર્ણોદ્ધાર વિરૂદ્ધ મારે ભારમૂકીને બોલવાનું છે. દેવાલયોનાં શિખરો અને કલશો ઉપર થોડો સુવર્ણ ઢોળ ચઢાવો, અને બાલકબાલિકાઓનાં હૃદય ઉપર વિદ્યા રૂપી સુવર્ણ ઢોળ ચઢાવો. દેવાલયોને યોગ્ય વ્યવસ્થાક્રમમાં રાખો, પરંતુ નિરૂદ્યમી ભિક્ષુકોનાં ટોળાં પાછળ ગુમાવાતા તમારા પૈસાના થોડાક ભાગને બાલકોની કેળવણી પાછળ રોકો. પછીથીજ હિંદ પ્રજાઓના ક્રમમાં શીઘ્રતાથી અમરસ્થાન ધરાવશે, જલદીથી આગળ વધીને દુનિયાની પ્રજાઓમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરશે. આ કાર્ય તમારે ઉપાડી લેવાનું છે. ગયે વર્ષે થીઓસોફીના રાજ્યકીય વિદ્યા સાથેના સંબંધ વિષે બોલતાં, હિંદના દરેક ભાગમાં કેળવણી મંડળો ઉભાં કરવાની આવશ્યકતા વિષે મેં ભાર મૂકીને જણાવ્યું હતું. સરકારને આ બાબતમાં કંઇ કરવાનું નથી. આ માટે સરકારની પરવાનગી અને સત્તા માટે પૂછવાની તમારે જરા પણ જરૂર નથી. તમારે માત્ર થોડાક કુશલપુરૂષોને, રાજકુમારોને એકઠા કરવાના છે, ખાનગીથી નક્કી કરેલા એક ક્ષેત્ર માટે એક કેળવણી મંડળ બાંધવાનું છે,—વિદ્યા પ્રચારના વિચારને પોષવાનો છે. જેની જરૂર છે તે સરકારની મદદની નથી; તમારી પોતાનીજ મદદની અત્યંત જરૂર છે. આવાં કંટાળા ભરેલાં વર્ષોમાંથી પસાર થવાને પ્રથમ આત્મભક્તિની જરૂર છે કારણ કે માત્ર એજ માર્ગે યથાર્થ કેળવણીની સરથા સંભવિ શકે છે.

ચેકોની આજુબાજુમાં બકુટાને આમતેમ આવજા કરાવે છે, અને ઇસ્કેરણી અને લાગણી ના તથા મૂર્ખતાતચીતના મોટા જથ્થાને કાર્યરૂપી પરિણામમાં દર્શાવે છે. એક પ્રજારૂપી એન્જીનને ગતિમાન કર્તા શક્તિને ઉપજાવવા માટે આટલી બાબતો આવશ્યક છે. એ કાયદો પસાર થવાથી હું ખુશી થાઉં છું, કારણ કે એથી પોતાનાં બાલકોની કેલવણી પોતાના હાથમાં લેવાની લોકોને પ્રેરણા મળી રહી છે. પરંતુ શી રીતે ? યથાર્થ ઉદ્દેશથી પ્રારંભ કરો, અવળા ઉદ્દેશથી નહિ; પ્રથમ સમગ્ર દેશમાં કેલવણી મંડલો ઉભાં કરો, પછીથી ખાસ કરીને હિંદી યુવકોમાં, મોટા વેપારીઓમાં, મજુરીને રોજગારીઓમાં, એવો લોકમત કેળવો કે જેથી તેઓ હિંદીવિશ્વવિદ્યાલઓએ આપેલાં પ્રમાણપત્રોને નોકરી શોધનારાઓ માટે વજનદારગણે જ્યાં સુધી તમે આટલું કર્યું નથી ત્યાં સુધી તમે કંઇ કર્યું નથી. ગ્રેજ્યુએટોનો સ્વીકાર કરવાને તથા તેમને રોજીનાં સાધન પુરાં પાડવાને તેઓ તૈયાર ના હોય ત્યાં સુધી હિંદી યુનિવર્સિટીઓ સ્થાપવી કશા કામની નથી. છોકરાઓથી પ્રારંભ કરવો બીલકુલ સારો નથી. તમારે મનુષ્યોથી પ્રારંભ કરવો જોઇએ. હમણાં હમણાંમાં હું શા માટે સૂક્ષ્મ રીતે વર્તિ, એ બાબતની વર્તમાનમાં ઘણી ઉહાપોહ ચાલી રહી છે બાલકોને રાજકીય પ્રકરણમાં યોજવાના સંગે મારે પ્રબલતાથી થતું પડવું હતું, તેનું કારણ હું તમને સમજાવીશ; યુદ્ધના મોખરામાં યુવાનીઆઓને શા માટે ના હોમવા એ પણ સમજાવીશ. કલકત્તામાં શું થયું છે ! એક કેલવણી મંડલ સ્થાપવા માટે એક ઝનુની સભા મળી હતી. સારી વાત છે; પરંતુ ઢાકાની કોલેજમાં એક તાર આવ્યો. " પ્રજાકીય વિશ્વવિદ્યાલય સ્થપાયું છે, ઢાકા કોલેજ છોડો " કલકત્તેથી આવેલા તારને માનીને ૪૦૦૦ યુવકોએ કોલેજ છોડી, પરંતુ એ વિશ્વવિદ્યાલય ક્યાં છે, પ્રોફેસરોનું ક્યાં ઠેકાણું છે, વર્ગો અને મકાનનું ક્યાં ઠેકાણું છે, તેમને નોકરી આપનાર લોકો ક્યાં છે ? "મોખરે હોમવાની " જે વાત હું કહું છું તે આ છે. આવા એક ગાંડા તારના પ્રતિઉત્તરમાં ચારહજાર યુવકો જીંદગી પર્યંત ખરાબ થયા છે જ્યાં મનુષ્યોએ માર્ગ નિયમન કરવું જોઇએ તથા યુદ્ધમાં મોખરાનું વહન કરવું જોઇએ ત્યાં યુવકોને હોમાતા જોઇને, હું શાંતિ જાળવી શકું છું તો પણ આવી બાબતોને શા રીતે ટેકો આપી શકું ? આખા પૂર્વ બંગાલામાં વિમાસણમાં ચાર હજાર યુવકો માટે કોને દરકાર છે ? તેમની કેલવણી બંધ થઇ, તેમને માટે કોલેજો બંધ થઇ, કોલેજના મકાનને આગ લગાડવા માટે મૂર્ખ યુવકો પાછળ પોલીસ લાગી રહી છે, તેઓ માનવ દશામાં આવતાં તેમનું પોષણ કરવાને કોણ તૈયાર છે, તેમની કેલવણી કોણ પૂરી કરાવવાનું છે, અને દરેક કોલેજનો દરવાજો તેમને માટે બંધ થતાં, તેમને એકથી અન્ય કોલેજમાં જવાનાં સર્ટિફીકેટ કોણ આપનાર છે ? અરે, તમે વર્તતા પહેલાં વિચારતા નથી ! હિંદની આધુનિકજાગ્રતિમાં અંગ્રેજ ભીતિનો સમાવેશ થાય છે, અને આથીજ મેં પ્રથમ કહ્યું હતું કે, આ જાગ્રતિ સહજ ઉતાવળી હોવાનો મને ડર રહે છે. રાજ્યવિદ્યામાં કેલવણી પામેલાઓ, મેં મારી જાતે ભૂત કાલમાં લોકોની રાજકીયખટપટોમાં ઘણો કાલ વ્યતીત કર્યો છે, મારા જુના મિત્ર ચાર્લ્સ. બ્રેડલોના પક્ષમાં રહીને દુષ્કર પ્રસંગોમાં મારે કાર્ય કરવું પડ્યું છે. જ્યાં અમે અમારી જાતે મોખરે ના જઇ શકીએ ત્યાં અન્યને જવાનું ના કહેવું, એ વાતને અમારા રાજકીય ઉદ્દગનો એક નિયમ બનાવી હતી. ઝટકા પડવાના હોય તો પ્ર-

થમ અમારા ઉપર જ પડે એવી રીતે અમે મોખરામાં ના હોઇએ તો એક લોકના રાજાને જીતિના સ્થાન પ્રતિ આગળ ચાલવાને અમે કદાપિ ઝીલીશું નહિ, ચાર્લ્સ. બ્રેડલોના જીવનની એટલી લક્ષમા લેવા જેવી વાત છે જ્યારે તેઓ મરણ પથારીએ પડયા ત્યારે, તેમના જીવનમાં દુષ્કર પ્રસંગો, મુશ્કેલીઓ હોવા છતાં, તેમણે એક પણ ગૃહમાં દીલગીરી વિસ્તારી નથી, તથા અમે સોંપેલું કાર્ય કરવા માટે એક મનુષ્યને પણ કેદખાનું ભોગવવું પડયું નથી. હમેશાં તેઓ પોતાની જાતનેજ મોખરાના મૂકતા. મોખરાનું સ્થાન નેતાને માટે છે. એ સ્થાન પુરૂષને યોગ્ય છે, યુવકને યોગ્ય નથી. મોખરામાં યુવકોને મોકલવા એ સારૂં નથી, એ વાતનું અન્ય કારણ પણ છે. કરોડો હિંદીઓમાંથી ચાર હજાર યુવકોના ભોગ માટે જ નહિ પરંતુ અન્ય કારણ એ છે કે પ્રથમથી કરેલા ડાહ્યા વિચાર વિના બુદ્ધિવંત રાજ્યવિદ્યા સંભવિ શકતી નથી. પ્રથમ બુમો પાડનારા અને પછીથી વિચાર કરનારા લોકો, એક રાજકીય પક્ષનું બંધારણ બાંધી શકતા નથી; તેથી તો માત્ર એક અસ્તવ્યસ્ત સામાન્યજનનું ટોળું બની શકે છે, અને એક યુવક જે કરી શકે તે પણ આટલું જ છે. આટલી ઉંચાઇનો ( આશરે ચાર ફીટ ) એક યુવક તમારા વિચારવા પ્રમાણે " બગાળાના ભાગલા " વિશે કેટલું જાણે છે ? તે બુમો પાડવા મંડી જાય છે અને વિરૂદ્ધમત દર્શાવે છે નિશાળનાં બાલકો માટે આવા પ્રકારની કેલવણી નુકશાનકારક છે, પરંતુ કોલેજોમાં તો યુવકોએ, રાજકીયપ્રશ્નોનો, સામાજીક પ્રશ્નોનો, આર્થિક પ્રશ્નોનો વાદવિવાદ ચલાવવો જોઇએ. તેમણે આ બાબતોની ચર્ચા કરવી જોઇએ, એ વિશે વાદ વિવાદ ચલાવવો જોઇએ, સર્વ પ્રકારના સંભવિત દૃષ્ટિબિંદુથી મત બાંધવો જોઇએ. સેન્ટ્રલ હિંદુ કોલેજમાં અમે તેમને આવી બાબતોમાં કેલવીએ છીએ; પરંતુ અમે તેમને સરકારના વિરૂદ્ધમતપ્રદર્શન કરવાનું શિખવતા નથી, અને તેનું કારણ સાદું છે જ્યારે તેઓએ આ બાબતોનો પ્રથમથી વાદવિવાદ કર્યો હોય છે, સર્વ પ્રકારના સંભવિત માર્ગોએ વિચાર બાંધ્યા હોય છે, અને પછીથી તેઓ દુનિયામાં પ્રવેશ કરે છે ત્યારે તેમણે પોતાનો મત બાંધેલો હોય છે પરંતુ આવી બાબતોને સમજતા પૂર્વે તેઓના હકાર અથવા નકાર ભણવાથી હવા ભરેલી કોથળીઓ જેના મગજવાળા યુવકો તમે તૈયાર કરો છો, જેમાં એક ટાંકણી ઘોંચવાથી પવન નીકળીને ફાટી જાય છે. હિંદીઓએ આવી દિશાઓમાં કાર્ય કરવાની જરૂર મારા જોવામાં આવતી નથી. પ્રથમ તમારા યુવકોને વિચાર કરતાં અને પછીથી મત બાંધતા શિખવો, પ્રથમ બુમો પાડી ઉઠવી અને પછીથી એ બુમો શા માટે પાડવામાં આવે છે એ માટે નવાઈ પામવી, એમ શિખવવાની જરૂર નથી. આનો ખરાબ પ્રકારની નીતિવિદ્યા છે. આથી યુવકો અયોગ્ય દિશાઓમાં દોરવાય છે, તથા રાજકીયજીવનમાં ભાગ લેનાર દરેકનો હૃદયમાં જવાબદારીની ગંભિર ભાવના હોવી જોઇએ તે દૂર પડે છે રાજ્યવિદ્યા—એનો અર્થ સમૃદ્ધિ થાય છે, એનો અર્થ સ્વાતંત્ર્ય થાય છે, એના અર્થનો અનેકજીવનોમાં સમાવેશ છે. રાજકીય ક્ષેત્રમાંના નેતા જેવા પુરૂષોએ જે યાદ રાખવાનું છે તે એ છે કે જ્યારે તમને ગોખલે જેવા એક પુરૂષ પ્રાપ્ત થાય, જેમણે દરેક માસે રૂ. ૭૫ ના પગારમાં ફરગ્યુસન કોલેજના કાર્યક્રમમાં અભ્યાસમાં અને આત્મભોગમાં વર્ષોનાંવર્ષો ગાળ્યાં છે, માત્ર રૂ. ૨૫ ના પેનશનને ઉપર નિવૃત્ત થયા છે, જ્યારે તમને આવી રીતે કેળવાયેલા મનુષ્યો

પ્રાપ્ત થાય, જેઓ કોઈ પણ વિષય વિશે બોલતાં તેનો અથથી તે ઇતિ સુધી અભ્યાસ કરે એવા હોય, ત્યારે જ તમને વિશ્વાસપાત્ર અને ગર્વધરાવવા યોગ્ય પુરૂષો મળી આવશે, તેઓ રાજકીય ક્ષેત્રના યથાર્થ નેતાઓ રૂપ નિવડશે. કેલવણીના સંબંધમાં શા માટે આ બાબતને પાર પાડવામાં આવતી નથી ? તમારા જાણવામાં છે કે તમે તમારાં હજારો બાલકોને મિશનરીની નિશાળોમાં મોકલો છો, અને આ એક શરમની વાત છે— મિશનરીઓને નહિ. કારણ કે તેઓ પ્રમાણિકતાથી પ્રભુની કીર્તિરૂપ અને માનવજાતના ભલા રૂપ માને છે એવા કાર્યને કરે છે; તેમનુ માનવું છે કે, તેમનો પોતાનો ધર્મ તમારા કરતાં ઘણો ઉત્તમ છે, અને એટલું મારે કહેવું જ જોઇએ કે તેઓ તે માટે પ્રેમવાળા હોય છે તથા ઘણી મહેનતપૂર્વક કાર્ય કરે છે. પરંતુ તમારે જાણવું જોઇએ અથવા જાણવાની જરૂર છે કે સમગ્ર સજ્જનધર્મો કરતાં તમારો ધર્મ પ્રાચીનમાં પ્રાચીન છે તથા તેના વિસ્તારમાં અસંત સંપૂર્ણ છે. તમે જન્મ આપેલાં બાલકોને, હિંદી વિરૂદ્ધ રીતિમાં તથા આધ્યાત્મિકવિરૂદ્ધપ્રથામાં ઘડાવા માટે અન્યના હાથમાં સોંપવાં, એ ખરેખર તમારે માટે યોગ્ય લાગતું નથી. તેઓ ત્રીચીનાપોલીના ગામમાં ઘણાને ક્રિશ્ચન બનાવી શકતા નથી. તેઓ ઘણાઓને ધર્મ બદલાવતા નથી. પરતુ તેઓ શું કરે છે તે હું તમને જણાવું છુ તેઓ એક બાલકની જેમ વાળવી હોય તેમ વળે એવી હૃદય ભુમિમાંથી ધર્મમાંની ભક્તિનાં મૂલને ખોદી કાઢે છે. તેઓ તેમને મશ્કરીથી શુષ્ક બનાવી દે છે તથા મ્હેણાં ટોણાંથી તેમને ચગદી નાંખે છે, પછીથી બાલક મોટું થતાં શ્રદ્ધા રહિત, નાસ્તિક થાય છે. તે એક ખરાબ હિંદુ થાય છે, એક સામાન્ય સારો ક્રિશ્ચિયન ધર્માનુયાયી થઇ શકતો નથી—પોતાના દેશને તદ્દન નકામો એવા એક વર્ણસંકરરૂપ તે થાય છે જ્યારે તમે એક હિંદવાસીને આત્મવિદ્યારહિત બનાવો છો ત્યારે સાથેસાથેજ દેશને પણ પ્રજાત્વહીન બનાવો છો. આમ શા માટે ચાલ્યાં કરે છે ? કારણ કે તમને દરકાર નથી. આમ કહેવું વિચિત્ર લગે છે, પરંતુ એ એક યથાર્થ વાત છે. જો તમે દરકાર રાખી હોત તો તે બીજા ત્રણ ચાર માસ પણ ચાલી શકવું જોઇએ નહિ. આ માટે શાની જરૂર છે ? એક કેલવણી કમિટી બાંધી કાઢનારા દરેક શહેરના થોડાક પુરૂષોની, સમૃદ્ધ વ્યાપારીઓની મુલાકાત લઇને અમુક વર્ષો સુધી તેઓ દર માસે અમુક રકમ ભરતા થાય એમ કરવાની, પછીથી એક નિશાલ માટે એક નાનું મકાન બાંધવાની, તથા ત્યાં બાલકોને ભણવા મોકલવાની અસંત જરૂર છે. તમારા માર્ગમાં એક મુશ્કેલિ છે,—એ સ્કુલોનો સરકારથી સ્વીકાર થવો એ છે. આ એક ગંભિર મુશ્કેલિ છે, કારણ કે નિશાળનો સરકારથી સ્વીકાર ના થાય તો, તે શાલાના યુવકોને યુનિવર્સીટીના અભ્યાસક્રમમાંથી પસાર થવા દેવામાં આવતા નથી. તો પણ જો તમે સારી રીતે, દૃઢતાથી, તથા ખંતપૂર્વક કાર્યમાં મંડયા રહેશો તો ઘણાં વર્ષોને અંતે પણ સ્વીકાર થશે.

બે ત્રણ વર્ષોપૂર્વે ત્રીચીનાપોલીમાં થોડાક લોકોને તેમની પોતાની કોલેજ કાઢવાને માટે મેં એકઠા કર્યા હતા ત્યારે જે બન્યું હતું તે મારા લક્ષમાં છે. રોમનકેથોલીક લોકોની એક કોલેજ છે, કોઈક અન્ય ક્રિશ્ચન મંડલની કોલેજ છે; પરંતુ હિંદુ અને મુસલમાનોને પોતપોતાની કોલેજો નથી. તેમણે આ વાતની દરકાર કરી નથી. તેઓ વિજય પામ્યા હતા.

જરા પણ નહિ મદ્રાસ યુનિવર્સીટી માટે મેં મારી જાતે એક દરખાસ્ત તૈયાર કરી હતી. યુનિવર્સીટીએ એ વાત લક્ષમાં લીધી હતી, પરંતુ નાણાંનાં ફુંડાનું ઠેકાણું ક્યાં છે? મિશનરી સ્કુલો અને કોલેજોમાંથી પોતાનાં બાળકોને ઉઠાડી લેવાની ત્રીચીનાપલીના લોકોએ દરકાર કરી નથી, ક્રિશ્ચન અસરથી સ્વતંત્ર રીતે ભણી શકે એવી એક કોલેજ હિંદુ અને મુસલમીન યુવકો માટે કાઢવા માટે નાની સરખી રકમ પણ તેઓ એકઠી કરી શક્યા નથી. થોડાં વર્ષ પૂર્વે દક્ષિણના અન્ય શહેરમાં એક કોલેજ વેચવાની હતી, અને તે પણ પૈસાની ખોટને લીધે. વારંવાર તમે પૈસા વિના ખરીદી શકો, એ વાત બની શકતી નથી. સરકારે તેનો નાશ કરવાની જરૂર વિચારી, પરંતુ તેમ કરતા પૂર્વે હિંદી શહેરીઓને એ કોલેજને ચલાવવાનું વચન આપવા પૂછ્યું. પરંતુ આમ બની શક્યું નહિ. કોલેજે ભિક્ષાવૃત્તિ પણ ચલાવી, અને તે સરકારના હસ્તકમાં છે. તમારે ગંભિરતાથી વિચારવાની આવી બાબતો છે; લોકો જાગ્રત થવા માંડ્યા છે ત્યારે ખાસ વિચાર કરવાનો છે, કારણ કે બનાવો ઝડપથી બન્યાં જાય છે, અને તમે તમારી પોતાની કેલવણી વિષયક યાંત્રિક વ્યવસ્થા તૈયાર ન કરો ત્યાં સુધી વિનાશકારક યત્ન કરતાં ઉપયોગી માર્ગોમાં જનુની પ્રવાહને વાળવાને તમે ભાગ્યે જ સમર્થ થઇ શકશો. માટે વર્તમાન કોલેજો અને સ્કુલોમાંથી, અન્ય તૈયાર ના હોય ત્યાં સુધી તમારા યુવકોને બોલાવી લેશો નહિ. જો તમે તમારા યુવકોને " પેલી પાસાથી અન્યશાળામાં પ્રવેશ કરો '' એમ કહી શકો, તો સારી વાત છે તે પ્રમાણે વર્તો; પછીથીજ તમે મિશનરી સ્કુલો વિના ચલાવી શકશો, નહિ તો તમે તમારી જાતે અનંત ગુંચવાડામાં આવી પડશો. તમારે જે મદ્રાસમાં કરવાનું છે અને એકદમ પાર પાડવાનું છે તે એ છે કે, યુવકોને નોકરી પૂરી પાડે એવા આગળ પડતા સમૃદ્ધ અને વગવાળા લોકોનું એક મહાન્ મંડળ બાંધવું.

મારા ધારવા પ્રમાણે હિંદીઓ માટેની હિંદી યુનિવર્સીટીઓમાં, પ્રજાકીયવિકાસમાં ઉપયોગી થાય એવી બાબતો માટે જ પ્રમાણપત્રો આપવામાં આવશે. મારા જાણવા પ્રમાણે તેઓ ફ્રેન્ચ જર્મન, લટીન અને ગ્રીક ભાષાઓ શિખવવાનાછે અત્યંત ઉપયોગી! તમારામાંના કેટલાક ફ્રાન્સ જઈને પારિસના ફ્રેન્ચ લોક જોડે વાત્ચીત કરવા માગો છો, તમારામાંના કેટલાક જર્મની અને રૂશિયા જઇને ત્યાં વ્યાપારમાં રોકાવાના છો. લાટીન અને ગ્રીકભાષાનાં પુસ્તકો વાંચવાના છો, આત્મિકકેલવણી માટે મધ્યકાલિન ક્રિશ્ચન લેખકોનો અભ્યાસ કરવાના છો! પરંતુ સંસ્કૃત ગમે તે અન્ય ભાષાના જેટલી ઉત્તમ અને વિદ્વત્તાભરી ભાષા છે, ગ્રીકભાષા, સંસ્કૃત અને એરેબીક ભાષાના ભસ્માકારૂપે છે, જેમાં વર્તમાનકાલે મધ્યકાલિન જ્ઞાનનો સમાવેશ કરવામાં આવ્યો છે. માત્ર આપણા મુસલમાન મિત્રો અને બિરાદરો બગદાદમાં રહેલા તે ભાષાના પુસ્તક સંગ્રહનાં ભાષાન્તર કરવાની દરકારવાળા નથી-ત્યાંથી જ યુરોપમાં તેનો ફેલાવો થયો છે. એરેબીક અને સંસ્કૃત—આ બેજ હિંદ માટે તો સંસ્કૃત ભાષાઓછે, લાટીન અને ગ્રીક નહિ. ફ્રેન્ચ અને જર્મન ભાષાઓને બદલે તમારે એકાદ પ્રાંતિક ભાષા તથા કેળવાયલા અને બીન કેળવાયલા વચ્ચે સર્વત્ર ઉપયોગી થઇ પડે એવી એક સામાન્યભાષા શિખવવાની જરૂર છે. તેથી તમારે હિન્દીભાષાને સર્વ દેશમાં બીજીભાષા તરીકે મક્કમ જોઇએ. તમારે

તમારી તામીલ અને તેલુગુ ભાષાઓ ગુમાવશો, ' એમ મારૂં કહેવું નથી. પરંતુ મારા સાંભળવામાં આવ્યું છે કે તામિલ ભાષામાં ઉચ્ચ પ્રકારનું ભાષાસાહિત્ય છે, અને તેને પણ મરણશરણ થવા દેવું જોઇતું નથી, પરંતુ યુવકે પોતાની પ્રાંતિકભાષા સાથે હિંદીભાષા શિખવાની જરૂર છે જેથી તે જાણનાર માણસ હિંદના એક ખુણામાંથી અન્યમાં જઇ શકે તથા અન્યોન્ય સાથે વાતચીત કરી શકે. યુવકોના ધર્માનુસાર સંસ્કૃત અને એરેબીક શિખવવામાં આવે, હિંદીને સામાન્ય ભાષા તરીકે શિખવવામાં આવે તથા સાથેસાથેજ યુવકની પ્રાંતિકભાષાનું સંપૂર્ણ જ્ઞાન આપવામાં આવે અને પછીથી સરકાર, કોર્ટની બાબતો અને એવા બીજા કામમાં પુરતું જરૂરનું અંગ્રેજી શિખવામાં આવે તો તમે એક એવી કેળવણીની સંસ્થા ઉભી કરશો કે જેથી બાળકને ભાવિ માટે તૈયાર કરશો, તથા તે દુનિયામાં પ્રવેશ કરે કે તુર્તજ પોતાનું કામ ઉપાડી લે એવો સમર્થ બનાવશો.

પરંતુ સર્વથી અગત્યની વાત તો હુન્નરકળાવિદ્યાની અને કૃષિવિદ્યાની કેળવણીની છે માટે તમારી પાસે હાલ એકજ કાર્ય છે અને તે પણ ક્રમનશિબે કૃષિવિદ્યાનું છે

, તેની દશા અત્યારે છે તેના કરતાં ઉત્તમ બનાવી શકાય, જેથી દેશમાં વારંવાર પડતા ત્રાસદાયક ભયંકર દુષ્કાળોને અટકાવી શકાય. દુષ્કાળો અટકાવી શકાય એવી બાબતો છે અને તે અટકાવવા જોઇએ, અને કૃષિની ઉત્તમ વિદ્યાવડે તથા દેશના હુન્નરોની સંસ્થાઓને સ્થાપવા વડે અટકાવી શકાશે.

પરંતુ ધ્યાનમાં રાખો કે તમારે વ્યાપારોદ્યોગ જોઇએ છીએ તે તમારા પોતાના દેશનાજ હોવા જોઇએ. તમારા કેટલાક ધંધાઓ અને કલાઓ મરતી દશામાં આવી પડ્યાછે. તમારો વણવાનો ધંધો મદદ ન મળવાથી તદ્દન મરવા પડ્યોછે. આ ઉપરથી એક અન્ય વાતનો વિચાર આવેછે, કારણ કે અત્રે કેળવણીનો પ્રદેશ અર્થશાસ્ત્રના પ્રદેશમાં વિસ્તાર પામેછે. ધાતુમય અને વણકરો, સર્વ પ્રકારના સુંદર પદાર્થો બનાવનારાઓ કારિગર અને દેશના અન્ય ભાગના શાલ અને રેશમ વણનારાઓ, શામાટે તેઓ ધીમે ધીમે અદૃશ્ય થતા જાયછે? તેઓ શા માટે મૂઓ છે? કૃષિકારવર્ગ અને મજુરવર્ગને તેઓએ શા માટે ઉભરાવી નાખવો જોઇએ? આ લોકો જેઓ વંશપરંપરાથી પ્રથમનું કાર્ય કરવાને લાયકના છે, તેઓ કૃષિ સંબંધીના મજુર વર્ગને ઉભરાવી નાખે છે, જમીનને ભુખે મારે છે અને ક્ષેત્રમાં વિશેષ સંખ્યામાં ઉમેરો થાય છે. શા માટે? કારણ કે તમે તમારા પોતાના માલને બદલે પરદેશી માલ વાપરવા મંડ્યા છો. પરંતુ જો બંગાલના ભાગલા પાડવામાં ના આવ્યા હોત તો તમને એ બાબતનો વિચાર પણ આવ્યો હોત નહિ. તમને આ ઉપદેશ મળવા માટે બંગાળાના ભાગલા પડવાની જરૂર ન હતી. જ્યારે તમે તેનો વિચાર કરો છો ત્યારે સ્વદેશી પ્રચારની વાતને તેની સાથે કંઇ સબંધ નથી—બંગાળા ઉપર એક લેફટેનન્ટ ગવર્નર કે બે હોવા દો, એ વાત જેના ઉપર રાજ્ય કરે છે એ લોકો માટે અગત્યની છે. સ્વદેશી પ્રચારનો જન્મ બંગાળાના ભાગલા સાથે થયો નથી પરંતુ તે પુરાણો છે, કે

વાત તો ઘણાં વર્ષો થયાં દેશના એક છેડાથી બીજા છેડા સુધી ગાજતી હતી. પરંતુ થોડા લોકોજ તેના પક્ષમાં હતા, એ મુશ્કેલિની વાત હતી; લોકોનો વિશાલ સમૂહનો તે પ્રતિ બેદરકાર હતો. એક વાત એ હતી કે પરદેશી બનાવટો સસ્તી પડતી હતી. ધારોકે તે એમ છે, તો પણ એમ હોવું એ કેટલું મૂર્ખતા ભરેલું છે. તમે રૂ ઉગાડો છો, રૂને લેન્કેશાયર મોકલો છો, તે લુગડાં વણી કાઢે છે અત્રે મોકલે છે અને સસ્તામાં પુરાં પાડે છે, ઉચ્ચ પ્રકારનાં નુર અને ભાડાં ભરે છે. ખરેખર આ એક વિચિત્ર પ્રકારનું અર્થશાસ્ત્ર છે તમારા મનમાં આવતા રૂ ઉપરના કરો અને અન્ય મુશ્કેલિઓ મારા લક્ષની બહાર નથી, પરંતુ તે સર્વનો તમારા વણવાના ઉદ્યોગ સાથે લેશ સંબંધ નથી. બદલા રૂપ કરો અને એવી અન્ય બાબતો વિષે તમારા મગજને તસ્દી આપ્યા વિના, પોતાના ગામડામાં કાર્ય કરતા વણકરને તમે મદદ આપવાનું ચલાવી શક્યા હોત નહિ; જો તમે આટલું જ કર્યું હોત, તો ગામડાનો વણકર આબાદ થયો હોત અને એ આબાદીની અસર કૃષિકારની આબાદી ઉપર થઇ હોત અને અન્ય બાબતોમાં પણ એમ જ થયું હોત. સ્વદેશભક્તિ કરતાં રીત રીવાજ ફેશન, વધારે બલવાન છે. વર્તમાનમા ગરિબ સ્વદેશભક્તિનો વારો આવ્યો છે. આ પ્રવૃત્તિમા મુદ્દાનો સમાવેશ નહિ હોય તો, એક ક્ષણિક ઉશ્કેરણી રૂપ હોય તો તો, સહજમાં સળગતા અને સહજમાં ઓલવાતા ડાંખલા ભડકાના સમાન તે થઈ પડશે. ઋતુની જાુમ્ભામાં કોઇ સારી ચીજ થઇ શકતી નથી કુદરત શાંતિમાં અને અધકારમા રોપાને ઉગાડે છે, અને તેઓ બલવાન્ થતાં જ પોતનાં માથાં જમીન ઉપર કાઢે છે. હું એટલું જાણીને ખુશી છું કે તેથી સંપૂર્ણ જુસ્સો દફન થવા પામ્યો છે, સર્વત્ર તે પમર્યો છે અને પ્રવૃત્તિને ચિરસ્થાયી બનાવી છે, સર્વ પ્રકારનો ઉભરો, ગરબડાટ, અને બાહ્યાડંબર જોઇને હુ આનંદ પામુ છુ તેમાંના કેટલાક ઘણાજ મૂર્ખા છે એટલું હુ કબુલ કરૂ છુ, પરંતુ તે પુરૂષોના, મનુષ્યોના સંબધનું છે. * * * તમારે જે કરવાનુ છે તે આટલું જ છે. તમે તમારા પાડોશીને સમજાવો કે પરદેશી માલ પાછળ મોહ પામવો, એ મૂર્ખતા ભરેલુ છે. પરંતુ તમારે તે તેના શરીર ઉપરથી કાઢી નાખવાની જરૂર નથી. આ માર્ગે જ ઈંગ્લેન્ડમાં ઘણાં સારાં કાર્યો વિનાશ શરણ થયા છે. તે લોકોએ અન્યના ઉપર બળાત્કાર કરવાની જરૂર વિચારી. એ બીલકુલ સારી વાત નથી. દરેક માણસને પોતાનો મત ધરાવવાનો હક છે. તમે સબલ દલીલો વડે તેના મનનું સમાધાન કરીને ખાત્રી આપો. તર્કપર પગ વડે તેની ખાત્રી કરી આપો. પોતાના દેશનો ભોગ આપીને અન્ય દેશોને સમૃદ્ધ બનાવવા એ સ્વદેશ ભક્તિ રહિત છે, ખોટું છે, બુદ્ધિ વિનાનું છે, એમ તેને ગળે ઉતારો. પરંતુ યુવકો મારફતે થેલછા ભર્યું ધર્મયુદ્ધ ચલાવવાની જરૂર નથી. પુરૂષોનાં હૃદય અને મન ઉપર અસર ઉપજાવો. દેશી બનાવટોના પક્ષમા જોઇએ તેટલી દલીલો છે. જ્યાં સ્વદેશી બનાવટ નથી ત્યાં સમૃદ્ધિ પણ નથી: સ્વદેશી બનાવટો વિના વારંવાર પડતા દુકાળો પણ ચાલમાં ઠરવાના. સ્વદેશી બનાવટો વિના તમે ધંધાઓમાં ઉભરાઈ જાઓ છો તથા ઔદ્યોગિક કાર્યોને ડબાવી દો છો. તમે દરેક જણ તમારા પોતાના ગૃહમા શાંતિથી પરદેશી માલના મોહમાંથી નિવૃત્ત થઇ શકો, અને હિંદી બનાવટોને મદદ આપી શકો. આમ વર્તવું એ ઘણું સહેલું છે. કોઇ કોઇ વાર તે, સહજ વિશેષ ગુંચવાડા વાળું થઇ પડે છે, અને કોઇ કોઇ વાર તે વિચિત્ર ભાવ ધારણ કરે છે. હું એટલું કબુલ કરૂ છું કે તમારે ધીરજથી રાહ જોવી પડશે,

પરંતુ અવળા માર્ગો વિના તમારાથી બને તેટલા માર્ગે આ પ્રવૃત્તિને સર્વ પ્રકારે મદદ કરો અને યાદ રાખો કે દેશ લોકો તમારી પાછળ છે. ખોટો માર્ગ હમેશાં લાભો અને નિરુપયોગી હોય છે, પરંતુ તેને બુદ્ધિ પૂર્વક યોજેલા માર્ગમાં વાળીને વર્તમાન ક્ષણના જુસ્સાનો સદુપયોગ કરો. તમારી જાતે અન્યોન્ય સાથે એકઠા થાઓ કારણ સહ-કારીતા જુસ્સાને દોરવે છે અને મદદ કરે છે અન્યને પસંદ કરતા પૂર્વે આ દેશમાં બનેલા માલનો ઉપયોગ કરો; પરંતુ સહજ ધીરજ ધરો. લાભકારક પ્રવૃત્તિ રૂપ સ્વદેશીપ્રવૃત્તિપતિ દેશના એક ભાગમાં સરકાર તરફથી હરકતો થતાં તમારા જોવામાં આવે, તો તે વાત તદન સ્વાભાવિક છે. શાસનીય લોકસમૂહોના કરતાં સરકારો જરાપણ વિશેષ સંપૂર્ણ નથી. ગમે તેટલો વિચાર કરતાં પણ તેઓ ફક્ત આપણા જેવાજ મનુષ્યો છે, સમાન બુદ્ધિવાળા છે, સરખી ટુંકીદૃષ્ટિવાળા છે. તેટલા માટે સરકારે પણ ધીરજ ધરવાની ઘણી જરૂર છે, તથા લોકસમુહો સાથે ધીરજથી વર્તવાની આવશ્યકતા છે. ભૂતકાલમાં આ પ્રવૃત્તિ પ્રતિ સરકાર સદ્ભાવથી જોતી હતી. સ્વાભાવિક રીતે સરકારને પોતાના હાથ ઉપર આવી પડતા દુષ્કાળોની જરૂર નથી. લોકોને ગરીબ જોવાને તેની ઇચ્છા નથી. તમે સમૃદ્ધ બનો, એ તો સરકારના લાભની વાત છે લોકો ગરીબ થાય એવું તે માગતી નથી, કારણકે જો તેઓ ગરીબ હોય તો સરકાર તેમના ઉપર ટેક્ષ નાંખી શકતી નથી. માટેજ તેને સ્વદેશી પ્રવૃત્તિને મદદ કરવી પડશે. વર્તમાન કાલમાં તો તેને એક યુદ્ધધ્વનિ સમાન બનાવવામાં આવી છે. પરંતુ આ વાત પસાર થઇ જશે. બદલામાં રાજ્યનિષ્ઠા પણ બતલાતી જાય છે. કોઈ હરકત નહિ, બાહ્યાડંબર ધારણ કર્યા વિના દઢતા અને શાંતિથી કાર્યમાં મચ્યા રહો; તમારા ઉદ્યોગોને સજીવન કરો; અને તમારા યુવકોને કેળવો. પરંતુ ઔદ્યોગિક બાબતો અને હિંદી ધંધાઓ ચલાવવા માટે વિશેષ કુશલ પુરુષોની જરૂર છે. તમે ધારો છો કે વકીલાત કરવા માટે કૌશલ્યની જરૂર છે કૃષિ વિષયક અને ઔદ્યોગિક બાબતોને ચલાવવામાં એથી પણ વધારે કુશલ પુરુષોની જરૂર છે. હિંદી ઔદ્યોગિક બાબતોનું બંધારણ બાંધવાને આપણે બુદ્ધિ કૌશલ્યવાળા પુરુષોની જરૂર છે, જો એક હિંદી ધુરરાજને પોતાની રાજધાનીમાં એક વિદ્યુતનું વિશાલ કારખાનું કાઢવું હોય છે તો, તેનાં વિદ્યુદ્યંત્રો ગોઠવનાર પુરુષ માટે આખા યુરોપમાં ફરી વળવું પડે છે. તમે તમારા યુવકોને વિદ્યાની યથાર્થ દિશામાં ના કેળવો ત્યાં સુધી આમ રહેવુંજ જોઇએ. એક પ્રજાને મહાન બનાવનારી વિદ્યાની સર્વ દીશાઓમાં તેમને કેળવો. જાતિના દૃષ્ટિબિંદુથી એક ભુખે મરતા વકીલ થવું સારૂં છે અને સમૃદ્ધ વ્યાપારી થવું ખોટું છે, એવા મૂર્ખતા ભરેલા વિચારને દૂર કરો. આ એક ભૂલ સમાન છે. આ માર્ગે ચાલનારી પ્રજાનો અધોપાત થાય છે. પોતાની આજીવિકાને માનવંત બનાવવી એ એક મનુષ્યનું કર્તવ્ય છે; માનની ઉત્પત્તિ આજીવિકામાંથી થતી નથી પરંતુ મનુષ્યમાંથી થાય છે. ઉચ્ચચારિત્ર્યવાળો, શુભભાવનાઓવાળો, શુદ્ધજીવનવાળો એક મનુષ્ય ગમે તે ધંધાને માનવંત બનાવી શકે, અને સમૃદ્ધિમાં વૃદ્ધિકારક ધંધા તેવી વૃદ્ધિમાં વધારો ના કરતા ધંધા કરતાં વિશેષ માન ભરેલા છે. પ્રાચીન વિચારોના માર્ગમાં નથી તોપણ હિંદને એ ઉપદેશ લેવાનો છે. વર્તમાનકાલની ભાવના, દિવ્યભાવના છે. તે ગમે તેવા સ્વરૂપમાં આચ્છાદિત થાય તોપણ વર્તમાનકાલમાં તે માનવ જાતનું કાર્ય છે. યથાર્થ

માર્ગમાં પોતાનાં પગલાં આગળ વધારવાં એ માનવજાતનું ભૂતકાળનું કાર્ય હતું. ભૂતકાલનાં પદચિહ્નોમાં તમારો માર્ગ શોધવો અને માત્ર તે સંસ્થાનો પુનઃપ્રચાર કરવો એ વર્તમાન કાલમાં યથાર્થ માર્ગ નથી. ભૂતકાલને મહાન બનાવનાર ઉત્સાહ, જે વડે ભાવિ હિન્દને યોગ્ય થાય એવું સ્વરૂપ ઘડવું છે, એ વાતથી પ્રેરાવાનું તમારૂ કર્તવ્ય છે. સમગ્રરૂપોના ઉત્પાદક અને કેટલાંકને પાછળ મૂકનાર જીવનમા વિશ્વાસ રાખતાં તમે શા માટે ભીતિ પામો છો? વિચિત્ર વાત તો એ છે કે, જીવન સાથે સબંધ ન ધરાવતાં પરંતુ કાગા ગાઠો જેવાં સ્વરૂપો, એક વ્હાણની બાજુમાં ઉગી નિકળે છે, તેઓ માત્ર તેની ગતિને બાધકારક નિવડે છે. તેમનો જલદીથી વિનાશ કરો કે વ્હાણ આગળ ચાલી શકે. શીઘ્રતાથી સુધરો અને વૃદ્ધિ પામો. સજીવન વૃદ્ધિ માટેની એક કસોટી તો એ છે કે, તે પ્રાચીન છે, શાસ્ત્રાનુસાર છે, સર્વમાન્ય છે જે એકદેશી, એકપક્ષી અને વર્તમાન કલની છે. બીલકુલ શાસ્ત્રાનુસાર નથી, એવી બાબતો તેતે સમયે કદાચ ઉપયોગી હશે પરંતુ વર્તમાન કાલમાં તો તે એક વ્હાણના ઉભય પાસાની મૃત માછલીઓ સમાન છે. જે કરવાનુ છે તે માત્ર સર્વમાન્ય સ્વરૂપોના સ્વીકારની વાત છે. આપણે જે કરવાનું છે તે તેની સાથે સહક્રાન્તિમાં ભાગ લેવાનું છે. અન્ય સર્વબાબતો કરતાં તમારે આ વિચાર કેળવવનો છે. તમે સમગ્ર જીવનના એક અલ્પ અંશ છો. તેના વલણનો અભ્યાસ કરો, તેના કાર્યક્રમનું અવલોકન કરો, યાદ રાખો કે ચૈતન્ય બંધારણ બાંધે છે, તમે નહિ. જો તે તેમ ના કરે તો તેનો ભંગ થાય અને તે ભંગ માટે તમે ખુશી થાઓ. સફલતા અથવા નિષ્ફલતાથી તમે આનંદ પામો. સંપૂર્ણ રીતે કુશલતાનો એક નમુનો સમગ્ર વિકાસ પામના પૂર્વે તમારે લાખ્ખો અને કરોડો પ્રયોગો કરવા પડશે. ચૈતન્યમાં વિશ્વાસ રાખો. તમારે માટે આ ઉપદેશ છે. એક મનુષ્ય મૃત્યુ પામતાં તેની ઘણીખરી ભૂલો તેની સાથેજ મરણ શરણ થાય છે. શરીરનો વિનાશ થાય તો પણ તેઓ મર્ત્ય છે. પ્રથમ કદાપિ ન બંધાયલું એવું હાથમાં બાંધવાનું નવીન સ્વરૂપ અત્રે જ છે, અને તે હિંદ પોતે છે;. તેનું ચૈતન્યસૃષ્ટિમાં અસ્તિત્વ છે; માનસસૃષ્ટિમાં તેનું અસ્તિત્વ છે; અદ્યાપિ સુધી તેણે સ્થૂલ ભૂવન સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવ્યું નથી. ઘણા મોટાં રાજ્યો છે, પોતાના જાતિભાઇઓ કરતાં મહાન્ અને સમૃદ્ધ ઘણા રાજાઓ છે, પરંતુ અદ્યપિ સુધી ઉત્તરથી દક્ષિણ સુધી । અને પૂર્વથી પશ્ચિમ સુધીનો હિંદ દેશ એક થયો નથી; આમ થવાની હવે તૈયારી છે; આવા પ્રકારનો એક હિંદ દેશ જ્યારે થશે ત્યારે તેના મસ્તિષ્કને હિમાલય શણગારશે, પાદનું તુતીકોરીન પાસેનાં જલ પ્રક્ષાલન કરશે, પોતાનો દક્ષિણ હસ્ત બર્મા અને આસામ સુધી લંબાવશે અને વામહસ્ત કાઠીયાવાડ અને બલુચિસ્તાન સુધી લંબાવશે. આવા પ્રકારના હિન્દનો જન્મ થવાનો છે. શી રીતે આમ થવાનું છે? પ્રથમ તો તેની શ્રદ્ધાને, વિશ્વાસને દૃઢ કરવા વડે, કારણ કે શ્રદ્ધા એક પ્રબલ બલ સમાન છે; પછીથી એક ભાવના વિશે વિચારવા વડે તથા ઇચ્છા વડે, કારણ કે મનુષ્ય જેનો વિચાર કરતો હોય છે તે સાક્ષાત અનુભવમાં ઉતરે છે; ચૈતન્યથી, વિચારથી, ભાવનાથી પ્રથમ પ્રારંભ ન કરનાર કોઇ પ્રજા અદ્યપિ સુધી જન્મી નથી, કારણ કે આમ થયા પછી જ માનવસૃષ્ટિમાં તેનું બાહ્ય સ્વરૂપ ખડું થઇ શકે છે. આવા હિંદનો પાદધ્વનિ પર્વતો ઉપર છે, અને ઉદયપામતા સવિતા દેવતા શીઘ્રતાથી તેના લલાટને

દર્શાવશે. માનસિકસૃષ્ટિમાં તેનો જન્મ થઇ ચૂકયો છે અને તમારી વિચારસૃષ્ટિને જાગ્રત થવા દો. મતપંથસંપ્રદાયના ભેદોને દૂર કરતાં શિખો, પ્રાંતિકભેદ અને વૈમનસ્યને પણ દૂર મૂકતાં શિખો. હું બંગાલી છું, હું પંજાબી છું, હું વાયવ્યપ્રાંતવાસિ છું, એમ કહેતા અટકો. આ વિચારને તમારા મનમાંથી પણ દૂર કરો અને તમારાં બાલબાલાઓને " હું એક હિન્દી છું. " એમ કહેતાં શિખવો. આ પ્રકારે બોલતાં બાલકોના મૂખમાંથી ભાવિના હિન્દનો જન્મ થશે. તેનામાં ઘણા ધર્મોનો સમાવેશ લશે, બનવાનું છે એવા માત્ર તેના મૂલધર્મનોજ નહિ, પરન્તુ તેના સ્વરૂપમાં અન્ય પણ ગુથાઈ જશે. હિંદુ અને મુસલમાનોએ સાથે સાથે રહીને કાર્ય કરવું જોઇએ, કારણ કે ઉભય હિન્દીઓ છે. હિંદુ, મુસલમાન અને પારસીઓએ પણ સાથે સાથે રહીને કાર્ય કરવું જોઇએ, કારણ કે એ સર્વે હિન્દીઓ છે. ભવિના હિંદમાં જો તેને ભાવિના એક આધ્યાત્મિક પ્રકાશરૂપે બનાવવો હોય તો સર્વે જાતના ધાર્મિક યુવાન પુરૂષોએ એકત્ર થવું જોઇએ, દરેક ધર્મમાંથી આવતા અનેક પ્રકારના પ્રકાશનું તેમાં મિશ્રણ થવું જોઇએ કે અંતે તે સર્વે હિંદના પાસાના શ્વેતપ્રકાશમાં પુનઃ એકત્રિત થાય; એ સૂર્ય જીવાત્માને પ્રકાશ પૂરો પાડે છે અને તેવીજ રીતે સર્વે ધર્મો એક દિવ્યજ્ઞાનમાં એકત્રિત બનશે. આ આપણે પાર પાડવાનું કાર્ય છે. વર્તમાન ક્ષણે તો હું તમારી સાથે વાગવ્યાપાર ચલાવું છું. પરતુ માત્ર વાત ચીત કરવાથી તે કંઈ બની શકતું નથી. એ તો તદનુસાર જીવન ગાળવાથી પાર પડે છે. જો હું મારા બોધાનુસાર રહેવાનો પ્રયત્ન ના કરતી હોઉં તો હું તમારી પાસે બોલવાની અને બોધવાની હિંમત કરી શકું નહિ. દેશનો બચાવ કરે એવી તથા એક દેશના કરતાં માનવજાતની વિશેષ સેવા બજાવે એવા, કોઇ એકાદ લોક, પ્રજાના કરતાં સમગ્રપ્રજાઓ જેની શાખાઓરૂપ છે એવી જાતિઓની વિશેષ સેવા દર્શાવે એવા, ઉચ્ચ દૃષ્ટાંતો, ભાવનાઓ અનુસાર હું દિને દિને, પક્ષે પક્ષે, માસે માસે, મારા જીવનને ઘડી કાઢવાનો પ્રયત્ન આદરૂં છું. આપણામાં હિન્દ ઉપરથી આવા પ્રકારની આશાઓ જન્મેછે એનું કારણ એમ છે કે, તેનું ભાવિ આગમન સમગ્ર દુનિયાને એક નવીન પ્રકાશરૂપ અને યથર્થ જીવનરૂપ નિવડશે, એમ અમારૂં માનવું છે. પ્રાચીન દિનોમાં એક વૃદ્ધપ્રજા હતી, ઉભય પ્રકારે ઘણી પ્રાચીન ન હતી, તેને દૂર કરવામાં આવી હતી, એ પ્રજાના એક વિભાગેજ તેને દૂર કરવાના કાર્યનો પ્રારંભ કર્યો હતો. તેમા પુનરૂદ્ધારની વાત, મૃતમાંથી જીવનવિના અન્ય શાની સમાન થવાની છે ! જો હિંદની દીનતા અને તેનો વિનાશ તથા અધોપાત એક ખરેખરી યથાર્થ રીતે સમગ્ર દુનિયાની સમૃદ્ધિરૂપ છે, તો સાથેસાથેજ તે દ્વારા હિંદના વિચારોને વસતિવાળી સમગ્ર સૃષ્ટિમાં ઉત્તરમાંને દક્ષિણમાં, પૂર્વમાંને પશ્ચિમમાં દુનિયાની અનેક પ્રકારે બોલાતી ભાષાઓમાં પસરાવવાના એક સાધનરૂપ થઈ પડયુ છે; કારણ કે હિન્દનો પોતાનો દુનિયામાં જન્મ થશે ત્યારે આ સર્વની એ સમય માનવ જાત ઉપર શી અસર થશે ? ઋષિઓની ભુમિમાં હિંદના જીવનમાંથી ઉચ્ચ અને આત્મમય બનાવતા ધર્મનો તથા કેળવનાર તત્વશાસ્ત્રનો જન્મ થયો છે, તેની માનસિક સૃષ્ટિમાંથી મનદ્વારા ઉચ્ચતમ માનવ બુદ્ધિની ઉચ્ચતમપેદાશરૂપે વર્તમાનમાં સ્વીકારાતા વિચારનાં મહાન્ દર્શનોનો ઉદ્ભવ થયો છે, એક સમયે તેના પાદ અનેક રાજ્યોમાં પ્રવર્તતા હતા તથા તે દરેકને ફલદ્રુપ, આબાદ અને સમૃદ્ધ બનાવતા હતા,—એક સમયે તે મનવાણીને કર્મના મા-

સૂક્ષ્મ શરીર તેને મળે છે કે જે સહેલાઇથી ભાગી શકાય અને તરતજ તે સ્વર્ગલોકમાં ચાલ્યો જાય છે તે પ્રેત લોકમા થઇ ઝડપથી પસાર થાય છે ત્યા તે બધાતો નથી આ તે દુખ ભોગભોગવતો નથી. તેણે એવુ શરીર બનાવ્યું છે કે જે તેને પાછો ખેચવાને બદલે મદદ કરે છે અને તે સુખથી અને સહેલાઇથી, કાંઇ પણ દુખ અથવા દિલગીરી વિના આગલ ચાલ્યા કરે છે સ્વર્ગમા, સુખના પ્રદેશમાં, દેવતાની મડળીમા પૂર્ણ ભાન મેળવે છે.

અહીંયા બુદ્ધિની મહાન્ ઉપયોગીતાની ખબર પડે છે જે મનુષ્યે બુદ્ધિને ખીલવેલી છે, સારી લાગણીઓને કેળવી છે, તેની આસપાસના મનુષ્યોનું અતિશય ભલુ કર્યુ છે, જે સારો, માયાળુ નમ્ર અને ન્યાયી છે તે પુરૂષને તેનાં સઘળા સારાં કાર્યો તેના સારા વિચારો અને સારી લાગણીઓ તેની રાહ જોતા માલમ પડે છે. આ સઘળુ તેની આસપાસ વિટાઇ જાય છે, અને તેને વાસ્તે એક રમણીય શરીર બનાવે છે કે જે દ્વારા તે સ્વર્ગલોકનું સઘળુ સુખ ભોગવે છે તેની પાછલી જીંદગીનાં સારા કાર્ય અને સારી ઇચ્છાઓ અને શુભ વિચારો તેનુ સ્વર્ગીય શરીર બનાવે છે, જે શરીરમાં સ્વર્ગના આનદ ભોગવવાને તે શક્તિવાન થાય છે

હાલ તમે આવુ શરીર બાધતા હોવા જોઇએ કે જેથી મરણની પેલી મેર તમને આગલ લેઇ જવાને તૈયાર ઉભુ હોય તમે તેવુ શરીર શુભ ઇચ્છાથી સત્ય આચરણની ઇચ્છાથી ઉમદા અભિલાષાથી સારૂ કરવાને યત્ન કરવાથી અને શુભ વિચારથી બનાવી શકો વિચાર કેટલો મજબુત છે તે તમે જાણતા નથી. સારી વસ્તુ વિષે તમે વિચાર કરો છો તે દરેક વખતે તમે એક સુદરરૂપ ઉત્પન્ન કરો છો, જે જીવતા તમારી પાસે રહે છે સત્કાર્યના માર્ગ ઉપર તમને ચલાવવાને મદદ કરે છે તમારા જીવનના દરેક દીવસે સારા વિચાર કરવામા તમારે થોડો વખત ગાળવો જોઇએ જ્યારે તમે પ્રાતઃકાળમાં ઉઠો ત્યારે પૂજા કર્યા પછી, શુભ વસ્તુ વિષે વિચાર કરો, સારા વિચાર કરો, પવિત્ર અને પૂજ્ય વસ્તુ ઉપર વિચાર કરવામાં થોડો સમય ગાળો

આ પ્રમાણે તમે શરીર બાધશો કે જે મરણની પેલીમેર તમારી રાહ જોશે અને તમને સ્વર્ગે લેઇ જશે અહર્નિશ ધ્યાનથી તમારે કેટલક સારા મજબૂત વિચાર બાંધવા જોઇએ જ્યારે તમારે મરણનો સમય આવશે, ત્યારે જે ભૂમિકાના તે વિચાર હશે ત્યા તે તમને તે લેઇ જશે ભગવદ્ગીતામા શ્રીકૃષ્ણે કહ્યુ છે કે મનુષ્ય મરણ પાછી, મરતી વખતે જે વિચાર કરે છે, તે વિચારની ભૂમિકાને પ્રાપ્ત કરે છે આ સ્વર્ગીયશરીરમાં જ્યા સુધી તમારૂં બાંધેલુ શરીર ચાલશે ત્યાં સુધી તમે રહેશો જો તમે તે શરીરના બધાર ણમા આ સાધનો વાપર્યાં હશે તો સ્વર્ગમાં તમારી સ્વર્ગની જીંદગી લાબા કાલ સુધી ટકશે અહીંયા પણ મહાન્ નિયમ, જેવું તમે બાંધ્યુ હોય તેવુ તમને આપે છે

ઋષિઓએ અહર્નિશ શિખવ્યુ છે, યજ્ઞ તે સ્વર્ગ છે

અને તે શબ્દશઃ ખરૂં છે. મનુષ્યને યજ્ઞ કરવા દો અને તેને સ્વર્ગનો આનંદ મળશે. જે જે મનુષ્ય યજ્ઞમાં આપે છે તેતે તેને પાછું મળે છે. અહીંયાં રતનને સારૂ, જમીનને સારૂ, મહેલને સારૂ, અને મોજ શોખના દરેક પદાર્થ સારૂ મનુષ્ય પૈસા ખરચે છે. તેમને વાસ્તે પૈસા આપવામાં જરા પણ આનંદ પુરા થયો ત્યારેજ તે રહે છે અને કાંઇ પણ રહેતું નથી. પણ ઇશ્વરને અર્પણ કરવામાં દરેક વસ્તુની આનાકાની કરે છે. દેવતાઓ તેને આત્મભોગ આપવાનુ કહે છે. તેઓ બીજાની જીંદગી સુખી થાય તેવી બક્ષીસો માગે છે. જેવી કે કુવા ખોદવા, ઝાડ રોપવાં, બીજા મનુષ્યને લાભ થાય તેવી દરેક ચીજ કરવાનું કહે છે. પછી દેવતા, જેઓ ન્યાયી છે, તેઓ સ્વર્ગીય જીંદગીમાં તેની બક્ષીસો તેને પાછી આપે છે. જો મનુષ્ય યજ્ઞમાં વધારે આપેતો તેની સ્વર્ગીય જીંદગી વધારે લાંબી અને વધારે સુખદાયક થશે.

આ એક મહાન નિયમ છે કે તેની ઇચ્છિતવસ્તુઓ જ્યાં હોય ત્યાં તેને જન્મ લેવો પડે છે. એક ઉપનિષદમાં લખેલુ છે કે એક અથવા બીજી દુનિયામાં પોતાની ઇચ્છાથી મનુષ્યને જન્મ લેવો પડે છે. હવે મનુષ્યની ઘણી ખરી ઇચ્છાઓ આ પ્રકૃતિની સ્થૂલસૃષ્ટિમાં રહેલી છે. તેથી તરતજ અહીંયા તેને આવવું પડે છે. મુકાબલે તરત જ તે જન્મ લે છે.

ત્રણ ચીજો તેના પુનર્જન્મને ચલાવે છે. તેના પૂર્વજન્મનાં કાર્ય, પૂર્વજન્મની ઇચ્છાઓ અને પૂર્વજન્મના વિચારો કામલોક અને સ્વર્ગલોકમાં તેઓનું શું થાયછે તે વિશે ઉપર જણાવી આવ્યા. આમાના એક ભાગનુંતો આ બે લોકમાં ફલ મળી ગયું અને બાકીનો ભાગ તેના પુનર્જન્મને ચલાવે છે.

જ્યારે મનુષ્ય ફરી જન્મ લે છે ત્યારે તેના વિચારો તેની ચાલચલગત અને વર્તન બાંધે છે જેની સાથે તે આ દુનિયામાં જન્મે છે. તમે જુઓ છો કે જન્મ સમયે ચાલચલગત કેવી જુદા પ્રકારની હોય છે. બે બાલકો તદન જુદા પ્રકારનાં ચરિત્ર સહિત જન્મ પામે છે. એક બાલક તમને અતિ લોભી જણાશે અને બીજું બાલક નિઃસ્વાર્થી જણાશે એક બાલક તામસી અને ક્રોધી જણાશે ત્યારે બીજુ બાલક નમ્ર માલમ પડશે. એક બાલક પ્રેમાલ, અને બીજાને વાસ્તે લાગણી ધરાવનાર ત્યારે બીજું તેથી ઉલટું માયાવગરનું અને અતડું માલમ પડશે આ ચારિત્ર તેમણે તેમના પૂર્વજન્મોમા બાંધેલું છે.

તમે જાણોછો કે મનુષ્યના સુખનો કેટલો ભાગ તેના ચારિત્ર ઉપર આધાર રાખે છે. જો મનુષ્ય ન્યાયી, પવિત્ર અને નમ્ર ન હોયતો ભલે ધનવાન હોય, સત્તાવાળો હોય, અમીર હોય, પાટવી કુંવર હોય તોપણ તે દુઃખી થશે.

તમારૂં ચારિત્ર તમારા વિચારોથી બંધાય છે અને જેવો તમે વિચાર કરો તેવા તમે થાઓ છો.

છાંદોગ્યોપનિષદમાં કહ્યું છે " મનુષ્ય વિચારની કૃતિ છે. જેવો માણસ વિચાર કરે છે તેવો તે થાય છે " વિચારથી તમારૂં સ્વર્ગને યોગ્ય શરીર બને છે એટલું જ નહિ પણ જે ચારિત્ર સહિત તમે ફરી જન્મ લ્યો છો તે ચારિત્ર પણ બને છે. જો તમે ફક્ત ઉચ્ચ વિચાર કરશો તો ઉચ્ચ ચારિત્ર સહિત જન્મ પામશો જો તમે ખરાબ રીતે નીચ વિચાર કરશો તો તમે નીચ અને દુષ્ટ ચારિત્ર સહિત જન્મ પામશો. આ નિયમ બદલાય તેમ નથી.

બીજી બાબત તમારી ઇચ્છાઓ સંબંધી છે. આવતી જીંદગીમાં તમને કીયા પદાર્થ મળશે તે હાલની તમારી ઇચ્છાથી નક્કી કરાય છે. જો તમને ધનની અતિતૃષ્ણા હશે તો તમારા આવતા ભવમાં તમને તે મળશે જો તમને સત્તાની અતિતૃષ્ણા હશે તો તમારા આવતા ભવમા તમને તે મળશે. પણ પસંદ કરતી વખતે લક્ષ રાખો પૈસો અને સત્તાની પસંદગી હમેશા સુખદાયક નીવડતી નથી. એક મનુષ્યની વિચિત્ર જીંદગીની મને વાત કહેવાદે. તે મનુષ્ય બહુ ગરીબ હતો. તે ઇજારો રાખનાર થયો અને બહુ પૈસાદાર થયો. જે જે કાર્ય તે કરતો તેમાં તેને ફતેહ મળતી, જે જે વેપાર કરતો તેમાં તે ફાવતો, આ પ્રમાણે તેણે એટલા બધા રૂપીયા એકઠાં કર્યાં કે છેવટે તે લાખો પતિ અને ક્રોડાધિપતિ થયો તેણે રહેવાને વાસ્તે એક મોટો બંગલો બંધાવ્યો અને તેને સારી રીતે શણગાર્યો. આવો મોટો બંગલો હોવા છતા પણ તે ત્યાં રહેતો નથી તે ગામડામાં એક ઘરમાં રહે છે. તે ઘણો દુખી અને કંગાલ છે તેના છોકરા છોકરી છે તેની સ્ત્રી મરી ગઈ છે અને તેના સ્વજનને તે અપ્રિય થયોછે. આટલી બધી દોલત હોવા છતાં તે દુઃખી છે, એક ભયંકર વ્યાધિથી દુઃખ ભોગવતો એક ચાકર સહિત ઝુંપડામાં રહે છે. તેની પૂર્વની જીંદગી કેવી હતી. તે હમેશાં પૈસા પૈસાનું ધ્યાન કર્યા કરતો. કર્મનો નિયમ ન્યાયી અને તેથી તેને ધન અર્પ્યું પણ પૂર્વ ભવમાં બાંધેલું ચારિત્ર ખરેખર હલકા પ્રકારનું હતું તે બહુ સ્વાર્થી હતો, અને હમેશાં પૈસા મેળવવાનો પ્રયત્ન કરતો, પણ તેનો સારી રીતે ઉપયોગ કરતો નહિ. તેનું પરિણામ એ આવ્યું કે આ જીંદગીમાં તેને પૈસો મળ્યો પણ તે હોવા છતાં તે કંગાલ અને દુઃખી હતો.

હવે આપણે કાર્યની અસર વિશે વિચાર કરીએ. જો તમે તમારી જીંદગીમાં આ દુનિયામા બીજાને સ્થૂલસુખ આપીને સુખી કરશો તો તમારા આવતા જન્મમાં તમને સ્થૂલસૃષ્ટિમા સુખ મળશે. જો તમે તમારી આસપાસના મનુષ્યો સુખી થાય એવી ઇચ્છા કરશો, તો તમારી જીંદગીમાં તમને સુખ મલશે. જો તમે લોકને સુખી કરવા માગતા હો તો તમારે કાંઈ પણ આત્મભોગ કરવો જોઇએ. ધારો કે એક ધનવાન પુરૂષ લોકોપયોગને માટે એક બગીચો અર્પણ કરે છે. આ એક શુભ કાર્ય છે.

કારણ કે તે લોકને શારીરિક સુખ બહુ આપે છે. લોકો તેની હવાનો ઉપભોગ કરી શકે છે અને તેના વૃક્ષની છાયામાં બેસી શકે છે. આ સ્થૂલસૃષ્ટિનું આપેલું સુખ તેને સ્થૂલ સૃષ્ટિમાં સુખનો બદલો આપશે. તે તેને કરેલાં સ્થૂલ શુભકાર્યનું તેમજ તેની પામેલા લોકને મળેલા દરેક લાભનું ફલ મેળવશે આ મધણું તેને પાછું મળે છે.

પણ જો તેણે નૈતિક સુખ મેળવવું હોય તો તેણે તે નિઃસ્વાર્થ બુદ્ધિથી આપવું જોઇએ. લોકોનું ભલુ કરવાના પરોપકારી ઇરાદાથી તેણે તે આપવુ જોઇએ તે નિઃસ્વાર્થપણું તેના ચારિત્રરૂપે પરિણામ પામશે અને તેને સુખી માણસ બનાવશે. મનુષ્ય ચારિત્રનો તેમજ કાર્યનો વિચાર કરવો જોઇએ પણ કાર્યને ભુલી જવાં જોઇએ નહિ. જો મનુષ્ય બીજા પ્રતિ અન્યાયથી વર્તે તો કર્મના નિયમાનુસાર તેણે બીજી જીંદગીમાં અન્યાય ખમવો પડશે.

જો સત્તાનો સદુપયોગ ન થાય, અને જો તે બીજા પર જુલમ ગુજારવામા અને દુઃખ ઉત્પન્ન કરવામાં વપરાય તો બીજી જીંદગીમાં તે ઘાતકી કઠીણ રાજાને જુલમ ખમવો પડશે અને પોતે વાવેલા બીજનુ ફળ લણવું પડશે આ કર્મનો મહાન્ નિયમ છે અને તે દરેકને તેના કાર્ય પ્રમાણે ફળ આપે છે. મનુષ્ય પોતાની સત્તાના પ્રમાણમાં જવાબદાર છે. ઇશ્વર મનુષ્યને ઉચ્ચ સ્થાનમાં મુકે છે તે એટલા માટેજ કે લોકોની નજરમાં તે ઇશ્વરના પ્રતિનિધિરૂપ દેખાય હિંદુ ધર્મમાં સદા શિખવવામાં આવ્યું છે કે ગજ લોકને ઇશ્વરરૂપ છે અને ઇશ્વરની સત્તા ભોગવે છે તે ઇશ્વરી સત્તારૂપ છે અને તેથી ઇશ્વરની માફક નિયતાની માફક સેવા કરવા યોગ્ય છે. તેના બદલામાં તેને લોકોનું રક્ષણ કરવુ જોઇએ અને બલવાન મનુષ્યના જુલમથી નબલાનુ રક્ષણ કરવું જોઇએ રાજાએ નબલા મનુષ્યો પ્રતિ બલવાન રક્ષણ કર્તાની પદવી લેવી જોઇએ. કારણ કે મહાભારતમા કહેલું છે કે નબલા, અને પીડિતના આંસુ બલવાનની સત્તાનો નાશ કરે છે. આ એક ઇશ્વરી નિયમ છે, ઇશ્વર તે રાજાનો રાજા છે અને પૃથ્વિપતિનો પતિ છે. પ્રમાદથી કાયદેસર બાધનાથી અથવા સ્વતંત્ર ઇચ્છાથી કરેલા અન્યાય વાસ્તે તેમની પાસે જવાબ માગે છે દરેક સત્તાવાળાએ યાદ રાખવુ જોઇએ કે તે ઉચ્ચ સત્તા પાસે જવાબદારછે.

આવો જન્મ મરણનો નિયમ છે અને જીવાત્માને તેની મુસાફરીમા આ ચક્રમાં પસાર થવું પડે છે.

આ જન્મ મરણનુ ચક્ર જેમાથી કોઇ છુટી શકે નહિ તે વિશે એક બાબત કહેવાની રહી જાય છે. આપણે હમેશા આ ચક્રમાં ચાલવાના નથી તેમજ નિરંતર જન્મવાના અને મરવાના નથી. આપણે તેનાથી કંટાલી જઇએ છીએ અને તેથી છુટા થવાને ઇચ્છીએ છીએ: જ્યારે આવો સમય આવે છે ત્યારે આપણે મોક્ષના માર્ગ વિષે પુછીએ છીએ. તમને નચિકેતસની વાત તો યાદ હશે. જ્યારે તેના પિતા યજ્ઞ કરતા હતા ત્યારે 'મને કોને આપશો' એમ તેણે પુછ્યું "તને મૃત્યુને આપીશ" એવો પિતાએ પ્રત્યુત્તર આપ્યો તે ઉપરથી તે મૃત્યુના રાજા યમને ઘેર ગયો, અને ત્રણ દીવસ અને ત્રણ રાત્રી સુધી આતિથ્ય વિના ઉભો રહ્યો. તે સમયે યમરાજા પોતાને ઘેર આવ્યા ત્યારે યમને આપવાના તેના પિતાના વચનાનુસારે તેણે તેની વાટ જોતો દીઠો. આતિથ્યના અભાવનો બદલો વાળવાને યમે તેને ત્રણ વરદાન આપ્યાં. ત્યારે નચિકેતસે માગ્યું કે તેનો પિતા તેની સાથે પ્રસન્ન થાય. બીજુ વરદાન સ્વર્ગના અગ્નિ સબંધી હતુ. અને યમે જણાવ્યું કે તે અગ્નિ વિષે તેને જ્ઞાન થશે અને તે અગ્નિ તેના નામથી કહેવાશે. ત્રીજા વરદાનમાં તેને મૃત્યુનું રહસ્ય પુછ્યું "કેટલાક કહે છે કે મનુષ્ય અમર છે. બીજા કહે છે કે તે

નથી. કહો યમરાજ ! મને રહસ્ય સમજાવો. શું મનુષ્ય તમારી સત્તાથી મુક્ત થઈ શકે ! યમે જવાબ આપ્યો ' તે વિષે પુછનો નહિ. પુછતો નહિ. " વળી યમે કહ્યું " બીજું ગમે તે વરદાન માગ અને હું તને આવીશ તને હું ધન અને 'જીવનના' સુખ આપીશ પણ મૃત્યુના રહસ્ય વિશે પુછનો નહિ. " પણ તે બાળકે કહ્યું " પૃથ્વીનો આનંદ, સ્વર્ગનો આનંદ અપ્સરાઓ તથા સ્વર્ગીય નાચ ગાયન તમારી પાસેજ રહો. આ બધાને બદલે એક વરદાન જે હુ માગું છુ તે આપો કે મનુષ્ય મૃત્યુથી શી રીતે મુક્ત થઇ શકે. " આ પ્રશ્નનો યમને જવાબ આપવો પડે છે. અને મનુષ્ય મૃત્યુના પંઝામાંથી શી રીતે બચી શકે તે તેને કહે છે મનુષ્ય ઇચ્છાથી બધાય છે. ઇચ્છાઓ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થાય છે. અને તેઓ તેને એક જન્મમાંથી બીજા જન્મમાં ઘસડે છે અને તેઓથી ફરી ફરીને મરણ પામે છે. તેતે ઇન્દ્રિઓ ઉપર જ્ય મેળવવો જોઇએ આ પહેલું પગલું છે. આ તેનું પ્રથમ કર્તવ્ય છે ઇન્દ્રિઓ તેને જન્મ મરણને આધીન બનાવે છે માટે પ્રથમ તો ઇન્દ્રિઓનો નિગ્રહ કરવાને અને તેમને મનની સત્તા નીચે લાવવાને શિખવું જોઇએ.

શરીર રથ સરખો છે. ઇન્દ્રિઓ અશ્વ' છે અને મન લગામ છે. પવિત્ર વિચાર શક્તિ, બુદ્ધિ, સારથિ છે આત્મા સારથી કરતાં ઉચ્ચ છે અને રથનો સ્વામી છે બુદ્ધિ એ રથને ચલાવવો જોઇએ અને રથને ચલાવતા અને ઇન્દ્રિયાર્થ પ્રતિદોડતા ઇન્દ્રિયરૂપી ઘોડાને મનરૂપી લગામ વડે પાછા ખેંચવા જોઇએ તેમને સિદ્ધા માર્ગ પ્રતિ દોરવવા જોઇએ જેમ ઇંદ્રિયોને તેણે શાંત બનાવી છે તેમ મનને શાંત બનાવીને તેનો બુદ્ધિ વડે નિગ્રહ કરવો જોઇએ દરેક કાર્યમાં તેણે ઇંદ્રિયોને સંયમમાં રાખવી જોઇએ અને મન ઉપર રાજ્ય ચલાવવું જોઇએ જ્યારે આ પગલાં ગ્રહણ કરવામાં આવશે ત્યારે મનુષ્ય મનની શાંતતાથી આત્માને જોવાનું શરૂ કરશે. પછી તેણે યોગાભ્યાસ કરવો પછી તેણે નિત્ય ( હૃદય ગુફામાં રહેલા એક પરમાત્મા વિશે ધ્યાન કરવું તે પરમાત્મા હૃદયગુફામાં રહે છે અને શોધકે તેનું મન તેના ઉપર લગાડવું જોઇએ. તે શાસ્વત આત્મા તે સર્વ પુરૂષ ઉપર શરીરપુરીમાં ધ્યાન કરવું નીત્યઆત્મનુ ધ્યાન કરવા મન પવિત્ર ભય રહિત અને સ્થીર હોવું જોઇએ, આત્મૈક્યતા જણાવનાર શક્તિ ખીલવવી જોઇએ

આ રીતે મનુષ્ય મૃત્યુ ઉપર જય મેળવી શકે, જ્યારે હૃદયની ગ્રંથીઓ તુટી જાય છે ત્યારે મન અમૃતત્વને પ્રાપ્ત કરે છે. અને જ્યારે મન પરમાત્માને જુએ છે ત્યારે મૃત્યુના મુખમાંથી મુક્ત થાય છે.

આ રહસ્ય કહેવામાં આવ્યું હતુ. અને કથન કરવા યોગ્ય મોક્ષનું રહસ્ય પણ તે જ છે. આપણે તેને શી રીતે વર્તનમા મુકીશુ આપણે તે શી રીતે શીખીશું. આપણને શીખવવાને હજુ પણ મહાન્ ગુરૂઓ હયાત છે અને યમ જણાવે છે.

" પ્રાપ્યવરાન્નિબોધત " મહાન્ આચાર્યોને શોધીને જ્ઞાન મેળવો. તેઓ હજુ પણ હયાત છે અને હજુ પણ શીખવે છે અને જેઓ જ્ઞાન મેળવવાને ખાસ આતુર હોય તેમની શોધમાં છે. જેવી રીતે હું જાણું છુ તે તમને જણાવું છું. તે દુર્ગમ્યપથ જે હજુ પણ ઉઘાડો છે તેનો માર્ગ બતાવે છે. હાલના જમાનામાં પણ થીઓસોફીકલ સોસાઈટી

(બ્રહ્મજીજ્ઞાસુ મંડળ) દ્વારા તેઓ પોતાના શિષ્યોને જે ઈશ્વરી જ્ઞાન યા પુરાણી પ્રજ્ઞા શીખવે છે તેથી તે માર્ગ શોધી શકાય પણ ગુરૂ મળે તે વાસ્તે શિષ્યે શિષ્યવૃતિને યોગ્ય હોવું જોઇએ; પછી તમે મહત્ સત્ય શીખી શકો પણ આટલું યાદ રાખવું કે આત્મા વિષયી તેમજ નબલા મનુષ્યથી શીખાવાનો નથી, મનુષ્ય તેને શબ્દથી અથવા વાદ વિવાદથી પ્રાપ્ત કરી શકે નહિ. આત્મા જેને પસંદ કરે છે તેને પોતાનુ યથાર્થ સ્વરૂપ પ્રગટ કરે છે પણ આત્માની આ પસંદગી જીવનની પવિત્રતા અને નિસ્વાર્થીપણાથી નિશ્ચિત થાય છે

---

## શ્રી ગૌતમબુદ્ધ કાવ્ય અને કવિચરિત્

જગદ્ગુરુ શ્રી ગૌતમબુદ્ધનો ચારિત્ર્ય લેખ યોજના પ્રથમ પદીનું માન પ્રથમ સૈકામા થયેલા કવિ વર અશ્વઘોષને આપવામાં આવેછે; બુદ્ધચરિત્ની છેલ્રી અશ્વઘોષકૃતબુદ્ધચરિત્ સંસ્કૃત આવૃત્તી ઈ. સ ૧૮૯૩ માં ઓક્ષફોર્ડમાં અંકિત કરનાર પ્રોફેસર ઈ. બી. કોવેલ સાહેબ સહજ વદે છે કે, "કવિ કુલગુરુ કાલિદાસનાં રઘુવંશ અને કુમારસંભવમા અશ્વઘોષની કૃતિ ઘણે સ્થળે જોવામાં આવે છે† બન્ને કવિઓનાં કાવ્યમા પ્રાસાદ, ઓજ, માધુર્યતાદિ ગુણો, વર્ણનો, પ્રસગો, પદ રચના, અને વાણી એવી તો સાદી અને સરળતા યુક્ત છે કે, એકે બીજાનુ કા અનુકરણ ના કર્યું હોય ? "

ખરી વાત હિંદુ વર્ગલને મારે પ્રોફેસર કૅાવલ સાહેબ કહેછે તે એ છે કે, "બુદ્ધ ચરિત્ના તૃતિય સર્ગના ૧૯ શ્લોક ઉપરથી કાલિદાસે રઘુવંશના સપ્તમ સર્ગનો એકાદશ

---

લેખક રા. રા. મધુકર

† અશ્વઘોષનાં બુદ્ધચરિત્ સર્ગ ૧ શ્લોક ૧૩, ૪૧, ૬૨, ૭૦, ૭૧, ૭૨, સર્ગ ૩ શ્લોક ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૨૩, ૨૪, સર્ગ ૬ શ્લોક ૬૮, અને સર્ગ ૧૩ શ્લોક ૬ ની સમાન કાલિદાસના રઘુવંશ સર્ગ ૧૭ શ્લોક ૫૭ સર્ગ ૩ શ્લોક ૧૪. કુમાર સંભવ સર્ગ ૩ શ્લોક ૧૨; રઘુવંશ સર્ગ ૫ શ્લોક ૫ થી ૧૧, સર્ગ ૭ શ્લોક ૫, ૬, ૭, ૯, ૧૨, ૧૫, સર્ગ ૧૩ શ્લોક ૧૯; અને કુમાર સંભવ સર્ગ ૪ શ્લોક ૬ અનુક્રમે યોજેલા છે.

1 वातायनेभ्यस्तुविनिःसृतानि परस्परोपासितकुंडलानि । स्त्रीणांविरेजुर्मुखपंकजानिसक्तानिहर्म्येष्विवपंकजानि ॥ ની સાથે સરખાવો રઘુવંશનો આ શ્લોક – तासां मुखैरासवगंधगर्भैर्व्याप्तांतराः सान्द्रकुतूहलानां । विलोलनेत्रभ्रमरैर्गवाक्षाः सहस्रपत्राभरणाइवासन ॥

શ્લોક અનુકરણરૂપે લખેલો જણાય છે.* બોધીસત્વવૃક્ષની 'છાયા તુમે સુતો હતો ત્યારે સર્વ ખમતા છતાં, વૃક્ષની છાયા એને તજી જતી નહિ એવો અશ્વઘોષનો ભાવ, રામના મહાત્મ્યનું વર્ણન કરતા કાલિદાસે પ્રદર્શિત કીધો છે !" આ અને આવા બીજા પ્રસંગોથી એમ અનુમાન કહાડી શકાય છે કે, બન્ને કવિઓની કાવ્ય ચમત્કૃતિ, વિચાર, પદ્ય રચના, અને લાલિત્યનું સમાન છે

મજકુર કવિઓની કાવ્યચમત્કૃતિની સમાનતાના સવાલ વિષે તો કશો સંશય રહેતો નથી. પરંતુ પ્રોફેસર કૌવેલ સાહેબ " કાલિદાસને અશ્વઘોષના અનુકરણકાર માને છે," તેના માટે મિ. નંદારગીરકર કહે છે તે વાજબી હોય તો "ઈ. સ. પૂર્વેનાં એકાદ બે શતકમાં ભાષા સુસંસ્કારી બનવાના સબબે એકજ શતકમાં લખાયલાં આ કાવ્યોમાં સમાનતા આવી હોય તો ના ન કહી શકાય "‡ ગમેતેમ હો પરંતુ એટલું તો નિર્વિવાદપણે સાબિતજ થાય છે કે, બન્ને કવિઓની દાર્ષ્ટાન્તિક રૂઢિ× તથા શબ્દો તથા પદોનું સામ્ય પણ લક્ષમાં લેવા યોગ્ય છે.÷ ઉપમા, ઉત્પ્રેક્ષાદિ અલંકારો બન્ને કવિઓમાં જોવામાં આવે છે અશ્વઘોષ અને કાલિદાસમા આ પ્રકારે સમાનતા હોવા છતાં, વિદ્વન્મન્ય પંડિતો અશ્વઘોષની કાવ્ય શક્તિમા તમામ પ્રકારના સુગંધની અનુકૂલતા છતાં એની ભાષા કેટલેક સ્થલે અપરિચિત-ગ્રામ્ય શબ્દમય, અને વાક્ય રચના જૂની હોવાનો દોષ મુકે છે છતાં તત્વવેત્તા તરિકે અશ્વઘોષને, અને કવિ તરીકે કાલિદાસને પાઘડી પહેરાવે છે.ર

સમસ્ત હિંદુ પ્રજાનો સમસ્ત વારસો સંસ્કૃત વિદ્યા-પ્રાચીન સમયે ઉત્તરોત્તર કંઠા ગ્રે રખાતો આવતો હોવાથી લેખનના પ્રકારની આવશ્યકતા તત્કાલે 'આદરણીય' ગણાતી નહોતી. પરંતુ વિદ્યમાન કાલના રંગરાગ તરફ નિહાળતાં એ પ્રાચીન ધોરણ ખરેખર વિલક્ષણતા ઉપજાવે ખરૂ નવા અને જૂના સમયના શિક્ષણ ક્રમને યથાન્યાય આપવાનુ

---

‡ यस्यवृक्षस्यछायायांनिषण्णोवरलक्षण: । सैनंनजहते छायाध्यायन्तंपुरुषोत्तम ॥ શ્રી લલિત વિસ્તાર સર્ગ ૧૧ શ્લોક ૧૫ની સાથે રઘુવંશ સર્ગ ૧૨ શ્લોક ૨૧ સરખાવો:—प्रभावस्तिमितच्छायांआश्रित: सवनस्पतिम् । कदाचिदंकेसीतायाः शिश्येकिंचिदिवश्रमात् ॥

* મિ. નંદારગીર કરતું મેઘ દૂત, પ્રો. કૌવેલનું બુદ્ધ ચરિત, સેક્રેડ બુક્સ ઓફ ધી ઈસ્ટ વો. ૧૯

× यथावदेनंदिविदेवसंघा दिव्यैर्विशेषै र्महयांचचक्रु: લલિત વિસ્તર સર્ગ ૬ શ્લોક ૫૮ ની સાથે રઘુવંશ સર્ગ ૭ શ્લોક ૬૧ સરખાવો:-तैपातयां प्रथममास पपात पश्चात्.

‡ क्वचित्प्रदध्यौविललापच क्वचित् क्वचित्प्रचस्पाल पपातचक्वचित् બુદ્ધચરિત્ સર્ગ ૫ શ્લોક ૬૮ ની સાથે રઘુવંશ સર્ગ ૧૩ શ્લોક ૧૯ સરખાવો:-क्वचित्पथासंचरतेसुराणां क्वचिद्घनानां पततंक्वचिच्च ॥ * * * ઈત્યાદિ.

* પીટર્સન્સ એસે ઓન પાણિની. સેક્રેડ બુક્સ ઓફ ધી ઈસ્ટ વો. ૧૯ ગોલ્ડસ્ટકર્સ પાણિની પા. ૨૨૯.

જો કે આ ધ્યાન નથી, તો પણ જ્યારથી મુદ્રાયંત્રાદિ પ્રકાશમાં આવ્યાં છે, ત્યારથી હિંદુઓનાં સર્વેથી પ્રાચીન પ્રમાણો કે વિચારો: કે જે જનસમાજની સ્થિતિ, રીતિનું રૂતિનેગત માનસિક વિચારોનું આબેહુબ પ્રતિબિંબ ખડું કરતા. તે જરી પુરાણી રીતિ સ્થિત્યન્તર પામી પુસ્તકાકારે યદ્યપિ દ્દષ્ટિગોચર થાય છે. વર્તમાન સમયે અમુક શ્રોત્રિય, પંડ્યા, કે શાસ્ત્રી ગુજરાતી તેની ખોટ પૂરી પાડનાર ભાગ્યેજ અન્ય કોઈ તૈયાર હોય છે. અંતે ત સામ્પ્રતકાલે ચરિતાર્થ ચલાવવા અંગ્રેજી વિદ્યાભ્યાસ કદી બાપીકી વિદ્યાને લાત મારવામાં—તેનો કોઈ ભાવ પુછતું ન હોવાથી(!) બ્રાહ્મણોએ મહાન ભૂલ કરી.

જ્યારથી કંઠાગ્રે પાઠન ગખવાનો ક્રમ બદલાવા માંડ્યો. ત્યારથી સંસ્કૃત પુસ્તકોની અને તે સાથે આપણી એવી અવદશા થઈ છે કે, એકજ ગ્રંથની એકજ પ્રકારની પ્રતિઓ મળી આવવી દુર્લભ થઈ પડી છે. અને તેથી તેમાંથી કયાને 'પ્રમાણ ભૂત ગણવું' એ પણ એક શંકાને સ્થાન આપવા જેવો દુર્ઘટ થઈ પડેલો વિચાર છે. મતલબ, લેખનના પ્રચાર પછી અનેક જનોએ પોતાના મનની તરંગોને અનુસરી લેખિતીને નચાવી મોટો કોલાહલ કરી મુક્યો છે. આવી દયામણી સ્થિતિમા કવિ શ્રી અશ્વઘોષની બુદ્ધ ચરિત્રની અમનૃતિ ભિન્નભિન્ન પ્રકારે પરસ્પર વિરોધાભાસ દાખવતી, પશ્ચાત્ શોધકોનો આભાર સ્વીકારાવતી. અપણી ચક્ષુ સમીપસ્થ ખડી થાય છે.

બુદ્ધચરિતની એક પ્રતિ પેરીસની નેશનલ લાઈબ્રેરીમાં, બીજી કેમ્બ્રીજ પાઠશાલાના સંગ્રહસ્થાનમાં, અને ત્રીજી ખટમંડુમા પ્રોફેસર બેન્ડેલ સાહેબના માટે એક પંડિત* પાસે લખાવવામાં આવી હતી તે પ્રોફેસર ઇ બી. કોવેલ સાહેબે ઓક્ષફોર્ડમાં છપાવી છે. પેરીસ અને કેમ્બ્રીજમાંની પ્રતિઓ નેપાલી સંવત ૯૫૦ ( ઈ. સ. ૧૮૩૦ ) માં લખેલી હોવાનું નિચેના પદ્યોથી સમજાય છે

(પેરીસની પ્રતિ) "सवाणांक मिते वर्षे आग्रहायणिकेऽसितेमेऽमृतानंदोऽलिख"
(કેમ્બ્રીજની પ્રતિ) "शून्यबाणांकयुग्वर्षे मार्गे मासेऽसितेस्मरे
अमृतानंदेनलिखितं बुद्धकाव्यसुदुर्लभम् ॥"

**કવિશ્રી અશ્વઘોષ કાલગણના.**

મહાન પુરુષોના જીવનચારિત્ર પ્રાચીન સમયે નહિ લખાવાના કારણસર કોઈ પ્રસિદ્ધ પુરુષ કયારે થયો, તેનો જન્મ કયાં કેવી સ્થિતિમાં થઈ જ્ઞાન કે નામ કેવા પ્રકારે પ્રાપ્ત કર્યું, તેમજ તેનો ઉદ્ધાર કેવી રીતે થયો એ આ વર્તમાન કાલે એવી વસ્તુ ( Plot ) ના અભાવે અમર કથવું અનુચિત છે. આપણા કવિશ્રીના માટે પણ જીવનચારિ

---

* એના લખનાર અમૃતાનંદ પંડિતના માટે રાજેન્દ્રલાલ મિત્રના નેપાલિસ બુદ્ધિસ્ટ લીટરેચર નામના પુસ્તકમાં આમ લખેલું છે " અમૃતાનંદે છંદોમૃતલત', કલ્યાણપંચવિંશતી, અને વીરકુશાવદાન નામક ગ્રંથો લખેલા છે. આમા બે સંસ્કૃત, અને એક નેપાલી ભાષામાં લખ્યો છે. " કલ્યાણ પંચવિંશતીની એક પ્રત રોયલ એશિયાટિક સોસાયટીની લાઇબ્રેરીમાં છે, તેના અંતમાં અमृतानंदविरचित એવો લેખ છે. અને કરુણા પુંડરિક મહાયાનના લહિયા તરીકે તેનું નામ જોવામાં આવે છે. આ પ્રતિના અંતમા નેપાલીમ સંવત્ ૯૧૬ ( ઈ. સ ૧૭૯૬ ) લખવામાં આવ્યો છે. આ બધા ઉપરથી એમ ધારવામાં આવે છે કે, અમૃતાનંદ ૧૭૯૯ થી ૧૮૩૦ ઈ. સ સુધી પુસ્તકો લખવાનું કામ કરતો હતો

ત્રનાં સાધન-સામગ્રીનાં પૂરતાં પ્રમાણોની ગેરહાજરીમાં ઔદાસિન્યતા સિવાય અન્ય રસ્તો રહ્યો નથી. તો પણ હુંએન સંગ નામનો ચીનો પ્રવાસી ઇ. સ. ૬૪૦ માં હિંદુસ્તાનમાં આવ્યો હતો તેણે તેને માટે કાંઇક વૃતાંત આપેલો છે.× બીજો ઇટસિંગ નામક ચીનો મુસાફર ઇ. સ. ૬૭૩ માં આ દેશમાં આવ્યો હતો, તેણે પોતાના પ્રવાસ વર્ણનમાં મજકુર કવિને આર્ય દેવ અને નાગાર્જુનની પૂર્વે મુકેલ છે. ઉક્ત મુસાફરે કવિ તરીકે તેની પ્રસંશા બુદ્ધચરિતના કેટલાક શ્લોકો પોતાના પ્રવાસ વર્ણનમાં નિર્દિષ્ટ કરી જાહેર કરી છે.

અશ્વઘોષ નામક ત્રણ ગ્રંથકાર થયાનું રોક હીલ સાહેબ તારાનાથ નામકડી બેટીયન ગ્રંથકારના પુસ્તક ઉપરથી કહે છે. ત્યારે બુદ્ધચરિતનો કર્તા કવિવર અશ્વઘોષ પ્રથમતઃ કયો? એ શંકાના સમાધાનાર્થે ત્સેઇપાઓસંગ કીંગ નામના ચાઇનીસ ગ્રંથમાં કનિષ્કનો કેટલોક વૃતાંત આપેલો છે, તેમાં એક સ્થલપર "અશ્વઘોષ કનિષ્કનો ધર્મોપદેશક હતો." એવું લખેલ છે. સીથીઅન લોકોએ ઇ. સ. ૭૮ માં મગધ ઉપર ચડાઇ કનિષ્કના વખતમાં કરી હતી, એ ઉપરથી આપણા અશ્વઘોષ કવિરાયના જન્મવૃતાંત વિષે કશો સંદેહ રહેતો નથી.

પ્રોફેસર કોવેલ સાહેબ કહે છે કે, બુદ્ધચરિતનાં પાંચમાં સૈકામાં ચીનાઇ ભાષા-
માં ભાષાંતર થયાં હોય એમ લાગે છે. ચીનમાં જ્યારે બુદ્ધચરિતનું
બુદ્ધચરિતનાં અન્ય પાંચમા સૈકામાં ચીનાઇ ભાષામાં ભાષાંતર થયું ત્યારે હિંદુસ્તાનમાં
ભાષામાં ભાષાંતર. તે પહેલાં સુપ્રસિદ્ધજ હશે; એટલુંજ નહિ પરંતુ કવિકુલગુરુ કાલિ-
દાસનાં કુમાર અને રઘુવંશના કેટલાક, અશ્વઘોષના બુદ્ધદેવ ચરિ-
તની સાથેના મળતા આવતા શ્લોકપરથી પ્રોફેસર કોવેલ સાહેબ એવું વાસ્તવિક અનુમાન કહાડે છે કે, બુદ્ધચરિતનું ભાષાંતર પાંચમા સૈકામાં થયું હોય ત્યારે તે પહેલાં એક બે સૈકાનો આ કવિ હોવો જોઇએ.* એમ માનવાને કારણ મળે છે. આ બુદ્ધચરિતનું ટીબેટીયન ભાષામાં સાતકે આઠમા સૈકામાં ભાષાંતર કરવામાં આવ્યું હતું. કોવેલ સાહેબ આ બંને ભાષામાં કરવામાં આવેલા ભાષાંતરનો તત્પર્યે વિચાર કરતાં એવા નિર્ણય ઉપર આવે છે કે "ચીનાઇ ભાષાંતર કરતાં ટીબેટીયન ભાષાનું ભાષાંતર મૂળપ્રતિના સાથે વધારે મળતું આવે છે." અને તેમ બની આવવાનાં કારણ તરીકે તેઓ એવી દલીલ રજુ કરે છે કે, "ચીનાઇ કરતાં ટીબેટીયન ભાષા સંસ્કૃત ભાષાની સાથે ઘણીજ મળતી આવે છે" ચીનની ભાષામાં જે ભાષાંતર કરવામાં આવ્યું છે તે શબ્દશઃ નથી અને ઘણે ઠેકાણે મૂળ વાક્યોના અર્થને વિસ્તારવામાં આવ્યા છે.

આ તમામ ઉપરથી પ્રોફેસર કોવેલ; કે જે અશ્વઘોષના બુદ્ધચરિતના સંસ્કૃત પુસ્તકનો પ્રકાશક છે, તે એવા નિર્ણય ઉપર આવે છે કે, ગદ્ય કવિ અશ્વઘોષ પહેલા સૈકામાં થઇ ગયો હોવો જોઇએ.

---

× જુઓ મેમોયર્સ સરવેસ કોન્ટ્રીઝ એકસીડેન્ટલ્સ પુસ્તક ૧૩.

* પાંચમા સૈકામાં બુદ્ધદેવચરિતના ચીનાઇ ભાષાંતર માટે રોકહીલ સાહેબ કહે છે કે, "અશ્વઘોષ નામક ત્રણ ગ્રંથકાર પૈકી આ છેલ્લો હતો, કે જે ગદ્ય બુદ્ધચરિતનો કર્તા નહીં કહાય નહિ.

આ પુસ્તકોનું બીડ઼ પી કમીશન તથા ટપાલ ખર્ચ મંગાવનારને શીર છે

રા. રા. મ ન દ્વિવેદી કૃત પુસ્તકો

# બાલ વિલાસ.

(આવૃતિ બીજી)

આ પુસ્તક પણ મે, ડાયરેક્ટર સાહેબે શાળામા ઈનામ તથા લાયબ્રેરી માટે

મંજુર કર્યું છે.

# ઉત્તરરામ ચરિત્ર.

આવૃત્તિ બીજી

કિંમત રૂ ૧—૮—૦

# ચારિત્રં

આવૃત્તિ બીજી

કિમત રૂ. ૧—૦—૦

મે ડાયરેક્ટર સાહેબે આ પુસ્તક શાળાઓમાં ઇનામ તથા લાયબ્રેરી માટે પસંદ કરેલુ છે

આ શિવાયના તેમનાં અન્ય તમામ પુસ્તકો, સુદર્શન ઓફીસ—નડીયાદ અથવા એન એમ ત્રીપાઠી એન્ડ કંપની કાલબાદેવી રોડ, મુમબથી મળી શકશે

એક આનાની ટીકીટ મોકલનારને તમામ પુસ્તકોનું લીસ્ટ સુદર્શન ઓફીસમાથી મોકલવામા આવશે

## ગુજરાત.

રાજકીય, સામાજીક તથા ધાર્મિક વિષયો ઉપર સ્વતંત્ર ચર્ચા ચલાવતુ અને સામાન્ય સમાચાર આપતુ પાક્ષિક પત્ર આ પત્ર માટે જાણીતા વિદ્વાનોના ઉત્તમ પ્રતિના અભિપ્રાયો મળેલા છે લવાજમ રૂ ૨—૦—૦ પોસ્ટેજ સહીત સ્થાનિક ૧—૮—૦

નડીઆદ } ફુલચંદ બાપુજી શાહ

ગુજરાત ઓફીસ } મેનેજર ગુજરાત.

આદ્યદ્રષ્ટા
શ્રી અક્ષરમાર્ગ પ્રવાસી.
[illegible] મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

—તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
—ઉપતંત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, શુદ્ધ સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૦-૨૧. અંક ૭ ૮ ]. ( માસિક ) [ એપ્રિલ-મે ૧૯૦૬ ]

વિષયાનુક્રમ. પૃષ્ઠ.



અમદાવાદ
ધી અમદાવાદ યુનિયન પ્રીંટિંગ પ્રેસ કં૦ લી.

# શ્રી વૃત્તિ પ્રભાકર.

## બંધાઈને તૈયાર છે

કીંમત રૂ. ૩) ત્રણ.

મહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિત મુલ હિંદુસ્થાનીનું ગુજરાતી ભાષાંતર કર્તા રા. રા. મણિલાલ નભુભાઈ દ્વિવેદી,

સુદર્શન ઓફીસ

નડીઆદ

---

## સુદર્શન.

આ પત્રનું વાર્ષીક મૂલ્ય અગાઉથીજ રૂ. ૨—૦—૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત. ટપાલની ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારામાં મોકલવી, કેમકે એટલો વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરંતુ અમુક લખાણ પ્રસિદ્ધ કરવું કે કેમ એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે. લખાણ પાછું મોકલવાને અમે બંધાતા નથી, માટે બનતા સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલવો.

" મળેલું " વાળા વિષય માટે તન્ત્રી વા. ઉપતંત્રી જવાબદાર નથી, તે સિવાયના વિષયો ઉપર હક તન્ત્રીનો વા. ઉપતંત્રીનો છે તેથી તે કોઈએ છાપવા છપાવવા નહિ.

પત્રમાં પ્રસિદ્ધ કરવાનું લખાણ સારા અક્ષરે પૃષ્ઠની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી, તથા કોઈ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—પ્રસિદ્ધ કરવાની ઈચ્છા હોય, વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને વા. ઉપતન્ત્રીને લખી જણાવવું: તન્ત્રી વા ઉપતન્ત્રીની જાણ માટે પોતાનું ખરૂં નામ આપવુંજ જોઈએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણ સંબંધે સર્વ વ્યવહાર તન્ત્રી વા ઉપતન્ત્રી સાથે રાખવો, ગ્રંથાવલોકન માટે ગ્રંથો, રોજીંદા અને અઠવાડીએ પ્રસિદ્ધ થતાં પત્રો, અને આ પત્રના બદલામાં મોકલવાનાં માસિકો, નડીયાદ મોકલાવવા કૃપા કરવી

તંત્રીનું નામ ઠામ આ પ્રમાણે;—રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. તંત્રી:—
સુદર્શન અમદાવાદ.

બદલામાં આવતાં પત્રો તથા માસિકો નીચેને શરનામે મોકલાવવા વીનંતિ છે:—
ઉપતંત્રી—સુદર્શન,
સુદર્શન ઓફીસ. નડીયાદ.

આ સિવાય નાણાં સંબંધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક મી. જમનાદાસ મીઠાભાઈ નડીયાદ, એ શરનામે રાખવો.

### લવાજમ.

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું અમારા સુજ્ઞ ગ્રાહકોને સ્મરણ કરીએ.
વ્યવસ્થાપક.

# સુદર્શન.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"સત્યં પરં ધીમહિ"—ભાગવતમ્

[ પુસ્તક ૨૦-૨૧. અંક ૭] (માસિક.) [ એપ્રિલ ૧૯૦૬.]


## સમદુઃખી સહચરીને.

( મણેલુ )

આનન્દતી ઉર-વસી પ્રતિમા પ્રિયે તું !
  ઉદ્ગાર કેમ અવળા કરતાં શીખે તું ?

ચીરાય ચિત્ત મુજ એ સુણી દુઃખ ત્હારૂં,
  જાણું નહીં ! ઉરવ્યથા તુજ કેમ ટાળું?

ચિંતા જવરે સખિ ! તનેય તજી ન અંતે !
  ત્હારૂય શું મુજ સમુદીન ભાગ્ય કંપે ?

જેને સઉ સુખ-વિલાસ ભર્યું પ્રમાણે.
  જો શાણી એ જગતનો કંઈ શીખ સાંને;

સ્વપ્ને વિચાર્યું કંઈ વા ન કદી તેને તે
  લે લે, કહું મુખ વ્હીલે ભવ-મંત્ર હેતે;

વ્હાલાજનો સમજતાં ઉર-સાગ્ય શીખે;
  ત્યાં શુષ્ક આ જગતનો વિધિ તો વછોટે,

પેલા ન ઠાડ કરવા શુચિ ભાવનાનાં;
  વ્યક્તિ વિવેક પ્રભુયે રચવો કદી ના;

છાજેય કેમ પણ નિભે રસ-સામ્ય શાનું ?—
  આવા ભવે જીવન આમ વહી જવાનું !

સત્તા માત્ર જ નથી, પણ આપણા રાજા છે—આપણને નિયમમાં રાખનાર છે, આપણાં પાપપુણ્યનો ફલદાતા છે. આ ભાવનામાંથી ગ્રહણ કરવા જેવો અંશ એ છે કે—પરમાત્મા ધરતીકંપ કે દરિયાઈ તોફાન જેવી જડ શક્તિ રૂપ નથી; એનો આપણી સાથે ન્યાયી વ્યવહાર છે; એનો નિયમ એ પોતે પાળે છે, અને આપણને પાળવા ફરમાવે છે. આ સત્ય આપણે ગ્રહણ કર્યું છે ? ગ્રહણ કર્યું ત્યારે જ કહેવાય કે જ્યારે આપણું જીવન એ સત્યને પ્રત્યક્ષ કરી આપતું હોય. પણ આપણે તો રાત દિવસ એવી રીતે હજારો પ્રવૃત્તિઓ મચાવ્યાં કરીએ છીએ કે જાણે આપણા ઉપર પરમાત્માનું રાજ્ય જ ન હોય! માણસે કર્યાં કર્મ ભોગવવાનાં છે; પાપ કર્યા વગર પાપનું ફળ એ ન્યાયી મહારાજા કદી ભોગવાવતો જ નથી; અને પુણ્યનું ફળ કદી આપ્યા વિના રહેતો નથી—આટલી વાત જો આપણા જીવનમાં આપણે વણી લીધી હોય તો દુષ્ટ કર્મ તરફ આપણી પ્રવૃત્તિ જ થવી ન જોઇએ, અને સત્કર્મ તરફ આપણો ઉત્સાહ પૂર્ણ વેગથી વહ્યાં કરવો જોઇએ. પરમાત્માનું આ રાજ્ય સ્થૂલ દૃષ્ટિએ કેટલાક ક્રિશ્ચનો માને છે તેમ ભવિષ્યમાં આવવાનું છે એમ નથી, પણ નિત્ય નિરન્તર ચાલ્યાં જ કરે છે. પરમાત્માની આ ભાવના, અને કર્મ એ જ આ વિશ્વનું ખરેખરૂં તત્ત્વ છે એ સિદ્ધાન્ત, શ્રુતિસિદ્ધ છે. ઋગ્વેદસંહિતા કહે છે કે વરુણ "રાજા"—જે આ સંસારસમુદ્રનો અને સંસારરાત્રિનો અધિષ્ઠાતા દેવ છે—તે પોતે "ધૃતવ્રત" છે, અર્થાત્ એ પોતાના નિયમો પાળે છે, અને મનુષ્યો પણ 'ધૃતવ્રત' થાય એમ એ ઇચ્છે છે. અને ઉપનિષદ્‌માં યાજ્ઞવલ્ક્ય અને આર્તભાગના સંવાદમાં છેવટના તત્ત્વ તરીકે 'કર્મ'—સારી ખોટી કરણી—જ બતાવેલી છે.

પણ પરમાત્મા તે કેવલ રાજા જ નથી; પિતા પણ છે. રાજા નથી, અને પિતા છે એમ નથી, પણ રાજા અને પિતા ઉભય છે. એના ઘરમાં ન્યાય છે, તેમ પ્રેમ પણ છે. જીસસના પહેલાંના યાહુદી ધર્મમાં પરમાત્માની રાજા તરીકેની ભાવના પ્રધાન હતી, તેને બદલીને જીસસે પિતા તરીકેની ભાવના સ્થાપી; એથી યાહુદી ધર્મની પરમાત્માની ભાવનામાં રાજાના અકરુણ ન્યાયને બદલે પિતાનો દયાર્દ્ર પ્રેમ દાખલ થયો એમ કહેવાય છે. કેટલાક લોક આ ભાવનાને કેવલ ખ્રિસ્તી સમજે છે, પણ તેમ નથી. ભગવદ્ગીતામાં એક સ્થળે પરમાત્માને સચરાચર લોકનો 'પિતા' કહેલો છે, અને ઋગ્વેદસંહિતામાં પણ પિતાનું રૂપક અજાણ્યું નથી. એક ઋષિ કહે છે કે "પિતા પુત્રને ખોળામાં લે તેમ તું એને ખોળામાં લે છે"† અને બીજા એક ઋષિ કહે છે કે "આ મીઠી વાણીવડે, હે ઇન્દ્ર! હું તને પકડી રાખું છું—પુત્ર પિતાને વસ્ત્રનો છેડો ઝાલી પકડી રાખે તેમ."* પણ પરમાત્મા તે કેવળ પિતા જ નથી; પિતા છે તેમ માતા પણ છે. આ ઉભય સ્વરૂપ જે આ પ્રાકૃતિક જગત્‌માં એકત્ર જોવામાં નથી આવતાં તે પરમાત્મામાં એકઠાં બને છે. પરમાત્મા પિતાની પેઠે પ્રેમપુરઃસર આપણો ઉત્કર્ષ ઇચ્છે છે એટલું જ નહિ, પણ શિવાનુધ્યાનપરા માતાની ઉપમા પણ એને સારી રીતે લાગુ પડે છે. જગન્માતા 'અદિતિ' ઋગ્વેદમાં પ્રસિદ્ધ છે, "સૈવ દેવતા" ઇત્યાદિ ઉપનિષદ્વાક્યમાં પરમાત્માનો 'દેવતા' તરીકે (સ્ત્રીલિંગમાં) પરામર્શ કર્યો છે. અને પરમાત્મ-જ્યોતીરૂપ અગ્નિહોત્ર પરત્વે શ્રુતિ કહે છે કે "જેમ ભૂખ્યાં છોકરાં માની આસપાસ વીંટળાઈ વળે છે તેમ સર્વ ભૂત માત્ર અગ્નિહોત્રને ઉપાસે છે." અને પુરાણો તો 'જગદમ્બિકા'નાં

---

† पितेव पुत्रमभिरक्षये ।

* पितुर्न पुत्रः सिचमारभे त इन्द्र स्वादिष्ठया गिरा शचीवः ।

છે, અને તે મોક્ષાવસ્થામાં પરમાત્મા સાથે એકતા પામશે—નદીઓ સમુદ્રમાં ડૂબી જાય છે તે રીતે, એવો એક વાદ છે; અને તે ઔડુલોમિ નામના આચાર્યને નામે વ્યાસ મુનિના વેદાન્તસૂત્રમાં નોંધાયો છે. બીજો એક વાદ એવો છે કે અત્યારે પણ જીવ પરમાત્માથી અત્યન્ત ભિન્ન નથી, તેમ અત્યન્ત અભિન્ન પણ નથી—જેમ અગ્નિના તણખા અગ્નિ છે, અને છતાં અગ્નિથી જુદા પણ છે; અથવા તો, જેમ ઘટ એ મૃત્તિકા જ છે, અને મૃત્તિકાથી જુદો પણ છે, એ રીતે. આ ભેદાભેદવાદ વેદાન્તસૂત્રમાં વ્યાસ પહેલાંના આશ્મરથ્ય આચાર્યનો કહેવામાં આવ્યો છે. ત્રીજો વાદ એવો છે કે અત્યારે જીવ પરમાત્માથી ભિન્ન નથી, તેમ ભિન્ન અને અભિન્ન એમ પરસ્પરવિરુદ્ધ ધર્મવાળો પણ નથી. અત્યારે જે અવસ્થામાં છે તે અવસ્થામાં પણ એ પરમાત્માથી અભિન્ન જ છે. આ વાદ વેદાન્તસૂત્રમાં જણાવ્યા પ્રમાણે કાશકૃત્સ્ન ઋષિનો છે.

પણ અત્યારે જે અવસ્થામાં છે તે અવસ્થામાં પણ એ પરમાત્માથી અભિન્ન જ છે એ વાદ પણ બે રીતે સમજી શકાય. એક અવસ્થિતિવાદ એવો છે કે અચિત્ તેમ જ ચિત્ પરમાત્માનાં વિશેષણ રૂપે અવસ્થિત છે, અને પરમાત્મા એ થકી વિશિષ્ટ છે: આ રામાનુજાચાર્યનો "યથાવસ્થિત" (છે તે રૂપે જ—અવિદ્યાની કલ્પના કર્યા વિનાનો) વિશિષ્ટાદ્વૈતવાદ. બીજો અવસ્થિતિવાદ એવો છે કે અત્યારે છે તે રૂપે પણ જીવ પરમાત્માથી અભિન્ન જ છે, છતાં ભિન્ન ભાસે છે તે અવિદ્યાએ કરીને—આ શંકરાચાર્યનો સુપ્રસિદ્ધ કેવલા-દ્વૈતવાદ.

જીવાત્માની આ દેખાતી ભિન્નતા અનેક રીતે સમજાવવામાં આવી છે. જેમ દર્પણમાં દેખાતું મુખ વાસ્તવિક મુખથી ભિન્ન નથી; વા જળમાં દેખાતું ચન્દ્રનું પ્રતિબિમ્બ ખરા ચન્દ્રથી ભિન્ન નથી—અર્થાત એમ દેખાયા છતાં બે મુખ કે બે ચન્દ્ર થતા નથી—તેમ બ્રહ્મનું અવિદ્યાત્મકઅન્તઃકરણમાં પ્રતિબિમ્બ પડવાથી બ્રહ્મથી જુદો જીવ ભાસે છે, પણ વસ્તુતઃ બ્રહ્મ એકલું જ છે. આ બિમ્બપ્રતિબિમ્બવાદ.

પણ ચન્દ્ર આકાશમાં છે અને એનું પ્રતિબિમ્બ જળમાં છે—એટલું તો દ્વૈત ખરું ને! આમ શંકા સંભવે, તેથી બીજા શાંકરવેદાન્તીઓ અન્ય દૃષ્ટાન્તથી જીવ-બ્રહ્મનો સંબન્ધ સમજાવે છે. જેમ ઘટાકાશ અને મહાકાશ જુદાં નથી—એકનું એક આકાશ છૂટે રૂપે (અનવચ્છિન્ન-રૂપે) મહાકાશ હોય છે, અને તે જ ઘટના સબન્ધે કરી (ઘટમાં ઘેરાએલા તરીકે) ઘટાકાશ કહેવાય છે, તેમ અનવચ્છિન્ન (વગર ઘેરાએલું) ચૈતન્ય તે બ્રહ્મ, અને અન્તઃકરણાવચ્છિન્ન (બુદ્ધિથી ઘેરાએલું) ચૈતન્ય તે જીવ. આ અવચ્છેદવાદ.

પણ આ વાદમાં પણ જેમ આકાશને ઘેરનાર ઘટ નામનો પદાર્થ આકાશથી જુદો છે તેમ—ચૈતન્યને ઘેરનાર બુદ્ધિ યા અન્તઃકરણને ચૈતન્યથી જુદું માનવું પડે, અને એટલા પૂરતું અદ્વૈતવાદમાં છિદ્ર પડે. આ શંકા નિવારવા માટે કેટલાક શાંકરવેદાન્તીઓ કર્ણ "રાધેય"ના દૃષ્ટાન્તથી જીવ-બ્રહ્મનો સંબન્ધ સમજાવે છે: જેમ કર્ણ પૃથાનો પુત્ર હતા, પણ અજ્ઞાને કરી પોતાને રાધાનો પુત્ર જાણતો હતો, તેમ બ્રહ્મ વસ્તુતઃ બ્રહ્મ છતાં અજ્ઞાને કરી પોતાને જીવ સમજે છે.

આ સર્વ દૃષ્ટાન્ત જો કે એક બીજા ઉપર સુધારો કરતાં દેખાય છે—તથાપિ ખરું જોતાં સર્વનું તાત્પર્ય એક જ છે, અને તે ગમે તે રીતે અદ્વૈત પ્રતિપાદન કરવાનું. શંકરાચાર્યે

વિવિધ દૃષ્ટાન્તો આવા જ આશયથી યોજ્યાં છે. પણ પાછળના વખતમાં તે તે દૃષ્ટાન્તને વળગી પડીને જુદા જુદા વાદનો વિરોધ ઉપજાવવામાં આવ્યો છે; તે આ તાત્પર્ય ન સમજવાથી જ. બ્રહ્મને કોઈ પણ દૃષ્ટાન્ત લાગુ પડી શકે જ નહિ—જડ ને ચૈતન્યના દૃષ્ટાન્તથી કથવું, કે ચૈતન્યને જડના દૃષ્ટાન્તથી કથવું એ ખોટું છે, અને છતાં એમનાં સ્વરૂપ સમજાવવા માટે એવાં દૃષ્ટાન્ત લીધા વિના ચાલતું નથી.* દૃષ્ટાન્ત લઇને યાદ રાખવાની વાત એટલી જ છે કે દૃષ્ટાન્ત જીવ-બ્રહ્મનો સંબન્ધ સિદ્ધ કરવા માટે નથી, પણ એ સંબન્ધ સમજાવવા માટે છે. આ રીતે જોતાં, પૂર્વોક્ત સર્વ દૃષ્ટાન્તમાંથી સમજવાની વાત એક જ છે કે બ્રહ્મ અજ્ઞાને કરી અન્યથા (જીવરૂપે) ભાસે છે. પણ ‘ અન્યથા ’ શબ્દના પ્રયોગથી પણ એમ સમજવાનું નથી કે કોઈ ‘ અન્ય ’—બ્રહ્મથી જુદો—પદાર્થ છે. અન્યથા **ભાસે** છે—એટલે કે અન્યથા **નથી,** અને છતાં ભાસે છે: આમ **નથી** કહીને **ભાસે** છે કહેવાથી દ્વૈતાપત્તિ થતી નથી. પૃથ્વી સ્થિર **નથી** અને છતાં સ્થિર **ભાસે** છે એમ કહેવાથી એ સ્થિર થઈ જતી નથી; સૂર્ય પૃથ્વીની આસપાસ ફરતો **નથી** અને છતાં ફરતો **ભાસે** છે એમ કહેવાથી તે ફરતો થતો નથી—એ રીતે. તાત્પર્ય એટલું જ છે કે લોકમાં અનાદિ કાળથી ચાલતી આવેલી સમજણ ખોટી છે—અનાદિ કાળથી આપણે ‘જીવ’ ‘જીવ’ એવો અધ્યારોપ (બ્રહ્મમાં આરોપ) કરતા આવ્યા છીએ, એ અધ્યારોપનો જ્ઞાનવડે ‘ અપવાદ ’ કરવાનો છે—એ અ-

---

*The dread of anthropomorphism is childish We cannot help the use of figures of speech, and if we discard some, we are sure to make use of others. Who but a pedant would object to our speaking allegorically and metaphorically of the sun rising, of the sea roaring, of the wind whispering; or of the mind as clear, or calm, or cloudy? All human speech is a mosaic of symbols, which we use consciously or unconsciously. Do we know more or less of the sun or the sea, when we describe them in figurative language gathered from human nature, or when we adopt the strictly scientific phrases of astronomy or physiography? Similarly, do we know more or less of the soul, when we describe it in terms fetched from outward Nature, or from its own interior realm? It would seem that we discern the state of the case most clearly, and record our insight best, when we gather our phrases in each instance from the opposite realm; when we describe Mind in terms of matter, and Matter in terms of mind. It this be so, it will also be found that, in the moments of highest insight into what is mysterious, and hidden from our faculties, we instinctively clothe our insight in the raiment of metaphor. While we perhaps feel that "all that we know is that we know nothing," we nevertheless succeed best, in expressing the little we do know when we set it forth symbolically. We get behind the metaphor, we break the shell of allegory, to extract the kernel of fact; but we approach far nearer to the centre of things, when we make use of concrete aids to abstract thought, than we discard them, and try to reach the shrine of pure being, *per saltum*."—Prof. FRASER

ધ્યારોપ તે અધ્યારોપ છે, અર્થાત્ ખોટા છે એમ સમજવાનું છે. અને જે **નથી** તે ભાસે છે એમ કહેવામાં દ્વૈત પ્રાપ્ત થતું નથી; પણ ઉલટું, પહેલી "હોરી"ને અન્તે બતાવ્યું હતું તેમ, **चित्** (ભાસે) અને **सत्** (છે) સાથે અદ્વૈત પ્રતિપાદિત થાય છે.

આમ, દ્વૈતવાદ–વિશિષ્ટાદ્વૈતવાદ–અને કેવલાદ્વૈતવાદ એમ ત્રણ ભૂમિકાનો 'પ્રાસાદ' મનુષ્યની ધાર્મિક બુદ્ધિએ રચેલો છે. એની ત્રીજી ભૂમિકાએ ચઢી બ્રહ્માનન્દસ્વામી કહે છે કે આ 'તન' રૂપી ગલીઓમાં શ્રીકૃષ્ણ પરમાત્મા બુદ્ધિ રૂપી '**वृषमानकिशोरी**'–રાધિકા સાથે "**હોરી**" ખેલી રહ્યા છે. પાંચ ઇન્દ્રિયો રૂપી 'સખીઓ' પાંચ વિષયો રૂપી રંગ ભરી ભરીને 'રાધિકા'ને આપે છે; અને 'રાધિકા' એ રંગ લઇને "શ્યામ" ઉપર નાંખે છે; એથી એનું સઘળું શરીર ભીંજાઈ જાય છે—અને એ ભીંજાવામાં પોતે આનન્દ માને છે. એ આનન્દમાં એ 'રાધિકા'નો વેષ ધરે છે, એટલે કે પરમાત્મા બુદ્ધિ સાથે તન્મયતા પામે છે. અને એમ ચોતરફ "અવિદ્યા"નો "**फाग**" મચી રહેતાં બુદ્ધિનો વેષધારી પરમાત્મા સ્વરૂપનું ભાન ભૂલી બેસે છે. એમ સંસારવનમાં રમતાં રમતાં એને ઘણો કાળ વીતી ગયો, પણ તેની એને ખબર પડી નહિ. આખરે જ્યારે કોઈ સતગુરુ મળ્યો ત્યારે એને 'સખીઓ'નો સંગ છૂટ્યો, અને એ સ્વ-સ્વરૂપભૂત બ્રહ્માનન્દ પામ્યો. અત્રે એટલું સમજવા જેવું છે કે 'રાધિકા' એ સાત્ત્વિક બુદ્ધિનું રૂપક છે; અર્થાત્ પંચેન્દ્રિયના વિષયો પણ સાત્ત્વિકબુદ્ધિપુરઃસર ભોગવવામાં આવે તો જ પરિણામે જ્ઞાન ઉપજી બ્રહ્માનન્દ પ્રાપ્ત થાય. વળી, જેમ કૃષ્ણનું રાધિકા સાથે રમવું તે કેવળ નિર્દોષ–નિર્લેપ રમત રૂપ હતું, તેમ પરમાત્મા પણ બુદ્ધિના સંગમાં ચિદાભાસ બનેલો દેખાતા છતાં, બુદ્ધિથી નિર્લિપ્ત અને સર્વઆભાસરહિત કેવલ ચૈતન્યઘન કાયમ રહે છે. વળી, કોઇને એમ શંકા થતી હોય કે જગદ્ગુરુ કૃષ્ણ ભગવાનને ગુરુ કેવો?—તો એ શંકા વાસ્તવિક છે. પણ બ્રહ્માનન્દ સ્વામીને આ અસંભવ અજાણ્યો નહતો: જેને ગુરુ સંભવી જ ન શકે તેને ગુરુ આરોપવામાં એમનું સૂક્ષ્મ તાત્પર્ય એવો ધ્વનિ ઉપજાવવાનું છે કે—ખરી વસ્તુસ્થિતિમાં તો "**न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा**" ગુરુ નથી, શિષ્ય નથી, શાસ્ત્ર નથી, શાસ્ત્રનો ઉપદેશ નથી—છતાં એ સર્વ કલ્પના જ્યાં સુધી આપણે બંધને ખરો માનીએ ત્યાં સુધી આવશ્યક છે; પણ પરમાત્મામાં વસ્તુતઃ બંધ નથી તેમ મોક્ષ પણ નથી, એટલે ગુરુ વગેરે વાત કેવળ અધ્યારોપ જ છે. વસ્તુતઃ તો—

"न निरोधो न चोत्पत्ति न बद्धो न च साधकः ।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥"

"નાશ નથી, ઉત્પત્તિ નથી; બદ્ધ નથી, સાધક નથી; મુમુક્ષુ નથી, મુક્ત નથી—એ જ ખરેખરી વાત છે."

અને તેથી પૂર્વોક્ત પ્રાસાદની ભૂમિકાના ભાગએથી, અને તે પણ નીચે કે ઊંચે નહિ પણ એક અખંડાકાર દૃષ્ટિ નાંખીને, અવાઙ્મનસગોચર આકાશની ભવ્યતાથી મૂક બનતાં બનતાં શ્રી શંકરાચાર્ય ઉચ્ચરી જાય છે કે–

"न चैक तदन्यद्द्वितीयं कुतः स्यात्
न वा केवलत्वं न चाकेवलत्वम् ।
न शून्यं न चाशून्यमद्वैतकत्वात्
कथं सर्ववेदान्तसिद्धं ब्रवीमि ॥"

(એક નથી તો બે ક્યાથી હોય? ; કેવલ તેમ અકેવલ પણ નથી, શૂન્ય નથી, અને અશૂન્ય પણ નથી કારણ કે એનામા એક-બે, કેવલ-અકેવલ, શૂન્ય-અશૂન્ય એવુ દ્વૈત નથી સર્વ વેદાન્ત થકી સિદ્ધ એવા એને હુ શી રીતે કહું ? )

તન્ત્રી.

---

## રાજયોગ.

( અનુસંધાન પૃષ્ઠ ૪૮ થી )

### आत्मविचारवडेकालातिक्रमणथवुंजोइए ॥

आत्मानंसततंजानन्कालंनयमहाद्युते ।
प्रारब्धमखिलंभुंजन्नोद्वेगंकर्तुमर्हसि ॥ ८९॥

ભાવાર્થ—હે મહાદ્યુતિ ! તમારો સમગ્રકાલ આત્માનું સતત ચિંતન કરવામાં ગાળો, તમારા અખિલ પ્રારબ્ધને ઉદ્વેગ કર્યા વિના ભોગવો ૮૯

युक्तिवडेप्रारब्धकर्मनुंनिराकरण ।
उत्पन्नेप्यात्मविज्ञानेप्रारब्धंनैवमुंचति ।
इतियच्छ्रूयतेशास्त्रेतन्निराक्रियतेऽधुना ॥९०॥
तत्वज्ञानोदयादूर्ध्वंप्रारब्धंनैवविद्यते ।
देहादीनामसत्वात्तुयथास्वप्नोविबोधतः ॥९१॥
कर्मजन्मांतरीयंयत्प्रारब्धमितिकीर्तितं ।
तत्तुजन्मांतराभावात्पुंसोनैवास्तिकर्हिचित् ॥९२॥
स्वप्नदेहोयथाध्यस्तस्तथैवायंहिदेहकः ।
अध्यस्तस्यतकुतोजन्मजन्माभावेहितत्कुतः ॥९३॥

ભાવાર્થ—આત્મવિજ્ઞાન ઉત્પન્ન થવા છતાં પ્રારબ્ધ છોડતું નથી, એમ જે શાસ્ત્રોમાં સાંભળવામાં આવે છે તેનું હવે નિરાકરણ કરાય છે. તત્વજ્ઞાનનો ઉદય થયા પછી પ્રારબ્ધ વિદ્યમાન રહેતું નથી, જાગ્યા પછી જેમ સ્વપ્નને અવકાશ નથી તેમ દેહાદિના અસત્વને લીધે પૂર્વજન્મના કર્મને પ્રારબ્ધના (વર્તમાન જન્મના સંબંધમાં) નામથી વ્યવહરવામાં આવે છે, તે તો તે જ્ઞાનીને અન્યજન્મના અભાવને લીધે કહીં પણ જોવામાં આવતું નથી. (ભાવિજન્મ માટે સંચિતના સ્વરૂપમાં.) જેમ સ્વપ્નાવસ્થામાં કાર્ય કરતો સ્વપ્નદેહ એક અધ્યાસ માત્ર છે તેમ આ આપણો સ્થૂલદેહ છે; તો પછી અધ્યસ્ત થયલાનો શી રીતે જન્મ સંભવિ શકે, અને જન્મનો અભાવ થતાં તેનો (પ્રારબ્ધનો) સંભવ પણ ક્યાં રહ્યો. ૯૦–૯૩.

अज्ञानथो जगत्प्रतीतिअनेज्ञानथीतेनीनिवृति
एवातनुंदृष्टांतवडोनिरुपण ।
उपादानंप्रपंचस्यमृद्भांडस्येवकथ्यते ।
अज्ञानंचैववेदांतैस्तस्मिन्नष्टेक्वविश्वता ॥९४॥
यथारज्जुंपरित्यज्यसर्पंगृह्णातिवैभ्रमात् ।
तद्वत्सत्यमविज्ञायजगत्पश्यातिमूढधीः ॥९५॥
रज्जुरुपेपरिज्ञातेसर्पखंडंनतिष्ठति ।
अधिष्ठानेतथाज्ञातेप्रपंचःशून्यतांगतः ॥९६॥

ભાવાર્થ—જેમ ભાંડનું મૃત્તિકા છે તેમ પ્રપંચનું ઉપાદાનકારણ અજ્ઞાન છે એમ વેદાન્ત કહે છે. આ અજ્ઞાનનો નાશ થતાં વિશ્વનો આધાર ક્યાં, વિશ્વની વિશ્વતા શામાં ? જેમ કોઇ એક મનુષ્ય રજ્જુનો ત્યાગ કરીને ભ્રમથી સર્પરૂપ ધારે છે, તેમ મૂઢ બુદ્ધિવાળો પુરૂષ સત્યને નહિ જાણીને જગતને તેવા રૂપમાં જુએ છે. જેમ રજ્જુના રૂપનું જ્ઞાન થતાં સર્પનો વિચાર તુર્તજ દૂર પળે છે તેમ જગતના અધિષ્ઠાનરૂપ પરબ્રહ્મનું જ્ઞાન થતાં પ્રપંચ, જગત્ પણ શૂન્યતાને પ્રાપ્ત થાય છે. ૯૪—૯૬.

अज्ञानीनाबोधमाटेप्रारब्धछ ।
देहस्यापिप्रपंचत्वात्प्रारब्धावस्थितिःकुतः ।
अज्ञानिजनबोधार्थंप्रारब्धंवक्तिवैश्रुतिः ॥९७॥

ભાવાર્થ—દેહના પણ પ્રપંચત્વને લીધે આરબ્ધની અવસ્થિતિ પણ ક્યાં રહી ? શ્રુતિમાં ઉપદેશાતું પ્રારબ્ધ માત્ર અજ્ઞાનિજનોના બોધાર્થે છે.૯૭

ज्ञानीनेप्रारब्धनाअभावमांश्रुतिप्रामाण्य ।
क्षीयंतेचास्यकर्माणितस्मिन्दृष्टेपरावरे ।
बहुत्वंतन्निषेधार्थश्रुत्यागातंचयत्स्फुटं ॥९८॥

ભાવાર્થ—તે પરાવરના દર્શન થતા જ્ઞાનીના કર્મોનો ક્ષય થાય છે, એમ શ્રુતિમાં જે સ્ફુટતાથી કર્મોનુ બહુત્વ દર્શાવવામા આવ્યું છે તે પ્રારબ્ધ કર્મના નિષેધાર્થે છે ( સંચિત અને ક્રિયમાણના નિષેધાર્થે પણ છે ) ૯૮

प्रारब्धांगिकारमांदोषनिरुपण ।
उत्पतेऽर्थद्वेलाच्चैतत्तदानर्थद्रयागमः ।
वेदांतमतहानंचयतोज्ञानमितिश्रुतिः ॥९९॥

ભાવાર્થ—હજુ પણ જો અજ્ઞાનિરૂપ આરબ્ધકાર્યનો સંભવ બલાત્કારથી માને તો તે બે પ્રકારના અનર્થમાં આવી પડે છે, વેદાંતમતની હાનિ થાય છે, યથાર્થ જ્ઞાનદાતા શ્રુતિઓનો જ આશ્રય લેવો જોઇએ, એમ આથી ફલીત થાય છે૯૯.

ટીકા—વિશ્વની એકતા, અભેદ દર્શાવ્યા પછી આ વિભાગનો યોગ્યસ્થાને પ્રારંભ કરવામા આવ્યો છે પ્રથમારંભમા એ પ્રશ્ન ઉભો થાય છે કે, જો સર્વત્ર ઐક્ય પ્રવર્તે છે તો વ્યક્તિઓના ભાવિને નિયમનાર તત્વ શું છે ? આનો એક ઉત્તર કર્મ છે કર્મ એટલે કાર્ય, યથાર્થ રીતે વ્યક્તિના અસ્તિત્વનો ખુલાસો કરતો કાર્યકારણનો નિયમ જેવુ કારણ તેવુ કાર્ય, આરંભ વિનાનો અને કોઇ પ્રકારના ખુલાસા વિનાનો આ એક સર્વમાન્ય નિયમ છે આનાજ જેટલો કર્મ પણ પ્રકૃતિનો નિયમ છે અને હમેશા. પૂર્વનાં કારણોનાં પરિણામોરૂપે કાર્યો છે એમ સાબિત કરે છે આ પ્રકારે સ્થૂલભુવન ઉપરજ નહિ પરંતુ માનસિક અને નૈતિકભુવનો ઉપર પણ થાય છે આ નિયમનો આરંભ નથી અને અંત પણ નથી, એનો અંત નથી એમ કહેવાથી ઘણાને વિચિત્ર લાગશે, પરંતુ શક્તિ, સંરક્ષણ અને જડના અભેદત્વના નિયમો આ વાતને સિદ્ધ કરી આપે છે. જો કે કર્મનો માર્ગ કદાપિ અટકતો નથી, પરંતુ આત્મજ્ઞાનનો અનુભવ કરનાર જ્ઞાનના દૃઢ ખડક ઉપર પોતાનું સ્થાન લે છે, તેને કર્મ અસર કરતું નથી. મારા પ્રથમ કહેવાના સમાનજ આ છે પ્રકૃતિનો માર્ગ કદાપિ અટકતો નથી, મોક્ષ અથવા ઉત્તમોત્તમ સુખનો

વાસનાક્ષયમાં, ભેદના બંધના વિષયમાં સમાવેશ થાય છે. જે અનેક રૂપવાળું છે તેને કર્મ બંધન કરી શકે છે, હમેશાં એકજ છે તેના ઉપર તેની અસર થતી નથી અને તેથી જ સર્વ નિયમોનો નિયમ, કર્મનો છે. માટે સ્પષ્ટતાથી સમજવું જોઇએ કે કર્મની અસર જડ અને તેના સદશ ભુવનો ઉપર થાય છે, આત્માની ભૂમિકામાં પ્રદેશમાં તેની અસર બીલકુલ થતી નથી.

સગવડ અને ખુલાસા માટે કર્મના ત્રણ પ્રકાર પાડવામાં આવ્યા છે. હજુ સુધી પરિણામ આપવાને તૈયાર ન થયેલાં કારણોના સમૂહને સંચિતનાં નામથી વ્યવહરવામાં આવે છે. એક જીંદગીના સમયને નિયમતા સંચિતના વિભાગને પ્રારબ્ધ કહેવામાં આવે છે. પ્રારબ્ધદ્વારા જે જે કરવામાં આવે છે તે ક્રિયમાણના નામથી વ્યવહરાય છે..

એક પુરૂષ સંપૂર્ણ જ્ઞાનવાન થતાં, સંચિત અને ક્રિયમાણ અસર કરતાં નથી તેમ જ યથાર્થ જીવાત્માને સ્થૂલ અને સૂક્ષ્મકોષો સાથે તાદાત્મ્ય ભાવ પમાડતું અજ્ઞાન સંપૂર્ણ રીતે દૂર પડે છે. પ્રારબ્ધ મરણ પર્યંત પહોંચે છે, કારણ કે તે એક જીવન સમયનો નિયમ છે; પરંતુ તેના કાર્યોનાં પરિણામોના સંસ્કાર તેના ઉપર પડતા નથી. જો કે જ્ઞાનીઓ પણ પ્રારબ્ધના કાર્યમાંથી છૂટા નથી તો પણ કોઈ પ્રકારનું કાર્ય તેને કોઈ પ્રકારે અસર કરતું નથી.

પ્રારબ્ધ અથવા કર્મ એ કંઇ એવી એક સ્વતંત્ર વસ્તુ નથી કે જે સર્વ વ્યાપક અને અભેદમયતત્ત્વના ઉપર આધિપત્ય ભોગવી શકે. કારણ કે તે તો હમેશાં છે. જો આ પણ પ્રારબ્ધાધિન હોય તો મોક્ષ અને જવાબદારી એ માત્ર શબ્દોની રમત સમાન થઈ પડે છે. વિશેષમાં વળી અદ્વૈતને બદલે દ્વૈતાપત્તિ થવાનો પ્રસંગ આવે છે. ૯૫ માં જે અનર્થોનું સૂચન કરવામાં આવ્યું છે તે આજ છે.

પુરૂષાર્થ માત્ર કલ્પનાજ છે; દરેક પ્રકારનું સર્વ કાર્ય પ્રારબ્ધના પરિણામરૂપ છે. પુરૂષાર્થને ટેકો આપનારાઓ વારંવાર વાદ કરે છે કે, ઈચ્છાના અથવા કાર્યના અવિરત ધાવતા વલણથી વિરૂદ્ધ વર્તવાની વાત પણ સંપૂર્ણ રીતે વ્યક્તિની શક્તિની છે. પ્રારબ્ધવાદી પ્રત્યુત્તરવાળે છે કે એવી રીતે આવતું પરિણામ પણ પ્રારબ્ધનું જ પરિણામ છે; કારણ કે વિરૂદ્ધ ઇચ્છા અથવા કાર્ય પણ વ્યક્તિને તે ખાસ હેતુ તરફ દોરી જતા પ્રારબ્ધનું પરિણામ છે. તેમજ એ વિરોધિ વિધિનું અંતિમ કાર્ય યથાર્થ પ્રારબ્ધના પરિણામના બંધાય નથી કારણ કે જેને અંતિમ પરિણામરૂપે ગણવામાં આવેછે એજ યથાર્થ વિચાર છે કે જે પ્રતિપ્રારબ્ધ કાર્યને લઈ જવા માગતું હતું.

પછીથી જવાબદારી ઓછી થઇ જાય છે અને શિક્ષા અને બક્ષીસમાંથી' ન્યાયનો વિચાર દૂર પડે છે. બીલકુલ આમ થતું નથી, કારણ કે પ્રારબ્ધના નિયમ વડે આપે શિક્ષાના નિયમનો વિનાશ થતો નથી અને જવાબદારી, ન્યાય, શિક્ષા, બક્ષીસ, એ સર્વ

નો આપેક્ષિક રીતે વિચાર કરતાં સંપૂર્ણતાથી યથાર્થ છે. ભૂમામાં ભેદ નથી, સમય શાંતિમય છે, તેમાં ક્ષોભ પમાડનાર પ્રારબ્ધ તેમજ પુરૂષાર્થ ઉભયમાંનું એકે નથી. નૈતિક દષ્ટિબિંદુથી વિચારતાં આ પ્રકારની તર્કપરંપરાનું વલણ સુરમ્ય છે. તેથી સ્પષ્ટ રીતે ઉપદેશાય છે કે, વ્યક્તિએ વ્યક્તિત્વ ભાવમાંથી દૂર થવું જોઇએ, કાર્ય કરતા અટકવાનું નથી, અથવા યથાર્થતાથી કહીએ તો પ્રારબ્ધના નિયમને પાર પાડવાનો છે. દુઃખ, શોક, એ સર્વ ભેદનાં પરિણામ છે, અભેદમાંજ આનંદ સુખ છે, અને અભેદ, ઐક્ય, એજ પ્રકૃતિનો ક્રમ છે. કાર્ય કરો, પાર પાડો, મુક્તિ કરો, પરંતુ હમેશાં કાર્યને માટે કાર્ય કરો, સુખ અથવા દુઃખની તીવ્ર ઇચ્છા સહિત કાર્ય કરવાની જરૂર નથી. જો પ્રબલ કાર્યપરાયણતા એ પ્રારબ્ધના જાગરૂપે હોય તો નિર્બલ કાર્યરહિત પણ ઓછું તેમ નથી; પ્રારબ્ધનો યથાર્થ અર્થ એમ છે કે આસ્તિત્વનો એટલે કાર્યનો નિયમ પાર પાડવો. અને પરિણામોથી હમેશાં અસર થવા વિનાના રહેવું.

કર્મ રહિત, પ્રારબ્ધ રહિત, દુઃખ રહિત, સુખાતીત વિશ્વવ્યાપક તત્વમાં શી રીતે હમેશાં દૃઢભાવનાવાળા રહેવું, એ હવે પછીના વિભાગમા સમજાવવામાં આવશે.

( આગળ ચાલુ )

ઉપતત્રી

---

## વિદેશ—ગમન.

( મળેલુ. )*

### સખા સવાદ.

દેવીપ્રસાદ—વિદેશ ન જવાથી સાંપ્રતકાળે જે પદાર્થવિજ્ઞાન ઉદ્ભવ્યું છે, અને જેનો આર્થિક વૃદ્ધિ અર્થે ઉપયોગ કરવામાં આવે છે, તેનાથી આપણે અજ્ઞાનજ રહીએ છીએ. જ્યાં સુધી એવી સ્થિતિએ આપણે રહીશું ત્યાં સુધી આપણી અવસ્થા દીનતાયુક્ત જ રહેશે; આવી રીતે હવે સ્પષ્ટ પણે જાણતા છતા વિદેશ ન જવા માટે દુરાગ્રહ કરવો, એ આપણી હજી અધિક આર્થિક દુરદશા થવા સુચવે છે. વિદેશ જવામાં ધર્મને કિંવા કોઈ સ્થળે રુઢીને પ્રતિબંધક રુપે આગળ ધરવામાં આવે છે, કિન્તુ હાલના સુધરેલા સમયે ધર્મની કિંવા રુઢીની વિરુદ્ધતા એ માત્ર દુરાગ્રહ સિવાય અન્ય કંઈજ નથી. દેશના કલ્યાણ

---

* લેખકઃ—રા. રા. પુરૂષોત્તમ દ્વારકાંદાસ.

અને ઊત્કર્ષ માટે પ્રાચીન સમયે કોઇ કારણને લઈ વિદેશગમન નિષેધવામાં આવ્યું હોય તોપણ હાલના સમયને વિલોકી, સમય નુમાર ઊત્કર્ષ કેવા રીતે થશે તેનો સૂક્ષ્મ વિચાર કરી વિદેશ ગમન માટે નિષેધક આજ્ઞાને એક કોરે મુકવી જોઈએ છીએ. હુ ધારૂં છું જે આપ પણ એ વિચાર પ્રતિ મ્હારા વિચારની સાથે અભિન્ન જ હશો.

શાન્તિપ્રસાદ—વિદેશ જવામાં આપના વિચારની સાથે મ્હારી અભેદતા જ છે. ત્હો નહિ પણ ધર્મની સાથે એનો સંબધ કેવા પ્રકારનો છે તે વિષે તમારા વિચારથી ભેદ છે.

ધર્મ માત્રનો હેતુ ઐહિક—સંસારિક સુખ માટે નથી. કિન્તુ આમુષ્મિક પારલૌકિક-આત્મિક માટે છે એ સુખનો આધાર અંતઃકરણની વિશુદ્ધતા ઉપર છે. અંતઃકરણની વિશુદ્ધતા થવાના સાધનો અનેક હોય છે, અને તેથીજ ધર્મ માર્ગ અનેક સાધનો યુક્ત હોય છે. વિદેશગમન પણ એ સાધનોમાનુ એક એવુ સાધન હશે કે જેને આચારમાં નિયોજતા અંતઃકરણની વિશુદ્ધતા થતી અટકે અને તેજ કારણે વિદેશગમન નિષેધવામા આવ્યું હોય તો તે જાણ્યા પહેલા તેને એક દુરાગ્રહ રૂપે માનવું એ પાણ્ડિત્ય નથી. આપણે જરા ઊંડા ઉતરી તત્ત્વ દૃષ્ટિથી એને વિલોકીએ કે જેથી એ ધર્માજ્ઞાની યથાર્થતા અભિધેય થાય અને તત્પશ્ચાત એ આજ્ઞાની યોગ્યાયોગ્યતા માટે જે કંઈ વક્તવ્ય રૂપે થશે તે પાણ્ડિત્ય ગણાશે

કયા કાળમાં વિદેશ ન જવા ઠર્યું એ આપણાથી સમજાય એમ નથી કિન્તુ આટલું તો કહી શકાશે જે આર્યોના હૃદયે જ્યારથી પારમાર્થિક જ્ઞાનનુ સ્ફુરણ થવા માંડયું ત્યાર થી આવી આજ્ઞાઓ કરવામા આવી છે. પ્રથમ તો એ આજ્ઞા બ્રાહ્મણ વર્ગ કે જે યોગ પથમાં પ્રયાણ કરતા હતા તેઓને માટે હતી. કિન્તુ આગળ જતાં ક્ષાત્ર અને વૈશ્ય વર્ગોપણ એ પથમાં પ્રયાણ કરવા મંડયા અને તેઓને માટે પણ એ આજ્ઞા પળાઇ.

હાલનું પદાર્થવિજ્ઞાન જેમ જેમ ઉત્કર્ષને પામતુ જાય છે તેમ તેમ તેનું આન્તર સ્વરૂપ અધિકાધિક સમજાતું જાય છે. પદાર્થ માત્રમાં એક પ્રકારનું સત્વ જેને આપણે પ્રાણતત્વ કહીએ છીએ અને પશ્ચાત્ય લોકો જેને ઓઝ નામથી વ્યવહરે છે તે પ્રવાહ-રૂપે વહ્યાં કરે છે. પદાર્થનો એક બીજાની સાથે સંસર્ગ થવાથી એ તત્ત્વ એક બીજામાં અનુપ્રવેશે છે. વિશ્વ શક્તિના નિયમાનુસાર નિર્બળશક્તિ પ્રબળશક્તિનો ભોગ થઈ પડે છે. તદ્વત્ નિર્બળ પ્રાણ તત્ત્વ પ્રબળ પ્રાણ તત્ત્વનો ભોગ થઇ પડે છે. જો કે પ્રબળશક્તિની નિર્બળશક્તિ ભોગ થઇ પડે છે એ ખરૂં તથપિ સ્વશક્તિની અસર કંઇપણ ઉપજાવ્યા વગર રહેતી નથી એવું નથી; થોડે અંશે પણ એ પ્રબળતાના વેગને પ્રતીબંધક રૂપે થાય છે. પ્રજ્વલીત અગ્નીમા થોડું પાણી નાખવામાં આવે તો જો કે અનળ શક્તિ પ્રબળતા કારણે પાણીને બાળી નાખશે તથપિ પાણી સ્વસામર્થ્યાનુસાર અનળ શક્તિનો પ્રતિરોધ તો કરશેજ.

ઉક્ત નિયમાનુસાર સંસર્ગથી થતા નુકસાન (અસુર દેશ એટલે જ્યાં લોકોમાંથી મલીન દુષ્ટ કર્મોને લીધે આન્તરમાંથી વહેતા મલીન પ્રાણતત્ત્વ અને તેના સંસર્ગથી થવી

અશુદ્ધિ ) ના કારણે વિદેશ ન જવા શાસ્ત્રાજ્ઞા થઈ વળી તે કાળમા હાલના જેવા પ્રવાસનાં અનુકૂળ સાધનો તેમજ હાલના જેવી આર્થિક દીન સ્થિતિ કે જેને માટે ત્યાં જવાની આવશ્યકતા પડે તે ન્હોતી પુન. યોગના નિયમો પાળવામા પ્રવાસી જીવન અને અતીસગ એ ઉભય પ્રતિકૂળ છે આ ત્રિવિધ કારણો અને ઉક્ત ચતુર્થ સસર્ગ દોષના કારણે વિદેશે—અસુર દેશે ન જવા ધાર્મિક આજ્ઞા પળાઈ

આપણુ ધાર્મિક આધ્યાત્મિક જીવન ત્યા સસર્ગ હોવથી અને એવા અન્ય બીજા કારણોથી નિકૃષ્ટ દશામા આવી પડે. આ વસ્તુગતી વિધાનજે સત્ય સિદ્ધ કર્યાથી વિદેશ ન જવા માટેની શાસ્ત્રાજ્ઞા આદરણિય થઇ પડી વિદેશની વાતને એક કોરે મુકી અન્ય બાજુ વિચોકો શુ તો સ્વદેશમાં પણ એ આધ્યાત્મિક જીવન ગાળવા માટે કેવા દુર્ગમ પથમાથી પસાર થવુ પડે છે તે જોતાં વિદેશ નિષેધાર્થક આજ્ઞા કઈ વિશાતમા નથી

સૃષ્ટ પદાર્થ માત્ર ત્રિવિધ ગુણ યુક્ત હોય છે, સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ માની એકની તેમાં પ્રાધાન્યતા હોય છે અને અન્ય ઉભયની ગૌણતા હોય છે જે પદાર્થમાં જે ગુણ પ્રધાન્યપણે વર્તતો હોય તે ગુણ યુક્ત પ્રાણતત્ત્વ તેમાંથી વહ્યા કરે છે; અને જે પદાર્થની સાથે તેનો સબધ થાય છે તેમા તે પ્રાણતત્વ અનુપ્રવેશે છે, અને પોતાની અસર તેના ઉપર ઉપજાવે છે સત્વ છે તે વિશુદ્ધિ કરનાર છે અને અન્ય ઉભય મલીનતા વધારનાર છે અપવિત્રતાને અશુદ્ધિના મૂળ કારણ એ ત્રિવિધ ગુણો છે.

વસ્તુગતિ આમ હોવાના કારણે જે પદાર્થમા સત્વ ગુણ પ્રધાન્યપણે વર્તતો હોય તે પદાર્થોની સાથેજ સસર્ગ કરવો અન્યની સાથે એટલે જેમા રજ અને તમ પ્રાધાન્યપણે વર્તતા હોય તેઓની સાથે સસર્ગ કરવો નહિ આમ સ્વદેશમાં પણ સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ, પેયાપેય ઇત્યાદિ માટે નિયમો સિદ્ધસ્ત મનાયા અને પળાયા

આવા દુર્ગમ પથમાથી જીવનને પ્રસાર કરવાથી—આવી રીતે જીવન ગાળવાથી આધ્યાત્મિક ઉન્નતિ અતી ઉત્કૃષ્ટ દશાને પામી, બુદ્ધિક વિષયો ઉન્નતિના શીખરે પહોંચ્યા કે જેના ભણી આજે પણ પાશ્ચાત્ય વિદ્વમન્ડળ આશ્ચર્યથી જુએ છે, અને એ આશ્ચર્યતામાં નિમગ્ન થઇ એ તત્વને પ્રત્યક્ષ કરવા પ્રવૃત થાય છે, જેમા સ્વલ્પાશે સફળ થયા છે એમ કહીએ તો સર્વથા અસત્ય નથી

ઉક્ત વિવેચનથી આપને સુવિદિત થયુ હશે જે વિદેશનિષેધાર્થક શાસ્ત્રાજ્ઞા નિષ્કારણ નથી સૃષ્ટ નિયમોથી અજ્ઞાત પુરૂષો કદાચ સ્પર્શાસ્પર્શને એક ઢોગ યુક્ત રુઢી માનતા હોય તો તેથી કઇ નિયમને હાની થતી નથી ત્યમજ તેવું કથન કરનાર શાસ્ત્ર પણ દોષીત થતું નથી કિંતુ દોષ માત્ર અજ્ઞાનતાનો જ હોય છે હાલની ભૌતિક વિદ્યા આનું યથાર્થ દર્શન કરવા સતત પ્રયાસ કર્યો કરે છે. અને પરિણામે સત્ય પ્રત્યક્ષીકરણને પામશે એમ જગતના ઉદયાસ્તના નિયમને વિચોકના અનુમાન કરવાને કારણ મળે છે.

હવે આપણે સાંપ્રત દેશકાળને વિલોકીએ અને તત્પશ્ચાત ન્યાયાન્યાયનો નિર્ણય કરીશું પ્રાચીન સમયે જે યૌગિક નિયમાનુસાર કર્મ માર્ગ પ્રચલીત હતો અને તદનુસાર જીવન ગાળવામાં આવતું હતું તે નિયમ હાલ જોશો તો કંઈ પણ દષ્ટિગોચર થશે નહિ જ્યાં એના દર્શન થશે ત્યાં એ નિયમોક્ત વિધિનો અભાવ હશે અને કોઈ સ્થળે તો કેવળ બાહ્ય ઢોંગ પણ હશે. અને ઘણે ભાગે તો હવે એ વ્યર્થ પરિશ્રમ યુક્ત છે વૃથા કાળક્ષેપ કરવાનું છે એમ મનાય છે.. તથાપિ એનાં આ દેશે મૂળ એટલાં તો ઊંડાં પેઠાં છે જે એનો સમૂળ વિનાશ થઈ શકે એમ નથી. માત્ર ફળ ફૂલ ડાળીઓ ઇત્યાદિનો વિનાશ થાય એમ છે અને થોડે ઘણે અંશે થયો પણ છે. પુનઃ મૂળના અવિનાશના કારણે તેના ફણગા ફૂટ્યા છે અને વિશ્વ ચક્રના નિયમાનુસાર એ વૃક્ષ રૂપે થઈ ફળ ફૂલ યુક્ત થશે આ આનુમાનિક ભાવનાકાળ ભગવાન સત્ય કરશે.

યૌગિક નિયમોરૂપ પથના પ્રવાસીઓની હાલની વિધી અને ભાવનામાં ઘણો અંતર પડી ગયો છે જે હેતુને અર્થે શાસ્ત્રાજ્ઞા છે તે હેતુ સાધવાર્થે પ્રવૃત્તિ નથી એટલે વાસ્તવે હેતુ વગરની શાસ્ત્રાજ્ઞા પાળવી વ્યર્થ છે, નિષ્કારણ છે; આમ કહેવામાં કાંઇ દોષ નથી હાલ સ્વદેશમાં પણ આપણે મ્લેચ્છોના સંસર્ગમાં આવીએ છીએ કે તેઓના સ્પર્શ પશ્ચાત સ્નાનાદિક ક્રિયા કર્યા વીના કોઇ પદાર્થની સાથે સ્પર્શ સબંધ બાંધી શકીએ નહિ. ભોજનાદિક ક્રીયા કરી શકીએ નહિ. આવી શાસ્ત્રાજ્ઞા છે. સતાં આપણાથી સ્વદેશમાં પણ તે પળાતી નથી સક્ષેપમાં એજ કે સ્પર્શાસ્પર્શ, ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેય ઇત્યાદિ નિયમો કે જેને માટે શાસ્ત્રાજ્ઞા છે તેનો તો લોપ સ્વદેશમાં થયલો છે સિવાય કે અપવાદ તરિકે થોડાઓને બાદ કરતાં, જ્યારે સ્વદેશમાં પણ આવી રીતે જીવન ગાળવામાં આવતું હોય તો પછી વિદેશ જવા માટે શાસ્ત્રનિષેધાર્થક આજ્ઞા આગળ ધરવી એ અજ્ઞાનતા સિવાય અન્ય કંઇજ નથી

વળી દેશકાળ તરફ દૃષ્ટિ ફેંકતાં અને હાલની આપણી આર્થિક સ્થતિ વિલોકતાં વિદેશ જવા માટે આપણને ઘણી આવશ્યકતા છે. આમ સર્વ પાસથી માન્ય છે. ભૌતિક શાસ્ત્રથી હાલ આપણે એટલા તો અજ્ઞાન છીએ કે તેને માટે તદ્‌વિજ્ઞાનાર્થે વિદેશનો જ આશ્રય લેવાની આવશ્યકતા છે. જ્યાં પર્યન્ત તેમ કરવામાં આવશે નહિ ત્યાં પર્યન્ત આપણી આર્થિક સ્થિતિ પ્રતિદિવસ અધિક હિનતા અનુભવશે. ધર્મ એ મૂખ્ય છે સતાં ધર્મ અને અર્થનો આશ્રયાશ્રેય ભાવ સંબંધ છે. કેવળ અર્થ હીનને ધર્માર્થે પ્રાપ્તિ કરવામાં અતિદુઃસહ કષ્ટ સહન કરવું પડે છે. જ્યારે પ્રદીપ્ત જઠરાગ્નિથી પ્રાણ વિદગ્ધ થતાં હોય ત્યારે કયા ધર્માર્થની પ્રાપ્તિ કરવા પુરૂષ સમર્થ થઈ શકે ? આમ વિચારતાં વિદેશ ગમનાર્થે હવે અનુજ્ઞા મળવી આવશ્યક છે.

આટલું સતાં પુનઃ કોઇ ધાર્મિક પ્રશ્ન ઉપસ્થિત કરે તો દેશકાળાનુસાર નિચે દર્શાવેલા વિચારોથી તેનો નિર્ણય લાવવો જોઇએ છીએ.

ધર્મ એ ઉભય વિધ છે, એક બાહ્ય અને અન્ય આંતરઃ બાહ્ય એટલે આચાર ભાગ અને આંતર એટલે વિચાર ભાગ. જો કે આચાર અને વિચાર બાબનો પરસ્પર

આશ્રયાંશ્રેય સંબંધ છે તો પણ દેશકાળને લઈ આચાર ભાગમાં કેટલાક ફેરફાર કરવાની આવશ્યકતા પડે છે. આપણાજ દેશકાળને લઇ આચાર ભાગમાં ઘણા ફેરફારો કરવા પડ્યા છે. જેનો દષ્ટાન્ત અનેક વિધ સ્મૃતિઓ અને પુરાણો છે, કે જેમાં એ આચાર ભાગનું કથન છે.

જો કાળને લઇ આપણાજ દેશોમાં આમ થયું છે તો પછી હાલના કાળાનુસાર આચાર ભાગમાં કંઈ ફેરફાર થાય તો તે નિર્દોષજ છે. વિદેશમાં આચાર ભાગ કોઇ અંશે પળાય એમ નથી એ વાતતો સર્વાંશે સત્ય છે. ( સ્પર્શાસ્પર્શ નિયમો) કિન્તુ વિચાર ભાગ પાળવામાં કોઇ પ્રકારની અડચણ આવે એમ નથી. એટલે ભક્ષ્યાભક્ષ્ય તે પેયાપેય એ વિધિ સચવાય અને હૃદયે આર્યત્વના વિચારો સુદૃઢ વિશુદ્ધ હોય અને સ્વદેશાગમન પશ્ચાત્ દેહ શુદ્ધયર્થે શાસ્ત્રાનુસાર પ્રાયશ્ચિત્ કરવામાં આવે તો હાલના કાળને યોગ્ય આચાર પાળવામાં આવે છે એમ કહેવામાં અનુચિતતા નથી.

પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રની ભૂમિકામાં આપણો દેશ છેક નીચેની ભૂમિકામાં છે અને તેને લીધે અને અન્ય કારણોને લઈ આપણી આર્થિક સ્થિતિ અતિદીન થઇ પડી છે આમ હોવાના કારણે પાછળના ત્રણ પુરૂષાર્થોથી પણ આપણે વિમુખ રહીએ છીએ કે જે આપણા દેશ માટેની એક કરૂણાજનક સ્થિતિ છે.

---

# વર્તમાન હિંદના જીવન અને વિચાર ઉપર થીઓસોફીની અસર*

દુનિયાના અન્ય સ્થાન કરતાં જેને તેના ગૃહરૂપ ગણી શકાય એવી ભુમિમાં, આવ્યા પછીના સમયમાં હિંદમાં વિચારના વહનને નિયમવામા થીઓસોફી એક પ્રબળ અવયવ સમાન થઇ પડી છે, એ વાત ઉપરઉપરથી અવલોકનારને પણ સ્પષ્ટ રીતે જણાઇ આવે એમ છે, અને તેટલા માટે, સુખ અથવા દુઃખ માટે વિચાર અને જીવન ઉપર તેનાથી અસર કરાતા વિવિધ માર્ગોનો વિચાર ચલાવવો આનંદ દાયક નિવડશે લગભગપા શતકથી આ સંસ્થા સાથે થોડા અથવા વધારે ગાઢ સંબંધથી જોડાયલા એક મનુષ્યના સંસ્કારો, આ પ્રવૃત્તિમાં આનંદ લેવાનો પ્રારંભ કરતા પુરૂષો માટે આશા અને ઉત્તેજન ભરેલા નિવડશે. તેમજ જે દુષ્કર પ્રસંગોમાં તે ખાસ કરીને આવી પડી છે તેની પણ તેમાંથી સૂચના મળી રહેશે.

જેમ કોઇ માનવસંસ્થા સંપૂર્ણ નથી તેમ એટલું જરા આનાકાની વિના કબુલ કરાશે કે, અન્ય સર્વે સુખપ્રચારક સંસ્થાઓની પેઠે, થીઓસોફીકલ મંડળે પણ તેના

---

* થીઓસોફીસ્ટ ઉપરથી.

મૂલ વિચારોની ભૂલ ભરેલી અથવા અપૂર્ણ સમજના પરિણામરૂપે કેટલીક ભૂલો અને નિંદાને જન્મ આપ્યો છે. તેટલા માટે તેના માર્ગમાં આવી પડતાં, છીછરા પાણીવાળાં સ્થાનો તથા ખડકોની શોધમાં એક પ્રબલ શોધક—પ્રકાશને ફેંકવાની અત્યંત આવશ્યકતા છે. જેમના હાથમાં તેનું સુકાન આવવાનું છે તેમને માટે તેનો માર્ગ કાપવાનું કાર્ય સહજ પણ સહેલું થાય તો આ લેખનો હેતુ સફલ થયો ગણાશે. સાદામાં સારો માર્ગ તો એ લાગે છે કે, રાજ્યવિદ્યાના પ્રદેશ ઉપરની, હિંદના ધર્મ અને અધ્યાત્મવિદ્યા ઉપરની તેની અસરને જુદી જુદી તપાસવી; જો કે એટલું યાદ રાખવા યોગ્ય છે કે, જીવનના આ ભિન્ન ભિન્ન સર્વ વિભાગો અન્યોન્યમાં આંતર સંબંધવાળા છે તથા વારંવાર અન્યોન્ય ઉપર આઘાતપ્રત્યાઘાત પણ કર્યાં જાય છે.

થીઓસોફીની રાજકીય અસરને પ્રથમ હાથ ધરીને પતાવવામાં આવશે, કારણ કે આ સસ્યના વારંવાર દર્શાવવામાં આવતા ઢંઢેરા અનુસાર તે પોતાની જાતને રાજ્યવિદ્યાથી અસ્પર્શ્ય રાખે છે તથા તેને તેની અસરના બહારના પ્રદેશની ગણવામાં આવે છે. એક પ્રજાનાં આંતર્ જીવન અને વિચાર બાહ્ય અભિભાવ પામે છે, એના અનેક વિધ માર્ગોમાંના એકમાં પણ રાજ્યવિદ્યાનો સમાવેશ થાય છે: આથી એવું ફલિત થાય છે કે વિચારમય જીવન ઉપરની કોઈ પણ પ્રબલ અસર, રાજ્યવિદ્યાથી ગ્રહણ કરાતા સ્વરૂપમાં એક બાધ કારક સાધનરૂપ થવીજ જોઇએ તેટલા માટે થીઓસોફી પોતાની જાતને ભાનવિના પણ રાજકીય મુદ્દાઓના ભ્રમણમાં ખેંચાતી જુએ છે, જો કે રાજકીય બાબતો પ્રતિનો તેનો ખુલ્લે ખુલ્લો ઉદાસીન દેખાવ, તેને રાજકીય જીવનના અંગભૂત હાડમારીની ધાંધલ અને ધમાલની પાર દૃશ્ય ભૂમિકામાં રાખે છે. કારણ કે તેના સર્વને ભેટતા હસ્તોમાં હમેશાં ગ્રહણ કરાયલા " સર્વ માન્ય ભ્રાતૃભાવના " આકર્ષક ચિહ્ન સહિત તે સલાહ માટે પ્રયત્ન કરે છે, તકરાર માટે નહિ, ઐક્ય માટે પ્રયત્ન કરે છે, વિરોધ માટે નહિ તેના સમગ્ર સિદ્ધાંતોનો સાર ભૂત વિચાર ઐક્યનો અભેદનો હોવાથી. તે ઐક્યને અભેદને ઉપાસે છે; અને તેની સમગ્ર હેતુભૂત શક્તિ પ્રેમની પ્રેરણામાંથી મળતી હોવાથી તે વિજય પૂર્વક દ્વેષને હઠાવી કાઢે છે.

તેના હિંદમાં આગમન પછી તુર્તજ વિચિત્ર રીતે, જે લોકોના હસ્તને પ્રબલ બનાવવાનું તેના ભાવિમાં હતું તેવા લોકો તરફથી જ તેને શંકા દૃષ્ટિ સહન કરવી પડી, અને હિંદમાંના અંગ્રેજ લોકો તો, આ દેશના રાજકીય વાતાવરણની આસપાસ કમનશિબે વિંટાઇ વળેલા સામાન્ય અવિશ્વાસના ધુમસદ્વારા તેમાં, એક વ્યક્તિ કે જેને છેતરાયલા જેવી ગણવામાં આવતી હતી, જેને શુભ હેતુવાળીરૂપે, અમેરિકન જંતુનીરૂપે ગણવામાં આવતી હતી તેની મદદ સહિત એક રૂશિયન છુપાજાસુસરૂપે શંકનીય દૃષ્ટિથી જોવાતાં વ્યક્તિવડે ઉપજાવાયલા સતાપ અને દુઃખના એકતાના ભૂતને જોવા લાગ્યા. આ મોહને દૂર કરવામાં દૃઢ અને આસક્તિયુક્ત મહેનતનાં વર્ષો વિજયવંત નિવડયાં; પરંતુ નેતાઓને, સતાવણીને શાંતિથી સહન કરીને પોતાનો પ્રભાવ સાબિત કરી આપવાનો તથા ધીરજથી સત્યના અંતીમ વિજયમાં શ્રદ્ધા રાખીને વિરુદ્ધાર્થ મહત્ત્વની દરકાર રાખ્યા વિના

પોતાનો શાંતિનો સંદેશો પ્રવર્તાવવાનો લાગ મળ્યો નહતો ત્યા સુધી આમ થવુ અસંભવિત હતું આજે ઘણુ દિવસે, આ સસ્થાના વૃદ્ધિક્રમના માર્ગમા આવા પ્રકારના શંકાના તર્ક રહિત વચન વડે મૂકાયલા વિઘ્નોનું, આનંદ અને છુટકારાના સ્મિત પૂર્વક એક જણુ પુન સ્મરણ કરે છે, તથા જે દિનોમાં આવા પ્રકારના માર્ગમા ઐહિક સમૃદ્ધિ અને સામાના સ્થૂલ વિનાશનો સમાવેશ થતો હતો તેવામા તેને ખુલ્લી રીતે મદદ કરવામાં બહાર પડનારાઓની નૈતિક હિમ્મતને હજુ પણ પ્રેમની લાગણી પૂર્વક સંભારૂ છુ સરકારનો આ અવિશ્વાસને દૂર થવાનો સમય મળ્યો કે તુર્તજ હિંદવાસિયોના મનમા ઉંડી જડ ઘાલીને તેનો પુનર્જન્મ થયો, જે લોકો તેમના ઉપર અવિશ્વાસ રાખતા હતા તેમનાજ કલ્યાણ માટે સર્વસ્વનો ભોગ આપનાર, ઉત્સુક અને આસક્ત અંગ્રેજોની એક સખ્યા આ સસ્થાના કાર્યમાં આગળ પડતો ભાગ લેતી જોવામાં આવતી હતી તેને લીધે આમ થયુ હતુ આત્મભોગનાં મહત્તા અને સ્વાર્થ રહિત માત્ર અવિશ્વાસને પોષવામા કામ લાગ્યાં અને લોકો અમુક પ્રકારનો મલિન અને દુષ્ટ હેતુ યુક્તિથી શોધી કાઢવામા પડયા અને તે વડે પોતાન મનમાં, સુખ વિત્ત, નામ, સ્થિતિ, અને દુનિયા જે સર્વ વ્હાલુ ગણે છે તે વિનાના એક મ્હેનતુ જીવનનો ખુલાસો કરવા લાગ્યા આવા પ્રકારનો અયોગ્ય અવિશ્વાસ નિરક્ષર અથવા તો કહેવાતા અધ-કેળવાયલામા જ ફેલાઇને રહ્યો નહતો, પરંતુ દેશના વિદ્વાન ગણાતા બુદ્ધિમાન પુરૂષોની બુદ્ધિમાં તેનો પ્રવેશ થયો અને તેઓ આવા પ્રકારના હિતાવહવર્તનને સમજાવી કાઢવાને સાભળવા પણ ના ગમે એવા વાદોને પ્રવર્તાવવા લાગ્યા હતા આ લેખના લેખકને તેના એક સુવિખ્યાત સાક્ષર મિત્રે, યુક્તિ બાજ અંગ્રેજો કે જેઓ આપણી જાતને અધીનતામાં રાખીને થીઓસોફીની સસ્થા મારફતે આપણને બુદ્ધિ વિષયક અને માનસિક ગુલામગીરીની દશામા એથી જવાનો નિશ્ચિત પ્રયત્ન આદરેછે તેવાની ઉંડી, વિઘ્ન કર્તા યુક્તિઓને મદદ આપવાના ડહાપણ સામે ધાર્મિક રીતે ચેતાવ્યો હતો અસ્વસ્થ કલ્પનાવાળા મસ્તિષ્કમાથી જન્મ પામતી હૃદયભર્મે વેધક ભાવનાઓના વાદળો ઉપર સત્યનો સૂર્ય વળી ફરીથી સ્પષ્ટતાથી પ્રકાશવા લાગ્યો, તથા ધિક્કાર અને અવિશ્વાસની શક્તિયો ઉપર પ્રેમ અને દાનના શક્તિયોએ વિજય મેળવ્યો લોકમેકન અધિકાર માટેના સામાન્ય પક્ષપાતને લીધે વનવાગળાને, શકા સાથે સરખાવેછે, એક મનુષ્યને અન્ય મનુષ્યથી ભિન્ન પાડતી ગેરસમજ અને અશુભ લાગણી, ચારિત્રને નિશ્ચિત કરતા વિચારો અને હેતુઓના અજ્ઞાનને લીધે તથા સપૂર્ણ જ્ઞાનના અભાવને લીધે જન્મ પામે છે, એ વાતની ના પાડી શકાય એમ નથી

બ્રિટીશ રાજ્યના અન્ય રીતે ગણાતા દૃઢ પાયામા તથા તદનુસાર હિંદમા પ્રવર્તતી શાંતિમા, નિર્બલમાં નિર્બલ સ્થાન, આપી વિશ્વાસની ખામીરૂપ છે, દરેક વિચારવત અવલોકનકારે આ વાતને વર્તમાન રાજ્યકીય સ્થિતિની એક ગભિરવાતરૂપે સ્વીકારવાની આવશ્યકતા છે સત્તાધારીઓ અને પ્રજા ઉભયે દેશની શાંતિ અને શુભ રાજકારભાર માટે દૃઢતાથી કાર્ય કરે છે તોપણ અન્યોન્યનાં આંતર જીવન વિચારો અને ભાવનાઓને તેઓ કેટલી બધી નવાઇ પમાડે એટલી ઓછી રીતે સમજે છે એક હિંદીને ક્વચિત્ જ પ્રવેશ મળે છે અથવા કદાપિ મળતો નથી એવી પોતાની કલ્પનાએ રચી

કાઢેલી સૃષ્ટિમાં વસનાર હિંદમાંના અંગ્રેજ લોકની સંપૂર્ણ અલગપણાની વાત, આ ઉભય જાતિમાંના દીર્ઘદૃષ્ટિવાળા પુરૂષોના અભિપ્રાય પ્રમાણે રાજ્યની દૃઢતા પ્રતિ એક હમેશના ભયરૂપ છે. સમગ્ર સૂક્ષ્મ લાગણીઓ અને ભાવનું માધુર્ય સંપૂર્ણ રીતે પ્રવર્તે એવું દરેક જાતિનું જીવન, અન્યોન્યને એક બંધ કરી રાખવામાં આવતા પુસ્તક સમાન થઇ પડે છે; અન્યોન્ય પ્રતિના આવા પ્રકારના અલગપણામાંથી આવા નિકટના પાડોશીઓમાં પૃથક ભાવ જન્મે છે અને કોઇ પણ અમતાગ્રહી સ્વીકારવાને બંધાયશે છે કે, મહાન્ અને ઉચ્ચ રીતે કેળવાયલી ઉભય પ્રજાઓને અન્યોન્યના હસ્તમાં સમર્પનાર પ્રભુનો હાથ છે અને જ્યારે તેઓ પ્રેમ ભર્યાં આલિંગનથી મળે ત્યારે એકનું હૃદય અન્યના હૃદયને પ્રતિઉત્તર આપે એવું સંભવિત બનાવી શકનાર કોઈ પણ સંસ્થા, એ ઉભયને સંબંધમાં લાવનાર પારમાર્થિક હિતના એક હથિઆરરૂપ બને છે. થીઓસોફીકલ મંડલના ભાગ્યમાં ઉપયોગી થઇ પડવાનું લખેલા અનેક કાર્યોમાંનું આ શુભ હેતુને સિદ્ધ કરવારૂપ એક કાર્ય છે. યથાર્થ દિશાએ દોરાયલા આસક્ત અને આત્મભોગમય ઉદ્યોગનાં આય થવામાં અનેક વર્ષો જોઇશું એ વાત નિઃશંશય છે, પરંતુ આ એક " ખરા મનની ઈચ્છાથી પાર પાડવા જેવું " કાર્ય છે, અને જો એટલું કાર્ય પાર પડશે તો, આ મંડલે પોતાનાં વિશેષ આધ્યાત્મિક કાર્યોથી ભિન્નરૂપે પણ નિરર્થક અસ્તિત્વ ધરાવ્યું ગણાશે નહિ. તેમાં પ્રવર્તતા ઉત્સાહને અને અત્યાર સુધીમાં તેનાથી સિદ્ધ થયલાં કાર્યોને સરળી રીતે વિચારતાં, આવા લક્ષિત હેતુને પાર પાડવામાં આ મંડલ ખાસ કરીને લાયક છે, એ વાતમાં ભાગ્યેજ કોઇ પ્રકારની શંકા થઇ શકે છે.

હિંદમાં આધિકારિક જીવનને સંકૂચિત બનાવનાર બેળે બેળેના સંકોચના બંધનમાંથી અપૂર્વ સ્વાતંત્ર્ય સહિત આ દેશમાંનો એક યુરોપીઅન થીઓસોફીસ્ટ વર્તિ શકે છે, તેમજ અનધિકારી યુરોપીયનનામાં વખતો વખત ખાસ કરીને જણાઈ આવતી નૈતિક અને ધાર્મિક શ્રેષ્ટતાની ડમાણુ કારક ભાવનામાંથી પણ તે છૂટો હોય છે. જેમના જ્ઞાનવડે તેનું જીવન આશા ભર્યું બન્યું છે અને જેમના ઉપદેશો તેનો એક વ્હાલો વારસો છે, એવા મહર્ષિઓના પરંપરાગત વંશજો માટે પ્રેમથી ભરેલા હૃદયે તે એક હિંદી ગૃહમાં પ્રવેશ કરે છે. યથાર્થ મમતાના મન્ત્ર કરતાં અન્ય કોઇ પણ ચમત્કારિક જાદુ નથી, અને તે એક હિંદીના હૃદયને " ખુલજાસીસમ " સમાન થઇ પડે છે એમાં કાંઇ નવાઇ પામવાની નથી; તે તેના નરમાશ ભર્યા સ્પર્શ આગળ ખુલી જાય છે અને દુષિત બનાવવા માટે પ્રવેશવા શોધતા લોકોના જંગલી ધક્કાઓ સામે સહીસલામત રીતે બંધ દેવાયલું રહે છે. એક વખત માયા મમતાનું બંધન બંધાતાં સમગ્ર પ્રકારનો જાતિ વિષયક વિરોધી ભાવ, અજ્ઞાનથી જન્મતી ગેરસમજ, અલગપણામાંથી પેદા થતો અવિશ્વાસ, વાતાવરણમાં વિનાશ શરણ થાય છે અને અનહદ વિશ્વાસ તથા અમિશ્રિત પ્રેમનો ઉદય થાયછે. આ ઉપર કહેવાયલાના વ્યાવહારિક દૃષ્ટાંતરૂપે આ લેખના લેખકના પોતાના જાણવામાં, કેટલાક યુરોપીઅનોને, દુનિયા પરના નજીકના અને વ્હાલામાં વ્હાલા મિત્રોરૂપે, કેટલીક બાબતોમાં નજીકના સગા કરતાં પણ વધારે પ્રીય ગણવામાં આનંદ માનનાર, પ્રાચીન ભાવનાપરાયણ અને ચુસ્ત ધાર્મિક હિંદુઓ છે, એટલુંજ કહેવું બસ થશે. આ એક

એવું પરિણામ છે કે જેને માટે કોઈ પણ સંસ્થા પ્રમાણિકતાથી ગર્વ ધરાવી શકે, અને તે પણ અંતિમ હેતુને લક્ષમાં લેતાં તે કંઇ પણ હિસાબ વિનાનું છે. હજુ પણ અતિમ હેતુ લક્ષમાં ના આવ્યો હોય, હજુ પણ એ માર્ગે ચઢાણનો અને ખડબચડો લાગતો હોય, તો પણ આપણે પ્રતિજ્ઞાથી બંધાયલા પ્રેમના નિયમાનુસાર જીવન ગાળવાનો નિશ્ચય કરી શું તો વિજય અનિશ્ચિત રહી શકશે નહિ, અને રાજકીય બાબતોથી રહિત હોવા છતાં, આ મંડલ વર્તમાન સમયની મહાન્માં મહાન્ રાજકીય જીત પામવામાં નિષ્ફલ નિવડશે નહિ."

થીઓસોફીનો સ્વાભાવિક રીતે વિશેષ પ્રત્યક્ષ સબંધ છે એવા ધાર્મિક પ્રદેશમાં આવતાં, હિન્દના કેળવાયલા લોકના અભિપ્રાયમાં ઉપજાવાયલો ફેરફાર અને તેમના પોતાના ધર્મપ્રતિના વલનનો ફેરફાર એ એક ઉથલપાથલ કરતા જરા પણ ઓછુ નથી,એમ કહેવું લેશ પણ અતિશયોક્તિ ભરેલું નથી. કમનશીબે આ કહેવાયલી વાતને હિંદુ ધર્મના સંબંધમાં જ લગાડવી આવશ્યક છે, જો કે મહમદીય ધર્મને સુસજ્જ બનાવવા માટે વિરલ પ્રયત્નો થયા છે તો પણ એટલું કહી શકાય કે હિંદુધર્મને સજીવન બનાવનાર જીવનની પ્રેરણાનો જન્મ ઇસ્લામ ધર્મમાં હજુ હવે થવાનો છે. પરંતુ હિંદુધર્મ માટે તો યથાર્થ રીતે સિદ્ધ કરી શકાય કે, થીઓસોફીના આગમને, પાશ્ચાત્ય વિચારો અને પદાર્થ વિજ્ઞાનના જડવાદના ભાર નીચે જલદીથી વહી જતા જીવનના નવીન તરંગને રોકાવી રાખ્યો. " કેળવાયલા " વર્ગોના મનમાં હિંદુ ધર્મનો સબંધ અધમતા પમાડતા સર્વ સાથે તથા હદપારના વહેમ સાથે જોડાયલો હતો, અને નિરર્થક ક્રીયાઓ તથા સત્તાધારી શુષ્ક વર્ગ માટે નકામી ભીતિ ઉત્પન્ન કર્યા વિના તેનું નામ દેવું પણ અસંભવિત હતું, એ સમયનો ચીતાર મન સમીપ તાદૃશ ખડો થાય છે વર્તમાન સમયના યુવકના વિચારમાં ઉતારવુ ગમે તેટલું મૂશ્કિલ છે તો પણ એટલી યથાર્થ વાત છે કે, સંસ્કૃત ભાષાના ધાર્મિક પુસ્તકનું દર્શન માત્રજ તિરસ્કારયુક્ત હાસ્ય ઉપજાવવામાં નિષ્ફલ નિવડયું નથી અને તેનાં પાનાંમાં સમાવેશ થતી ધારેલી નકામી વાતો અને વહેમો પ્રતિ દોષકારક આક્ષેપો કરવામાં તેઓ પાછા હઠયા નથી; અને જો કોઈનામા તે ગ્રંથમાં ઉંડા ઉતરવાનો " તરંગ " જોવામાં આવતો, તો તેને અસંત હાસ્યાસ્પદ બનાવવામાં આવતો હતો અને કોઇ કોઈ વાર, અજ્ઞાનમાંથી જ્ઞાન ઉપજાવવાનો તથા વહેમમાથી ધર્મ ઘટાવાનો પ્રયત્ન કરતા અવળા મગજને ખરેખરી દયાનુ પાત્ર બનાવવામાં આવતું હતું. આ સ્થિતિમાં હવે ફેરફાર થઇ ગયો છે, એ વાત કહેવાની ભાગ્યેજ જરૂર છે, પરંતુ આ દેશમાંના કેળવાયલા વર્ગોની લાગણીની સ્થિતિનું ઉપર દોરેલું ચિત્ર, જાતિ અનુભવમાથી મળી આવતી સર્વ સીનાઓ અનુસાર યથાર્થ છે. આ ફેરફારની મહત્તા અને શીઘ્રતા, કાર્ય ક્રમનો પ્રારંભ કરવાની આધ્યાત્મિક ક્ષણને પસંદ કરનાર સંસ્થાના પછવાડે રહેલું વિવેક યુક્તજ્ઞાન મન સમીપ ખડું કરે છે, કારણ કે હિંદુ ધર્મ, અને શાસ્ત્રો બાબતની શ્રદ્ધાનું પ્રથમ અને મૂખ્ય વહન થીઓસોફીકલ મંડલના મૂલોત્પત્તિ સ્થાનમાંથી વહેવા માંડયું, એ વાતમા જરા પણ શંકા થઇ શકે એમ નથી; જો કે એ પણ એટલુંજ નિશ્ચિત છે કે, અન્ય ઉપ-વહનો એ, વર્તમાન સમયે હિંદુઓના મોટા ભાગના હૃદયમાં ઉછળતા તેમના ધર્મ

માટેના પ્રેમના પ્રમાણમાં વધારો કરવામાં વિશાલતાથી ભાગ ભજવ્યો છે. જેમ આ મંડલનો કાર્યક્રમ શરૂ થતા પૂર્વે શાસ્ત્રોમાંથી મળતા આનંદને માટે મનાઇ કરવામાં આવી હતી તેમ હિંદુધર્મ અને તત્ર શાસ્ત્રના મૂખ્ય સિદ્ધાંતોથી અજાણ્યા પુરૂષને સમયના કરતા પાછળ હઠતો ગણવામાં આવે છે અને "વર્તમાન ક્ષણ સુધી" વધેલો ગણવામાં આવતો નથી," એવા ફેરફારને ગારખાડવામાં થીઓસોફીકલ મંડલ એક મૂખ્ય વિભાગરૂપે યોગ્ય રીતે હક ધરાવી શકે.

તોપણ એટલી શંકા રહે છે કે આ પ્રમાણે પ્રેરાયલા ઉત્સાહે, કાર્યક્રમને ઘણોજ પાછળ હઠાવ્યો છે કે નહિ, કારણ કે કહેવાતા "પુનરૂદ્ધારકના" નિર્બલ ઝનૂનને લીધે એક અનિશ્ચિત સત્ય આગળ તરી આવે છે; કેટલાંક દૃષ્ટાંતોમાં હિંદુ નામ સાથે જોડાયલી સર્વ બાબતો માટેનો અંધ અને તર્ક રહિત મોહ જણાઇ આવે છે, તથા સાથે સાથેજ પાશ્ચાત્ય ભાવના સાથે જોડાયલી સર્વ બાબતો માટેના સામાન્ય તિરસ્કારને, હિંદુ વિચારો પ્રતના પ્રથમના ભૂલ ભરેલા વિચારને બદલે સ્થાન મળ્યુ છે; કદાચ વિરૂદ્ધ દિશાઓની હદપારની આ ગતિ, કાર્ય અને પ્રતિકાર્યના પ્રાકૃતિક નિયમને માત્ર પાર પાડવા સમાન છે, અને આ વિચારથી એક પુરૂષનામાં એટલી આશા બંધાય છે કે, સામાજીક ભાવનાનુ આગળ વધવુ અને પાછા હઠવુ, એ યથાર્થ સમતા પ્રાપ્ત કરવાના માત્ર પૂર્વ ગામિરૂપ છે. તથાપિ એટલુ યાદ રાખવુ આવશ્યક છે કે, આત્મપ્રશંસાના કરતાં અન્ય કોઇ પણ બલવાન નાશક રોગ નથી, અને પાશ્ચાત્ય ભાવનાઓ પાછળ અંધની માફક દોડવા કરતા પણ વધારે નિશ્ચયથી, આત્મસંતોષ વિનાશ શરણુ લાવી મૂકે છે. ઋષિયોની મહત્તાને અને પ્રીતિને યુરોપીયન વિચારકોથી અર્પાતાં સર્વ પ્રકારનાં સ્તુતિ વચનોથી, આપણા પોતાના અધોપાતની ઉંડાઈ અત્યાર સુધીના કરતાં આપણા ઉપર અત્યંત તીવ્રતાથી અસર કરે છે; આથી આત્માભિનંદન અથવા વૃથા હુંપદમાં તણાવાને બદલે આવા કીર્તિવંત વારસા માટે આપણી જાતને યોગ્ય બનાવવાના બેવડા પ્રયત્નો કરવામાં આપણે મડવુંજ જોઇએ, હિંદમાં સામાજીક જીવનની દરેક વિગતને, સર્વ સમયો અને સર્વ યુગોમાં અનુકરણ કરવા યોગ્ય સ્વીકારવામાં, આત્મ પ્રશંસક પ્રેરણા પ્રતિની અન્યાયી ગુલામી જેવી દુઃખદાયક રીતે જોવામાં આવે છે તેવી જીવનના અન્ય વિભાગમાં નજરે ચઢતી નથી. હિંદમાં સર્વ પ્રકારનાં સામાજીક ઉપયોગી કાર્યોને ધર્મનો આધાર હોય છે, અને આ દેશમાં ધાર્મિક અને સામાજીક કર્તવ્યોને, ભિન્ન વસ્તુઓરૂપે સ્પર્શ ના થઇ શકે એવા ભિન્ન ખંડોમાં પૂરવામાં આવતાં નથી, જેમના વચ્ચે કોઇ પ્રકારનો આવશ્યક સંબંધ રહી શકે નહિ, એ વાતનું સ્મરણ લાવતાં આ એક સંપૂર્ણ રીતે સમજવામાં આવે એવું વલણ છે. હિંદમાં તો મધ્ય સ્થાનમાં સ્થિત સર્વની સમાન ધર્મ છે, અન્ય સર્વ સંસ્થાઓને તેની આસપાસ ભ્રમણ કરાવવામાં આવે છે. તથા તેમાંથી તેમને જીવન અને શક્તિ મળી રહે છે. ખરેખરી રીતે સામાજી સંસ્થાઓને નિયામક કેન્દ્રના એટલી બધી આધીનમાં રાખવામાં આવી છે કે તેમનો તેનામાં વિલય થઇ ગયો છે અને તેમણે પોતાનું ભિન્ન વ્યક્તિત્વ ગુમાવ્યું છે; આ લેખમાં તેમનુ વર્ણન ધર્મના વિષયમાં કરવામાં આવ્યુ છે, તેનું કારણ આ છે. હિંદને ધર્મ અને રાજ્યવ્યવસ્થા પૂરી પાડનાર દીર્ઘ દર્શી મહર્ષિઓને, ધ-

તેના યથાર્થ ઉદ્દેશનો આધાર એક બીબા રૂપ ઘડાયલા સિદ્ધાંતોના બુદ્ધિપૂર્વક સ્વીકાર કરતાં તદનુસાર જીવન ગાળવાની પદ્ધતિ રીતિ ઉપર મયોજ છે, એ સત્યવાત હિંદને ધર્મ અને શંકાવ્યવસ્થા પૂરી પાડનાર દીર્ઘદર્શી મહર્ષિઓના દૃષ્ટિ પથમાંથી કદાપિ દૂર થઇ નથી; જો જીવનને આત્મવિકાસની વૃદ્ધિમાં મદદગાર થઇ પડે એમ ગાળવામાં આવે તો સત્યના સ્વીકારવામાં અનુભવ થવામાં વિશેષ વાર લાગતી નથી, એ સત્યવાત તેમની સ્પષ્ટ દૃષ્ટિ શક્તિ સમીપ હમેશ પ્રકાશી રહી હતી તેથી જો કે આત્મીય જીવન વિશેના સિદ્ધાંતો, શબ્દો વડે જેટલી સંભાવ શકે તેટલી સ્પષ્ટતાથી શાસ્ત્રોમાં દર્શાવવામાં આવ્યા છે, તો પણ તેમાંના કોઇ પણ વિગતવાર વૃત્તાંતમાં શ્રદ્ધા રાખવા માટે ભાર મૂકવામાં આવ્યો નથી, કારણ કે ઉન્નતિ ક્રમની અમુક ભૂમિકાએ માનવ મનસ દર્શાવવામાં આવતા સત્યના સિદ્ધાંતને ગ્રહણ કરવાને તૈયાર ના થયું હોય, અને શબ્દો ઉત્તમોત્તમ રીતે એકી વખતે માત્ર એકાદો એકાંતે સિદ્ધાંત સમજાવવાનો પ્રયત્ન કરી શકે. આ કારણને લીધે જ દુનિયાના અન્યધર્મોમાં હિંદુ ધર્મ આજે પોતાના સિદ્ધાંતોના વિસ્તાર અને વિવિધતામાં અત્યંત ઉદાર રહી શક્યો છે, અને એક અંધભક્તિ પરાયણ મનુષ્યથી તે એક નાસ્તિક પુરૂષ સુધીના સર્વ પ્રકારના મત ધરાવનારા મનુષ્યોને, જ્યાં સુધી તેઓ હિંદુ સમાજ જેના ઉપર આધાર રાખે છે એવા ચારિત્રના નિયમોને પાળે છે ત્યાં સુધી તેના વિશાલ વક્ષસમા આશ્રય મળી રહે છે. આંતર પ્રકાશ સહિત ઓજસ્વિ મહાન્ દૃષ્ટાઓએ, જાતિની આધ્યાત્મિક ઉન્નતિના દૃષ્ટિબિંદુથી આ નિયમો યોજી કાઢ્યા હતા; અને હિંદુઓને પરંપરાગત પ્રનાલિમાં આટલા બધા સંકૂચિત બનાવનાર એક બુદ્ધિ ભરેલી આંતર્ પ્રેરણા છે. જે માર્ગમાં પાદ દોરાયલા હતા તેના અંતિમ સ્થાનને સ્પષ્ટતાથી જોનાર દૃષ્ટિવાળા મહર્ષિઓથી દોરાવાની ટેવ પડવાને લીધે, એથી થોડા નિશ્ચયવાળા નિયામકને અનુસરવાને સ્વાભાવિક રીતે તે નાખુશ હોય છે તો પણ એવું દર્શાવવાનો શસ્ત્રોમાં જોઇએ તેટલો પૂરાવો છે, કે પુરૂષાતન અને ઉત્સાહના સમયોમા એક હિંદુ, પોતાનો વિશ્વાસ ધરાવતા એક જ્ઞાની પુરૂષ તરફથી દર્શાવવામાં આવતા ફેરફારની બદલાયલી સ્થિતિઓ અનુસાર વર્તવામાં પાછળ પડયો નથી. જુવાનીના નુર અને ઉત્સાહ રહિત વર્તમાન દિનોના હિંદુને ગમે તેટલા ઘસાઇ ગયેલા હોય તો પણ પ્રાચીન ચીલાઓમાં ચાલવાનું સહેલું પડે છે, અને આ જમાનાના પુરૂષોમાં ઉચ્ચ આધ્યાત્મિકતાવાળા પુરૂષો નહિ જડી શકવાથી ગમે તેટલો જુનો તો પણ પ્રાચીન માર્ગ દરેક ચિહ્નો અનુસાર ચાલવાનું તે પસંદ કરે છે, તથા સત્યજ્ઞાનના ધ્રુવ—તારકને બદલે બુદ્ધિના યોગ્ય ચમકારા અનુસાર પોતાના પાદને ચલાવવાનો નિશ્ચય કરવાની નાખુશી દર્શાવે છે. ભૂતકાલનાં શતકો થયાં તેને ઉપયોગમાં લાગેલી ભાવનાઓ પ્રતિના તેના ભક્તિના જુસ્સાને સદ્ભાવ દર્શાવ્યા વિના ચાલે એમ નથી, તો પણ સ્પષ્ટ વાત તો સામેજ થાય છે કે, ગમે તેટલી સંપૂર્ણ કોઇ પણ માનવ સંસ્થા હમેશ માટે એક ઉપયોગી હેતુને પાર પાડે, એ બનવું અસંભવિત છે; હજારો વર્ષો પૂર્વે બંધાયલાં બંધારણોને, જે સમયે તેઓ પ્રથમ વાર અસ્તિત્વમાં આવ્યાં ત્યારે પ્રવર્તતી હતી તેના કરતાં તદ્દન જુદી જીવનની સ્થિતિઓને યોગ્ય થઇ પડે એવાં બનાવવાની જરૂર છે. દૃષ્ટાઓના પવિત્ર હાથ વડે બંધાયલાં બંધારણો અને રીવાજોથી જુદી રીતે વર્તવું, એ દુષ્કર છે, અત્યંત વિકટ છે, તો પણ સંપૂર્ણ વિનાશ થતો અટકાવવો

હોય તો, ગમે તેટલે ધીમેથી અને સાવધતાથી પણ આવું એક પગલું ભરવાની આવશ્યકતા છે; કારણ કે, સ્થિરીકરણ વિનાશ સૂચવે છે, અને સમીકરણ જીવન સૂચવે છે, એવા ચૈતન્ય સૃષ્ટિના સર્વ સામાન્ય નિયમમાંથી આપણે બચવાની આશા રાખી શકીએ નહિ.

ग

પાશ્ચાત્ય પ્રોત્સાહક સંસ્થાઓમાં જે જે ઉત્તમ અને ઘણું ઉપયોગી હોય તેનું એકીકરણ કરવામાં જે જે નવીન જીવનના સર્વ પ્રકારના ઉત્સાહને નિર્જીવ અથવા મૃતપ્રાય બનાવે એવું હોય તેને ત્યાગ કરવાને શક્તિવાન થવામાં આપણા રાજકીય બંધારણના હમેશના અસ્તિત્વના સંભવનો સમાવેશ થાય છે ખરેખર દેશનાં વિશેષ વિચારરત મનુષ્યો, આ સંયોજનાની આવશ્યકતાના સંપૂર્ણ ભાનવાળા છે, અને ગમે તો માત્ર વહેમી વિશેષ રૂઢિરૂપ ગણી શકાય અથવા એટલી બધી જીવન રહિત થયલી કે, એક દુઃસ્વપ્ન સમાન ગણી શકાય એવી રૂઢિયો પ્રતિની ગુલામગીરી માટે તેઓ અત્યંત દીલગીર થાય છે. એટલું જ નહિ પરંતુ તેમાંના કેટલાક થીઓસોફીના વિશાલ સિદ્ધાંતો સાથે સંપૂર્ણ સદ્ભાવ દર્શાવતા હોવા છતાં, બનાવોની આવી દશા માટે તેનેજ કેટલીક રીતે જવાબદાર ગણે છે. આ મનની અયોગ્ય દશાની વૃદ્ધિ વધારવામાં થીઓસોફી પરોક્ષ અને અનિશ્ચિત હથિઆરરૂપ થઈ પડી છે, એ વિચારમાં ઉતરે એવી વાત છે, કારણ કે શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યું છે તેમ, " સર્વે આરંભો (કાર્યો) ધુમથી અગ્નિની પેઠે દોષથી આવૃત થયલા છે; " અમુક રૂઢિના અંધસ્વીકારને, અથવા માત્ર પ્રાચીનતાના આધારના કારણવાળા કોઈ પણ વાદને ઉત્તેજન આપવા કરતાં અન્ય કોઈ પણ કાર્ય થીઓસોફીના યથાર્થ પ્રદેશની પારનું નથી. આ મંડલે લોકોને, તેઓ ઉંડો અર્થ ગ્રહણ કરવામાં નિષ્ફલ નિવડયા હતા એવા ઘણા આચારોને અનેક વાર ખુલાસાવાર સમજાવીને, તેમના ધર્મ અને સંસ્થાઓ પ્રતિ પૂજ્યભાવ રાખવાનું ઉપદેશ્યું છે એ વાત ખરી છે, પરંતુ હિંદુ ધાર્મિક આચારો અને સિદ્ધાંતોની દરેક વીગત ટીકાના પ્રદેશની પારની છે, એવી શ્રદ્ધાને તેણે કોઈ કાલે ઉત્તેજન આપ્યું નથી. થીઓસોફીના સિદ્ધાંતોનું આ તત્વ છે. સર્વ ધર્મો થોડી અથવા વધારે રીતે સત્યને જ પ્રદર્શિત કરે છે, તો પણ તેમાંનો કોઈપણ સત્યની સાથે અભેદમય, સદ્રૂપ નથી, સમગ્ર સત્યને જાણવા માટે તો દરેક જણે પોતાના ધર્મમાં તેમજ અન્યના ધર્મોમાં, બાહ્ય ફોતરું અને આંતર ગર્ભ વચ્ચે, યથાર્થ જીવન અને માત્ર બાહ્ય સ્વરૂપ વચ્ચે, વિવેક વાપરવાને શક્તિવાન થવું જ જોઈએ. પરિવર્તનોના કદાપિ ન અટકતા ફેરફારને સપાટામાં લેનાં પદ્ધતિમાં સંયોજનની જરૂર છે, વિનાશની પણ આવશ્યકતા છે. આ વાતના એક સ્થૂલ દૃષ્ટાંતરૂપે, ઘણોજ દુરૂપયોગ થયલી અને ઘણી ગેર સમજમાં આવેલી જાતિની સંસ્થાનું નામ દેવુંજ ઠીક થઈ પડશે.

આ રહસ્ય ભરેલી સંસ્થાના અથવા અન્ય કોઈ પણ હિંદુ સંસ્થાના સંપૂર્ણ ભાવાર્થ અને યથાર્થ ઉદ્દેશનો વિચાર ચલાવવો, એ આ લેખના હેતુની પારની વાત છે; પરંતુ દૃષ્ટાંતને બરોબર ઘટાવવા માટે એટલું કહેવું જરૂરનું છે કે, જાતિ થવાની વાતના મૂળને લીધે એક પ્રકારના આધ્યાત્મિક સંબંધના અસ્તિત્વને ધારી લેવામાં આવતું હતું, જે યથાપંથાનુસાર વર્તનાર પુરૂષની ભાવનાની લગભગ પારની વાત જેવું હતું અને જેની દૃષ્ટિ

શક્તિની મર્યાદા, સ્થૂલ ઇન્દ્રિયોથી જે કંઇ જોઇ શકાય તેની પાર કદાપિ લંબાતી નહતી. પરંતુ જે દિવસોમાં આધ્યાત્મિક આધારો ઉપર માનવ સંસ્થાઓનો આધાર રાખવાનો પ્રયત્ન કરવામાં આવતો હતો, જ્યારે માનવ સબંધને, મર્ત્ય ચક્ષુઓથી કદાચ ન જોઇ શકાય એવી સૃષ્ટિયોમાના સંબંધના કેટલીક હદ સુધીના સબંધના પ્રતિબિંબ રૂપ ધારવામાં આવતો હતો, તે સમયે સામાજીક સગવડ ઉપર આધાર રાખતા માત્ર એક સ્થૂલ બંધન રૂપે લગ્નને ગણવામા આવતુ નહતું પરન્તુ જીવાત્માઓના એક સબંધરૂપ ગણવામા આવતુ હતું, કોઇ પ્રકારનો બાહ્ય ફેરફાર તોડી ના શકે એવુ એક બધન, તેની બધનકારક શક્તિ આત્મિકભુવનના ઉડાણુની પાર પહોચતી હતી, તેથી જેમ શીવ સાથે અનંત કાલ માટે શક્તિ જોડાયલી છે તેમ પત્નીને સદા કાળ માટે પતિના પાસામા સ્થાન મળી રહેતું. અસ્તિત્વનાં સમગ્ર ભુવનો ઉપરની બધન ગ્રંથિ સપૂર્ણ હોવાથી, તેના પતિના માત્ર સ્થૂલ શરીરના મરણથી હૃય્ય અને વિશેષ આધ્યાત્મિક ભુવનો ઉપર એટલું બધુ ડખાણ થતું હતુ કે, તેથી એક આધ્યાત્મિક શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે જે પવિત્ર જ્વાલાઓના રૂપમાં બાહેર પકટી નીકળીને શરીરનું ભક્ષણ કરે છે, પગ્તુ ક્ષુભિત થયલા ઐક્યને, અભેદને ફરીથી સપૂર્ણ તથા સુખમય બનાવે છે. સાવિત્રિના જેવા ગણ્યાગાંઠયા દાખલાઓમાં, આ આધ્યાત્મિક અગ્નિવડે, પતિના શરીરને સજીવન કરવારૂપ વિરોધિ પરિણામ આવ્યુંછે, માટે જ જે સ્થાને એક સતિ થયલી ધારવામાં આવે કે તેને પછીથી હમેશ માટે પવિત્ર ગણવામાં આવે છે—સર્વ સમયોમા માનવ જાતને આધ્યાત્મિક શંતિ અને સામર્થ્ય મળી રહે એવા સ્થાનરૂપે.

આ સપૂર્ણ સ્વાભાવિક, લગભગ અનીચ્છિત વિધિથી સ્ત્રી જાતિના પરપરાગત વંશજોમા ચીરસ્થાયિ અસર ઉત્પન્ન થઇ હતી અને સમયના વહેવા સાથે એવા પ્રસગો બનવા લાગ્યા કે જેમા એક યથાર્થ સતિના ભાન્યની પ્રાપ્તિ માટેની આધ્યાત્મિક શ્રેષ્ઠતાનો પત્નીમા અભાવ હોવાને લીધે, મરણ ચિતામા મૃત પતિને અનુસરીને એ કીર્તિવંત પૂર્ણાહુતિનું અનુકરણ કરવાની ઇચ્છા કરવા લાગી આ કરૂણા જનક બનાવની કીમત કરવાનું અથવા સમજવાનું પણ આપણને અસભવિત લાગે છે તો પણ એક વિનાશ શરણ મર્ત્યને પોતાના પતિનો સયોગ પામવા માટે આનદ પૂર્વક મરણ સામે થવાની હિમત પૂરી પાડનાર અમરભક્તિથી કોણ નિર્વાઈ જાય્યા વિનાનું રહેશે. તો પણ સ્પષ્ટ રીતે આ એક અધમતા પ્રતિનું પગલુ હતું અને આગળ ઉપર જ્યારે લોકોને એક વૃથા ગર્વની ભાવનાને સતોષવાને તેમની મરજી વિરૂદ્ધ બેળે બેળ સ્ત્રીઓનાં શરીરોને ચિતાગ્નિમા હોમવાનું પોતાના એક કર્તવ્યરૂપ લાગ્યું ત્યારથી અધમતાના તળીએ પહોંચવામા આવ્યું અને આટલી બધી પવિત્ર, આટલી બધી સાહજીક અને આટલી બધી લાભ કારક સંસ્થા, અમાનુષિ નિર્દયતા અને લાજ રહિત વહેમના ક્લેશોત્પાદક ઉત્પત્તિ સ્થાનરૂપ થઇ પડી જેમાથી જીવન સપૂર્ણ રીતે વિદૂર પળેલું, અને તેમના યથાર્થ અર્થની એક સૂચના માત્રને પણ એક કાલ્પનિક વાર્તા સમાન ગણવામાં આવે છે એવા સમયમા આપણી આગળ ધપતી ગતિમાં માત્ર બાધ કરી શકે એવી સસ્થાઓને ગળે વળગાડવી, એ સ્પષ્ટ રીતે નકામુ છે. જો કે આથી આપણા હૃદયના બે ટુકડા થઇ જાય તો પણ અનિવાર્યના સામે થવુજ પડશે

અને આપણે આપણાં મૃત શરીરોના સંઘાતનો ત્યાગ કરવો પડશે. આવી રીતે પંથ પરિપક્વ સમયે થવાની જરૂર છે અને પછીથી મહાન્ અને પૂજ્ય વંશજના સ્મરણમાંથી ઉપજતા તીવ્રભક્તિભાવ સહિત શાંતિથી પ્રાર્થના કરવાની છે કે. તેના વિનાશમાંથી જ, વર્તમાન સમયને અનુકૂલ થઈ પડે એવી સંસ્થાઓ બાંધવા માંટેના તાજા પ્રયત્નમાં પ્રેરણા અને આશિષ મળી રહે, આમ થવું, એ દીલગીરી ભરેલું, હૃદય વેધક છે; પરંતુ જે દેશે ભૂતકાલમાં આટલા બધા આધ્યાત્મિક મહાત્માઓ ઉત્પન્ન કર્યા છે તે નવીન બીજાંમાં જીવન લાવનાર અન્યને જન્મ ના આપે એની કોને ખબર છે. તો પણ આપણા પ્રયત્નો અને ચારિત્રમાં એવું બતાવવાની જરૂર છે કે આપણે માત્ર બાહ્ય આકારને નહિ પરંતુ આંતર જીવનને માટે ઇચ્છા કરીએ છીએ, અને ગમે તે આકારમાં જડી આવે તો પણ જીવનને આવકાર આપવાને અમે તૈયાર છીએ. આ સત્યનો અનુભવ કરવામાં ઘણા લોકને થીઓસોફીએ મદદ કરી છે અને ઉચ્ચ બનાવવાની તેની શક્તિનો આધાર, તેને એક વાર છાપ લેતાં ક્ષણિક સ્વરૂપોને બદલે યથાર્થતાપ્રતિ દૃષ્ટિ રખાવવાનો વારંવાર પ્રયત્ન કરવા ઉપર છે.

ઉપર વર્ણવાયલા થીઓસોફીના ધર્મ પ્રતિના વલનના વિચારમાંથી લોકોની આધ્યાત્મિક ભાવનાઓ ઉપર તેની અસરના વિચાર તરફ વળવું એ એક સહેલું વિષયાંતર છે; કારણ કે ઉભય બાબતોમાં-છાયાથી ભિન્નરૂપે યથાર્થ વસ્તુ તરફ ધ્યાનને વાળવાનું-તેને તો એક સરખુંજ કર્તવ્ય છે. નવીન અથવા અદ્ભુત પ્રકારનો અથવા આધ્યાત્મિક ઉપદેશકો તરફથી કયારનોએ નહિ મળેલો એવો કોઈ પણ આધ્યાત્મિક ઉપદેશ હિંદમાં લાવવાનો થીઓસોફી કોઈ કાળે દાવો કરતી નથી; પરંતુ પોતાના આગળ ધરેલું અને સ્તુત્ય વિજય પૂર્વક પાર પાડેલું કાર્ય એ હતું કે, પ્રાચીન સિદ્ધાંતોને પુનઃ તાજા બનાવવા,અને વ્યાવહારિક રીતે શુષ્ક દશામાં આવી પડેલા સિદ્ધાંતોમાં નવીન જીવન રેડીને તેમના વિષે માટેના ઉત્સાહને સજીવન કરવો. આધ્યાત્મિક જીવન વિષેના વિવિધ વિચારોને અને તે પામવાનાં સાધનોને એક કેન્દ્રમાં એકઠા કરવાનું તેનું કાર્ય હતું, જેથી તેમના વચ્ચે એક યથાર્થ સમાનતા ઉપજાવી શકાય અને ઘણી ઉપયોગી થઇ પડે એવી ભાવનાને આગળ લાવવાનો તેનો ઉદ્દેશ હતો-સંકુચિત સંસારના તોફાની તરંગોથી ઉછળતા ઉદધિમાં જીવાત્માઓને ચેતાવવાને અને દોરવાને એક યથાર્થ દીવાદાંડીરૂપ. જે દેશમાં ઘણા પ્રાચીન સમયથી આધ્યાત્મિક કેળવણી તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે ત્યાં આધ્યાત્મિક ઉન્નતિની પ્રકૃતિ, અને સાધનો વિષેના અસંખ્ય સિદ્ધાંતો માનસિક વાતાવરણમાં આસપાસ વ્યાપી રહેલા જોઇએ એ તદન સ્વાભાવિક છે—કેટલાક બુદ્ધિયુક્ત અને ઇશ્વરી પ્રેરણાથી ઉભરાઈ જતા છે, કેટલાક વ્યપારના તરંગી અને અંબિર બીતિ પૂર્વક યોજાયલા છે, પરંતુ એ સર્વનો દાંભિક હેતુ મનુષ્યને આધ્યાત્મિક પ્રકાશપ્રતિ દોરવાનો છે. સિદ્ધાંતોની આવા પ્રકારની ભુલ ભુલામણીમાં પરમાત્મ પ્રકાશનો અતાર્કિક શોધક એટલી બધી સંપૂર્ણતાથી પોતાનો માર્ગ ગુમાવી બેઠો છે કે માર્ગની હયાતી માટે પણ શંકાશીલ થઇ ગયો છે. યથાર્થ જીવનના નજીકના સંબંધમાં તેને લાવી મૂકે એવી તથા અસત્યમાંથી સત્નો વિવેક કરવામાં તેને મદદરૂપ થઈ પડે એવી કોઇ કુંચી આપવા વડે, શાંત થઇ જતા જુ-

સ્થાને સજીવન કરનાર, શોધના અંતિમ વિજય માટેની તેનામાં શ્રદ્ધા ઉપજાવનાર, તેના કાર્યની શ્રેષ્ઠ વિધિ દર્શાવનાર, થોડોક તાજો પ્રેરક ઉત્સાહ આવશ્યક હતો. થીઓસોફીએ તેમના પોતાના જીવનમાં તેમજ તેમના મિત્રો અને જાતના ઓળખીતાઓના સમૂહોના જીવનોમાં ઉભયમાં આ જરૂર પૂરી પાડી છે, એ સત્યવાતની સાબિતી આપનાર અસંખ્ય લોકો છે. અત્યંત આધ્યાત્મિક વલણવાળા કેટલાક હિંદુઓથી વારંવાર આગળ ધરવામાં આવતા દોષનું વર્ણન અત્રે રહેવા દેવું એ ગમેતેમ તો પણ અન્યાય યુક્ત ગણાય. થીઓસોફીએ નિર્વિવાદીત રીતે ઘણાક ગુંચવાયલા જીવાત્માઓને, જ્ઞાન અને શાંતિ આણી આપ્યાં છે, તો પણ સાથે સાથેજ, આધ્યાત્મિક કેળવણીમાં રંગભુમિ વિષયક તત્વરૂપ ગણી શકાય એવા પ્રતિ અત્યંત લક્ષ આપીને આધ્યાત્મિક વાતાવરણની શાંતતામાં તેણે ક્ષોભ ઉપજાવ્યો છે. માનવ જીવાત્માની દિવ્યતાની અનેક શક્તિયો પ્રદર્શિત કરવાની તેની સત્તાની શ્રદ્ધાને, જડવાદના આ જમાનામાં સામાન્ય રીતે તેને જે બંધનોમાં કાર્ય કરવું પડે છે તેને લીધે, ચમત્કારિક ગણવામાં આવે, પરંતુ હિંદમાં તો એ હમેશની સર્વ માન્ય વાત છે; પરંતુ આવા પ્રકારની સિદ્ધિઓને હમેશાં આધ્યાત્મિક ઉન્નતિની સૂચક રૂપે ગણવામાં આવે છે પ્રનિચ્છવાયોગ્ય અને કાર્ય કરવા યોગ્ય અંતિમ હેતુ પૂરો પાડે એવા પદાર્થોરૂપે નહિ પરંતુ વિશેષ પ્રકાશથી કોપોદ્વારા પ્રકાશના આત્માના પ્રભાવનાં અમુક આકસ્મિક પરિણામોરૂપે ગણવામાં આવે છે. આ સિદ્ધિયોનો અદૃશ્ય અને અજ્ઞાન રીતે માનવ જાતની સેવા માટે વારંવાર ઉપયોગ કરવામાં આવે છે, આંતરૂ પ્રકાશવાળા મહાત્માઓનાં જીવનો એ હેતુ પગપગ ગાળવામાં આવે છે; કોઈ પણ યથાર્થ મુમુક્ષુ "દેખાવા માટે, મોટા દેખાવા માટે, મોટી મોટી વાતો કરવા માટે" સિદ્ધિયોનો શોધ હાલે ઇરાદો કરતો નથી તેમજ શોધ ચલાવતો નથી. મોક્ષ માર્ગના પ્રવાસિ માટે ચમત્કારવાદને ખરેખર રીતે હમેશાં એક મહાન્ ભીતિના ઉત્પત્તિ સ્થાનરૂપે ગણવામાં આવે છે કારણ કે તેમાં પ્રવેશ કરવાથી વારંવાર વામ માર્ગમાં આવી પડાય છે અને કલ્યાણ અને શાંતિના કેન્દ્રરૂપ અંતિમ સ્થાન પ્રતિ જઈ શકાતું નથી. એવો વિવાદ કરવામાં આવે છે કે, સામાજીક ધ્યાનને આકર્ષવા તથા કહેવા સાંભળવાની તક મેળવવા માટે "ચમત્કાર" ઉપજાવવા માટે ભૂત કાલમાં ગમે તેટલી તે પ્રતિપાદિત વાત હશે તો પણ આધ્યાત્મિક જીવનના એ વિભાગમાં ઉત્સાહ જાગ્રત રાખવાનો પ્રયત્ન કરવાની આવશ્યકતા હવે વધારે વાર રહી નથી. જ્યારે એટલું વાદ કરવામાં આવે છે કે, ચમત્કારવાદનો સમાવેશ થતા સમગ્ર પ્રદેશની અસ્પષ્ટતાની પ્રકૃતિને લક્ષમાં લેતાં એક સત્ય ચમત્કારનાં હજારો કૃત્રિમ અનુકરણ થાય છે, એક સત્ય અનુભવને શંકાનીય હજારો બનાવોથી ભરી કાઢવામાં આવે છે, આથી સ્પષ્ટ થાય છે કે, આધ્યાત્મિક જીવનની યથાર્થતાની ખાત્રી કરી આપવાનો, આવેશક ઝનુનને અવિવેકી ઉત્તેજન આપવાનો કોઈ પણ પ્રકારે આ ખાત્રી ભર્યો માર્ગ નથી. પદાર્થ વૈજ્ઞાનિક શોધના દૃષ્ટિ બિંદુથી, સ્વાભાવિક રીતે ધ્યાનપરાયણ, કાલ્પનિક, સૂક્ષ્મ અવલોકનની રીતિયોમાં, તીવ્ર બારિક તપાસમાં તથા સંભાળ ભર્યા સમાન અનુભવમાં નહિ કેળવાયલા એક હીંદી મનુષ્યને, સિદ્ધ થવી અસંભવિત અને નિરૂપયોગી સ્થૂલની પારની સૃષ્ટિયોની અનિશ્ચિત વિગતોનું વર્ણન આપવા કહેવું, એના કરતાં અન્ય કંઈ પણ વિશેષ બાધ કારક નથી—બલ્કે સીધું હાનિકારક છે—એ અનિશ્ચિત વિગતોને

માનવ પ્રકૃતિના એવા પક્ષની ઉન્નતિકારક ગણવી કે જેથી જ માત્ર એ સુષ્ટિયોની યથાર્થતા સાબિત થાય છે, એ નિર્થક છે. " ચેતન વિદ્યા વિષયક અનુભવો " માટેની શુષ્ક વિગતોની પશ્ચિમમાં ગમે તેટલી કીમત હોય–થીઓસોફીના ક્ષેત્રમાંના કેટલાક અત્યંત ઉત્સુક યુરોપીઅન કાર્ય કરનારાઓ ત્યાં આગળનાં તેમનાં પરિણામોથી ગંભિર રીતે શંકીત બન્યા છે–તો પણ હિંદમાં આધ્યાત્મિક વિચારના સમગ્ર વલણના વિરૂદ્ધ તેઓ જાય છે, જ્યાં આંતર્ વૃદ્ધિના પરિણામરૂપે સ્વાનુભવનો ઉદય ન કરે એવી સ્થૂલપારની બીનાઓ જાણવાની કોઈ પણ વિધિને સપ્રમાણ સ્વીકારવામાં આવતી નથી, જ્યાં અમુક હદની પારના આધ્યાત્મિક જીવન વિષેના ઉપદેશોને પણ ગુંચવાડા તરફ દોરનાર અને પ્રકાશ પ્રતિ ન દોરનાર વ્યર્થ વાતો સમાન ગણવામાં આવે છે, તે જીવન તો માત્ર ઉચ્ચ જીવન ગાળવાથી જ મેળવી શકાય છે. ઉપર દર્શાવાયલા આક્ષેપમાં કેટલાક આધારનો સ્વીકાર કરવા યોગ્ય છે, પરંતુ યથાર્થ થીઓસોફીને " ચેતન શાસ્ત્ર " ની વૃદ્ધિ સાથે, તેમજ વહેમના પુનરૂદ્ધાર સાથે કંઇ પણ લેવા દેવા નથી, એ દર્શાવી આપવું જરૂરનું છે. વાદમાં અને વ્યવહારમાં ઉભયમાં તેણે હમેશાં એવું દર્શાવી આપવાનો પ્રયત્ન કર્યો છે કે, માત્ર ઉચ્ચ ભાવનાઓ પ્રતિની તીવ્ર આસક્તિ વડે તથા માનવ જાતને મદદ કરવાના મહેનતુ કાર્યમાં જોડાવા વડે, એક મનુષ્ય સ્વરૂપાનુસંધાન પમાડતા માર્ગના નજીકમાં આવી પહોંચે છે. તેના જવાબદાર સિદ્ધાંતોનો સમગ્ર સમૂહ. તથા તેના કાર્યનાં અને ઉપયોગિતાનાં કેન્દ્રો, સત્ય શોધકને કાર્ય કરવાના માર્ગને અચૂક રીતે દર્શાવે છે. આ સંસ્થાના નેતાઓએ દૃષ્ટાંત અને ઉપદેશ વડે સરખી રીતે ઉપદેશ્યું છે કે, કોઈ પ્રકારની ઢોંગી જડીબુટ્ટી વડે અથવા ધૂર્ત વિદ્યાના કીમિયા વડે, માનવ પ્રકૃતિના જુસ્સાઓ અને નબળાઇઓરૂપી અધમ ધાતુને, શુચિતા અને માધુતાના ચકચકીત સુવર્ણમાં બદલી શકાતી નથી; તથા જ્યાં સુધી જીવાત્માને સમર્થ હિમવતનાં શિખરો ઉપરના અનંત હિમની પેઠે શુચિતા અને શાંતિ પ્રાપ્ત થતી નથી ત્યાં સુધી તે દિવ્ય પરમાત્માના સૂર્ય પ્રકાશમાં પ્રવેશી શકે નહિ. થાક્યા વિના અને અટક્યા વિના તેમણે ઉપદેશ્યું છે કે, પરમાત્માનુભવ માટે કોઇ પ્રકારનો ટુંકો માર્ગ નથી અને માત્ર સતત પ્રયત્ન પરાયણ જીવન વડે, હૃદયના અત્યંત દ્રવિભૂત થવા વડે તથા " આંતરમાં ઝગઝગતા ઝાંખા તારક " પ્રતિની અડગ ભક્તિ વડે, એક મનુષ્ય કોઈક દિવસ પરમાત્માના પ્રકાશનો સાક્ષાત્કાર પામવાની આશા રાખી શકે.

જ્ઞાનેન્દ્રનાથ ચક્રવર્તિ.

# કાઉન્ટ–ટોલ્સ્ટૉય.

## તેમનુ જીવન અને ઉપદેશો

( અનુસધાન પૃષ્ઠ ૧૫૫ થી. )

એક અમેરિકન મુસાફર મી જી કેનને, કા ટોલ્સ્ટોય સાથેની એક મુલાકાતનું ૧૮૮૬ ના સેન્ચુરી નામના પત્રમાં રમુજી વર્ણન પ્રસિદ્ધ કર્યું છે તેઓ લખે છે,—"જુન ની ૧૬ મી તારીખે મોસ્કોથી દક્ષિણ તરફ જતી મોડી સાજની ગાડીમાં હું ઉપડયો અને બીજી સવારે પ્રભાતમા તુલા ગામમા આવી પહોચ્યો આ ગામથી આશરે દશ માઈલ દૂર કાઉન્ટની જાગીર આવેલી છે રેલવે સ્ટેશન આગળના ડ્રોસ્કી નામની ગાડીઓ હાક નારાઓમાથી, લુચ્ચાઈ અને શુભ સ્વભાવની મિશ્રિત આકર્ષક મુખાકૃતિવાળા એકને ૫ સદ કરીને મારી પાસે બોલાવ્યો અને તે ટોલ્સ્ટૉયને ઓળખે છે કે નહિ, તે વિષે તપાસ કરી પોતાના ઉપરીની સાથે સમાનતાની શરતોથી સહવાસમા આવવાની ટેવવાળા રૂશિયન ગામડીયાની અર્ધ વિવેકી, અર્ધ અદબ ભરી રીતે ખુબ હસીને તે નવાઈથી બોલ્યો "આપણા કાઉન્ટને ઓળખવો ! તેમને ના ઓળખવા એ શી રીતે બની શકે ? અરે એ તો અમારાજ છે ! અહિથી માત્ર ૧૫ ગાઉ દૂર યસ્નિયા પોલિયાનાના ગામડામા તેઓ રહે છે ' "તે ગામમા વિશી અથવા ઉતારા જેવુ કોઇ સ્થાન છે કે જ્યા હું ઉતરી શકુ ? " મે તપાસ ચલાવી "ના" તે ગાડીવાને કહ્યુ, ' પરતુ તમારે વિશીમાં જવાની શી જરૂર છે ? તમે કાઉન્ટ સાથેજ રહી શકશો, તેઓ એક સરલ સાદા પુરૂષ છે હું જ્યારે જ્યારે ત્યાં જાઉં છુ ત્યારે હમેશા તેઓ મારી સાથે હાથ મિલાવે છે, અને તેઓ ખેતરમા એક સાધારણ મજુર માફક મહેનત કરે છે અમારા કાઉન્ટ, એક ભલામાણસ છે તમે તેમને ત્યાં ઉતરશો તેથી તેઓ ઘણા ખુશ થશે "

આ સર્વે ઘણુ સાદુ અને સાહજીક છે, આપણે આપણી જાતને પૂછીએ છીએ, "આમ શા માટે ના હોવુ જોઈએ, વિશાલ વિસ્તારમાં પ્રસરતા વર્ગના જાતિના ભેદો શુ કૃત્રિમ નથી ? " યથાર્થ વાત આમજ છે, એમ આપણે કબુલ કરવુ પડે છે, પરતુ કાઉન્ટનાં કેલવણી અને કુલને, પ્રાચીન ઉમદા વશપરપરાને, ભવ્ય બુદ્ધિ શક્તિને, ઉમરાવ અને ખેડુતથી સરખી રીતે સમગ્ર રૂશિયામા ( અને તેની બહાર પણ ) તેમને અર્પીત. માનને, મહાન્ સાક્ષર શક્તિને, તેમની કલમના લખાણો યુરોપની આગળ પડતી ભાષાઓમા એક સમયેજ પ્રસિદ્ધ થાય છે અને સર્વ વર્ગોથી ઉત્સાહથી વચાય છે, એ વાતને યાદ લાવતા જ્યારે આવો એક પુરૂષ, સાધારણ ગાડી હાકનારાઓની સાદી પ્રેમભાવના અને પૂજ્યતા મેળવી શકે છે તો તેના આંતરમાં વાસ્તવિક અગત્યના અને ઉચ્ચમા ઉચ્ચ કીમ્મતના કંઈકની વૃદ્ધિ થઇ હોવીજ જોઈએ, અને એ કંઈક તે માનવ જાતના ભ્રાતૃત્વમા અડગ અને આનુભવિક શ્રદ્ધારૂપ આપણ સર્વેનું એક સામાન્ય ઉત્પત્તિ સ્થાન અને ભાવિ છે એ વાતના સ્વીકારરૂપ છે

આપણે તેમના ગૃહમાં એક ડોકીયુ કરીએ અને દરરોજના ધધાને સામાન્ય હેરા

ફેરા અને નિર્જીવ કામકાજને, જાતે પસંદ કરેલા ગૃહકર્તવ્યોને, પોતે અનુસરવાને પસંદ કરેલા કેલવણી પરાયણ જીવનને અવલોકીએ. આપણે ફરીથી મી. કેનનમાંથી ઉતારો કરી શું, અને તેમની મુલાકાત ૧૮૮૬ માં થઇ હતી, એ તમને યાદ હશે એ ગૃહનો બાહ્ય સાદો દેખાવ વર્ણવીને આગળ લખે છે,." જોડેની ઓરડીમાં એક ફરતી ખુરશીનો અવાજ થયો, અને એક ક્ષણમાં કા. ટોલ્સ્ટૉય બારણા આગળ આવ્યા. તેમના પોશાકની વિલક્ષણતા વિશે તેમના મિત્રો પાસે થોડું બાંભળવામાં આવ્યું નહોતું, તેમની ગામડીયાના પોશાકની છબીઓ મને બતાવવામાં આવી હતી, અને તેથી મનોહર લુગડાં પહેરેલા એક પુરૂષને જોવાની મેં આશા રાખી નહોતી; તો પણ તેમના પહેરવેશના હદ પારના રૂઢિરાહિત્ય માટે હુ પ્રથમથી ભાગ્યેજ તૈયાર થયો હતો.

એ દિવસ એક ઉષ્ણ અને ઉકળાટવાળો હતો; તેઓ ખેતરના કાર્યમાંથી હમણાંજ પાછા ફર્યા હતા અને તેમના પહેરપેશમાં, ઘેટાના ચામડાના ભારે જોડાનો, રૂશિયન ખેડુતના ગૃહેકંતાયલા ખડબચડા શણના ઢીલા અને લગભગ આકાર વિનાના સુરવાળનો, કોલર અથવા ગળાના રૂમાલ વિનાના એક ધોળારૂવાળ અદરના બદનનો સમાવેશ થતો હતો. તેમણે કોટ તેમજ વેષ્ટરકોટ કંઇ પહેર્યું નહતુ, અને તેમણે જે જે પહેર્યું હતું તે દેશી બનાવટનું હોય એમ લાગતુ હતું. પરંતુ આવા ખડબચડા અને ગામડીયા વેશમાં પણ કા. ટોલ્સ્ટોય એક ચિત્તહારક અને અસરકારક આકૃતિરૂપ છે. તેમના પોશાકની અલ્પતા અને સાદાઇને લીધે તેમના બારે બીબામાં ઘડાયલા શરીરના ભારે અવયવો માત્ર વિશેષ બહાર જણાઇ આવતા હતા; મધ્યમાં વિભાજીત થયલા અને લમણાઓ તરફ પાછા હોળાયલા તેમના સુરાવાળની સ્ત્રીના જેવી ગોઠવણને લીધે, ખેતરમાં ખુલ્લો રહેવાને લીધે ઘણોકાળો પડી ગયલો તેમનો બલવાન્ દૃઢ, મર્દાની ચહેરો જાણે વિશેષ બલ મેળવતો હોય એમ લાગતું હતું." તેઓ આગળ ચલાવે છે, " માત્ર સૌંદર્ય અથવા આકારની નિયમિતતા કરતાં કા. ટોલ્સ્ટોયની મુખાકૃતિમા કંઇક ઉચ્ચ અને એકનો સમાવેશ થાય છે, અને નૈતિક, બુદ્ધિ વિષયક તથા સ્થૂલ શક્તિના ઉંડા સંસ્કારરૂપ તે છે." તેમના વચ્ચેની ક્ષણે મારો ચીંથરેહાલ અને ઘણું કરીને અદર્શનીય ગાડીવાળો, જેની હાજરી હું તદન ભૂલી ગયો હતો, તે બારણામાં આવ્યો. કાઉન્ટ ટોલ્સ્ટોય એકદમ ઉભા થયા, એક જુના ઓળખાણરૂપે તેને ખરા મનથી આવકાર આપ્યો, મારી સાથે શેકહેન્ડ કરી હતી તેટલા જ પ્રેમથી તેની સાથે શેકહેન્ડ કરી અને તેના ગૃહ સંબધી બાબતો વિશે તથા સુલાગામની તે દિનની નવા જુની વિશે, ખરેખરા આનદપૂર્વક તેને કેટલાક પ્રશ્નો પૂછ્યા. આના બદલામાં ગાડીવાન, કાઉન્ટેસ- અને સર્વ બાલકોના આરોગ્ય સંબધે પ્રેમ પૂર્વક તપસ કરવા લાગ્યો."

અનેક વિષયો વિશેની તેમની વાતચીતનું, ગૃહજીવન, ખોરાક આદિ ( કાઉન્ટ માંસભક્ષણથી રહિત છે, ) ની હદપારની સાદાઇનું, મિત્રોની મુલાકાતોનું તથા કૌટુંબિક સાંજના વ્યાપારોનું, ટોલ્સ્ટોય જોડા બનાવવામાં લાગેલા હોય છે અને વાતચીતના જીવન અને આત્મારૂપ હોય છે તેનું, મી. કેનને પછીથી લાબું અને ઘણુ રસભરવર્ણન આપ્યું છે; અત્યંત ઉપયોગી, સામાજીક. રાજકીય અને ધાર્મિક પ્રશ્નો ઉપર આ વાત ચીત ચાલી.

આદ્યદ્રષ્ટા
એક અભેદમાર્ગ પ્રવાસી.
સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તંત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ એ એલ. એલ બી
ઉપતંત્રી—
આધનલાલ નભુભાઈ દ્વિવેદી

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्

પુસ્તક ૨૦–૨૧. ] ( માસિક ) [ અંક ૮ મે ૧૯૦૬ ]

## વિરહજવાળ.

( મઝહ્ )

ભૂતનો ભડકો તારી, છબીઆ હુ છબી માહી
બેઠી બેઠી વિના બોલ્યે, અ ગારા ઉછાળતી !
ઉપાય અનેક કરૂં, વૈરાગ્યની પાસ ધરૂ,
પણ ઘેલી આણ જાણે હાય કયાંથી લાગતી !
તેને મન રમતમા, બળી બળી ખાક થતા
કાઢવા જ્યા દેહુ ત્યા તો, ડુબકી એ મારતી !
મહી જેટને હ્રદય શોધતા ના શોધી મળે,
પાછો ફરૂં ત્યા તો પાછી થેઇ થેઇ નાચતી !!
ઉશેન્યુ ના ઉશેચાતુ, વિરહ તિમિર આવ્યું,
ઉદાસ ઉદાસ બધુ, હ્રદય દેખાડતુ !
પણ તે અધારે ધૂમિ, મન તો છબીલી મારૂ,
નામ માથા પગે લુલા, વિચારો રમાડતુ !
ઘડી તે વિચારો શાણી, છાતીમા દબાવી ચૂમી,
ઘડીતે વિચારો ખીજી, જોરથી પછાડતું !
વળી ઘડી પછી પાછુ, પ્રેમથી રસીલું પોતે,
રોતું રોતુ માફ માગી, પાસે તેની બેસતુ !!!
અ ધારૂં અંધારૂં ચારેપાસ તું અંધારૂં કાળુ,
મનતન ધૂમાવી હું હ્રદય ધૂમાવતુ !

છે. બ્રહ્મસૂત્ર, ભગવદ્ગીતા અને પ્રથમ—દશઉપનિષદો માત્ર વેદાન્તના વાદને ઉપદેશે છે, અને અનુભૂતિસૂત્રો, રામગીતા, અને ૧૦૮ ઉપનિષદો વેદાન્તરૂપ ધાર્મિક તત્વશાસ્ત્રના અનુભવ માર્ગને ઉપદેશે છે. આ ૧૦૮ ઉપનિષદોની મિમાંસા ઉપર (વિવિધ મંત્રોના અન્યોન્ય સાથેના સંબંધ અને ઉપયોગ દર્શાવતો પ્રબંધ, ) તેમજ તેમનાં ભાષ્યો ઉપર આધાર રાખતાં ભાષાતરોજ ઉત્સુક અભ્યાસિને, કહેવાતાં ગૌણ ઉપનિષદોમાંથી કોઈ પ્રકારનો ભાવાર્થ ખેંચી કાઢવાને સમર્થ બનાવે છે. ભાષ્યોના પ્રકાશ વડે ઉપનિષદોનો અભ્યાસ થતાં, એક અવિરૂદ્ધ સમગ્ર બંધારણના અવયવોરૂપે તેઓ સાબિત થાય છે; ભાષ્ય વિના વંચાતાં તેઓ ઘણુંજ બાલિશતા ભર્યા તથા ઘણા પ્રસંગોમાં અર્થ વિનાનાં લાગે છે.

# ॥ अध्याय-१ ॥

## ॥ तत्वोंनी गणना ॥

વરાહોપનિષદમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છેઃ—

કેટલાક ઋષિયો ૨૪ તત્વો માને છે, કેટલાક, ૩૬, માને છે, અને અન્ય કેટલાક, ૯૬, માને છે. હું તેમનું ક્રમવાર વર્ણન કરીશ. સાવધાન મનથી શ્રવણ કરો.

૫—જ્ઞાનેન્દ્રિય શક્તિયો,—શ્રવણની, સ્પર્શની, દર્શનની, સ્વાદનની અને ઘ્રાણની શક્તિયો;

૫—કર્મેન્દ્રિય શક્તિયો,—ઉક્તિની, આદાનની, ગમનની, વિસર્જનની, જનની શક્તિયો;

૫—પ્રાણ ( જીવનપ્રવાહો )—પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન;

૫—તન્માત્રાઓ અથવા મૂલતત્વો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ;

૪—અંતઃકરણ અથવા આંતરેન્દ્રિયો,—મનસ્, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર.

આ પ્રમાણે ( ઉપરનાને ) બ્રહ્મવેત્તાઓ ૨૪ તત્વો રૂપે સમજે છે. આ ઉપરાંત પ્રાજ્ઞ પુરૂષો માને છે કે, ( નિચેનાં વધારાનાં તત્વો સાથે, ૩૬, થાય છે.)

૫—પંચીકૃત ભૂતો—પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ;

૩—શરીરો—સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ;

૪—જીવાત્માની અવસ્થાઓ—જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ;

૧—જીવ.

ઋષિઓ, જીવસહિત તત્વોની સંખ્યા, ૩૬, માને છે

(તેમની ૯૬, સંખ્યા પૂરી કરવા નીચેનાં તત્વો ઉમેરો)

૬—શરીરના પરિણામો—અસ્તિત્વ, જન્મ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને વિનાશ.

૬—વિકારો—ક્ષુધા, તૃષા, શોક, માયા, વાર્ધક્ય અને મરણ

૬—કોષો—ત્વચા, રૂધિર, માંસ, મેદ, મજ્જા અને અસ્થિ,

૬—રિપુઓ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર,

૩—જીવ સ્વરૂપો—વિશ્વ, તૈજસ્ અને પ્રાજ્ઞ;

૩—ગુણો (સ્ફુરણો)—સત્વ, રજસ્ અને તમસ્;

૩—કર્મો—પ્રારબ્ધ (ફલ આવેલુ કર્મ), સચિત (એકઠુ કરી રાખેલુ કર્મ) અને આગામિ (તાજું ઉત્પન્ન થતુ કર્મ)

૫—કાર્યો—વચન, ગ્રહણ, ગમન, ઉત્સર્ગ અને જનન રૂપ

૪—આંતરેન્દ્રિય (મનસાદિ)ના કાર્યો—ઈચ્છા, નિશ્ચય, આત્માનુમોદન, અને પ્રતિજ્ઞા.

૪—વૃત્તિયો—મુદિતા, કરૂણા, મૈત્રિ, અને વૈરાગ્ય

૧૪—દેવતાઓ—દિક્ (દિશાઓ), વાયુ, સૂર્ય, વરૂણ, અશ્વિનિ, અગ્નિ, ઇન્દ્ર, ઉપેન્દ્ર, મૃત્યુ, ચંદ્ર, બ્રહ્મા (ચતુર્મુખ), રૂદ્ર, ક્ષેત્રજ્ઞ અને ઇશ્વર.

આ પ્રમાણે ૯૬ તત્વો છે જેઓ મને (વરાહ અવતારને આ અવતાર ૯૬ તત્વોના સમૂહોથી તદ્દન ભિન્ન છે અને વિકારરહિત છે) ભજે છે, તેઓ માંયા અને તેના પરિણામોમાથી (આવરણ, વિક્ષેપમાથી) છૂટા થાય છે અને જીવનમુક્ત બને છે ૯૬ તત્વોને અને અવિભક્ત સત્-ચિત્-આનંદાદિ ગુણ વાળા તેમની પારના પરમાત્માને પીછાનનારાઓ, સંન્યાસિ, વાનપ્રસ્થ, ગ્રહસ્થ અથવા બ્રહ્મચારી ગમે તે રૂપે, જીવનના ગમે તે આશ્રમમાં મોક્ષ પદને પામશે. આ બાબત જરા પણ શંકા નથી.

એના એજ ઉપનિષદમાં બીજા અધ્યાયમાં પ્રભુ ફરીથી ઉપદેશે છે,—બ્રૂ. હ્મીની આનુક્રમિક જાતિયો અને આશ્રમોને લગતા, ધર્મોને યથાર્થ પાળવાવડે ધાર્મિક તપસવડે અને ગાયત્રી તથા અન્ય મન્ત્રોના ધ્યાનવડે, ગુરૂને સંતોષવા વડે, પુરૂષો મોક્ષ માટેનાં સાધન ચતુષ્ટયયુક્ત બને છે તે નિચે પ્રમાણે—

૧. નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચેનો યથાર્થ વિવેક—એટલે—સત્-ચિત્-આનંદાદિ જેવા અભાવાત્મક ગુણોવાળા બ્રહ્મન્ અથવા નિત્ય વસ્તુ એજ માત્ર નિત્ય છે, અને ઇશ્વર નામના સગુણ બ્રહ્મથી (નિત્ય વસ્તુના રૂપ પક્ષથી) તે કીડી પર્યંતનું અન્ય સર્વ અનિત્ય છે, એવું જ્ઞાન

૨. ઇહામુત્ર લોક ફલભોગતૃષ્ણાં રાહિત્ય રૂપ વિરાગ.

। ટીકા ।

બાર વર્ષ સુધી શુશ્રૂષા કરી અને પછીથી ગુરૂને મોક્ષના પંચમ સ્વરૂપનાં અથવા કૈવલ્ય મોક્ષનાં રહસ્યોમાં પોતાને દીક્ષિત કરવાની પ્રાર્થના કરી.

યાજ્ઞવલ્કય બોલ્યા—હે શિષ્ય! આ સૃષ્ટિના સર્જન પૂર્વે માત્ર સતજ હતું. તે બ્રહ્મથી (અનત) અન્ય કોઇ નથી, તે હમેશાં માયાનાં બંધનોથી વિમુક્ત છે, વિવર્ત રહિત અને યથાર્થ છે, તે જાતેજ જ્ઞાન અને આનંદરૂપ છે, સંપૂર્ણ છે, નિત્ય છે, અદ્વીતિય એક છે.

જેમ, રણ, શુક્તિ, સ્થાણુ, સ્ફટિક આદિમાંથી પાણી, રજત, પુરૂષ, વર્ણ આદિ ઉત્પન્ન થતા જોવામા આવે છે, તેમ અનંત બ્રહ્મનૂમાથી મૂલ પ્રકૃતિની ઉત્પત્તિ થાય છે, તેનુ રક્ત, શ્વેત, શ્યામના સરખા પ્રમાણમાં ત્રિગુણાત્મક (સ્ફુરણો) સ્વરૂપ હોય છે, અને તેનુ વર્ણન ચલાવવું વાણી શક્તિની પારની વાત છે.

મૂલ પ્રકૃતિમાં પ્રતિબિંબિત થતા પરમાત્માના અંશને સાક્ષિચૈતન્યનાં નામથી વ્યવહરવામાં આવે છે. પછીથી એની એજ પ્રકૃતિ, વિવર્તદ્વારા સત્વગુણ (એકતાલ સ્ફુરણો)ના અધિકયને લીધે વ્યક્તના નામથી વ્યવહરાતિ આવરણ શક્તિ થાય છે. વ્યક્તમા પ્રતિબિંબિત થતા અંશને ઇશ્વર ચૈતન્ય અથવા ઇશ્વરના નામથી વ્યવહરવામાં આવે છે.

આ ઇશ્વરના આધિનમાં માયા હોય છે, જાતે સર્વજ્ઞ છે, અને બ્રહ્માંડનાં ઉત્પત્તિ સ્થિતિલયનો મૂલ ઉત્પાદક છે જેમ એક વસ્ત્રની ગડીયોને ઉકેલવામાં આવે છે તેમ પોતામા તિરોભાવ પામતા સમગ્ર વિશ્વને, સમગ્ર પ્રાણિઓનાં કર્મોદ્વારા, પોતાની મેળે આવિર્ભાવ તેજ પમાડે છે, અને તેઓના કર્મના અંતદ્વારા તે તેને સમેટી લે છે. એક ગડીઓ પાડી લીધેલા વસ્ત્રની માફક માત્ર તેનામાંજ સમગ્ર વિશ્વ સુપ્ત દશામાં હોય છે.

પછીથી ઇશ્વર ઉપર આધાર રાખતી અપરાશક્તિમાંથી રજોગુણના (પ્રવૃત્તિ સ્ફુરણો) આધિકયવડે મહતના નામથી વ્યવહરાતી વિક્ષેપ શક્તિ ઉત્પન્ન થઈ. આમાં પ્રતિબિંબિત અંશને હિરણ્યગર્ભ ચૈતન્યના નામથી વ્યવહરવામા આવે છે.

મહત્ ઉપર આધિપત્ય હોવાથી હિરણ્યગર્ભને દ્રશ્ય અને અદ્રશ્ય ઉભય પ્રકારનું 'શરીર' હોય છે. હિરણ્યગર્ભની વિક્ષેપશક્તિમાથી, તમોગુણના (નિવૃત્તિ સ્ફુરણો) આધિકયવડે અહંકારના નામથી વ્યવહરાતી સ્થૂલશક્તિ ઉત્પન્ન થઇ.

આમાં પ્રતિબિંબિત ચૈતન્યાંશને વિરાટ-ચૈતન્યના નામથી વ્યવહરવામાં આવે છે. વિરાટનું, અહંકાર ઉપર આધિપત્ય હોવાથી તથા દૃશ્ય શરીર હોવાથી, તે સમગ્ર બ્રહ્માંડના મૂખ્ય પુરૂષ અને રક્ષક રૂપ વિષ્ણુ થાય છે. એ આત્મામાંથી આકાશ ઉત્પન્ન થયું; આકાશમાંથી વાયુ. વાયુમાંથી, અગ્નિ; અગ્નિમાંથી આપસ્ (પાણી); આપસ્‌માંથી પૃથિવી. પચ્ચ તન્માત્રાઓ (મૂલતત્વો)--શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ--એ તેમના ગુણો છે. બ્રહ્માંડ નિર્માતા ઈશ્વર, તેમને સૃષ્ટિયો ઉપજાવવાની ઇચ્છા થઇ, તમોગુણ ધારણ કર્યો, સૂક્ષ્મ તન્માત્રાઓ રૂપ મૂલતત્વોને સ્થૂલદશામાં ફેરવવાની ઇચ્છા કરી

. સ્થૂલસૃષ્ટિના નિર્માણ માટે નક્કી થયલાં આ મૂલતત્વોના દરેકના તેમણે બે ભાગ કર્યા, અને દરેકનો અડધો ભાગ રહેવા દઇને અને બાકીના ચાર અડધાના દરેકના ચાર ચાર ભાગ કરીને એક પંચવિધ મિશ્રણ ઉપજાવ્યું, દરેક તત્વનો પોતાનો મૂલનો અડધો ભાગ અને અન્ય દરેક તત્વના ⅛ ભાગ, આ પ્રમાણે પંચીકૃતતત્વો ઉત્પન્ન કર્યા, અને તેમાંથી કરોડો બ્રહ્માડો, તે દરેક સાથે સંબંધ ધરાવતા ચૌદ લોકો, આનુક્રમિક સૃષ્ટિયો માટેનાં ગોળાકાર સ્થૂલ શરીરો ઉત્પન્ન થયાં.

પંચતત્વોની રજોગુણમાત્રાને ચતુર્થાંશમાં વિભાગ પાડીને, તેણે આવા ત્રણ વિભાગોમાંથી પંચવિધ કાર્યકર્તા પ્રાણોની ઉત્પત્તિ કરી.

અને મુરમોન લોકો ઉપર જુલમ ગુજારવામાં, " તેમણે ઉત્તર આપ્યુ ! " જુલમી કાયદા બંધારણ વડે તમે મુરમોન લોકોને કચડી નાંખો છો અને ચીનાઓના દેશાંતર વાસપ્રતિ તમે અટકાવ મૂક્યો છે. " " પરંતુ, " મેં કહ્યું, અમારે આ બાબતો વિશે અમારી જાતે શું કહેવાનું છે તે તમે કોઇ વખત સાંભળ્યુ છે ? " " કદાચ નથી સાંભળ્યું, " તેમણે ઉત્તર વાળ્યું, " અને કહો." પછીથી મે તેમને પાસિફિકના કીનારા ઉપર સદા પ્રવર્તતા ચાનાઓ વિરૂદ્ધના હદપારના વિચારો જણાવવા માંડયા, અને એક સમયે સમૃદ્ધ અને સુખી રાજ્યની આર્થિક દશાના ચીનની સસ્તી મજુરીથી નષ્ટ થયાનું જેટલું બને તેટલુ અવળી પાસાનું ચિત્ર તેમના આગળ રજુ કર્યું. " ઠીક, " મારી વાત પૂરી થતાં તેમણે કહ્યું, " આ કહ્યુ તેજ બધું છે ? " " બધુંએ એજ, " મેં નવાઇ પામતાં કહ્યુ, " એટલુ શું પુરતું નથી! ધારો કે ચીનાઓ કેલીફોર્નીઆમાં દરવર્ષે ૧૦૦૦૦૦ લેખે આવવા માંડે; તેઓ પાસિફિકકીનારાઉપરની અમારી ઉન્નતિને અગદી મારે. "ઠીક," કાઉન્ટ શાંતિથી વાતમા ભળ્યા, " એમ થાય તો પણ શું ? તમારા જેટલોજ તે દેશમાં ચીનાઓનો હક છે. " પરંતુ શું તમે એક પ્રજાને આવા વિદેશી હુમલા સામે રક્ષણ નહિ કરવાદો ? " મે પૂછ્યું. " વિદેશી શા માટે ? " કાઉન્ટે કહ્યું. " વિદેશીઓ વચ્ચે તમે શા માટે એક પ્રકારનો ભેદ પાડો છો ? મારે મન તો સર્વ મનુષ્યો ગમે તો તે રૂશિયાનાં અથવા મેક્ષિકોનાં, અમેરિકાનાં અથવા ચીનનાં ગમે ત્યાંના હોય તો પણ ભ્રાતાઓ સમાન છે. " પરતુ ધારો કે, " મે કહ્યુ, " તમારા ચીનાઇ ભ્રાતાઓ પૂરતી સંખ્યામાં દરિયો ઉલંઘીને તમને ગૂલામગીરીની દશામાં સપડાવવા આવ્યા; તમે કદાચ આ વાતમાં વાંધો ઉઠાવશો " " શા માટે મારે વાંધો ઉઠાવવો જોઇએ ? " શાંતસ્વસ્થતા પૂર્વક કાઉન્ટે ચલાવ્યું; " ગૂલામગીરી અન્ય માટે કાર્ય કરે છે મારે જે સર્વ જોઇએ છીએ તેનો અન્ય માટે કાર્ય કરવું એમાં સમાવેશ થાય છે. " " આ વાદવીવાદને મેં પડતો મૂક્યો, અસભવિત ગણીને મુરમોન લોકોના પ્રશ્નને જવા દીધો. મને ઉભા રહેવાનું સ્થાન પણ નામંજુરવાદે તેમજ મારા શસ્ત્રસંગ્રહમાંના એકને પણ વાપરવા ના દે એવા એક વિરોધિ સામે, ખરેખરી રીતે શા આધાર ઉપર બચાવ કરવો એ મને સુઝી શક્યું નહિ. "

આ રમુજી વાદવીવાદમાં કાઉન્ટે ગ્રહણ કરેલી વિદેશી રાજનીતિ, અમારામાં આટલી બધી મહેનત પૂર્વક અને ઓસ્ટ્રેલીયામાં સામાન્ય રીતે ગ્રહણ કરાતી રાજનીતિથી તદ્દન વિરૂદ્ધ છે, એ વાતનું ખાત્રીથી અમને ભાન છે; આ ગુચવાડા અને વીવાદ ભરેલા પ્રશ્નનો અમારો ખુલાસો ખરો અથવા હમેશનો છે, એમ મારી ખાત્રી થતી નથી. આથી અવળી રીતે મારી એમ ખાત્રી છે કે, ટોલસ્ટોયનું કહેવું યથાર્થ છે. વર્તમાન કાલની આપણી ઔદ્યોગિક અને હરિફાઇની સંસ્થાઓનું ભયાવહ દબાણ ભૂતકાલની વાતો રૂપે થતાં, ભાવિ કાલની રાજ્યનીતિમા સર્વ માટે રહેવાનું, કાર્ય કરવાનું અને જીવન ભોગવવાનું વિશાલ સ્થાન પ્રાપ્ત થઇ રહેશે. અન્ય પ્રજાત અથવા વર્ણવાળી જાતિઓનો બહિષ્કાર કરવાનો ભાગ્યેજ કોઇ આધાર અથવા હેતુ તે સમયે મળશે, એમ મારૂં ધારવું છે; દરેક જણ રાજકીય બંધારણમાં પોતાના સ્થાનમાં યોગ્ય થઇ પડશે, સામાજીક સ્થિતિના સુધારાઓ સામાન્ય નીતિ સૂત્રો અનુસાર નિયમાશે, એક સામાન્ય ભ્રાતૃભાવમાં માનવ સંબંધના

વવા માગો છો, એના ઉપર 'રહે' છે. જો તમે નિર્ણય, દલીલ, વિરૂદ્ધમતદર્શન એવું સૂચવવા માગતા હોતો મારો હકારમાં જવાબ છે, જો તમે બળાત્કાર સૂચવવા માગતા હોતો મારો જવાબ નકારમાં છે. હું નથી ધારતો કે, અનિષ્ટ પ્રતિનો બળાત્કારનો પ્રતિરોધ કોઇ પણ પ્રસંગોમાં કોઇ કાલે ન્યાય્ય ગણી શકાય." ચાર ત્રી કેદીઓની ભયંકર રીતે ભૂખ્યા રહેવાની લાંબી વાત સાંભળીને ટોલ્સ્ટોએ કહ્યું, "આ લોકોનાં શૌર્ય અને ધૈર્યમાં વીરતા જણાય છે એમાં મને શંકા નથી, પરંતુ તેમની રીતભાત બુદ્ધિ રહિત છે, તેથી હું તેમનાપ્રતિ સદ્ભાવ દર્શાવી શકીશ નહિ તેઓ બળાત્કારનો આશ્રય લે છે; જાણે છે કે બદલામાં તેઓ પોતાની જાતને બળાત્કાર યોગ્ય બનાવે છે; તેઓ તેમના ભૂલ ભરેલાં કાર્યોનાં સાહજિક પરિણામો ભોગવે છે. સૈબિરીયામાં આ કમનશિબ કેટલાક લોકોની દશાના કરતા નર્કની વિશેષ શ્યામ ભવ્યતા મારાથી કલ્પી શકાય એમ નથી. તેમનાં હૃદય દ્વેષ અને તિરસ્કારથી ભરેલાં હોય છે અને સાથે સાથેજ અશુભનો અશુભ બદલો આપવામાં તેઓ તદ્દન બલ રહિત છે." "જો," એક ક્ષણ વાર અટકયા પછી તેમણે ઉમેર્યું, "તેમણે તેમની ભાવનાઓને માત્ર જરાક વાલી હોત, અશુભ સાથે વ્યવહાર પાડવામાં મને જણાતો ખરો માર્ગ તેમણે ગ્રહણ કર્યો હોત તો આવા લોકોએ રૂશિયા માટે શું શું ના કર્યું હોત! મારી યથાર્થ રાજ્યપરિવર્ત સંબંધની રીતિ છે. જો રાજ્યના લોકો યુદ્ધ સેવા કરવાની ના પાડે, બળાત્કારના હથિઆરરૂપ સૈન્યના આધારરૂપ કરો ના ભરે તો સરકારની વર્તમાન સંસ્થા ટકી શકે નહિ **અશુભના સામે થવાનો ખરો માર્ગ પોતાને માટે અથવા અન્યને માટે અશુભ આચરવાનો ચોખ્ખો નકાર પાડવારૂપ છે.**

જ્યારે ટોલ્સ્ટોયની દલીલો અનુત્તરણિય લાગે છે ત્યારે વારંવાર એના ઉદ્ગારોનો આશ્રય કરવામાં આવે છે કે, તેઓ એક ધર્માંધ ઝનૂની છે મારા ધારવા પ્રમાણે આવો આક્ષેપ અપ્રમાણિક છે, તેના પૂરાવામાં તેમના દુખોખોર લોકો સાથેના સબંધોને ટુંકામાં જણાવીશ..

ઐહિક જીવન વિષેના ટોલ્સ્ટોયના તત્વશાસ્ત્રની મૂખ્ય કૂંચિ, અપ્રતિકારનું તત્વ છે; ગમે તેટલો ઈચ્છવા યોગ્ય હોય તો પણ ગમે તે પ્રકારના હેતુને પારપાડવાના કાર્યમાં શરીર બલ, તથા જુલમના ઉપયોગમાંથી દૂર રહેવામાં તેનો સમાવેશ થાય છે. આપણે ઉપર જોતા આવ્યા છીએ તેમ આનો અર્થ, સર્વ સરકારોના વિખેરી નાખવારૂપ તથા લશ્કરી નોકરીને દૂર કરવારૂપ થાય છે. પોતાના સિદ્ધાંતોને પાર પાડવામાં ટોલ્સ્ટોયે પોતાનાં પ્રસિદ્ધ થયલાં અનેક પુસ્તકોના હક રાખવાની અથવા વેચવાની ના પાડીછે. મારા ધારવા પ્રમાણે આપણે એટલું કબુલ કરવું જોઇએ કે, વર્તમાન જીવનની દશાઓ વિગેના તેમનામાં ઉંડાં મૂલ ઘાલી બેઠેલા દૃઢ નિશ્ચયો અનેક વર્ષોપર્યંત નિરૂપયોગી છે, તો પણ જીવનની વ્યાવહારિક દશાઓને લક્ષમાં લેતાં દુખોખોર લોકો સાથેના વર્તમાન સંબંધો તેમની સામાન્ય બુદ્ધિ લક્ષમાં લેવા યોગ્ય છે.

આશરે બેઉસો વર્ષ પૂર્વે રૂશિયન રાજ્યમાં આ લોકો પ્રથમવાર વિખ્યાતિમાં આવ્યા તેમની મૂલોત્પત્તિમાં તેઓ અનેક સૈકાની પરંપરાથી ચાલ્યા આવે છે. અને વિખ્યાત જ-

મેન રહસ્યવાદી એોહ્રિમ્ સાથે તેમને જોડતો અતિહાસિક સંબંધ જડી આવે છે. તેમનો ધર્મ સાદો છે, પરંતુ વર્તમાન સનનાં પ્રથમ બે ત્રણ શતકોનાં ક્રિશ્ચયન દેવળોનાં આંતર અને બાહ્ય ઉભયમાં અસ્તિત્વ ધરાવતા નોસ્ટિક સંપ્રદાયોમાથી ઉપજેલા કહેવાતા આભાસવાદીઓના સિદ્ધાંત સાથેના સબંધની સૂચના સહિત ક્રિશ્ચયન ધર્મમા સુધરેલા આધ્યાત્મિક અને રહસ્યયુક્ત પક્ષને સૂચવે છે. તેમના મુખ્ય સિદ્ધાંતોમાં, હથિયાર ધારણ કરવાના સપૂર્ણ નકારનો અથવા કાયદાની કોર્ટોમાં કોઈ પ્રકારના કેસ ચલાવવાના નકારનો સમાવેશ થાય છે.

આ સિદ્ધાંતોને પાર પાડવામા તેમના ઉપર વારંવાર ભયંકર સતાવણી અને દુઃખો આવી પડ્યાં છે; કોકેસસ પર્વતના જંગલી ઉજડ પ્રદેશોમા તેમનાં કુટુંબોને દેશનિકાલ કરવામાં આવ્યાં છે; ત્યાં પણ તેમની પાછળ જુલમની પ્રબલ સત્તાઅનુસરી છે, અને તેમને અસત તીવ્ર સંકટો સહન કરવા પડયા છે

" મિત્રમડલના " કેટલાક સભાસદોએ તેમની વિશાલ સખ્યાને કેનેડા મોકલાવવાની યુક્તિ ધડી કાઢી હતી તેવામા આશરે સાત વર્ષ પૂર્વે આવો એક પ્રસંગ ઉભો થયો હતો, એ દેશમાં આ આનન્દજનક લોકોની સાત હજાર જેટલી સંખ્યા ઘરબારવાળી સુખી બની છે

આવા અકસ્માતો સાંભળીને ટોલ્સ્ટૉયનો દયાભાવ જાગ્રત થયો, તેમણે મદદ કરવાનો નિશ્ચય કર્યો; " રીસરેકશન " નામની પોતાની સુવિખ્યાત નવલકથા લખીને તેમણે આ હેતુ પાર પાડયો, પોતાના સમગ્ર જીવનક્રમથી વિરૂદ્ધ જઇને, સેન્ટ. પીટર્સબર્ગના પ્રખ્યાત પુસ્તક પ્રસિદ્ધકર્તા પેઢિને તેમણે તે પુસ્તકનો હક વેચાતો આપ્યો; આથી તેમને એક મોટી રકમ પ્રાપ્ત થઇ; એ પેઢિ તો ટોલ્સ્ટૉય માગે તેના કરતાં પણ વધારે આપવાને તૈયાર હતી એ નવલકથા, રશિયન, જર્મન અને અંગ્રેજી ભાષામાં એક સાથે જ પ્રસિદ્ધ થઇ, અને તેની સર્વ ઉપજ દુખી નિરાશ્રિતોના લાભમાં યોજવામાં આવી.

હમણા હમણાંમાજ તેમણે ઝારને અને તેમના રાજ્યતન્ત્રને, પોતાના આગળ વધેલા વિચારોના સ્વીકારથી અલગ રીતે, રાજ્યના અગાઈ જતા લોકોના અસત ભલા માટેનો તેમનાથી અનુસરી શકાય એવો, રાજ્યકારભારનો એક ઘણોજ વ્યાવહારિક માર્ગ દર્શાવી આપ્યો છે. ખાત્રીથી, આવાં કાર્યો એક અવ્યાવહારિક ધર્મોધઝનૂનીના ભાગ્યેજ ગણી શકાય !

તેમના જીવનનો નિશ્ચયાત્મક બનાવ બનેલા આરંભના દાયકાઓમા જેવા હતા તેવાને તેવાજ મનુષ્ય આજે પણ તેઓ છે તેમણે આત્મભોગનું એક લાંબુ આયુષ્ય ગાળ્યુ છે, તેમણે પોતાના સિદ્ધાંતોને વ્યવહારમાં નિયોજ્યા છે અને અત્યારે તેઓ દુનિયા સમક્ષ આપણા ઝમાનાના એક મહાન વીરરૂપે ઝગઝગી રહ્યા છે. શિષ્ટાચારપરાયણ દરેક દેશના સાધુ અને સત્પુરૂષોના સમૂહોના પ્રેમાસ્પદ અને પૂજીત તેઓ માનવિઓના મધ્યમાં એક યુવરાજ જેવા છે જડવાદના ઝમાનામાં, આવી સર્વ અધોપાતકારક ભાવનાઓના અડગ વિરોધિરૂપે તેઓ દુનિયા સમક્ષ જણાઇ આવ્યા છે. તેમની ધાર્મિક પ્રકૃતિ ઉચ્ચવિ-

ડાસ પામેલા છે. તેમનામાં વિશાલ માનવદયાનો વાસ છે. તેઓ મમમ માનવજાતના એક ભક્ત છે, સ્વાતંત્ર્ય માટે—મનવાણી કર્મના સ્વાતંત્ર્ય માટે—પ્રેમવાળા અને સતત કાર્ય કરનારા છે, સંપૂર્ણ રીતે સ્વાર્થ રહિત છે, એક બાલકના જેટલા સાદા અને નિરભિમાની છે, પોતાના અભિલાષઓને ઉચ્ચ બનાવવાના કાર્યમાં ઉત્સુકતાથી મંડયા રહે છે, આવા પ્રકારના કાઉન્ટ. લીઓ. ટોલ્સ્ટોય છે.

આશરે ચારેક વર્ષ પૂર્વે ટોલ્સ્ટોય સખ્ત મંદવાડમાં પટકાઈ પડયા હતા, તેમાંથી તેઓ એકદમ અણધારી રીતે સાજા થયા, અને ત્યારથી આરંભીને લખવાની ભારે પ્રવૃત્તિમાં પડી ગયા છે. જીંદગીના આ વિભાગને તેઓ એક સુખમય સમયરૂપે વર્ણવે છે, જે સમયે શરીરમાંથી છુટું પડેલું આત્માના જીવનનું ભાન તેમને ખાસ વ્હાલું હતું, તથા તે સમય પૂર્વે જે જે ખુલાસો ના થઇ શકે એવું લાગતું હતું તે સર્વે,—આત્મનિગ્રહ, નમ્રતા, અને પ્રેમરૂપ-સર્વમાન્ય સર્વબાધહર ઔષધવડે, સંપૂર્ણતાથી અને સહજમાં સ્પષ્ટ થયું હતું. ઘણા સમયથી શરીરના મરણ માટે ટોલ્સ્ટોય સંપૂર્ણ રીતે ઉદાસીન છે. તેમને માટે જીવનના મુખ્ય આનંદનો સમાવેશ તેના આધ્યાત્મિક તત્વમાં થાય છે; તેઓ સંક્રાતિ માટે તૈયાર થયલા હોવાથી, અમેતો તે જીવન " આ લોકમાં " લંબાય અથવા " પરલોકમાં " લંબાય, એ તેમને હવે સંપૂર્ણ રીતે હિસાબ વિનાનું છે

પ્રથમ જ્યારે તેઓ પોતાના પાશવ જીવનને પોતાના " સ્વ "રૂપે ગણતા હતા ત્યાર તેઓ કહેવાતા મરણ પછી કોઇ પ્રકારના જીવનનો વિચાર કરી શકતા નહતા; તેમ હવે માંસકોષને છોડયા પછી બધુ અટકી જાય છે, કંઇ નથી, એમ પણ તેઓ માનતા નથી.

સમાપ્તિમાં એટલું કહેવાનું કે, ટોલ્સ્ટોયના જેવા એક પ્રવૃત્તિપરાયણ જીવનમાંથી આપણને અનેકાનેક ઉપદેશ મળી શકે.

"Lives of great men all remind us
We can make our life sublime,
And, departing, leave behind us
*Footprints on the sands of Time.*"

" મહજ્જનોનાં જીવનો સ્મરણ કરાવે સાર,
" કરી શકીયે નિજ જીવનને આપણ ઉચ્ચ ઉદાર;
" પછી મૂકીએ (પાછળ અહીં), સદ્ગતિ જ્યારે હોય,
" સમયની સિકતા ઉપરિ પદમુદ્રાઓ મોય. "

મ સુ. ત્રિ.

ગત પચીસ વર્ષો થયાં ગ્રિકાનો આ મહંત, સર્વ પ્રકારના યથાનામ શિષ્ટાચારના મૂળમાં સમાવેશ થતાં અમત્યનાં અને વ્હાવહારિક સત્તોને, હેવાતો બ્હેરમરી મથતો જુ

દ્દિને સમજાવતો રહ્યો છે. માત્ર ગણ્યાગાંઠ્યા પુરૂષોએ પ્રતિઉત્તર આપ્યો છે, પરંતુ એક પ્રતિફલદાયક નીતિએ—હમેશાં દયા સાથે મેળવાયલી—તેણે ઉપદેશવાનું મહત્ કાર્ય ઉઠાવ્યું છે. કલેશકારક વિધિ વડે, અગ્નિ અને અગ્નિ વડે યુદ્ધ અને આંતર્કલહોની સમગ્ર સ્થિતિવડે, તે દેશનું માનુષત્વ બલિભૂત થયલા બલિના વેદિ ઉપર હોમાય છે, તેનું સ્ત્રીત્વ મુગા મોંઢાના જૂલમ અને દુઃખોમાં કચડાઇ રહ્યું છે, તેનાં બાલકોને ભુખનાં દુઃખ શોષવાં પડે છે, તેનાં શહેરો બળવાખોરો અને નરપતિવધકર્તાઓના જૂલમમાં આવી પડેછે.

સમગ્ર દુનિયાને–કારણ કે તેમનો સંદેશ વિશ્વવિસ્તૃત છે—ટોલ્સ્ટોય હજુ પણ એક અવ્યાવહારિક કાલ્પનિક જેવા લાગે છે, તેમના જીવનના તત્વશાસ્ત્રમાં સમાવેશ થતા સિદ્ધાંતોને શેખશલ્લીના જેવા ગણવમાં આવે છે. દુનિયાએ પોતાના સિધ્ધો, સંતો, મહતોનો હમેશાં આવોજ સત્કાર કર્યો.છે; તેમના મનુમાં તો હમેશાં આવાઓને મરણશરણ કરવાનું રમી રહ્યું હોય છે આમનો ઉપદેશ શ્રવણ ધરવાને ઘણા થોડાજ તૈયાર હોય છે, તેમને તે એક નવીન શતકના આનદી સમાચારરૂપ નિવડે છે; માનવજાતના કારણ માટે સતત પ્રવર્તતી પ્રવૃત્તિમાં એક પ્રકારનો ઉત્સાહ, તેમાંથી દિવ્ય જીવન અને પ્રેમનો વિકાસ થવામાં એક પ્રકારની સહાય, આથી મળી રહે છે. દિવ્યજીવન અને પ્રેમ હમેશાં આપણામાં બહિર પ્રદર્શન પામવાનું શોધ્યાં કરે. છે. આ બાબતો વ્યક્તિને લગાડી શકાય છે, અને તે વિશેનો વિચાર ઉપયોગી નિવડશે. જાતો અને પ્રજાઓના વિશાલ જીવનના આ દિવ્ય નિયમો સમાન રીતે આપણા વ્યક્તિવિષયક જીવનને લાગુ પડે છે, એ સત્યવાતને વિસારે પાડવાની નથી; નામાનુરૂપ, શુભનિયમ, એમાજ સર્વનો સમાવેશ થાય છે; અને તે આપણા જીવનના સર્વ ઝીણા પ્રસગોને, આપણે જેના વિભાગરૂપ છીએ એવી પ્રજાને લાગુ પડે છે તેની પેઠે સંપૂર્ણ બલથી લાગુ પડે છે. અન્યનાં અશુભ કાર્યો માટે તથા આપણી જાતમા આસપાસ અસ્તિત્વ ધરાવતાં દુઃખો માટે આપણા ગજા પ્રમાણે આપણે પોતેજ જવાબદાર છીએ. આપણી ત્રિવિધદશાઓમાં, શાંતિ દાતા તારક શક્તિની જરૂરવાળાઓ પ્રતિ સદ્ભાવ, દયા દર્શાવવાનું આપણુ એક કાર્ય છે, દુઃખ અને સેવાના એક મહાન્ કાર્યને પાર પાડવાનું છે. આપણા ગજા પ્રમાણે ટોલ્સ્ટોય થવાનો આપણો પોતાનો હક્ક ભોગવવાનો છે

કલેશ, દુઃખ, શોક, હૃદયદાહ, વર્તમાન વિશ્વવિધિના વિભાગો છે, તેમાં દરેકને પોતાનો ભાગ ભજવવાનો છે–પ્રથમ અનીચ્છિત રીતે પછીથી હૃદય ગત સંતોષ અને આનદ સાથે; એ ભજવવામાં એવી દૃઢ શ્રદ્ધા રાખવાની છે કે, માનવ જાતના અંતિમ સ્થાનપ્રતિ સમગ્રનું વલણ છે અને તે પરમાત્મમય જીવન અને પ્રેમ સાથેના અભેદરૂપછે.

આટલો સમાન્ય સાર આપીને, ટોલ્સ્ટોયના પાછળના સમયના અનેકવિધ લેખોની વિસ્તૃત પરિક્ષા કરવાનું અન્ય પ્રસંગ ઉપર મુલ્તવી રાખવું ઉચિત ધારૂ છું

સમાપ્ત.

ડબલ્યુ. એ. માયર્સ.

# કર્મ-વિપાક.

( મળેલું )*

इह खलुविषमःपुराकृतानाम् ।
भवतिहि जन्तुपुकर्मणां विपाकः ॥

આ પુનર્જન્મને સબંધ ધરાવતી કર્મ ભાવના વિષે જ્યારે હું બોલવાને ઇચ્છું છું ત્યારે મ્હારામનમાં એક એવી શંકા ઉદ્ભવી આવે છે કે બધાએ મતપંથમાં એનો સ્વીકાર છે કે નહીં ? જો સ્વીકાર 'હોય તો કંઇ' વધારે જોવાનું રહેતું નથી પણ જ્યાં એ માન્યતાનો અસ્વીકાર છે, ત્યાં જરા વધારે યુક્તિથી અને વિસ્તારથી કામ કરવું પડશે. જ્યારે નીરીશ્વરવાદી ઇશ્વરસદ્ભાવને માન્ય કરતા નથી તો ત્યાર પછીની આ કર્મકથાની ભાવનાને શા રીતે માન્ય કરી શકે ? એ નહીં બનવા જોગ વાત છે, તો પણ સમજણવાળાને સમજી શકવા કાંઇ બહુ મુશ્કેલ થઇ પડશે નહીં.

પ્રથમ તો કર્મ એટલે શું ? અને તે છે કે નહીં ? એનુ સ્ફુટ વિવેચન થયા પછી આગળ ચાલવુ વધારે સારૂં છે.

આ સૃષ્ટિની શરૂઆતમાં જ્યારે સર્વથા વિશ્વસ્થિતિ શુન્યતામય હતી તેમાથી ત્યારે જગત્‌ની ઉત્પત્તિ કેમ અને કેવી રીતે થઇ તે જાણવું જોવું કે વિચારવુ જેટલું દુર્ઘટ છે તેટલુંજ વિચાર સાધકને સુગમ્ય પણ છે. એક નિર્દિષ્ટ સહલુ છે કે અમુક માણસને એક જગ્યાએ કોઇ કોઇ અમુક ફળની પ્રાપ્તિ થઇ તો તરતજ ત્હેના મનમાં સ્વાભાવિક વિચાર ઉઠશે કે આ ફળ પ્રાપ્તિ કાંઇ અકારણ નથી જ્યારે ફળ અકારણ નથી ત્યારે ત્હેની પ્રાપ્તિ શી રીતે અકારણ હોઈ શકે ? વળી એ ફળ એના જેવાં બીજાં અનેક જન્મ આપનાર એકજ વૃક્ષની હૈયાતી વિષે પોતાના મનમાં નિશ્ચિત કરે છે, અને એ વૃક્ષ જેવાં બીજાં પણ અનેક અસંખ્ય અનેકાવધિ વૃક્ષોની યોજના પોતાના આંતરસ્થ હૃદયને વિષે ધારણ કરે છે. યથાવિધ આપણે અત્યારે શું જોઇએ છીએ કઇ સ્થિતિમાં જગત્ દૃશ્યમાન થાય છે કેવું પ્રવાહના પુરની પેઠે ચાલ્યું જાય છે. તરંગો ઉછળે છે અને આગળ વધે છે, જ્યારે આટલુ જોઇએ ત્યારે સ્વાભાવિક સત્ય અનુમાન મૂળ ભણી પોતાની દૃષ્ટિને દોરે ત્યારે ઉત્પત્તિ થઈ છે એમ તો નહિ કહીશકાશે પછી તે કેવી રીતે થઇ ! કેમ કરીને કરી ! કોણે કરી ? કરવાનું પ્રયોજન શું ! વગેરે વગેરે અનેક તર્ક વિતર્કની જાળમાં ભ્રમિત માફક પ્રશ્નોની પરંપરા ઉદ્ભાવશે પરંતુ સબૂર કરો. જેમ એક પ્રશ્નનું સમાધાન થઈ ગયું કે જગત્‌ની ઉત્પત્તિ તો થઈ છે. જ્યારે આટલું નિશ્ચય છે, તો પછી બીજા નિશ્ચયો કાર્યકારણની સમ્બન્ધમાલિકાવાળા હોઈ માન્ય થશેજ એ નિઃસંશય છે

---

* લેખક—રા. રા. મટ્ટાકર નાગર.

અને એ સમજવા સારૂ આપણે ખાસ પારિભાષિક શબ્દોનો ઉપયોગ કર્યા શિવાય સમજાવી શકીશુ નહીં

જેને જે વાતની ખબર હોતી નથી તે વિશે વાત કરી શકતા નથી જોએલુ જાણેલુ કે સાંભલુ પેહેલુ નહોય એવી કોઇ પણ બીના કોઈ પણ કાળે કોઈ પણ કહી શકશે નહીં કુતર્કવાદીઓ કેટલાક મિથ્યા ભાષણમા સર્વનો ઈનકાર કરી કંઈ પણ સત્ય સ્થાપન કરતા નથી એ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે હેમનુ કથનુ દીર્ઘદર્શીને માન્ય હોય નહીં અહી આપણે જે વિષયનું આલમ્બન કરેનુ છે, તે વિષય એટલો સ્પષ્ટ છે કે હેમાં બીજા પ્રમાણોની એટલી બધી આવશ્યકતા રહેતી નથી

જે વાત સ્વાભાવિક છે, તે સ્વાભાવિક રીતે સમજાય છે

ઉત્પત્તિ એજ કર્મ અને કર્મનું સાધન

કર્મની માન્યતા સઘળા દેશમા કાંઈ પણ અંશે જોવામા આવે છે જેમ સ્થૂલ સૂક્ષ્મ અને કારણ દેહની માન્યતા છે, તેમજ દરેક દેહના કર્મ વિધાન પણ જુદા જુદાં છે એકત્ર પણ છે કાર્ય કરવામા સાધિરાજ્ય ભોગવતુ મન આ સસારમા એક વિચિત્ર ગતિવાળુ છે અદ્યાપિ પર્યન્ત એને કોઇએ પણ પૂરેપૂરૂં ઓળખેંનુ નથી તે વર્તમાન કાળમા કોઈ પણ કર્મ કર્યા વગર રહી શકતું નથી અને તેના અનુ ળ સાધનો પાસે કોઇ પણ કર્મ કરાવ્યા સિવાય પણ રહેતુ નથી नहिक्षणमपि जातुतिष्ठत्यकर्मकृत् । દશ ઇન્દ્રિય પાચ કર્મેન્દ્રિય પાચ જ્ઞાનેન્દ્રિય અને પાચપ્રાણ બુદ્ધિચતુષ્ટય અને તે સર્વેનુ અધિષ્ઠાતા મન મળી સત્તર મુખ્ય વિભાગનો એક દેહરથ ગતિમાન થાયછે જગત્‌ની ઉત્પત્તિ એક મનુષ્યની ઉત્પત્તિ સમાન આરભમાળમા ઘણી ધીમે ધીમે અને સત્વ બીજાનુશય પૂરિત આવે છે અને દીર્ઘકાળ પર્યન્ત અખણ્ડિત પ્રવાહ ચાલુ હોય છે

પ્રાણ ગતિમાન એક અનુભવિ મહાશયને કોઇએ એક વેળા પૂછ્યું કે હમે હાલમા શુ કરો છો ? ઉત્તરમા એટલુ કહ્યું કે હમણા શ્વાસોશ્વાસનું કામ કરૂં છઉ આ હાસ્યજનક પ્રશ્નના ઉત્તરને પુચ્છકે બીજો કઇ પણ આગળ પ્રશ્ન કર્યો જ નહી કારણ કે એ પ્રશ્ન વ્યાવહારિક પક્ષના અનુમોદન કરનારા પુરૂષને જરા અરૂચિકર થઇ પડે એવોછે શ્વાસોશ્વાસનુ કર્મ રાત કે દિવસ જાગ્રતસ્વપ્ને કે સુષુપ્તિમા પણ વિના પ્રયાસે ચાલ્યા કરે છે તે વળી કર્મ કહેવાતુ હશે કે ? એમ સ્વાભાવિક સ્પષ્ટતા સમજાય છે પણ એ સ્વાભાવિકતાને ઓળખી તેને પાર લઈ જવામાં કોઇ પણ પ્રકારનું કર્મ રહેલુ છે કે કેમ ! જેમ એક ગુણકારક ચીજની ગમે તેવી સ્વાભાવિકતા હોય પણ તેનાપર કોઈ અમુક પ્રકારની ક્રિયા કરવાથી તે વધારે બળવત્તર ગુણ ધરાવનારી થઈ પડે છે તેમ શ્વાસોશ્વાસની ક્રિયાનું પણ કોઈ અમુક સવિધાન કોઇ જુદોજ બળવંત્તર પ્રયોગ થઈ જાય છે નિયમન વિધિ અને ક્રમ એ ત્રણ મુખ્ય ક્રિયા એક શ્વાસોશ્વાસની ક્રિયા ઉપર અજમાવી અનુભવ લઈ જોયા પછી ઘણી ઉચ્ચતર ભાવનાઓના પ્રદેશમા, મનને સ્થાપિત કરી હેની પાસે

તે પૂરું જણાતું પણ નથી. શ્રદ્ધા એક જનમમુગાવને આશ્રયરૂપ બને છે, ત્યારે દાસ્યમદને કોઇ પિછાણતું પણ નથી પહેલું અનુકરણીય છે ત્યારે બીજું આદરણીય છે.

આ પ્રકાર જોતાં તો એમ જણાય છે કે એક કરતાં બીજાનો આશ્રય મેવો એ વધારે સારું છે. મીમાંસા કરવાથી માલુમ પડશે કે પહેલામાં ફળ પ્રાપ્તિ ઘણી ધીમે હોય તો પણ ચોક્કસ છે અને બીજામાં સાનિધ્ય હોય તો પણ છટકી જાય તેમ છે. વળી ફલઃ પ્રાપ્તિ એજ કાંઇ છેવટનો હેતુ નથી. સરપંચીની સ્થિતિ પણ મનન પાત્ર છે. એકનું ફળપ્રાપ્તિ પછી પ્રભાવ વધે છે, ત્યારે બીજાનું ફળપ્રાપ્તિ સાથે જ સમાપ્ત થાય છે. ઉત્તમ પ્રકાર તો પહેલો કહ્યો તેજ છે. સારૂપ્ય અને સાનિધ્ય મુક્તિમાં જેટલો ભેદ છે તેટલોજ ભેદ આ બે પ્રકારમાં જોવામાં આવે છે. રાજાને દીવાન પણ જોઈ શકે તેમ એક ઉસ્તાદ ગવૈયો પણ જોઇ શકે પણ દીવાન રાજાનું એક અંગ છે અને જે કાયમ તેના અંગમાં સલાહમાં તથા કર્યમાં પણ સાથે રહે છે, ત્યારે ગવૈયો માત્ર રાગ સમયેજ દેખાવ આપે છે પછી તેનો મતપણ નહીં. સલાહ પણ નહીં કાર્ય પણ નહીં. પહેલાને કાયમની બાંધી આપેલી ભેટ હોય છે અને બીજાને અમુક નિમિત્ત માત્ર હોય છે. ત્યારે હવે કહો કે ઉત્તમ કોણ છે દીવાન બુદ્ધિચાતુર્ય દાખવે છે ત્યારે ગાયક કંઠ અને સ્વરોની મીઠાશ માત્ર ચખાડે છે કદાચ દીવાનના કંઠ તથા સ્વરોની મીઠાશ અને આનંદ વધારે હશે. તો પણ રાજ્યસત્તા વધારવામાં પહેલું વધારે લાભકારક છે અને બીજું ન હોય તો પણ ચાલી શકે બહુ ઉપયોગનું નથી. દીવાનને સારંગી વગાડી ગાતાં ન આવડ્યું તો તેથી કાંઇ રહેનું પ્રધાનપદ નષ્ટ થતું નથી. પણ બીજાનું તો નષ્ટ પ્રાય જેવુંજ છે. પહેલો આપણો સગો છે, ત્યારે બીજો ઓળખીતા સમાન છે. શ્રદ્ધા એ એક ખસ જ્યારે અનુકરણીય કરે છે ત્યારે હવે જોવું જોઇએ કે તે કેમ મેળવાય છે અને કઈ રીતે આવે છે. હાલના ચાલુ જમાનામાં તો તેનો એટલે શ્રદ્ધા મેળવવાનો ગમે તે ઉપાય યોજનામાં આવતો હોય તો તે આપણે અભિષ્ટ નથી જ નથી એટલા માટે કે તેમાં જોઇએ તેવા સંસ્કારો નથી. સંસ્કાર વગર શ્રદ્ધા નથી. સંસ્કાર એટલે ઉત્તમાચરણની સામાન્ય પદ્ધતિને ચોકસાઇથી વળગી રહેવું તે. ઘણી મુદત થયા પછી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને શ્રદ્ધા દૃઢ થવા માંડે છે.

એ શ્રદ્ધામાંથી જ્યારે બીજી ઘણીખરી બાબતોને બાતલ કરવામાં આવે છે ત્યારે તે એક માત્ર શ્રદ્ધા રહે છે. એની વાતો અમે અહીં કહેવા ઇચ્છતા નથી એ તો आवद्द एचिमंसद्राजटिलांसुमित्ति••नादंफारिष्यनि कथंदारिणाधिपस्य । ના જેવું છે

આપણે જરા વિષયથી આડા ઉતરી ગયા જણાઇએ છીએ. અત્યાર સુધી આપણે શ્રદ્ધા અને દુરાગ્રહની વાતો કરી પણ કર્મ વિપાકને કહેવાનું કાંઇ કહ્યું નથી. ત્યારે હવે તે ચાલુ બાબત લેઇ તે પર વિચાર કરવો જોઇએ.

કર્મ વિપાક એટલે ન્હાનાં મોટાં સારાં કે નરસાં પાપવાન કે પુન્યવાન બાબતના પ્રભાવે પડ્યાં કર્મોનું ભાન થઇ ગયેલું અને ભોગવવાનું ફળ. કેટલાંક કર્મો જે દાખલાઓ

છે તેનો આમા સમાવેશ નથી સામાન્ય વ્યવહારિક કાર્યો કરતાં થયેલાં ફળો માફ થઈ શકે એવાં છે તે સિવાયના બીજા બધાં કર્મોનું સમિશ્રણ જ્યારે ભોગવવામાં આવે છે ત્યારે માનવીની મતિ મુઝાય છે કે અરે! આતે ક્યા કર્મના ફળો ભોગવાય છે? પણ સમિશ્રીત ફળ હોય ત્યાં કયા કર્મનુ કહી શકાય? કદાચ્ કોઇ એવું મહત્કર્મ જે જુદુ રહેલું હોય અને બીજા અનેકની સાથે મિશ્રીત ન હોય, ત્યારેજ તેનુ જુદુ અને તેજ વિધાનનુ ફળ પરિણામ પામે છે, જેમ એક સુવર્ણકાર સમધાતુનું જોઇતા વજનનુ પ્રમાણ લેઇ મિશ્રણ બનાવે છે પણ વજન વત્તુ ઓછુ પ્રમાણસર ન હોય તો પરિણામરૂપ સારૂં થતુ નથી, જોઇએ તેવુ બનતુ નથી એક સુવર્ણકાર બનાવવો હોય તો ત્હેમા બીજુ કાંઈ ભેળવતા નથી તેમજ જેટના જેટલા કર્મોનુ મિશ્રણરૂપ થઇ શકે એટલાનુ સમિશ્રીત ફળ થઇ શકે છે જે પ્રમાણની બહાર છે અથવા પ્રમાણમા આવતુ નથી તેનુ જુદુ જરૂપ રહે છે અને એટલાજ વાસ્તે આગળ ઉપર કહ્યું છે 'વિવિધ પ્રકારના કર્મોના ફળો પણ વિવિધ હોય એગે કાઇ ચોકકસ નિયમ નથી "

આ બીના અમે એક કર્મફળશાસ્ત્રીને એકાન્તમા પૂછી ત્હેનો મત લઇ પ્રકટ કરેલી છે એટલે આ બાબત અમારો પોતાનો મત શું છે? તે અમે પુરેપૂરી રીતે સમજાવી શક્તા નથી વિપાકી કે પરિણામી ફળને બામા મુખ્ય માનેલુ છે તે અમારો એકાન્ત વાસી મિત્ર સદૈવ એકાન્તમા જ રહે છે એવુ નથી અનુભવથીજ જેને જાણી કે ઓળખી શકાય તેવો તે કર્મવિપાકી ઉચ્ચ પ્રદેશમા વિહાર કરનારો બુદ્ધિપ્રદેશના બન્ધુ તાર્કિકપ્રદેશનિવાસી જ્ઞાનગમ્ય નિશ્ચય સાચુ છે

ત્હેણે એક સમે એમ પણ કહ્યું કે બીજક્ષય નામે પણ એક કર્મ પ્રકારનો ભેદ છે કર્મોનુ સમિશ્રણ થયેલું હોય તો પણ તે ક્ષય પામે છે કેટલાકમા બીજાકુરનાનુ હોવાથી પણ પરિણામ ફળ મોટુ કાંઈ કોઇ વખત આવે છે, એમ પણ જોવામાં આવેલુ છે નારા ક્ષય થવા બાબત તો સમ્ય પરત્વે છે અને એકનુ કરેલુ ફળ જ્યારે બીજાને મળે છે અથવા સહભાગી થાય છે, ત્યારે તે પ્રમાણમા ક્ષય પામેલુ કહેવાય નહી પણ જ્યારે તદનજ અલોપ ફળ ત્યારે ક્ષય થયો કહેવાય

આમ બને છે કે નહી તે પણ જોવુ જોઇશે કમલાક વિવિધ પ્રકારો જોયા પછી આ બાબતનુ નિરાકરણ કરવુ સહેલ પડશે. એટલુ સમજી શકાય છે કે કર્મનો ક્ષય નથી પણ કર્મ ફળ પ્રાપ્તિનો ક્ષય થાય છે, એ ક્ષય થાય છે એમ કહેવાનું તાત્પર્ય એ છે જે ફળની આશાએ કર્મની ઉત્પત્તિ કરાવવાની છે તે ફળ મળતું નથી અને જેમ મીઠુ જળ સમુદ્રમાં મળ્યા પછી પીવાના ઉપયોગમા આવતુ નથી, તેમ કર્મ કોઇ એવા સ્થાનના યોગમા જવાથી ફળ પ્રાપ્તિ નથી થતી જેમ કેટલાંક વૃક્ષમાં બીજોત્પત્તિ ફળની અવધારણા જાય છે, તેમ કેટલાક કર્મ એવાં જ હોય છે અથવા તો એમ કહીશુ તો ચાલશે કે જે આશાના ફળની પ્રાપ્તિ ઇચ્છી છે ત્હેના યોગ્ય સાધન ભૂત કર્મની ગતિ નથી એટલે એ કર્મની ગતિના છેવટે ધારેલી સિદ્ધિ નથી, પણ કોઇ બીજાજ ફળની પ્રાપ્તિ થાય તો સમજવુ કે પેલા જે કર્મ કર્યા તે ક્ષય થયા અને આ બીજા ફળ તે આ ચાલુ કર્મના ફળ નથી પણ

કોઇ પ્રાચિન કર્મનાંજ ફળો છે. એટલે દેખાવ એવો થાય છે કે કર્મનું ફળ દેખાવ દેતું નથી તેમ રસ્તો બીજો છે એટલે કરેલી મહેનત વૃથા છે. ત્યારે ક્ષય થયો એમ સમજી શકાય છે. જેમ એક ગામના જવાના રસ્તાને બદલે બીજે ગામ જવાના રસ્તાએ ચડી જવાય છે તો જે જગ્યાએ પહોંચવુ હતું ત્યાં પહોંચાતું નથી અને જ્યારે ત્યાં પહોંચાતું નથી, ત્યારે કાર્ય સિદ્ધ થતું પણ નથી એટલે પાછું ત્યાંથી જ્યાં જવું હોય ત્યાં ગતિ કરવી પડે છે અને તે ગતિને અંતે ધારેલે સ્થળે જવાય છે પછી કાર્ય સિદ્ધ થતું પણ નથી એટલે પાછું ત્યાંથી એ તે જ્યાં જવું હોય તો ત્યાં ગતિ કરવી પડે છે અને તે ગતિને અંતે ધારેલે સ્થળે જવાય છે પછી કાર્ય સિદ્ધ થાય કે ન થાય તો પણ જવું અને કરેલી મહેનત મિથ્યા થાય છે એટલે કર્મનો તો નાશ ન થયો પણ ફળનો નાશ થયો કારણ કે પરિણામ કાંઇ પણ આવ્યુ નહીં. આવી રીતનાં કેટલાંક કર્મ હોયછે તો તેનાં ફળો પણ અદૃશ્ય અદૃષ્ટને હાથ રહેતા ન મળી શકતાં ક્ષયરૂપે દેખાવ દે છે.

પણ વાસ્તવિક રીતે જે કોઇ બીજું ફળ મળ્યુ તેજ આ કર્મની અંતરગતિ જાણવી–જો બુદ્ધિ પૂર્વક અને વિચાર પૂર્વક કાર્ય કર્યું હોય તો પણ ક્ષય થવાનો સંભવ ઘણુ ભાગમાં રહેતો નથી. તો પણ બધી વખત એમ બને છે એમ કહેવાય નહીં ઘણાં થોડાંજ દાખલાઓમાં કર્મ ફળ ભાવનાને માટે જો બુદ્ધિ પૂર્વક અને વિચાર યુક્ત કર્મ શૃંખલાની પરંપરા અનુસન્ધાન પામી જોડાઇ રહેતી હોય તો પછી ફળ પ્રાપ્તિને માટે કોઇથી પણ ના કહી શકાય તેમ નથી. આમાં બીજી વસ્તુઓની પેઠે કારીગરી હોવા છતાં કોઈ ગ્રાહક ન મળ્યો તો પડી રહેવા સંભવ નથી કેમકે કરેલાં કર્મનો ગ્રાહક તો સર્વદા ફળ દેવાને તૈયાર છે પણ તે વસ્તુની જાતને બરાબર આંકે છે અને એની કિંમતમાં આવ્યા છતાં પણ બહુજ થોડું આપે છે, વખતે વધારે પણ આપે છે વખતે બરાબર આપે છે, આપે તો પણ નથો વખતે ઘણી રાહ જોવડાવીને પણ આપે છે. કેટલાકને તુરત આપે છે અને કેટલાકને તો રાહ જોવડાવ્યા છતાં પણ છેવટ સુધી કાંઇ મળેજ નહીં. વિચાર કરો આ બધાંનો શા ઉપર આધાર છે. કાર્ય કરનારની સામાન્ય રીતે પડી ગયેલી ટેવ ઉપર એટલે ભાવના કે શ્રદ્ધા ઉપર આધાર માત્ર છે. વખતે બોલાવીને આપે છે તેમ પણ આપે છે. ધૈર્ય એ માણસ માત્રનું અવલમ્બન અને પાર ઉતરવાનું ઉત્તમ સાધન છે. જો અધૈર્યનો વાસ થયો તો ફળ પ્રાપ્તિને વિલમ્બ સમજવો. એટલા માટે ધૈર્ય ધના: સાધવઃ। સાધુઓનું ધૈર્ય એજ ધન છે. જો ધૈર્ય ડગ્યું તો આખી ઇમારત પાયમાલ થઇ જવી કર્મ ક્ષય થયો સમજવો કર્મનાં ક્ષન્તવ્ય ફળોની શોધ કરવી અને ત્હેના ઉંડા મૂળ સુધી ઉતરવું એ બહુ અઘરૂં છે. બાહ્ય દૃષ્ટિથી વિલોકન કરતાં એટલુંજ સમજવામાં આવે છે કે જે કર્મો કાંઇજ ફળ આપતાં નથી તે બહુગણુત્રીવાળાં નથી, અને સામાન્ય સૃષ્ટિમાં તેનો ઉપયોગ સાધારણ થયાંજ કરેછે. અણજાણુનાં થયલાં ન લેખવી શકાય એવાં કર્મો જેમ કે નદીમાં સ્નાન કરતાં અનભિજ્ઞપણે થયેલી હિંસાઓ, એક ગામથી વિદૂર ગમન કરવાથી થતો જીવાલોપ પ્રકાશ માટે કીધેલા દીપ પ્રદેશની નાશકારક ભૂમિકા, વ્યવહારાર્થે કરેલા અસ્ખલિત દીર્ઘસંભવગુને લીધે હવામાં શ્વાસપ્રશ્વાસને લીધે થતી ક્રિયાઓથી થતી હાનિ, વસ્ત્રની મલિનતા દૂર કરવા માટે કરવામાં આવતી ક્રિયાઓથી થતા

વિચ્છેદથી થતી હાનિ, ગૃહકાર્યં માટે ખનિત્ર સાધનો વડે ખણાયલી મૃત્તિકાના પતનથી થતો કુચ્છેદ, વ્યવસ્થાની યોગ્યતા કરવા માટે ઉપસાધનોનું થતું ચલન વલન ઇત્યાદિ ઇત્યાદિ કર્મો એવાં છે કે હેનાં ફળ માફ છે, તોપણ તેની અમુક હદ બાંધેલી છે. તેની અંદરજ, બહાર તો ક્ષન્તવ્યતા છે જ નહીં એ નક્કી સમજવું અને હદ ઉપરાંત જવાથી તો આરંભથી તે અંત સુધીનું તમામ કર્મફળ પ્રાપ્ત થાય છે. ક્ષમા જેટલી હદની પછી ક્ષમા પણ નથીજ એ તો નિર્વ્યાજ વસ્તુની માફક અમુક મુદત સુધી જેમ નિર્વ્યાજ હોય છે અને પછી મુદત થવાથી નિર્વ્યાજ મુદત પણ વ્યાજ ગણવામાં સામેલ થઈ રહે છે હેનાં સમાન છે.

આથી એ કર્મો અફળ છે એમ સમજવાનું નથી. નિયમ એ તો મ્હોટી વાર્તા છે. અને એ નિયમોની જેણે હદ જાણી છે, તેણે સઘળામાંથી ઘણું ખરૂં જાણ્યું છે. હદ સમજવામાં મતભેદનો આધાર નથી એ તો સ્થૂલ બન્ધારણ માનસિક ગતિ અને બુદ્ધિ વ્યાપાર તથા આત્મજ્ઞાન ઉપર આધાર રાખે છે. આ કથન માત્ર સહેલું છે. કરણિમાત્ર અઘરી છે એ વાર્તા ભૂલી જવી ન જોઇએ તેવી છે. ઉચ્ચતર ભાવનાઓ ઉચ્ચગામી બનાવવા સાથે શ્રદ્ધાના અંકુરો વિસ્ફુરાવે છે અને જ્ઞાનીને શ્રદ્ધા બસ છે, એ આવી કે બધું આવી ગયું.

કર્મ વિપાકની એક બીજી કૃતિ એવી પણ છે કે તે કર્મ ફળની વિરૂદ્ધ પક્ષમાં વર્તવાને અને ફલ સિદ્ધિના ઉત્પન્ન થતા આકારને નષ્ટ પ્રાય કરવામાં જ મથે છે. તેનું કારણ શું ? સર્વદા આવિશ્વમાં એમ થતું નથી, એ ચોકકસપણે સમજી રાખવું. ક્વચિત એવા કસાકસીના પ્રસંગોમાં ધૈર્ય તોલન શકિતના પ્રભાવથી ઉત્પન્ન થતિ કૃતિને એમ થાય છે. એ પ્રસંગ ખરેખરો છે, તેમ દીર્ઘ કાલને માટે પણ નથી. એક ક્ષણ માત્રમાં અધોગતિને પ્રાપ્ત થઇ પડવામાં કિંચિંત્ પણ વિલંબ લાગતો નથી. ઉચ્ચભૂમિકામાં પ્રવેશવાને માટે પણ તેટલીજ મુદત છે. ત્યારે હવે ત્હમે જોઈ શકશો કે શું કરવાનું છે ? તે સહેલથી સમજી શકાશે ત્હમે કયી ક્રિયાની સાધના કરવા ઇચ્છો છો તે જોવામાં આવતું નથી. પણ જે ક્રિયા કરો છો તેમાં અઘન્ત ધૈર્યની સ્થિતિ કેવી છે. તેજ માત્ર જોવામાં આવે છે. પરીક્ષક જે ધોરણે કામ કરે છે તેટલાંજ ધોરણની જેમ પરીક્ષા કરે છે, અને તેમાં જય અજય કે વિજય મળે છે તેમ જેવી ક્રિયાની સાધના તેવી ઉચનીય કસોટીની પરીક્ષા શિક્ષણ નિર્બળતર ધારણ કરે છે તો પરિણામ અવનતિ કરનારૂં થઇ પડે છે. એટલું તો ખાત્રીથી સમજી રાખવું કે જે સતત પ્રયત્ન કર્યાજ કરે છે તે ક્યારે પણ ફતેહ પામશે અને સર્વોપરિસ્થાને વિરાજશે. કર્તવ્યતા સદ્બુદ્ધિને પ્રેરે છે અને એક સીધો સરળ અને ત્વરિત ગતિ દાયક માર્ગ શોધી આપે છે માટે કર્તવ્યતાનું ભાન થવું આવશ્યક છે. કર્મ ગમે તેટલે અંશે ગુપ્ત રહેલું હોય પણ જ્યારે હેની બીજોત્પત્તિ કે ફલોત્પત્તિ સાધારણ જનસમુહમાં પણ પ્રત્યક્ષ નજરે ચડેછે, ત્યારે અમુક કર્મની ક્રિયા ગત કાલમાં થઈ ગએલી છે એમ સ્પષ્ટપણે સમજી લેવામાં આવે છે. સામાન્ય જન સમાજ પણ આ બાબતમાં કેટલુંક અસ્વાભાવિક જ્ઞાન ધરાવે છે તો પછી જેઓએ નિયમનથી પોતાનાં કર્મોની વિશુદ્ધિ અત્યાર પર્યન્ત મેળવી લીધી છે અને તેને

એક સરસ રસ્તાપર મૂકી છે. તેમને બીજાની કાર્ય શ્રૃંખલા જોતાંજ જણાઈ આવે છે. શાંતતા કે ચંચળતા, મુખારવિંદની છાયા તથા ચક્ષુઓ દ્વારા બહાર રહેલી માયાવી સંસારની મોહ જાળની અંતઃકરણની વિકૃતિ તુરતજ જણાઈ આવે છે; તો પણ ઘણી વાર એમ જોવામાં આવે છે કે અમુક નિયમ સુધીની શુદ્ધિની અંદર એવી રોઇ વિકૃતિને દબાઇ રહેવું પડે છે. ત્યારે અજવાળામાં આવેલી શ્યામતા પણ ઉજ્વળ દેખાવ આપે છે. આ એક ખરેખરી ભૂલ ખવડાવનારી રીતિ જોવામાં આવે છે છતાં તે રીતિ પ્રિયતા ઉત્પન્ન કરતી નથી. સ્વાભાવિક મનોધારણા તે તરફ વળતી નથી તો પછી આદરણિય ભાવના તો કયાંથીજ બતાવે ? વિશુદ્ધિનું એક એ પરિણામ હમેશાં ઉત્તમતાનેજ આવકાર આપે છે. દેખાઈ તો વ્યવહાર તો સર્વપર સમાન ભાવના ધરાવતો જ વિચરે છે. પરંતુ એ સમાનતામાં પણ કાંઈ તત્વગ્રાહી બની છુટું પડી અધિકારી પદ પ્રાપ્ત કરે છે. શું જુએ છે ? એ સ્વાભાવિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે. અધિકારના યોગ્ય સ્થાનને જાળવી રાખવાનું હવે જોઇએ છીએ ? કે હજુ આગળ વધવાનું જોઇએ છીએ ? મારે તો આ સ્થળે એટલુંજ વિચારવું યોગ્ય છે કે, સ્થાન જાળવી રાખવાની યોગ્યતા-યત્નથી મેળવી લેવી જોઇએ આગળ અનાયાસે વધાશે ન વધાય તો પણ ફિકર નહીં. એ તો વિશુદ્ધિ પોતાની મેળેજ પ્રયત્ન કરતી રહેને આગળ લઈ જવાનું કામ કરશે. નિષ્પાપી હૃદય સર્વત્ર વિજયી ભવ! એ મુજબ વિજય પામતો કર્મ શુદ્ધિનો પ્રદેશ પોતાની ઉજ્વળતામાં બીજી મલિનતાને આવરી નાંખી સ્પષ્ટપણે દેખાવ દેવા દેતા નથી. એટલે આમ બને છે કે એવા ઉજ્વળ પ્રદેશમાં બીજાની કર્મ શ્યામતા દબાઇ રહે છે એટલે દેખાતી નથી. દેખાતી નથી એટલે લય થઇ ગઇ એમ સમજશો નહીં, છે પણ અંતર્ગત એક ગુપ્ત પ્રદેશમાં ભરાઈ રહેલી છે, તેના વહેતા પ્રવાહને ડાટો દેવાઈ ગયો છે, જોવાવાળાઓ તો સ્પષ્ટપણે જોઇ શકે છે પણ ડાટાને જરી પણ ખેંચવા યત્ન કરતા નથી. શું પ્રયોજન છે ? અનિયમિતપણે જેણે પોતાનાં કાર્યોને ગતિ આપી ઘણે દૂર દૂર લઇ જઇ પ્રવાહ વહેતો મૂકયો છે તે કંઈ એમ એકદમ અટકાવી શકાય કે પાછો વાળી મૂળમાં સમાવી દેવાય એમ બને નહીં. તાત્કાળ તો કશું બને નહીં. પ્રથમ જે ધૈર્યની વાત કહી તે જ આમાં મુખ્ય પ્રધાન પદવી ધારણ કરે છે એ ધૈર્યને પણ ઘણી વખત પ્રવાહના પ્રમાણમાં સામું બળ કરવું પડે છે અને ખમવું પડે છે ત્યારે જ પેલા પ્રવાહને અટકાવી ઉ-

ઘયઃ। સાધુઓનું શકય છે. એ પાછી વળેલી ગતિ જો પોતાના મૂળ તરફ જ ગતિ
કર્મ ક્ષય થયો સમજો કોઈ-તૃતિય માર્ગે શોધન કરે તો તો પછી કર્તા ધૈર્ય બનેને તે
...નું એ બહુ અઘરૂં ને ગેર્ય ગયા પછી કર્તાથી કંઇ પણ જોર કરી શકાતું નથી.
...ના કાંઇજ ફળ આપતાં નથ... ...માં ઉતારી નાંખે છે માટે જ શાસ્ત્રો પોકારી પોકારી,
...પોમ સાધારણ થયાંજ કરેછ. ...માર્ગે વિચરો અને હમેશાં સત્સંગ કરો. પોતાના
...ુદ્ધાચરણથી અને સત્સંગથી એક એવું બન
...મ કે નદીમાં સ્નાન કરતાં ...ાં વ્યક્તિની સાનિધ્યમાં તેને ઉચ્ચઃ ગતિમાં
...વાથી થતો જળલોપ. પ્રકાશ રૂપ તે વ્યક્તિ વિના બાધે પોતાનું ક્રમપૂર્ઃ
...ા અસ્ખલિત દીર્ઘસંભવને આગળજ ચલાવ્યા કરે છે, હમેશાં કાંઇને
... મલિનતા દૂર કરેરૂપ પરમાણુઓની મિલાવટમાંજ યત્ન કયાં

તો તો ઠીક છે ... હજુ ... છે ... હજી ... આપ ... શકુ ...

એટલા એ કાર્યની સાથે હેને એક બીજું પણ કાર્ય કરવાનું છે તે એ, કે રાજસ અને તામસ અંશવાળાં સત્વોને હેનાથી જેમ બને તેમ દૂર કરવાને મથે છે. એ મથનમાં પોતાના પોષ્યવર્ગને પ્રતિ પળે ધૈર્યનું સાધન આપ્યા કરે છે, એ સાધન, કેમ અને શાથી ઉદ્દભવ્યું; અને કયાંથી આવ્યું, એ પ્રશ્ન ગુંચવણ ભરેલો છે. તો પણ એટલો સહજ છે કે વિશ્વમાન્ય નિયમોમાં તેનો મુખ્ય સમાવેશ થઇ જાય છે. સિલ્વર્ માઇન બલ રહેલું છે અને એ સત્વની સંશુદ્ધિને પરમાત્મ પ્રેરિત શુભ ભાવનાઓને લીધે તેમ થાય છે, એ તો નિઃસંશય છે.

કોઇ એવા પ્રસંગોમાં સત્વશુદ્ધિ-સ્વરૂપને તેનાથી ભિન્ન ગુણોવાળા અંશવાળી શક્તિયોની સાથે મહાન્ બાથ ભીડવી પડે છે. એમ અનેક વેળા થયા પછી એવું જુદું રહેલું સ્વરૂપ અને વ્યક્તિની અંદર સારૂપ્ય પામે છે. પશ્ચાત્ તે વ્યક્તિ ગમે તેવા પ્રસંગોમાં ગમે તે દેશકાળમાં નિર્બાધિત રહી શકે છે.

આ પ્રમાણે શુદ્ધિના મહત્વને જેઓ ઓળખી શકે છે, જોઇ શકે છે, અનુભવી શકે છે તેઓ પોતાના શુદ્ધાન્તઃકરણને અનુમોદન આપવા બીજા અનેક અધમ વ્યક્તિઓ પણ પાત્રસ્થીતિ પામી શકે તેવાઓને આપવા તૈયાર હોય છે કારણ કે તે વિના હેને સંપૂર્ણ શાંતિ મળી શકતી નથી. એના સમધારક પાત્રોને જેમ જેમ તે વધારે અનુમોદન અર્પણ કરે છે, તેમ તેમ પોતે પોતાના આગળ વધવાના પંથને બંધ કરતો જાય છે અને પછી હેની ગતિ એટલે સુધીજ પહોંચી શકવાની રહે છે અને મ્હારા ધારવા પ્રમાણે હેના પોષ્ય વર્ગનાં સમધારકો કદાચ હેનાથી આગળ પણ જઇ શકે. શિષ્ય-ગુરૂના રસ્તામાં આગળ જઈ તેમને પણ અવલંબનરૂપ થઇ પડે. આ કથન સર્વ પ્રસંગોમાં સત્ય છે. એમ કહેવું એ જરા બુદ્ધિનો વિપર્યય સૂચવે છે કવચિત્ એમ બને એ એક માન્યતા છે. પણ હેમાં અનુભવની ખામી છે. એટલે અનુભવમાં પાછળ છે ગતિમાં આગળ છે. એટલે શિષ્ય તે શિષ્યજ રહે છે. પછી તે ગતિમાં ગમે તેટલો આગળ ગયેલો હોય તો પણ શું ?!

ગુરૂ-શિષ્યની વ્યાખ્યામાં જ્ઞાનની પરિસીમા નથી. જ્ઞાનનો અમુક પ્રકાર છે. કારણ કે સર્વત્ર તે બંનેથી કોઇ જુદોજ છે, ગુરૂ તો માત્ર માર્ગદર્શક છે. પણ તે કેવો ? કોઇ અદશ્યભૂમિકાનો પણ અહીંતોને આંદોતોજ પરભૂમિકામાં ગયેલો નહીં. પરભૂમિકામાં ગયેલો આપણી જાતને જે માર્ગની જરૂર છે તે દર્શાવી શકતો નથી. તેમ તેવી રીતે દર્શની સરસતા યોજવાનું પણ તેને પ્રયોજન નથી. દર્શાવી શકતો નથી એટલે ત્યાં (ગયા) પહોંચ્યા પછી તો દર્શાવીજ શકે છે, પણ દષ્ટિથી દૂર રહેલો જેમ ભોમિયો નકામો છે, તેમજ દષ્ટિની સમીપમાં રહેલો પણ અનભિજ્ઞ કંઈ કામનો નથી. એ જેમ વ્યવહારની એક ગતિ તેમ ધર્મ માર્ગની પણ એક ગતિ છે. શુદ્ધાચરણની પ્રથમ ભૂમિકા પવિત્ર રહેવાની ફરજ છે. પવિત્રતા તનની અને મનની આસપાસની હવાનાં પરમાણુઓની. તનની અને મનની ગમે તેટલી પવિત્રતા હોય પણ હવાનાં પરમાણુની પવિત્રતા ન હોય તો પ્રથમતો

બન્નેની પવિત્રતા બહુ બલદ નથી પ્રાચીન સંસ્કૃતિ એની સ્થાપનાનું અદ્યાપિ પર્યંત પર્યવસાન કરી રહી છે અને **આચાર પદ્ધતિ** નામક રિવાજ દાખલ કીધો છે બ્રાહ્મ મૂહૂર્તનું ઉત્થાન વિધાન દર્શાવ્યું છે એ પણ એક કામની પવિત્ર ગતિ છે અને એ શે ધનાનું મૂળ પણ પ્રાચીન તરફજ વળે છે ત્યારપછીના જેટલા જેટલાં સંવિધાન દર્શાવ્યા છે, તે બધા આનાજ કાર્યના પ્રદેશ તરફ લઇ જનારાં છે અને ત્યાર પછી સ્થૂલ શરીરના વ્યવહારને સારૂ કરાતો વ્યાયામ પણ એજ પદ્ધતિને અનુસાર છે આધુનિક સર્વથા કર્મને જેમ યત્રની માફક ચલાવ્યાનું કહે છે, તેમાં તો ફલ સિદ્ધિનો પણ બાધ છે યત્ર સમાન કર્મની ગતિ થઇ જાય તો તે વિશુદ્ધનુરૂપ ધારણ કરે એ બહુ સંભવિત જણાતું નથી સર્વદા શુદ્ધિની જરૂર છે, ત્યારે એ કર્મોને એવી સ્થીતિપર નિયમન કરવા કે સદા કાળ કર્મકારની સાનિધ્ય રહે એમ અમૂક મુદત સુધી ચાલ્યા પછી હવાના આસપાસના પરમાણુઓ શુદ્ધિનો પરિપાક પામી તેની આસપાસ ભ્રમણ કરે છે અને દૃઢતા સ્થાપન કરે છે ત્યારપછી શ્રદ્ધાનું અવલંબન છે આપણે વ્યવહારમા એમજ જોઇએ છીએ બાળાપણની અને વૃદ્ધાવસ્થાની શ્રદ્ધાઓમા જે પ્રકારનો તફાવત છે તે આ રીતનો છે લોઢું નિર્વાત પ્રદેશ સિવાય બધી જગ્યામા વહેતું કે મોડું પણ કટાણા વિના (કાટ લાગ્યા વિના) રહેતું નથી અને સુવર્ણને શુદ્ધ સુવર્ણને વાત કે નિર્વાત કે અધિક વાત પ્રદેશમા પણ મૂળની સ્વાભાવિકતા જતી નથી આ દૃષ્ટાંત આપતા પણ મ્હને ભય રહે છે કારણ કે સુવર્ણ (સોનું) તે સર્વદા સુવર્ણ રહે છે અને લોહ તે લોહજ રહે છે, ત્યારે મનુષ્ય વર્ગમાં પણ આ પ્રકાર કેમ ન હોય ! આપણે માણસોને બધી રીતે ધાતુઓની સાથે સરખાવ્યા નથી આપણે તો ફકત હવાના આસપાસના પરમાણુઓની અસરથી થતી કૃતિ સાથે સરખાવ્યા છે કાંઈ માણસો એ ખનિજ છે ? જડ એ કાંઈ ગમે તેવી સ્થીતિમા પોતાની મેળે જઇ શકે છે ? એનું ચૈતન્ય કઇ આ પ્રાણીવર્ગના જેવું છે ? એને શું કાંઇ નળિયામણો બુદ્ધિ પ્રદેશ છે ? એહને શું કાંઇ કર્તવ્યાકર્તવ્યનું જ્ઞાન છે ? આ તો એક વિશુદ્ધિનો દૃષ્ટાંત લેવા સારૂ યોજ્યુ છે લોઢ તે કદિ શુ સુવર્ણ થાય છે ! પણ તામસ ગુણ તો ફેરવાઇ જઇ કર્મ ગતિની અસરોના સપાટાથી સત્વની સિદ્ધિ પ્રાપ્તિ કરે છે એક પ્રકારે જોતાં આ દૃષ્ટાંત ખરૂ પણ છે સુવર્ણને એટલે વિશુદ્ધાચરણના છેક ઉંચા પ્રદેશને વાયુ (મલિન સત્વ) અસર કરી શકે પણ નહિ, પણ આપણે પ્રથમની રીતિ વધારે માન્ય છે, આ પછીની તર્કશક્તિ પછી માન્ય છે

(આગળ ચાલુ)

# નૂતન પ્રક્રિયા.

( મળેલું )*

## અવલોકનપ્રકાર

( અનુસંધાન ગત વર્ષ પૃ૭—૯૪ થી. )

હવે ત્રિગુણના આકરણો કયા કયા પ્રકારનાં થાય છે તે તપાસીએ. બ્રહ્માંડમાં સર્વત્ર ઉદ્દભવ પામતી નવાં નવી રીતે પ્રકટ થતી શક્તિનું વર્ણન વિજ્ઞાનમાં થયું છે તે કરતાં અધિક છે કે કેમ એ નક્કી કરવાનું પ્રથમથીજ આરંભાય તો અયોગ્ય ગણાય વિજ્ઞાનશાસ્ત્રને આધારે સિદ્ધાંતોનો નિશ્ચય કરવો એ ઉદ્દેશ છે, તો પછી ત્રિગુણ વડે બનેલ વિધ વિધ આકૃતિઓનું સ્વરૂપ પ્રકૃતિથી કેમ ભિન્ન થતું જાય છે, એ વિષયનો વિચાર કરવો પ્રાપ્ત થાય છે.

સત્વ, રજસ્, તમસ્‌ની બનેલ માયા—પ્રકૃતિ શક્તિ, ક્રિયા-શક્તિ-આ ત્રણ ગુણો આગળ સમજાવ્યા પ્રમાણે તમસ્ અર્થાત્ અપકર્ષણ; અને સત્વ અર્થાત્ આકર્ષણઅપકર્ષણનું નિયામક, એ ત્રણથી ઇંગ્રેજી વિજ્ઞાનશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે પ્રકૃતિનો ફેરફાર થયા કરે છે અણુપરમાણુઓ એક બીજાથી આકર્ષાઇ નજીક અવકાશમાં લેવાં જાય છે તેમ દૂર પણ જાય છે, રસાયણશાસ્ત્રના નિયમોને આધારે ગ્રહી તેઓને Chemical Attraction રસાયનિક મહત્તત્ત્વો બંધાવાને આકર્ષક શક્તિ પ્રેરે છે, અને વળી સર્વત્ર પ્રયોજાયેલ-ગુરૂત્વાકર્ષણશક્તિ અન્યોન્ય ઉપર આપઆપનું બળ અજમાવે છે તેથી આ બને શક્તિઓના પ્રયોગને આસંતિક દ્વેષ ભાવ કે આસક્તિક મૈત્રી ભાવ તે નજ હોય અને તેને લીધે કેટલાક અણુ પરમાણુના સમૂહો બ્રહ્માંડમાં અનંત તેમજ નિ પીમ પણે ઉડ્યા કરે છે આ પ્રમાણે ક્રિયાશક્તિનો આધાર ચાલ્યો પરંતુ એ નિયામક, બળ, જેને આપણે સત્વ કહ્યું તેને લીધેજ અપકર્ષણ આકર્ષણનું સમતોલ થયા કરે છે. આટલું થયા પછી, અણુ પરમાણુઓ એકત્ર મળે છે, તેની સૂક્ષ્મ કાર્યો, જેવાં કે સૂક્ષ્મ અવયવો, બનવામાં પ્રવૃત્તિ થયા કરે છે એ સૂક્ષ્મ કાર્યો પાછા એજ બળો એજ શક્તિઓથી પ્રેરાય છે અને મહત્તત્ત્વો બનવા પ્રવર્તાય છે; જે મહત્તત્ત્વોથી પૃથ્વી જેવા પદાર્થો સ્થૂળ ભાવને પામી બને છે

આ પ્રમાણે અણુ પરમાણુઓના સમૂહનું ઉડવું અને અથડાવું તેથી એકત્ર ચોટવાનો તેઓનો અન્યોન્ય પ્રત્યે પ્રયાસ, અને આખરે એકત્ર બંધાઇ સૂક્ષ્મ અવયવો બનવાં, એ બધું કદાચ એમ માનીએ તો ચાલે કે આકસ્મિકી પ્રવૃત્તિને આધારે રહેતું હોય નહિં જ .કારણ કે એ માન્યતા નિર્બાધ નથી. દૃષ્ટાંતમાં એમ મૂકી શકાય કે વિજ્ઞાનશાસ્ત્રવાદીઓની જ મત અને બોધને અનુસરી બોલીએ તો પણ હાઇડ્રોજન તથા ઓક્સીજનને અન્યોન્ય તરફ આકર્ષણ શક્તિનું પ્રકૃતિથીજ અધિક બળ છે, અને તે પ્રમાણે તેઓ એકત્ર મળી રહી શકે છે પણ એ માત્ર એકત્ર રહેવુંજ, એકત્ર રહેતા છતાં અસંખ્ય વર્ષ પર્યંત, જો કદાચ ઉષ્ણતા એકે પ્રકારની નજીક જવા નહિ પામે તો, કોઈ દિવસ પણ

---

* લેખક—રા, રા શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા બી. એ

એ એક મેક મળી જાય તેનો રસાયણ સંયોગ Chemical compound નહિજ થાય તે તો જ્યારે એકવાર ગમે તે જાતની ઉષ્ણતા તેની નજીક લઈ જવાય ત્યારેજ મોટા અવાજ સહિત રસાયણ સંયોગ થઇ પાણી બનવાનું. આ સિદ્ધાંત હવે નિર્વિવાદપણે સ્વીકારાયેલ છે; છતાં આવા અવાજ પ્રકૃતિના સ્વરૂપમાં પાણી બનવા કાળે દરેક વખતે દરેકના સાંભળવામાં નથી આવતા, એ પણ લક્ષમાં લેવા જેવી વાત છે.

તો હવે આ પ્રયોગ આપણા સિદ્ધાંતને શી રીતે પુષ્ટિકારક છે ? સીસેરોની શંકા પણ એજ રીતની હતી અને વેદાંતની પ્રક્રિયામાં પણ એજ ઉપદેશ છે કે આ ત્રિગુણાત્મક માયા–ક્રિયા–શક્તિ–મૂળ પ્રેરક, મૂળનિયામક છે, તે બ્રહ્મ અર્થાત્ આત્યંતિક નિર્લેપ વસ્થાનો જ્ઞાન–પ્રકાશ કૈવલ્ય, સત્તા Potentiality થી ઉપર વર્ણવ્યો છે, તેનો સ્વાભાવિક ગુણ ધારણ કરે છે, અને તે માત્ર ધારણ કરવાપણું વેદાંતમાં "માયાનો સંસર્ગ લાગ્યો એમ કહેવાય છે આ સ્વાભાવિક ગુણ **પ્રભવિષ્ણુતા** છે, કે જેને Directive Power કે Creative Forceના નામથી ઓળખી શકાય. સત્તા–સ્વભાવને માયા અર્થાત્ અવિદ્યાનો પાશ લાગવાથી, એટલે કે અવિદ્યાના અધિષ્ઠાન તરીકે રહેલ જ્ઞાન પ્રકાશને પ્રભવિષ્ણુતા છે એ કહેવું યથાર્થ છે. ક્રિયા–શક્તિનું અધિષ્ઠાન કે જેમાં રહી સર્વ પ્રકારની અને સર્વત્ર ક્રિયા થયા કરે એવું અધિષ્ઠાન વેદાંતમાં બ્રહ્મ માનવામાં આવ્યુંછે; અને તેજ રીતે ક્રિયાને ઉત્પન્ન થતાં અને કાર્યો કરતાં કાંઈક અધિષ્ઠાન તો હોવુંજ જોઈએ કે જેમાં એ ક્રિયા વર્તે. આ મત વિજ્ઞાનશાસ્ત્રીઓને સ્વીકારતાં સરલ પડશે. હવે એ **પ્રભવિષ્ણુતા** જ્યારે થઇ ત્યારે હિરણ્યગર્ભ–સગુણ બ્રહ્મ–અર્થાત્ માયાના આવરણવાળું બ્રહ્મ થયુ કે જેનાથી સૃષ્ટિ પ્રકાર બન્યો. માયાના આવરણવાળું જે બન્યું તે શું ? તેમ પ્રભવિષ્ણુતા ગુણવાળું, એટલે કે જે Creative Force વાપરી શકે એ હિરણ્ય ગર્ભ હવે શક્તિનો સમૂહ માત્ર આત્યંતિક રીતે દબાવી કેવળ શાંત સત્તા તરીકે માયા–ક્રિયા શક્તિના પ્રાદુર્ભાવ પૂર્વે જે હતું તે શક્તિનો ભેદ થવાથી કેવું બન્યું ? જેમ ઉષ્ણશક્તિ Heat નો અતિશય અંશે તેજ શક્તિમાં વિકૃતિ થાય છે, અને તેજઃ શક્તિની ન્યૂનતામાં, માત્ર ઉષ્ણભાવજ રહીને, તેજોભાવ અદૃશ્ય થઇ જાય છે; તેમ, જ્યારે જ્ઞાન–પ્રકાશમાં સત્તા માત્ર શાંત સ્વરૂપે રહેલા અને ન્યૂનાધિકતાથી રહિત બ્રહ્મ તદન નિર્લેપ તેજઃ–પુંજ હતું, એ આ પ્રમાણે અમુક શક્તિ–ત્રિગુણાત્મિકામાયા, માયા કે ક્રિયા શક્તિ–આકાર આવી ત્યારે તેજઃ પુંજનો દેખાવ માત્ર ફરી ગયો; જે દેખાવ એ ક્રિયા–શક્તિનાં કાર્યો તરફ જોનારનેજ લાગે છે વસ્તુતઃ ક્રિયા–શક્તિનો અભાવ કરી દઇ સમાધિ કરતાં જ્યારે ક્રિયા શક્તિના અધિષ્ઠાનને અને તે પણ ક્રિયાશક્તિ વિનાનું–એ રીતે જોઈએ ત્યારે તે આગળનો જ તેજઃ પુંજ લાગે છે. આ માટે જ અવિદ્યા–માયા–નો નાશ વેદાંતમાં આવા બલાંમર્ષ કરેલ છે, અને સર્વત્ર બ્રહ્મ છે કે જે નિર્લેપ, નિર્ભેદ, નિર્મોહ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્, ચિદ્, આનંદ છે.

હવે ઉપર બતાવ્યા પ્રમાણે–દૃષ્ટાંત માટે–અમુક ઉષ્ણતા આવ્યા વિના તો હાઈડ્રોજન ઓક્સીજનમાં રસાયણિક સંયોગ બનવો અસંભવિત છે. એજ પ્રમાણે અમુક પ્રભવિષ્ણુતા–સર્જન શક્તિ–વિના અણુંપરમાણુઓનો સમૂહ કે સંચય જ રહેશે, અને તે અનંત કાળ સુધી; જેમ કે હાઈડ્રોજન ઓક્સીજનનો સંચય માત્ર એક પાત્રમાં કારણ માટે અણુપરમાણુઓમાં ક્રિયા–શક્તિ–જાગ્રત, કરી, આકર્ષણ અપકર્ષણ, સમતુલા–ભાગ, એ

તેલું વાપરે છતાં સૃષ્ટિ થવા માટે સૂક્ષ્મ અવયવોજ ન બને તો પછી સ્થૂલ સ્વરૂપ, અને મહાન્ પદાર્થો તો ક્યાંથીજ બને. આપણી પ્રક્રિયાઓમાં પણ એટલાજ માટે બ્રહ્મને તેજઃ પુંજથી હીનતર સ્થિતિ પ્રાપ્તિ થઇ એટલે ઉષ્ણતાનો પ્રાદુર્ભાવ શાંત સ્વરૂપની સ્થિતિ બદલાઇ ગઇ; સામ્યતા-કાળ અતિક્રાંત થયો; પરંતુ સૃષ્ટિ માટે એ ઉષ્ણતાનો પ્રાદુર્ભાવ આવશ્યક હોવાથી અતિશયે અનુકૂલ થઇ પડ્યો. એજ સર્જનશક્તિ, એજ પ્રભવિષ્ણુતા; અને એવા સગુણ બ્રહ્મને હિરણ્યગર્ભ-Demiurgus કહેવામાં આવેલ છે.

હવે વળી બીજી રીતે અવલોકન કરીએ:-આકર્ષણ, અપકર્ષણ અને સમતુલાબળ—તમસ્ અને સત્ત્વ—એ શી રીતે રહ્યાં છે, એ વિષય શુદ્ધ સ્ફુટ રીતે તો સમજાય નહિં, અને છેક અગાધ છે, એમ દરકોઇ કહી શકશે. પરંતુ કાંઇક તે સંબંધે એ બોલ કહેવા પ્રાપ્ત થાય છે. બ્રહ્માંડમાં અણુપરમાણુ તથા તેના અનેક સંયોગોમાં એવું બળ છેવટે પ્રયોજાવું જોઇએ, કે જેથી સર્વત્ર એકાકાર એકરસ વર્તી રહેવો જોઇએ. સર્વત્ર એવી સમતુલા બળની વૃદ્ધિ થવી જોઇએ અર્થાત્ સત્ત્વ પ્રધાન થવો જોઇએ કે જેથી આકર્ષણ અપકર્ષણનું બનેતું રાગદ્વેષ ઇત્યાદિ—જોર છેક નરમ પડી જાય તો છેવટે ઓછી ક્રિયા શક્તિ પોતાનું પૂછડું પછાડી શકે; એટલે કે પ્રવૃત્તિજ ઘણે અંશે ઘટી જાય. પ્રવૃત્તિ ઘટે ત્યારે સંયોગ વિભાગ ઓછા બનતા જાય, સંયોગ વિભાગનું જોર ઓછું થયું, એટલે ધીમે ધીમે પ્રવૃત્તિ છેક ઘટતી ઘટતી માત્ર નિવૃત્તિજ રહે એવી સ્થિતિ એ વાત આવી જશે; અર્થાત્ ક્રિયા-શક્તિનો અત્યંત નાશ થઈ છેવટે શાંત સ્વરૂપ, સામ્યાવસ્થા પ્રાપ્ત થશે.

આ અવલોકનનો પ્રકાર છેક ઉપલકિયો ગણાય. પરંતુ સવિસ્તર તેમાં ઉતરવું એ પુષ્કળ અવકાશ હોય તો જ બની શકે એવું છે. વળી આ ગોઠવણ, આ યોજના પ્રકાર સર્વને માન્ય રહે છે કે નહિં, કોઇ બાધિતવાદ કે ભૂલ ભરેલ તર્ક પ્રવેશ કરી ગયો છે કે કેમ, એ વિષે પણ નિર્ણય વિદ્વાન વર્ગનો આ સંબંધે ન થયો હોય ત્યાં સુધી તેનો સત્યાસત્ય સ્વરૂપે શંકાગ્રસ્ત મન રહે એમાં નવાઈ નથી. તો હજી બે બોલ વધારે લખવા છે તે લખી બંધ કરી અભિપ્રાય માટે રાહ જોવી ઉચિત છે. ઉપર બતાવ્યું એ બ્રહ્મનું સ્વરૂપ-તે નિર્ગુણ તથા સગુણ બંને પરત્વે; માયાનું સ્વરૂપ; સૃષ્ટિ પ્રકાર અને લય પ્રકરણ; પરંતુ એ બધું ટુંકે ટુંકે વિવેચને પતાવી દીધું છે. મૂળ મુદ્દો મૂળ હેતુ આ વિવેચન કરવાનો એ છે કે હાલની પદ્ધતિ આવી રીતની બંધાઈ ગઈ છે એ સૂચવવાનું હતું. વિજ્ઞાનશાસ્ત્રને આધારે વેદાંતના સિદ્ધાંતોનો નિર્ણય કરવા પ્રયાસ કરવો, એ મૂળ ઉદ્દેશ હોય, તેમ કરતાં ખોડખાંપણ રહી જાય એ કોઇ રીતે આશ્ચર્યકારક નથી. કારણ કે આમાં એક ખામી એ રહેલ છે કે વિજ્ઞાનવાદીઓના મત પ્રમાણે અનંતક્રિયાવાદ—Eternal Motion-સ્વીકારીએ તો પછી સામ્યાવસ્થા શી રીતે પ્રથમ કલ્પાય ? આ પ્રશ્નનો ઉત્તર થોડે અંશે વિચાર કરી ઉપરનું ટુંક અવલોકન વાંચવાથી જણાઇ આવે એવું છે છતાં એની સ્ફુટ રીતે ચર્ચા નથી થઇ એ પણ સાથે સાથે સ્પષ્ટ કબૂલ કરવું પડે છે. પણ એ બધા સિદ્ધાંતો સંપૂર્ણ રીતે કે સંતોષકારક રીતે ન થઇ શકે એ તો સ્વાભાવિક છે; એને માટે વધારે તીવ્ર બુદ્ધિના પ્રયોગો અજમાવવા પડે છે અને તેવી અધિક તીવ્ર બુદ્ધિવાળાઓ માટે આ વિષય બહાર મુકવામાં આવ્યો છે.

હવે એકરસ, એકાકાર, સર્વસામ્યતા, સર્વસત્તા, અલૌકિક જ્ઞાન-પ્રકાશ, તેજઃ પુંજ, બ્રહ્મ સર્વત્ર વ્યાપી રહે અને અવિદ્યા ટળી જાય કે જેથી મુક્તિ મળે એ

પ્રકરણનો થોડો પ્રકાશ કરવા તત્પર થવું જોઇએ. આ સ્થળે વિજ્ઞાનવાદીઓને કોઈ અંતની શંકા કરી સમાધાન કરવાનું પ્રશ્નરૂપે મૂકીએ તેમાં કાંઈ ફળ સંગીન મળતું નથી; માટે તેઓને અણુપરમાણુઓ શી રીતે બન્યા, એને અનંત ગતિ માન માન્યા છતાં અમુક ધારા અમુક નિયમોનેજ વળગી રહી તે સિવાયના ધોરણે નહિ જ ક્રિયા થાય કે થતી હોય તેમાં શું રહસ્ય રહેલું છે, એ વિગેરે કેટલાંક શંકા સ્થાન તેમની સમક્ષ સમાધાન અર્થે મૂકતાં કાંઇ લાભ થાય, તો પણ એ ઉદ્દેશ ન હોવાથી અસ્વીકાર ગણવું પડશે. આપણે ઉપર કહ્યા મુજબ એટલું તો જોયું કે અણુ પરમાણુઓ કાંઇ પ્રથમ નહતાં કે જેનું કારણ બીજું ન હોય. જેનામાં ગતિ થઈ તે તો ક્રિયાવાળું કાર્ય થઇ ચૂક્યું. અર્થાત્, ત્રિગુણાત્મક માયાનો પ્રભાવ શરૂ થયો ત્યારથી ક્રિયા—શક્તિ પ્રવર્તી અને કાર્યો બનવા માંડ્યાં. અણુપરમાણુનો સમૂહ સ્વતઃ પ્રવૃત્ત થાય તો તેનાથી ધારેલ રીતે અમુક જાતનીજ ઉત્પત્તિ બને. પછી વનસ્પતિ વર્ગ કે મનુષ્ય વર્ગની—એ ધારવું મુશ્કેલ થઇ પડે; વળી એ શી રીતે બનવા સંભવ છે કે ગમે તે પ્રકારથી સતેજ બુદ્ધિ-પ્રયોગ કરી સામગ્રી વાપરીને કોઈ પણ અતિકુશળ વિજ્ઞાનવાદી, સંયોગ જુદી જુદી વસ્તુનો કરી, જુદી જુદી રસાયણો વાપરી પ્રયોગદ્વારા સિદ્ધ કરે કે; કોઇ બુદ્ધિના પ્રયોગ વિના એક નાની વનસ્પતિ કે તુચ્છમાં તુચ્છ પ્રાણી બન્યું હોય ? સામગ્રી માત્ર તૈયાર હોવા છતાં એક સામાન્ય દૃષ્ટાંત લઈ સિદ્ધ કર્યું કે અણુપરમાણુઓ સંઘટ્ટન કર્યા કરવા છતાં અનંત કાળ પર્યંત હાઇડ્રોજન, ઓક્સીજનનો રસાયણીક સંયોગ થઈ, તેનું પરિણામી દ્રવ્ય-પાણી નહિં જ બને, તો આવા અનંત કાળથી ચાલ્યા આવતા અગાધ બ્રહ્માંડ મધ્યે શી રીતે કલ્પાય કે અણુપરમાણુઓનો સંયોગ થવામાં માત્ર આકસ્મિક પ્રવૃત્તિ થાય છે ! આ જ્ઞાનદ્વાર હજી આપણે માટે ઉઘડ્યું નથી એટલું તો નહિ; પરંતુ એ દિશાએ વારંવાર ઘણા ખરું વિજ્ઞાનશાસ્ત્ર છેવટે થાક્યા પાક્યા સ્વરૂપે હેઠું બેસી જાય છે. અમર હેલ્મીનની જેમ પછાડ્યા મારવા છતાં કોઈક બાધ છેવટે અતિક્રમણ ન થાય એવો આવી પડે ત્યારે ગ્રાન્ય રાખે છે, તે શું એ નીચેનાથી સ્પષ્ટ થશેઃ—ટુંકામાં કહીએ તો હેલ્વાનને કોઇક Directive Force or Creative Power પ્રેરક શક્તિ કે સર્જન શક્તિ કલ્પવી પડી છે. વળી કાળ અને દિશાની સીમા સ્વીકારીને અણુપરમાણુઓમાં થતી ક્રિયા માની છે; અને સાથેસાથે ઇથર Ether નામનો પદાર્થ માન્યો છે કે જે કાળ, દિશાના પરિણામને જરા પણ આધીન નથી. ઇશ્વરને સર્વત્ર પ્રવર્તવાની શક્તિ કલ્પી છે એટલુંજ નહિં પણ વિભુ માને છે; તે નિરૂપી દ્રવ્ય ગણ્યું છે; અને એવું છતાં આપણા આકાશ કરતાં બીજા એક પણ દ્રવ્યને એ વધારે મળતું નથી આવતું. આ પ્રમાણે કલ્પી આગળ બુદ્ધિ બળે બધા સિદ્ધાંતો ઘટાવવા લાગ્યા ત્યારે માંડમાંડ સેહેલા સિદ્ધાંતો વિજ્ઞાનશાસ્ત્રીઓથી સમજાવા; ત્યારે હવે એટલી નીચી દૃષ્ટિમર્યાદાવાળાઓને વેદાંતની દીર્ઘતા શું પણ અનંત વિસ્તારવાળી દૃષ્ટિથી અવલોકન કરવું શી રીતે ફાવે ! વળી વિજ્ઞાનવાદીઓની આકસ્મિકી પ્રવૃત્તિ કે આકસ્મિક સંયોગ જે ઉપર જણાવ્યો તેનો અર્થ શો ! એવી પ્રવૃત્તિ કે એવો સંયોગ કે જેને માટે હાલના બુદ્ધિ પ્રમાણમાં સ્પષ્ટ દર્શાવવા યોગ્ય કારણ નથી આવી શક્યું. એટલે શું ? કારણનું અસ્તિત્વ તો પ્રત્યાખ્યાત નથીજ થતું; પરંતુ એ કારણ કયું એ મગજ મારી કરવા છતાં ખ્યાલમાં નથી આવતું કે જેને તર્ક ચલાવી વ્યાપ્તિ બનાવી

દપ્રએ ખરે અટકાવ પણ નથી થતી એવુ છે તો એવી એક કલ્પના સાથે સાથે ઉત્પન્ન કરવી યોગ્ય લાગે છે કે અણુપરમાણુઓમા જાણે વૈદ્યુતિકશક્તિ પાઈ હોય નહિ એવા પદાર્થ માત્રના પરમાણુઅણુઓ વીજળી જેવા રહેલી છે એવી જાતની કલ્પના આને આકર્ષણ તેમ અપકર્ષણ ( પ્રત્યાઘાત ઈત્યાદિ સમાઈ જાય છે ) સ્પષ્ટ રીતે હોય એવુ માની શકાય તેમ Neutral સત્વ-સમતુલા બળ પણ શું એ સમજાવી શકાય આવા વૈદ્યુતિક શક્તિ સમેત અણુપરમાણુમાં વળી ધીમે ધીમે બીજા બળો હોઇને અને ક્રિયા શક્તિનું જોર થવાથી પ્રસારણ, આકુચન, ઉર્ધ્વ ગમન, અધોગમન ક્રિયા ઉત્પન થાય એ ગળે ઉતારવુ કઠિણ નહિં થાય એવી રીતે વિપરીત માર્ગ—કે જેથી પ્રલય માની શકાય સ્થિતિ અને લયની કરનાર મુખ્ય ભાગે ક્રિયાત્મક, ત્રિગુણાત્મક—માયાદેવી—પણ જ્યારે માયા બ્રહ્મમાં સમાઈ જાય અર્થાત્ અધિષ્ઠાનમાં ક્રિયા શક્તિ સામ્ય સત્તામા રહે, એટલે ક્રિયા બધ થઈ, ગુણો એટલે આકર્ષણ બળ પણ બધ થાય ત્યારે અવિદ્યાનુ આવરણ ટળી ગયુ જ્ઞાન પણ પ્રકાશ્યુ એવી રીતે કે ઉપર જણાવેલ અણુપરમાણુના સમુહ જે વૈદ્યુતિકતેજ સમેત હતા, એટલે કે જેને તેજથી પણ ઉચ્ચ ભાવે રહેલી શક્તિ અત સ્થાને રહેલ હતી, તેણે પ્રકાશ બધો એકત્ર થવાથી બ્રહ્મ—તેજ પુંજ—માત્ર રહ્યુ

હવે ક્રિયા શક્તિ, ગતિ—શક્તિ બધ થઈ, પણ અણુપરમાણુનો સમૂહમા એક બીજાને સકોચ પ્રસાર ઇત્યાદિથી મુક્ત કરાયેલ, શાંતિમાં ઉપરતિ લેતા Inertia, Gravitation વિગેરે શક્તિના બળથી એક બીજા મળા જાય શા માટે ? વળી એ ક્રિયાશક્તિ બધ થાય શા કારણે ? અર્થાત્ અવિદ્યાનો નાશ જ્ઞાનથી એટલે આમા જ્ઞાન શા પ્રકારનું આવશ્યક છે ? એ બધા પ્રશ્નોનું સમાધાન કરવા ઘણી મુશ્કેલી નડે એવુ છે અને તે વાતનું સ્પષ્ટ જ્ઞાન લેવામા કાળ અને દેશનું ભાન ભૂલી જાય, તેને અનુકૂળ રીતે વિજ્ઞાન શાસ્ત્રના સર્વે પ્રયોગો થવા જોઇએ

**તત્સૃષ્ટ્વા તદેવાનુપ્રાવિશત્** એ ઉપનિષદનું વાક્ય એક અર્થમા સમજવા પ્રયત્ન કરશુ તો નિષ્ફળ નહિ જવાય એમ લાગે છે આ નિશ્ચય કરવા પહેલા વિજ્ઞાન શાસ્ત્રીઓને એમ પ્રશ્ન કરવો પ્રાપ્ત થાય છે કે અમુક કાળે અમુક સ્થાને અમુક સ યોગમાંજ અમુક અણુપરમાણુઓ શા માટે ગોઠવાય છે ? તે જગત્ સર્જીને પછી તેમાં પ્રવેશ કર્યો, એટલે એમ સમજવાનું છે કે ઉપર કહેલ **પ્રભવિષ્ણુતા** જે **હિરણ્ગર્ભ** નામ ધારણ કરનાર ગણુઈ છે તે જગત સૃષ્ટિ રચીને પછી તેમાંજ અત પ્રવેશ કરે છે અર્થાત્ વિધ વિધ પ્રકારનું બલ ફેલાવા વેલી ત્રિગુણાત્મ માયાશક્તિ કે ક્રિયાશક્તિ સ્વઅધિષ્ઠાનમાં વર્તતી તથા પ્રવૃતિ ચલાવતી જાય છે તેમ તેમ અણુપરમાણુઓના વિધવિધ પ્રકારના સયોગો થતે થતે મહદ્રૂપ વાળા પદાર્થો બનતા જાય છે, આ પ્રમાણે જાણ્યું તથાપિ તે વખતે એ વિષય દૂર રાખ્યો હતો કે જે અણુપરમાણુ સમૂહને વૈદ્યુતિક તેજવાળુ ગણ્યું તે વૈદ્યુતિક તેજ કાંઈ નાશ પામતુ નથી માત્ર એટલી ઉષ્ણતા અને તેજ દ્વારા તેની શક્તિ ખપી જાય, નવા નવા કાર્ય બનતે ઉપયુક્ત થતી જાય તેટલી ન્યૂનતા થાય પણ એ ન્યૂનતા કેટલી ? અગાધ સમુદ્રમાંથી માત્ર બેડોલ પાણી કે પચીસ ( ૨૫ ) ડોલ પાણી ખપ્યું તો ખૂટી ગયો કેટલે અંશે ? એ પ્રમાણે વ્યાપારમાં ગુથાયેલ **હિરણ્યગર્ભ** અત્યત વૈદ્યુતિક **તેજવાળો બ્રહ્માડ-આત્મા છે, અને પ્રભવિષ્ણુતાના** જોરથી સૃષ્ટિ રચતો જાય છે જ્યાં પ્રકાશ ત્યાં જ્ઞાન એ સ્વાભાવિક નિયમ હોવાથી અત્રે પ્રકાશ જે સ્વરૂપનો છે તે સિવાય બીજે ક્યાઇ નથી, તો પ્રકાશ, પ્રકાશ કરનાર, પ્રકાશ કરાયલ, એવુ ત્રણે આ વખત

હિરણ્યગર્ભ સ્વરૂપને પ્રત્યે કાંઇ નથી કદાચ એમ કહીએ કે માયાથી કાર્યોનો દૃશ્ય કયારનોએ થવા માડયો છે, પરંતુ એ બાધ એ રીતે નિરાકૃત થાય છે કે માયા-ત્રિગુણા—ત્મકક્રિયાશક્તિ જે અધિષ્ઠાનમાં જોર કરે છે તે અધિષ્ઠાન જોર કરતા પૂર્વેજ પ્રકાશાત્મક હતું પ્રકાશસ્વરૂપ જ બ્રહ્મ, કારણ કે વૈદ્યુતાત્મક તો તેજ, સામ્યાવસ્થામા રહેલ સત્તા, કે હિરણ્યગર્ભ સ્વરૂપે સૃષ્ટિરચના પ્રકરણ માંડેલ સ્વરૂપ હો, વળી, આ ક્રિયાશક્તિને જોરે જ માત્ર થોડો ઘણો પ્રકાશ ઉપર બતાવેલ માપ જેટલો ઓછો થયો, અને અને એ ઓછો થયો ત્યારેજ ક્રિયા શક્તિનુ જોર જામ્યુ એ વાત સદૃઢ થવી જોઇએ હવે એટલું સિદ્ધ થયુ કે માયા ક્રિયાશક્તિ આવી, હતી તે માત્ર પ્રકાશમાં આવી વર્તે છે, વ્યાપૃત થાય છે તે પ્રમાણે બ્રહ્મ પુરુષ વર્તે છે, અધિષ્ઠાનમાંનો કે સદ્ભાવમાંનો પરતુ સાંખ્ય પ્રક્રિયામા બતાવ્યા પ્રમાણે પગ્વધન્યાયે એ બે વર્તે છે એમ માનીએ તો આ અવલોકન પ્રકારમા તો ઘણે અશે બાધ નહિ આવે

આવુ છે તો જે પ્રકાશ ઉપર કહ્યા પ્રમાણે હિરણ્યગર્ભમાસ્વત વૈદ્યુતાત્મક ભાવે રહેલ છે તે પ્રકાશ ધીમે ધીમે ક્રિયાશક્તિ માયા ના વ્યાપાર સૃષ્ટિ ઉત્પન્ન કરવામાં પ્રારભ થાય કે વહેવાના માંડે છે, અને જેટલે અશે જેમા આવશ્યક લાગે તેટલા અશે તેમા પ્રવેશ કરતો જ જાય છે, એ અર્થ ઉપલા ઉપનિષદ્‌ના વાકયનો ઘટાવી શકાય છે આ પ્રમાણે વળી ચાલતે પ્રકરણે ચર્ચા કરવી ઉચિત છે કે વિધ વિધ ક્રિયાશક્તિના નીપજેલ કાર્ય જાતથી વિધ વિધ ઉપાધિ પ્રમાણે અવકાશને આધારે નામ, રૂપ થવા માડેછે પણ વળી ઉપરનીજ વાત ચાલુ રાખી એટલુ ઉમેરવુ જોઇએ કે એ પ્રકાશ મૂળ અધિષ્ઠાનનો હોઇ તેની પ્રમાણે તેને આધારેજ, પશ્ચાદ્‌ભાવજાતમાં એ પ્રમાણે પ્રકાશ આવી શકે, અને તેટલા માટે એ પ્રકાશ એકજ જાતનો હોવા છતા અવકાશઉપાધિને લીધે ન્યૂનાધિક ભાવ ગ્રહણ કરે એટલે પછી વ્યક્તિ, સમષ્ટિનો ભેદ —

तमेवभांतमनुभातिसर्वंतस्यभासासर्वमिदं विभाति ॥ વળી

जानामीति तमेवज्ञांतमनु भात्येतत्समस्तंजगत् ॥

આજ પ્રમાણે ૐ-ॐ- Aum અઉમ, શી રીતે સમજાવવો, ના૦ બિંદુ શું અને ઇથર-Ether તથા ૐ માં ભેદ કેટલે અશે છે, બ્રહ્માડનું સ્થૂલ સ્વરૂપ એકાગ્ર રીતે દૃષ્ટિમા ખેચતા મનમા શી છાપ પડે, અને તે છાપ ૐની છે કે નહિં એ વિષે વિચાર કરવાનું દૂર રાખવુ પડે છે, તેમજ વળી જગતના સર્વ પદાર્થોમા આત્મા છે, સસારનું બીજ અવિદ્યા, તેથી ઉત્પન્ન થતાં કાર્ય, કામ, ધર્મ અધર્મ, અને પાછી સસરણિ અવિચ્છિન્ન ધારાવાહિની, પણ, અત વાળી ન્હી શકાય, એ સિદ્ધાંત વૈદ્યુતાત્મક અણુ પરમાણુના સમૂહને તથા છેવટે અધિષ્ઠાન-બ્રહ્મને શી રીતે ઘટાવાય એ વિચાર પણ હાલ દૂર રાખવો પડયો છે વળી બ્રહ્મ નિર્લેપ કેવો છે સ્વવૈદ્ય ઇત્યાદિ આવા જડ વિજ્ઞાન-વાદીઓ નામતાનુસાર શી રીતે સમજવો, જનમડળની પ્રવૃત્તિ માત્ર એકતા સાધવા તરફ શી રીતે રાગદ્વેષ ઇત્યાદિ દ્વંદ્વ ભાવના ત્યાગ સમેત, ચલાવવી કે જે આ જડ વાદીઓની પ્રક્રિયાથી પણ ઘણે ખરે અશે સમાધાન થાય, એ સઘળુ અને બીજું અનેક વિધવિધ પ્રકારનું વિવેચન અવકાશ ઉપર આધાર રાખે છે

# યથાર્થ આત્મવિદ્યા અને સકામ સિદ્ધિમાર્ગ.

## ( Occultism and Psychism. )

યથાર્થ આત્મવાદીઓ, ઉત્સાહભરેલા અત્યંત મહેનતુ અભ્યાસ અને આત્મ—ભોગદ્વારા, વર્તમાનકાલમાં ઘણાં મનુષ્યોને એક બંધ કરી રાખેલા પુસ્તક સમાન થઇ પડેલા પ્રકૃતિના પક્ષને શોધવામાં પ્રયત્ન–પરાયણ થયેલા પુરૂષો છે. ઉચ્ચતા પ્રતિ દોરતા તેમના હેતુને સિદ્ધ કરવાને તેમને અંતર જીવાત્માના દૈવિ અને આસુરી સંપતના વિભાગો ઉપર સંપૂર્ણ સત્તા સ્થાપવાની જરૂર છે; તેમણે સંપૂર્ણ નિરૂદ્ધાવસ્થામાં પોતાની જાતને રાખવાને શક્તિવાન થવાની જરૂર છે, આથી તેઓ કોઇ પણ કાલે પોતાની સમગ્ર શક્તિયોને ધારેલા ઉદ્દેશમાંજ સમર્પિ શકે છે. સામાન્ય જનપ્રવાહને વિચિત્ર ભાવના રૂપ લાગે એવી રીતે તેમણે પોતાનાં દરરોજનાં જીવન અને આચરણને નિયમવાં જોઇએ, એ વાત યથાર્થ સત્યરૂપે અત્યંત આવશ્યક આજ્ઞારૂપ છે. યોગ્ય જીવનવડે, મદ્ય માંસ તથા સર્વ પ્રકારના દુર્ગુણોના ત્યાગવડે, તેમણે સ્થુલશરીરની શુદ્ધિ કરવી જોઇએ. ઇન્દ્રિયવિષયોપભોગની વાસનામાંથી તથા ઐહિકરાગમાંથી છૂટવાવડે તૃષ્ણાઓની શુદ્ધિ કરવી જોઇએ, તેમણે માનસિક કોપને અશુદ્ધ વિચારો દૂર કરવાવડે શુદ્ધ કરવો જોઇએ, પરંતુ આ કાર્ય અત્યંત વિકટ છે વર્તમાનકાલમાં જ્યારે લોકસમૂહ કાયદાથી આવી પડતા બંધનોનેજ માત્ર નીતિ સૂત્રરૂપે માને છે અને ખરાબ દુષ્ટ આશયો ધરાવવા એ દાક્ષિકોની ગમ્મત રૂપ મનાય છે, તે સમયે જ—કોઇનું બુરું કરવા કરતાં જુઠું બોલવું એ વધારે પાપમય છે—એવા પ્રકારના જીવન્મુક્ત મહાત્માઓના ઉપદેશોનો પૂર્વકાલમાં થયો હોય તેના કરતાં વિશેષ દુરૂપયોગ કરવામાં આવે છે. યથાર્થ આત્મવિદ્ માટે એક અન્ય બંધનકારક શરત છે;—અભ્યાસ અને શુદ્ધિના પરિણામ રૂપે મળેલા કોઇ પણ પ્રકારના જ્ઞાનનો પોતાની જાતના લાભમાં ઉપયોગ ના કરતાં માનવ જાતના ભલામાં ઉપયોગ કરવો જોઇએ; આ વાતને ભાગ્યેજ એક શરતનું રૂપ આપી શકાય, કારણ કે આત્માભ્યાસિને પ્રકૃતિના આંતર વ્યાપારોમાં જરા પણ આંતરદૃષ્ટિ પ્રાપ્ત થવા સાથેજ, સામાન્ય અધમમાર્ગમાંથી એનું જીવન એટલું બધું બદલાઇ ગયેલું હોય છે કે તેની સમગ્ર વિચારમાલા માનવ જાતની ભાવનામાંજ લાગી રહેલી હોય છે, તેના પોતામાં નહિ પરંતુ સમગ્ર માનવ જાતની જરૂરીઆતોમાં લાગી રહે છે. આ પ્રમાણે દીવા જેવું સ્પષ્ટ થાય છે કે યથાર્થ આત્મવિદ્યાની વ્યાપારી કીંમત આંકી શકાતી નથી, અને જો કોઇ મનુષ્ય યથાર્થ આત્મવિદ્યાનુયાયી થઇને પોતાની જાત માટે લાભ ખાટી જવા માગતો હોય તો, તેણે આવી ભાવનાનો એકદમ ત્યાગ કરવો ઉત્તમ છે, કારણ કે પ્રકૃતિના કહેવાતા અજ્ઞાત નિયમોનો અભ્યાસ કરવામાં યથાર્થ આત્માભ્યાસિનો માત્ર હેતુ એટલો જ હોય છે કે, પોતાને મળતા જ્ઞાનનો માનવજાતના ભલા માટે ઉપયોગ કરી શકાય આત્માભ્યાસિ સંપૂર્ણ રીતે વિશુદ્ધ થતાં, તથા વિશ્વાસ સહિત શક્તિ ( સિદ્ધિ ) સોંપવાને યોગ્ય અધિકારી બનતા, આવા પ્રકારના જ્ઞાનનો ઉદય થાય છે. વર્તમાન જમાનાના અગ્રગણ્ય પદાર્થવિજ્ઞ નશાસ્ત્રીઓના હાથમાં એ આપવામાં આવે તો, એક દારૂગોળાના ભંડારમાં એક બાલકના હાથમાં દીવાસળી આપવા સમાન નિવડે

* * * *

એક દાંભિકઆત્માભ્યાસિ માત્ર. એક સકામસિદ્ધિમાર્ગનુયાયી છે, તેનો અભ્યાસ છે સકામ સિદ્ધિમાર્ગ પણ પ્રકૃતિના અજ્ઞાત નિયમોના અભ્યાસરૂપ છે, પરંતુ આ અભ્યાસ એવી રીતે ચલાવવામાં આવે છે કે સામાન્ય રીતે તેમાંથી કદાપિ શુભપરિણામ આવતા નથી. આત્મવિદ્યાના અભ્યાસિયોના બે વિભાગ પાડી શકાય પ્રથમ વિભાગમાં બીજા લોકોના કરતાં એટલી બાબતમાં માત્ર શ્રેષ્ઠતા પામવા માટે, અજ્ઞાતને જાણવાની જીજ્ઞાસાવાળા પુરૂષોનો સમાવેશ થાય છે: તેઓ આટલું પણ સમજતા નથી કે આવા ચમત્કારો સમજવા માટે અધિકારીને સ્થૂલ, માનસિક રીતે શુદ્ધ થવાની જરૂર છે, અને તેથી તેઓ માત્ર સામાન્ય જીજ્ઞ

આધિપતિ
શ્રી અખંડાનંદ પ્રચારક
મહાશય મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
[illegible] નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

"सत्यं परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૦-૨૧. અંક. ૯ ]   ( માસિક )   [ જુન ૧૯૦૬ ]

## સ્વાતંત્ર્ય.

( મૂળેદ્ધ. )

કદિ જીવન આ બદલાશે, પણ ના તે ઉડી જાશે;
કદિ આશા દૂર પળાશે, પણ ના તે તો મરી શકશે;
કદિ સત્ય ભલે સંતાશે, પણ તોએ તે તો જ્વલશે;
કદિ પ્રેમ પરાજીત થાશે, પણ તોએ પાછો પલટે!
યદિ જીવન આ જગ વ્હાલું, બને સ્મશાનભૂમિ જેમાં
રહે આશ સદા પ્રજ્વલતી, નૈરાશ્ય મહાન્ ચિતામાં;
યદિ સત્યજ બાધ વિનાનું, બનતું પૂજીત જૂઠાણું;
બને પ્રેમ કામરૂપ-ધારી,—જો સ્વતન્ત્રતા મનમાની
રસ વિહિન જીવનમાં આ, નિજ દિવ્ય જીવનના અર્પે,
બળી જળી આશાને નિજનો, આનંદ રંગ નવ આપે,
નવ ગણે અકેલા સતનો, હક ભાવિવાદી થવાનો,
નવ પ્રેમ તણી પોતાની, દે દાન મહનની શક્તિ,

दान्त.

# શ્રી વૃત્તિ પ્રભાકર.

## બંધાઇને તૈયાર છે

કીંમત રૂ. ૩) ત્રણ.

માહાત્મા શ્રી નિશ્ચલદાસજી પ્રણિત મુલ હિંદુસ્થાનીનું ગુજરાતી
ભાષાંતર કર્તા રા. રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી,

સુદર્શન ઓફીસ
નડીઆદ

---

# સુદર્શન.

આ પત્રનું વાર્ષિક મૂલ્ય અગાઉથીજ રૂ. ૨—૦—૦ ટપાલ ખર્ચ સુદ્ધાંત. ટપાલની ટિકીટો મોકલનારને એક રૂપીએ અર્ધા આનાની ટિકીટ વધારામાં મોકલવી, કેમકે એટલો વટાવ જાય છે.

વિષયો લખી મોકલવાની સર્વને છુટ છે પરંતુ અમુક લખાણ પ્રસિદ્ધ કરવું કે કેમ એ વિષે નિર્ણય કરવા તન્ત્રી વા ઉપતન્ત્રી સ્વતન્ત્ર છે લખાણ પાછું મોકલવાને બંધાતા નથી, માટે બનતાં સુધી નકલ રાખીનેજ અસલ લેખ મોકલવો.

" મળેલું " વાળા વિષય માટે તન્ત્રી વા ઉપતન્ત્રી જવાબદાર નથી, તે સિવાયના વિષયો ઉપર હક તન્ત્રીનો વા ઉપતન્ત્રીનો છે તેથી તે કોઇએ છાપવા છપાવવા નહિ.

પત્રમાં પ્રસિદ્ધ કરવાનું લખાણ સારા અક્ષરે પૃષ્ટની એક બાજુએજ લખી મોકલવા કૃપા કરવી. તથા કોઇ પણ લેખકને પોતાનું નામ—વાસ્તવિક કે કલ્પિત—પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હોય. વા તેમ કરવા બાધ ન હોય તો તે તન્ત્રીને વા ઉપતન્ત્રીને લખી જણાવવું; તન્ત્રી વા ઉપતન્ત્રીની જાણ માટે પોતાનું ખરૂં નામ આવવુંજ જોઇએ.

જાહેર ખબર માટે તથા આ પત્રના લખાણ સંબંધે સર્વ વ્યવહાર તન્ત્રી વા ઉપતન્ત્રી સાથે રાખવો, અવલોકન માટે ગ્રંથો, રોજીંદા અને અઠવાડીએ પ્રસિદ્ધ થતાં પત્રો અને આ પત્રના બદલામાં મોકલવાનાં માસિકો, નડીયાદ મોકલાવવા કૃપા કરવી

તન્ત્રીનું નામ ઠામ આ પ્રમાણે:—રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ. તંત્રી:—
સુદર્શન અમદાવાદ.

બદલામાં આવતા પત્રો તથા માસિકો નીચેને સરનામે મોકલાવવા વીનતિ છે,—
ઉપતંત્રી—સુદર્શન,
સુદર્શન ઓફીસ. નડીઆદ.

આ સિવાય નાણાં સંબંધી સર્વ પત્રવ્યવહાર વ્યવસ્થાપક શ્રી જગન્નાથ [illegible]
નડીઆદ, એ સરનામે રાખવો.

## લવાજમ

લવાજમ અગાઉથી લેવાનો અમારો રિવાજ છે એનું સ્મરણ સુજ્ઞ ગ્રાહકોને રહેવું ઘટીત.

વ્યવસ્થાપક.

૧૭

શું કાર્ય છે નહીં કશું સૂઝતું જરાએ,
છાતી ભરાઇ વિરહે નહીં અન્ય ધારે;
ના બોલવું નહીં કશું કરવું જ કામ,
હા કામકાજ સહુએ મનથી હરામ !

૧૮

શૂન્યવત્ થઇને સૂતો, લાંબી શી સોડ તાણીને,
" નહીં આમ ઘટે પ્યારી !" કહેતો એમ વાણી ને.

૧૯

" શું પ્યારી આમ કરવું ઘટશે હમેશ ?
શું પ્રાણ અંત સુધી આવી દયા ન લેશ ?
ઘેરી લીધો અતિ દુઃખે મુજને અહીંઆં,
હા ! સર્વ આ દુઃખ ત્રિતાર શુકો કહે ત્યાં? "

૨૦

"ધારી નિશ્ચય પ્યારી પાસ મળતાં, આવ્યો અહીં દોડતો,
માર્ગોમાં સહુમાં વન-સ્થળ મહીં પ્રેમી પ્રિયા દેખતો;
હા ! તે અત્ર મળે નહી અરરર !!! પ્યારી હવે ક્યાં જઉં?
દુઃખોનો સુણનાર કોઇ ન મળે ! હા ! દુઃખ ક્યાં જઇ રહું?"

૨૧

વગેરે કંઇ કંઇ વાક્યો, ગમે તેમ લવે રહ્યા.
પછી ડૂમો ભરાવાથી, સ્તબ્ધ વાણી થઇ ગયાં.

कुसुम.

## राजयोग.

( अनुसंधान पृष्ट २११ थी. )

पंचदशांग राजयोग तथा तेमना प्रयोजननुं निरुपण ।

त्रिपंचांगान्यथो वक्ष्ये पूर्वोक्तस्यहि लब्धये ।
तैश्चसर्वैसदाकार्यं निदिध्यासनमेवतु ॥ १०० ॥

भावार्थः—हवे ( उपरिकथित सत्यानुभव प्रति क्रमेक्रमे जवानी जरूर वाळा पुरुषो माटे ). पूर्वोक्त ज्ञाननी सिद्धि माटे पंदर अंग ( साधनो ) वर्णववामां आवे छे, ते सर्वने जाणीने अभ्यासिये हमेशां निदिध्यासनो अभ्यास सेववो जोइए. १००

। निदिध्यासननी आवश्यकता ।

नित्याभ्यासादृते प्राप्तिर्नभवेत्सच्चिदात्मनः ।
तस्माद्ब्रह्मनिदिध्यासे जिज्ञासुः श्रेयसेचिरं ॥ १०१ ॥

भावार्थः—नित्य अने दृढ अभ्यास विना सच्चिदानंदमय आत्मानो अनुभव थइ शकतो नथी माटे मोक्षेच्छा वाळा जिज्ञासुए ब्रह्मविषयक निदिध्यासननो हमेशां अभ्यास करवानो छे. १०१

। पंदर अंगनां नाम ।

यमोहिनियमस्त्यागो मौनंदेशश्च कालता ।
आसनंमूलबंधश्च देहसाम्यंचदृक् स्थितिः ॥ १०२ ॥
प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ।
आत्मध्यानंसमाधिश्चप्रोक्तान्यंगानिवैक्रमात् ॥१०३॥

भावार्थः—क्रमानुसार पंदर अंगो आ प्रमाणे छेः—१-यम, २-नियम, ३-त्याग, ४-मौन, ५-देश, ६-काल, ७-आसन, ८ मूलबंध, ९-देहसाम्य, १०-दृक्स्थिति, ११-प्राणसंयमन, १२-प्रत्याहार, १३-धारणा, १४-आत्मध्यान, १५-समाधि—१०२-१०३.

। यमनुं लक्षण ।

सर्वंब्रह्मेतिविज्ञानादिंद्रियग्राम संयमः ।
यमोयमितिसंप्रोक्तोऽभ्यसनीयोमुहुर्मुहुः ॥ १०४

ભાવાર્થઃ—સર્વ બ્રહ્મમય છે એવા વિજ્ઞાનવડે સર્વઇન્દ્રિયસમૂહના સંયમને યમ નામથી વ્યવહરવામાં આવે છે; તેનો વારંવાર અભ્યાસ થવો જોઇએ. ૧૦૪.

। नियमनुं लक्षण ।

सजातीयप्रवाहश्चविजातीयतिरस्कृतिः ।
नियमोहिपरानंदोनियमात् क्रियते बुधैः ॥ १०५ ॥

ભાવાર્થઃ—સજાતીયના સતતપ્રવાહરૂપ અને વિજાતીયના સમાન સતત અટકાવ રૂપ પરમાનંદ પમાડનાર નિયમ છે; બુધ પુરૂષો આને જાણીને નિયમ પૂર્વક અભ્યાસ કરે છે. ૧૦૫.

। त्यागनुं लक्षण ।

त्यागः प्रपंचरूपस्यचिदात्मत्वावलोकनात् ।
त्यागोहिमहतांपूज्यः सद्योमोक्षमयो यतः ॥ १०६ ॥

ભાવાર્થઃ—સર્વત્ર ચિદ્રૂપ, આત્મસ્વરૂપ બ્રહ્મને અવલોકવાવડે સર્વ પ્રકારના પ્રપંચને દૂર કરવા રૂપ ત્યાગ છે; એ ત્યાગ મહત્પુરૂષોથી પૂજ્ય છે, એથી શીઘ્ર મોક્ષાનુભવ બને છે. ૧૦૬.

। मौननुं लक्षण ।

यस्माद्वाचोनिवर्तंते अप्राप्यमनसासह ।
यन्मौनंयोगिभिर्गम्यंतद्भवेत्सर्वदा बुधः ॥ १०७ ॥
वाचोयस्मान्निवर्तंते तद्वक्तुंकेन शक्यते ।
प्रपंचोयदिवक्तव्यः सोपि शब्दविवर्जितः ॥ १०८ ॥
इतिवातद्भवेन्मौनं सतांसहज संज्ञितं ।
गिरामौनंतु बालानांमयुक्तं ब्रह्मवादिभिः ॥ १०९ ॥

ભાવાર્થઃ—યોગિ પુરૂષોએ તે મૌનનો (અવર્ણ્ય શાંતિ રૂપ) અનુભવ કરવાનો છે, જેના આગળથી વાચા પાછી હઠી જાય છે તથા જે મનસૂવડે અપ્રાપ્ય છે; શુદ્ધ જ્ઞાન માર્ગમાં પળતા બુધ પુરૂષોએ સર્વદા તદ્રુપ થવાનું છે. (હમેશાં તેઓ તો તદ્રૂપ હોય છે.) જે બ્રહ્મનું વર્ણન આપવાને વાણિ સમર્થ નથી તથા જેના આગળથી પાછી હઠી જાય છે. તેનું કોણ વર્ણન આપી શકે એમ છે? જો આ માયારૂપ પ્રપંચવિશે તપાસ ચલાવવી હોય તો તે પણ વાચાના પ્રદેશની પાર છે. સત્પુરૂષોને સહજ–સ્થિતિરૂપે–સ્વાભાવિક દશા

રૂપે જણાયલું મૌનજ (બ્રહ્મ અને જગત્ સંબંધિ સર્વ પ્રકારની શંકા રહિત થવા રૂપ) કદાચ તે સંભવિ શકે; બાકી બ્રહ્મવાદિઓ ગિરાનાબંધનરૂપ પળાતા મૌનને બાળકો માટેજ ઉપયુક્ત ગણ્યું છે. ૧૦૭–૧૦૯.

। विजन देशनुं निरुपण ।

आदावंतेच मध्येच जनोयस्मिन्नविद्यते ।
येनेदं सततं व्याप्तं सदेशोविजनः स्मृतः ॥ ११० ॥

भावार्थः—આદિમાં, મધ્યમાં તથા અંતમાં જેમાં આ વિશ્વની (લોકની) સ્થિતિ નથી તથા જેના વડે આ સર્વ સતત વ્યાપ્ત થયલું છે, તે વિજન દેશ (એકાંત દેશ) કહેવાય છે. ૧૧૦.

। कालनुं निरुपण ।

कलनात्सर्व भूतानांब्रह्मादीनां निमेषतः ।
कालशब्देननिर्दिष्टो ह्यखंडानंदअद्वयः ॥ १११ ॥

भावार्थः—બ્રહ્માદિના નિમિષોન્મેષરૂપ સમગ્ર ભૂતમાત્રના કલન કરવા વડે કાલશબ્દથી અદ્વયઅખંડાનંદ બ્રહ્મજ સૂચવાય છે. ૧૧૧.

। आसननुं निरुपण ।

सुखेनैवभवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिंतनं ।
आसनंतद्विजानीयान्नेतरत्सुखनाशनं ॥ ११२ ॥

भावार्थ.—જે સ્થિતિમાં અમુક પુરૂષ સુખે કરીને તથા અબાધિત રીતે બ્રહ્મચિંતન કરી શકે તે (બ્રહ્મ) આસન જાણવું, સુખ શાંતિનો નાશ કરનાર અન્ય કોઇપણ સ્થિતિને આસન રૂપે સ્વીકારવાની નથી. ૧૧૨.

। सिद्धासननुं निरुपण ।

सिद्धं यत्सर्वभूतादि विश्वाधिष्ठानमव्ययं ।
यस्मिन् सिद्धाः समाविष्टास्तद्वै सिद्धासनंविदुः ॥११३॥

भावार्थः—જે ભૂતાદિથી આરંભાતા વિશ્વના સુવિખ્યાત અધિષ્ઠાન રૂપ અવ્યય બ્રહ્મ રૂપ છે, તથા જેમાં સિદ્ધ પુરૂષો સર્વદા સુખથી સમાવિષ્ટ થાય છે (બેસે છે) તેજ યથાર્થ સિદ્ધાસન છે. ૧૧૩.

। मूलबंधनुं निरुपण ।

यन्मूलंसर्व भूतानां यन्मूलं चित्तबंधनं ।
मूलबंधः सदासेव्यो योग्योसौ राजयोगिनां ॥११४॥

ભાવાર્થઃ—જે સર્વ ભૂતોના મૂલ રૂપ છે, જેના ઉપર મનસ્‌ના (ચિત્તના) બંધન રૂપ મૂલઉપાદાનકારણનો આધાર રહે છે, તે સદા સેવવા યોગ્ય મૂલ બંધ છે; રાજયોગાભ્યાસિયોએ તો માત્ર આ પ્રકારનો મૂલબંધજ સેવવવા યોગ્ય છે. ૧૧૪.

। देहसाम्यनुं निरुपण ।

अंगानांसमतांविद्यात्समेब्रह्मणिलीयते ।
नोचेन्नैवसमानत्वमृजुत्वंशुष्कवृक्षवत् ॥ ११५ ॥

ભાવાર્થઃ—જો (અસમ) જડઅંગોના ભિન્નઅસ્તિત્વનું સમ અને એક બ્રહ્મમાં સંપૂર્ણ પ્રવિલાપન થાય તો આવા પ્રકારની દશા એજ દેહસામ્ય છે; કારણ કે શરીરને શુષ્કવૃક્ષસમાન સીધું કરવાનો પ્રયત્ન કોઇપણ પ્રકારે દેહસામ્ય નથી. ૧૧૫.

। दृक्स्थितिनुं निरुपण ।

दृष्टिंज्ञानमयीं कृत्वापश्येद् ब्रह्ममयंजगत् ।
सादृष्टि परमोदाराननासाग्रावलोकिनी ॥ ११६ ॥
दृष्टिदर्शनदृश्यानां विरामोयत्रवा भवेत् ।
दृष्टिस्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥११७॥

ભાવાર્થઃ—પોતાની આંતરદષ્ટિને શુદ્ધ જ્ઞાનમય બનાવીને આ ક્ષણિક જગત્‌ને બ્રહ્મમય જોવું (અનુભવવું) જોઇએ; આવી દષ્ટિજ પરમ ઉદાર છે. (દક્ સ્થિતિ રૂપ દકનું યથાર્થ ધ્યાન છે.) નાસાગ્રનું અવલોકન કરી ધ્યાન કરનારી દષ્ટિ આવી નથી. દષ્ટિ, દર્શન અને દશ્યનો જેમાં વિરામ થાય છે તેમાં દષ્ટિને (વૃત્તિને) ઠહરાવવાની જરૂર છે, નાસાગ્રના અવલોકનમાં ઠહરાવવાની નથી. ૧૧૬–૧૧૭.

। प्राणायामनुं निरुपण ।

चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ।
निरोधः सर्ववृत्तीनां प्राणायामः सउच्यते ॥११८॥

ભાવાર્થઃ—ચિત્તાદિ સર્વપ્રકારના ભાવોમાં બ્રહ્મત્વની ભાવના ભાવવા વડે સર્વ પ્રકારની વૃત્તિઓના નિરોધરૂપ પ્રાણાયામ કહેવાય છે. (ખરા પ્રાણાયામ આવા છે બાકી હઠતંત્રાદિના પ્રાણાયામથી ક્ષયાદિવ્યાધિઓ થાય છે).૧૧૮

। रेचकपूरकादि त्रिविधप्राणायामनुं निरुपण ।
निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ।
ब्रह्मैवास्मीतियावृत्तिः पूरकोवायुरीरितः ॥ ११९ ॥
ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ।
अयंचापिप्रबुद्धानामज्ञानां घ्राणपीडनं ॥ १२० ॥

भावार्थः—चित्तमांथी प्रपंच रूप वृत्तिने निषेधवा रूप, (फेफसांमांथी श्वासने बहार काढवा रूप) यथार्थ रेचक छे; "हुं ब्रह्म छुं." एवी जे दृढ वृत्ति ते (श्वासने अंदर खेंचवा रूप) यथार्थ पूरक छे; पछीथी ए वृत्तिनी निश्चलता रूप एकतानता, ए (अमुक कालपर्यंत फेफसांमां श्वास राखवा रूप) यथार्थ कुंभक छे. प्रबुद्ध ज्ञानीपुरुषोमाटे आवा प्रकारना प्राणायाम छे, नाकने पीडवा रूप प्राणायाम अज्ञानीयो माटे छे. ११९-१२०

। प्रत्याहारनुं निरुपण ।
विषयेष्वात्मतां दृष्ट्वामनसश्चितिमज्जनं ।
प्रत्याहारः सविज्ञेयोऽभ्यसनीयोमुमुक्षुभिः ॥ १२१ ॥

भावार्थः—विषयोमां आत्मतानुं दर्शन करीने मनसूना ब्रह्ममां प्रविलापनने प्रत्याहार कहेवामां आवे छे, तेनो मुमुक्षुओए अभ्यास करवो जोइए.१२१

। धारणानुं निरुपण ।
यत्रयत्र मनोयाति ब्रह्मणस्तत्र दर्शनात् ।
मनसो धारणं चैव धारणा सापरामता ॥ १२२ ॥

भावार्थः—ज्यां ज्यां मनस् जाय त्यां त्यां ब्रह्मना दर्शनवडे उत्पन्न थती मननी दृढतानुं नाम धारणा छे; षट्चक्रादिमां लक्ष राखवा रूप धारणाना करतां आ धारणा अति उत्कृष्ट छे. १२२

। ध्याननुं निरुपण ।
ब्रह्मैवास्मीति सद्वृत्त्यानिरालंबतयास्थितिः ।
ध्यानशब्देन विख्यातापरमानंददायिनी ॥ १२३ ॥

भावार्थः—"हुं ब्रह्म छुं." एवी सद्वृत्ति वडे जे निरालंबपणानी (स्वातंत्र्यनी) स्थिति ते परम आनंद आपनार छे तथा ध्यान शब्दथी

। समाधिनुं निरुपण ।

निर्विकारतयाष्टत्त्या ब्रह्माकारतयापुनः ।
वृत्तिविस्मरणं सम्यक् समाधिर्ज्ञानसंज्ञकः ॥ १२४ ॥

ભાવાર્થ.—વૃત્તિ ( મનસ્ ) નિર્વિકાર થવા વડે તથા પછી બ્રહ્માકાર (બ્રહ્મ સાથે અભેદમય ) થવા વડે, આવા પ્રકારની એકતાની વૃત્તિના સમ્યક્ પ્રકારે વિસ્મરણને યથાર્થ સમાધિ કહેવાય છે, જ્ઞાન સંજ્ઞાથી વ્યવહરવામાં આવે છે. ૧૨૪.

। निदिध्यासनना अवधिनुं निरुपण ।

इमं चाकृत्रिमानंदंतावत्साधु समभ्यसेत ।
वश्योयावत्क्षणात्पुंसः प्रयुक्तः सन्भवेत्स्वयं ॥ १२५ ॥

ભાવાર્થ — આ અકૃત્રિમ આનંદનો અભ્યાસ સાધુએ ત્યાં સુધી કરવાનો છે કે જ્યાં સુધી એક ક્ષણમાંજ પ્રયુક્ત થતાં એકાગ્ર થઇને ધ્યાન કરી શકે. ૧૨૫

( આગળ ચાલુ )

ઉપતંત્રી.

---

## પરાવિદ્યાની કેટલીક અસત્ય ભાવનાઓ.

હું જેને પરાવિદ્યાની અસત્ય ભાવનાઓરૂપે ગણું છું તેનો તમને યથાર્થ ખ્યાલ આપવાને, હું શાને સત્યપરાવિદ્યા કહું છું, એ વાત બની શકે તેટલી સ્પષ્ટ કરવાની જરૂર છે. પશ્ચિમમાં અંગ્રેજી ભાષાની ખામીને લીધે એક મુશ્કેલિ ઉભી થાય છે, કારણ કે "પરાવિદ્યા" ( Occultism ) દક્ષિણ તથા વામ ઉભય પ્રકારના તાંત્રિકમાર્ગોને લાગી શકે છે. પૂર્વમાં રાજયોગ અને હઠયોગ સામાન્ય રીતે સમજાઇ શકે એવા શબ્દો છે, પ્રથમ આધ્યાત્મિકપરાવિદ્યાને સૂચવે છે અને અન્ય સ્થૂલસંબંધી તથા કામનાપ્રદેશ (ભુવર્લોક) સંબંધી સિદ્ધિમાર્ગને ઉપદેશે છે. વધારે માથા કુટ કર્યા વિના યથાર્થ આધ્યાત્મિક પરાવિદ્યાની તમારા આગળ એક વિશાલ વ્યાખ્યા દર્શાવવાનો પ્રયત્ન કરીશ, કે જેથી તેની ઉત્કૃષ્ટ ભાવનાઓની તુલના તમે તમારી જાતે કરી શકોઃ-

આપણી પ્રકૃતિનો પરમાત્મમયગુરૂ સાથે અભેદ સાધવાવડે, ફક્ત જે પ્રકારની આત્મવિદ્યા ( પરાવિદ્યા ) સાધવા યોગ્ય છે તે સાધી શકાય છે, અને તે પ્રતિનો માર્ગઃ-

(૧) આત્મ નિરિક્ષણ વડે આસુરીસંપત (Lower-Self) ના જ્ઞાનદ્વારા;

(૨) દૈવિસંપત (Higher-self) સાથે અભેદ સાધવા માટે આસુરી સંપતના ત્યાગ દ્વારા;—

(૩) (અ) આત્મ-વિસ્મરણ અને દરેક જીવંતપ્રાણિપ્રતિ પ્રેમળ સેવા વડે; (વ) પવિત્રશાસ્ત્રોના અભ્યાસદ્વારા હૃદયને એકતાલ બનાવવા વડે તથા મનસ્‌ને ઉચ્ચભૂમિકામાં સ્થાપવા વડે; (ક) ધારણા અને ધ્યાનના અભ્યાસ દ્વારા મનસ્ અને ઇચ્છાશક્તિને કેળવવા વડે;—દૈવિસંપતપ્રતિના અભિલાશ અથવા ઉચ્ચતાપ્રતિના પ્રયત્નદ્વારા—સિદ્ધ કરી શકાય છે.

જો આ સાધનો શ્રદ્ધાપૂર્વક સિદ્ધ કરાયાં હશે તો નિચે પ્રમાણે ફેરફાર થશેઃ-

(અ) શુદ્ધિ, (વ) પ્રકાશ—માનવની સમગ્રપ્રકૃતિના સાહજીકવિકાસરૂપ, આત્મચક્ષુઓ ખુલવારૂપ, દિવસે દિવસે આંતર પુરૂષમાં સુપ્તદશામાં રહેલી શક્તિયો અને અધિકારને પ્રબળ બનાવવા, વૃદ્ધિ કરવા રૂપ છે આ પ્રમાણે જ્ઞાન અને શક્તિ, અધિકાર સંપન્ન થવાતાં, તેમનો યોગ્ય ઉપયોગ કરી શકાય એવા થવાતાં, યોગ્ય સમયે આવી રહેશે.

મારે એટલું કહી લેવું જોઇએ કે આ વ્યાખ્યા વિશે મેં ઘણા અભ્યાસિઓનો અભિપ્રાય લીધો છે, અને તેમણે તેને એ વિષય વિશેના તેમના પોતાના વિચારો દર્શાવનારરૂપે, તથા જે ભાવનાઓ સિદ્ધ કરવાને તેઓ પ્રયત્નપરાયણ પ્રયત્ના છે તેની સૂચના આપનારરૂપે ટેકો આપ્યો છે. આ વ્યાખ્યા મારી પોતાની ઉપજાવી કાઢેલી નથી.

મારાથી બની શકે તેટલા ભાર સહિત હું જે ભાવના દસાવવા માગું છું તે એ છે કે, આત્મવિદ્યા ( પરાવિદ્યા ) એક જીવન સમાન છે; કહેવાતી " સિદ્ધિયો " માટે પ્રયત્નપરાયણ થવું અથવા શોધચલાવવી એ બીલકુલ અયોગ્ય છે; જો સિદ્ધિયો વિષે જરાપણ વિચાર કરવો હોય તો તે આટલોજ બની શકે છે, તેઓ આકસ્મિક છે, આવશ્યક નથી, અને જીવનની ઉત્કૃષ્ટભૂમિકાઓમાં વિકાસ થતાં સાથેજ સાથેજ તેમની યોગ્યતા પ્રમાણે સમકાલીન વૃદ્ધિ થાય છે; સૂક્ષ્મશક્તિઓની અપકવવૃદ્ધિ, એકપક્ષિય અસમાન વૃદ્ધિના સૂચન કરતાં કઇ પણ વિશેષ નથી.

" માગ મદદગાર પત્રો " નામના પુસ્તકની ઉત્તમ પ્રકારે મારા વિચારો દર્શાવતી પ્રસ્તાવનામાંના ઉતારા વિના ઉત્તમ રીતે હું મારા વિચારો દર્શાવી શકતો નથી.

" આમાંથી તાંત્રિક વિદ્યાના ભંડારની સૂચનાઓ મળશે નહિ; મત. પંથ અથવા સૂક્ષ્મશક્તિયો વિષેના સિદ્ધાંતો જોવામાં આવશે નહિ........... સામાન્ય લોકસમૂહ તો આત્મવિદ્યાની સત્યવાતોની શોધ ચલાવે છે; પરંતુ

અનુભવ પામવાને નિશ્ચિત થયલો અભ્યાસિ યથાર્થમાર્ગ શોધવાનું ઇચ્છે છે. જે અન્યને માત્ર નીતિ રૂપે દર્શન દે છે તે તેને મન તો આનુભવિક ઉપદેશ રૂપછે, કારણ કે તે માર્ગે અનુસરાતાં સત્યસિદ્ધાંતો અને નિયમો સાથેનો સંબંધ તેના સમજવામાં આવે છે તથા તેમનું ખરાખોટાપણું તપાસી જોવાને શક્તિમાન્ થાય છે; પ્રથમ તેને જે સ્તોત્ર રૂપે લાગતું હતું તે હવે તેને શાસ્ત્રીય સિદ્ધાંત રૂપ લાગે છે; પરંતુ આ વિદ્યા તે આધ્યાત્મિક છે, કારણ કે પરમ કારણ નિર્ગુણ પરમાત્મા છે...........આપણે તો માત્ર સત્યને પોતાનેજ શોધવાનું છે, પ્રથમથી તે વિશેની બંધાઇ બેઠેલી આપણી ભાવનાઓને શોધવાની નથી."

" પત્ર-૧ " માં કહ્યુ છે -

માનવજાતરૂપ વેદિઉપર અર્પવા કરતાં અન્ય કોઈપણ હેતુ માટે જ્ઞાન અથવા સિદ્ધિ પામવાની કોઇ કાલે કોઇ પણ પ્રકારે ઇચ્છા રાખશો નહિ, કારણ કે માત્ર આવી રીતેજ તે અનુભવી શકાય છે

આ વિચારને તમારા મનમા વિશેષ ઉતારવાને ' ફાઇવ યર્સ ઓફ થીઓસોફી" નામના પુસ્તકમાંથો એક ઉતારો આપીશ; તેમા " ધ્યાન " ના લેખનો નીચેનો ઉતારો, હું તમને દર્શાવવાનો પ્રયત્ન કરૂ છુ તેવા પ્રકારની આધ્યાત્મિકપરાવિદ્યાને બરોબર દર્શાવેછે.

રાજયોગ કોઈ પ્રકારના ઢોંગને ઉત્તેજન આપતો નથી, તેને સ્થૂલ આસનબાસનની જરૂર નથી. વિચાર ( માનસિક ) સૃષ્ટિના પ્રદેશમાં વસતા આંતર્પુરૂષ સાથે તેને તો કામ પાડવાનું છે. અયથાર્થતાની બાહ્યસૃષ્ટિને નહિ પરંતુ યથાર્થતાની આંતર્ સૃષ્ટિને દર્શાવતી ગુપ્તપરાવિદ્યાએ સ્વીકારેલું માત્ર યથાર્થ ધ્યાન, પોતાના લક્ષમાં સર્વોત્કૃષ્ટભાવના રાખીને, તેના સમાન થવાને સતત પ્રયત્નપરાયણ થવા રૂપ છે તેનું પ્રથમ સાધન અંતઃકરણ શુદ્ધિદ્વારા સિદ્ધ થાય છે. પરાવિદ્યાનો અભ્યાસિ સારી રીતે કહી શકે કે, વિચારશુદ્ધિ, શબ્દશુદ્ધિ, અને કાર્ય શુદ્ધિ, એટલાં વાના સામાન્યમાનવોની પાર " દેવ" સમાન થવા ઇચ્છતા દરેક માટે આવશ્યકસાધનો રૂપે છે. અહિત માટે નિઃસ્વાર્થિ પરોપકારની કેળવણીના માર્ગે પળવાનું છે, કારણ કે માત્ર આ માર્ગેજ સર્વવ્યાપક પ્રેમ પર્યંત પહોંચાય છે; માયાએ જીવાત્માની આસપાસ ખડાં કરેલાં બંધનોમાંથી છૂટા થવાના માર્ગમાં આગળવધવામાં એ મહાન્ પ્રેમના અનુભવનો સમાવેશ થાય છે.

એટલું લક્ષમાં લેવા જેવું છે કે અત્રે વર્ણવાયલી આત્મવિદ્યા, "સકામસિદ્ધિમાર્ગ" ની આત્મવિદ્યા નથી, પરંતુ તેને ખાસ કરીને તેનાથી જુદી પાડવામાં આવી છે. "આ

આ દ્વાર સકામ-સિદ્ધિ-માર્ગની આત્મવિદ્યાકલાઓનું છે, સ્વાર્થી હેતુઓ માટે તેમનો અભ્યાસ કરવામાં આવે છે. અને યથાર્થ આત્મવિદ્યાની નિરોધક અને શુભકર અસરના અભાવને લીધે આમ થાય છે, યથાર્થ આત્મવિદ્યા એ સકામસિદ્ધિમાર્ગના તાંત્રિકવિધિ રૂપ નથી, એ વિધિ તો એનું એકાદ હથિયાર માત્ર છે. અધમસૂક્ષ્મપ્રદેશની અથવા માનસિકશક્તિયો પામવા રૂપ યથાર્થ આત્મવિદ્યા નથી, તોપણ એ ઉભય શક્તિયો તેના દાસ રૂપ છે. યથાર્થ આત્મવિદ્યા ઘણાઓ સમજે છે તેમ સુખમાટેની શોધ રૂપ નથી, કારણ કે તેનું પ્રથમ પગલું આત્માર્પણ છે, બીજું ત્યાગ છે.

યથાર્થ આત્મવિદ્યા, જીવનની વિદ્યા છે, જીવવાની કલા છે.

ઉપરના વિચારો લક્ષમાં લેતાં એટલુ સહજ સ્પષ્ટ થાયછે કે, યથાર્થ આધ્યાત્મિક પરાવિદ્યા એ વર્તમાન સામાન્ય માનવ જાતની અસંત પહોંચની પારની વાત છે. તથાપિ જેમ આપણે લાંબો માર્ગ કાપવાનો હોય છે તેમ પ્રારંભ કરવાની અસંત આવશ્યકતા ખડી થાય છે, અનેજ મારે એટલી મસવાત સચવવાની છે કે, યથાર્થ અધ્યાત્મવિદ્યાની કૂંચિરૂપ નીતિવિદ્યા છે, તેના એક આવશ્યક સાથીરૂપ છે; તો પણ સદ્દગુણ એકલોજ અથવા નીતિવિદ્યા એકલીજ, અત્યંત કીમતી તથા જરૂરની હોવા છતાં યથાર્થ અધ્યાત્મવિદ્યાનુયાયી માટે જરૂરની નથી કારણ કે અધ્યાત્મજ્ઞાનાગ્નિ વડે તેનો વેગ શીઘ્ર જનવો જોઇએ.

અધ્યાત્મવિદ્યાના નૈતિકપક્ષને સતત આગ્રહપૂર્વક આગળ ધરવામાં આવે છે તે “ માત્ર નૈતિકઅસર ” માટે નથી, પરંતુ એટલા માટે છે કે માત્ર આવા પ્રકારની ભાવનાજ પ્રકાશને અગ્નિમાં ફેરવી નાખે છે, આકાશનું શ્રેષ્ઠતત્વ—શુદ્ધ આત્મા. સદ્દગુણીજીવનવડે પૂણ્યનો સંચય થાય છે: એ પૂણ્યને લીધે કોઇ કાલે કોઇ પુરૂષ યોગ્ય કુટુમ્બમાં જન્મે છે, જ્યાં કદાચ તેનો યથાર્થધ્યાનાભ્યાસ આરંભાય છે. અથવા તેથી ભગવદ્દગીતા પ્રમાણે ભક્તોના કુટુમ્બમાં અથવા આત્મવિદ્યામાં આગળ વધેલા પુરૂષોના કુટુમ્બમાં તેનો જન્મ થાય છે. પરંતુ શ્રીકૃષ્ણ કહે છે કે આવો જન્મ દુષ્પ્રાપ્ય છે, આથી એમ લાગે છે કે માત્ર સદ્દગુણો એકલાજ ટુંક સમયમાં હમેશાં આપણા લક્ષ્યને પ્રાપ્ત કરાવી શકવા અસમર્થ છે

આવા પ્રકારના માર્ગમાં સતતકાર્ય પરાયણ જીવન ગાળવાનો આપણે નિશ્ચય કરવો જોઇએ..........જ્ઞાનના મહાન્ ભંડારો શોધી કાઢવા જોઇએ અને સમજવા જોઇએ. પ્રાર્થના કર્યા કરવાથી, ભીખ માગમાગ કરવાથી સ્વર્ગ

મારા વિચાર ક્રમથી સહજ બહાર હોવા છતાં પણ " દીક્ષા " વિશે એક બે શબ્દો કહેવાની જરૂર છે બ્રહ્મવિદ્યા અને પરાવિદ્યાના ખરા અભ્યાસિયોને " દીક્ષા " નો વિધિ દર્શાવવાનો " અધ્યાત્મ વિદ્યાશાલાઓ " નો એક પ્રકારનો કાર્યક્રમ છે. હવે મારૂ સંપૂર્ણ રીતે માનવું છે કે, આ " દીક્ષા " ના નામથી વ્યવહારતી સ્થૂલ વિધિઓમાંથી એકાદ પુરૂષ પસાર થાય, ગમે તો આ વિધિઓ યથાર્થ રીતે આચરવામાં આવી હોય, તો પણ તે પુરૂષ યથાર્થ માર્ગમાં એક તસુ ૧ણ ભાગ્યેજ આગળ વધ્યો હશે; આથી વિશેષ મારી એવી માન્યતા પણ છે કે, એક પુરૂષને સામાન્ય રીતે બીલકુલ ભાન પણ ના હોય અને તે યથાર્થતાથી " દીક્ષિત " થઇ ચૂકેલો હોય.

આવી જાતનો વિચાર કદાચ વિરૂદ્ધ પ્રકારનો લાગશે એ મારા લક્ષમાં છે, પરંતુ આ વિષયમાં અત્રે વિશેષ સ્થલ ના રોકતાં, એ વિરૂદ્ધાર્થમાંથી તમને જે અર્થ પસંદ પડે તે તમારી મેળે ગ્રહણ કરવાનો છે, અથવા વિચાર કરવા યોગ્ય ના લાગે તો તેમ વર્તવા તમે સ્વતંત્ર છો.

અત્રે સુધીના વિચારનો આટલો સારાંશ નિકળે છે.—યથાર્થ આધ્યાત્મિકપરાવિદ્યા આંતરપુરૂષના સંબંધની હોય છે, એક જીવન સમાન છે, આથી એટલું અવશ્ય કરીને ફલે છે કે એક અભ્યાસિ પોતાના આધ્યાત્મિકઅધિકારાનુસાર જે અધ્યાત્મવિદ્યા શાલામાં પ્રવેશવાને યોગ્ય હોય છે, તદનુસાર તે સાહજીક રીતે વિકાસ પામે છે.

આટલુ કહ્યા પછી મારા ધારવા પ્રમાણે નીચેના બીજા સિદ્ધાંતને સિદ્ધ કરવામાં હવે વિશેષ વાર લાગશે નહિ.

સિ. ૨–" નીતિ વિનાની આત્મવિદ્યા વામમાર્ગ સમાન છે. "

ફરીથી, " યથાર્થઆત્મવિદ્યા વિરૂદ્ધ આત્મવિદ્યાકલાઓ " ના લેખમાંથી એક અવતરણની જરૂર છે—

" ખાસ જીવન ગાળવાને " શક્તિવંત થયલા પુરૂષો માટેજ સિદ્ધિમાર્ગ છે, આવી કેલવણી માટે આપવા પડતા ભયંકરભોગો આપવાને તૈયાર થયલા પુરૂષો માટે છે, નિયમોને અક્ષરશઃ પાળનારાઓ માટે છે. વિચારમાં અને આચારમાં શરત વિના સંપૂર્ણ રીતે " મહાન્ આત્મત્યાગ " રૂપ યથાર્થ પરાવિદ્યા અથવા બ્રહ્મવિદ્યા છે, એ વાત આવા પુરૂષોએ એકદમ જાણીને હમેશાં યાદ રાખવાની જરૂર છે. એ વિદ્યા પરોપકાર રૂપ છે, અને તે તેના અભ્યાસિને સામાન્ય જન પ્રવાહના માર્ગની ગણનામાંથી સંપૂર્ણ રીતે વિદૂર કરે છે." આવો અભ્યાસિ પોતા માટે નહિ પરંતુ સમગ્રમાનવજાતમાટે જીવન ગાળે છે. "

"વિનાશ પ્રતિ લઈ જતા સુગમમાર્ગ, " સકામ–સિદ્ધિ–માર્ગ વિશે ઉપરના લેખમાં સૂચવ્યું છેઃ—

આ દ્વાર સકામ-સિદ્ધિ-માર્ગની આત્મવિદ્યાકલાઓનું છે, સ્વાર્થી હેતુઓ માટે તેમનો અભ્યાસ કરવામાં આવે છે, અને યથાર્થ આત્મવિદ્યાની નિરોધક અને શુભકર અસરના અભાવને લીધે આમ થાય છે, યથાર્થ આત્મવિદ્યા એ સકામસિદ્ધિમાર્ગના તાંત્રિકવિધિ રૂપ નથી, એ વિધિ તો એનું એકાદ હથિયાર માત્ર છે. અધમસૂક્ષ્મપ્રદેશની અથવા માનસિકશક્તિયો પામવા રૂપ યથાર્થ આત્મવિદ્યા નથી, તોપણ એ ઉભય શક્તિયો તેના દાસ રૂપ છે. યથાર્થ આત્મવિદ્યા ઘણાઓ સમજે છે તેમ સુખમાટેની શોધ રૂપ નથી, કારણ કે તેનું પ્રથમ પગલું આત્માર્પણ છે, બીજું ત્યાગ છે.

## યથાર્થ આત્મવિદ્યા, જીવનની વિદ્યા છે, જીવવાની કલા છે.

ઉપરના વિચારો લક્ષમાં લેતાં એટલુ સહજ સ્પષ્ટ થાયછે કે, યથાર્થ આધ્યાત્મિક પરાવિદ્યા એ વર્તમાન સામાન્ય માનવ જાતની અસંત પહોંચની પારની વાત છે. તથાપિ જેમ આપણે લાંબો માર્ગ કાપવાનો હોય છે તેમ પ્રારંભ કરવાની અસંત આવશ્યકતા ખડી થાય છે, અત્રેજ મારે એટલી સલાહ સૂચવવાની છે કે, યથાર્થ અધ્યાત્મવિદ્યાની કૂંચિરૂપ નીતિવિદ્યા છે, તેના એક આવશ્યક સાથીરૂપ છે; તો પણ સદ્‌ગુણ એકલોજ અથવા નીતિવિદ્યા એકલીજ, અત્યંત કીમતી તથા જરૂરની હોવા છતાં યથાર્થ અધ્યાત્મવિદ્યાનુયાયી માટે જરૂરની નથી કારણ કે અધ્યાત્મજ્ઞાનાગ્નિ વડે તેનો વેગ શીઘ્ર બનવો જોઇએ.

અધ્યાત્મવિદ્યાના નૈતિકપક્ષને સતત આગ્રહપૂર્વક આગળ ધરવામાં આવે છે તે " માત્ર નૈતિકઅસર " માટે નથી, પરંતુ એટલા માટે છે કે માત્ર આવા પ્રકારની ભાવનાજ પ્રકાશને અગ્નિમાં ફેરવી નાખે છે, આકાશનું શ્રેષ્ઠતત્વ—શુદ્ધ આત્મા. સદ્‌ગુણીજીવનવડે પૂણ્યનો સંચય થાય છે; એ પૂણ્યને લીધે કોઇ કાલે કોઇ પુરૂષ યોગ્ય કુટુમ્બમાં જન્મે છે, જ્યાં કદાચ તેનો યથાર્થધ્યાનાભ્યાસ આરંભાય છે, અથવા તેથી ભગવદ્‌ગીતા પ્રમાણે ભક્તોના કુટુમ્બમાં અથવા આત્મવિદ્યામાં આગળ વધેલા પુરૂષોના કુટુમ્બમાં તેનો જન્મ થાય છે. પરંતુ શ્રીકૃષ્ણ કહે છે કે આવો જન્મ દુષ્પ્રાપ્ય છે; આથી એમ લાગે છે કે માત્ર સદ્‌ગુણો એકલાજ ટુંક સમયમાં હમેશાં આપણા લક્ષ્યને પ્રાપ્ત કરાવી શકવા અસમર્થ છે.

આવા પ્રકારના માર્ગમાં સતતકાર્ય પરાયણ જીવન ગાળવાનો આપણે નિશ્ચય કરવો જોઇએ..........જ્ઞાનના મહાન્ ભંડારો શોધી કાઢવા જોઇએ અને સમજવા જોઇએ. પ્રાર્થના કર્યા કરવાથી, ભીખ માગમાગ કરવાથી સ્વર્ગ

સૃષ્ટિનો સામ્રાજ્યાનંદ મળી શકવાનો નથી, એતો બળાત્કાર, પ્રયત્ન, (પુરૂષાર્થ) પૂર્વક પ્રાપ્ત કરવાનો છે. આ પ્રમાણે પુરૂષાર્થથી ઉદ્દેશ સિદ્ધ કરવા માટે આવશ્યક ઇચ્છાશક્તિ અને બલ પામવાનો માત્ર એટલોજ માર્ગ છે કે, એક પાસાએ સદ્ગુણોને કેળવવા અને અન્ય પાસાએ આપણી જાતને સૂક્ષ્મતા પૂર્વક સમજવા પ્રવૃત્ત થવું.'

આપણે કહેવાતી કિમિયાશાલા (સિદ્ધદર્શન) વિષે થોડોક વિચાર કરીએ. જો આ શાલાના ગ્રંથોમા, સુવર્ણધાતુ બનાવવાની અથવા અધમધાતુઓને ઉચ્ચ ધાતુઓમા ફેરવવાની ગુપ્તવિધિઓ દર્શાવવામા આવી છે એમ માનવામા આવે, તોપણ આપણે તો ઉત્તમોત્તમ વિદ્યાના અભ્યાસિયો હોવાથી, તેમને આપણી સાથે કોઈ પ્રકારની લેવા દેવા નથી ઘણીવાર તેમને માટે દર્શાવવામાં આવે છે તેમ જો તેઓ રૂપકો રૂપે હોય અને આપણી માનવપ્રકૃતિની અધમતાને આધ્યાત્મિકસમૃદ્ધિમા ફેરવી નાખવાના ઉપદેશની ગુઢભાષા રૂપે હોય તો તેમાથી આપણને થોડોક ઉપદેશ મળી શકે. પરતુ જે સમયમા આવા ખરાખરા ગ્રંથો યોજવામા આવ્યા હતા તેનો વિચાર કરતા, તેમા જ્ઞાનના ઉત્તમોત્તમ ઉપદેશોનો સમાવેશ થાય છે એમ સ્વીકારતા પણ આપણને એટલુ સ્પષ્ટ જણાઈ આવે છે કે સામાન્ય બુદ્ધિમાં ના ઉતરી શકે એવી અગમ્ય ભાષામા એ ગ્રથો યોજવામા આવ્યા હતા. આ પ્રમાણે દરેક અભ્યાસિને પોતાને માટે નિશ્ચિત કરવાનું રહે છે કે, અસ્તિત્વમાં હોય વા ના પણ હોય એવા ભર્ગ માટે તે કાલ અને શક્તિનો વ્યય કરશે, અથવા સ્પષ્ટરીતે સિદ્ધઅસ્તિત્વવાળા માર્ગને અનુસરશે; તથાપિ યથાર્થ માર્ગને અનુસરવામાં, સર્વ પ્રકારની અધમતાના, દુષ્ટતાના સપૂર્ણ ત્યાગ પૂર્વક માનસિમા જે જે શ્રેષ્ઠ અને ઉત્તમ છે તેની અભ્યાસિને આવશ્યકતા છે, આ વિષય સમાપ્ત કરતા પૂર્વે આને માટે જુદા જુદા વિષયના અભ્યાસથી મારે સ્વીકારવા પડેલા સિદ્ધાતોનુ પુન સ્મરણ કરીશુ તેમા મારા બે સિદ્ધાતોનુ પુનરાવર્તન કરીશુ

(૧) "સકામ-સિદ્ધિ-માર્ગ-કલાઓ" ની આત્મવિદ્યા એ અવશ્ય કરીને યથાર્થઆત્મવિદ્યા નથી

(૨) નીતિવિનાની આત્મવિદ્યા વામમાર્ગ સમાન છે.

યથાર્થ અધ્યાત્મવિદ્યાના આવશ્યક સાધન રૂપે પરોપકાર હોવાથી અનિવાર્ય રીતે એટલું ફલિત થાય છે કે, ઉચ્ચતમનીતિવિનાનો તેનો અભ્યાસ વામમાર્ગ હોવો જોઇએ.

મારા વાચનમાંથી અન્ય ઉપદેશ એ મળે છે કે, યુવાન અનઘડ અભ્યાસિને પોતાની સેવાઓ અર્પણ કર્તા, તથા તેમની "સિદ્ધિઓ" ને અનુભવવાથી શીઘ્રતાથી મહાન્ પરિણામો (ફલો) આવશે એમ તેને માનવાને લલચાવતા, અધ્યાત્મવિદ્યાના કહેવાતા "ગુરૂઓ" માં કોઈ પણ પ્રકારે કોઈ જાતનો વિશ્વાસ રાખી શકાય એમ નથી. યથાર્થ અધ્યાત્મવિદ્યાની જો જરા પણ ખરી ભાવના હું ગ્રહણ કરી શક્યો હોઉં તો મારી એટલી ખાત્રી

છે કે, જ્ઞાનની શીઘ્રવૃદ્ધિનું વચન આપતી કોઈ પણ સંસ્થાનો વિધિ આ વિદ્યાને મળતો આવતો નથી; ઉતમોત્તમ રીતે વિચારતાં એ વિધિઓનું અધમસૂક્ષ્મપ્રદેશની શક્તિયોની વૃદ્ધિરૂપ બાધકારક પરિણામ આવે છે, અથવા અધમ દૃષ્ટિબિંદુથી જોતાં અભ્યાસિ અધમ પ્રદેશના ગુંચવાડામાં આવી પડે છે, તેમાંથી તેને તેનો યથ બેઠેલો ગુરૂ છોડવી શકતો નથી, અને તેથી પ્રારંભમાં ઉચ્ચ આશયો હોય તો પણ અંતે વામમાર્ગમા, ઘેલછામાં અથવા મરણમાં પરિણમે છે.

અન્યની ભૂલો માટે આપણે ઉદાસીન રહેવું જોઇએ, એ અન્ય ઉપદેશ મળી રહે છે. આપણે જે વાતને સત્ય માનતા હોઇએ તેમાં દૃઢ શ્રદ્ધાવાળા રહેવાની જરૂર છે; પરંતુ જ્ઞાનમાર્ગથી સ્ખલિત થયલાઓને માર્ગ દર્શાવવામાં ધીરજ રાખવાની જરૂર છે. સત્યનો એક અલ્પઅંશ પણ કોઇને શિખવવાનો હોય તો અમે તે શિખવાને ઉત્સુક છીએ, નવા પ્રકાશના સ્વીકાર માટે અધીરા બનતા નથી તથા નવ–પ્રાપ્ત સત્યોને અમારા પૂર્વના જ્ઞાન અથવા વ્હેમો સાથે બંધબેસતા કરવાની ઇચ્છાવાળા નથી જેટલું પ્રાપ્ત થયું છે તેટલું સંપૂર્ણબુદ્ધિપૂર્વક લક્ષમા રાખીને અમે એટલુ નિખાલસ રીતે કબુલ કરીએ છીએ કે, આપણે સંપૂર્ણ સમગ્ર સતનો ભાગ્યે જ અનુભવ કરી શકીએ, તેથી વિશાલજ્ઞાન અને અનુભવના પ્રકાશાનુસારે આપણે આપણા સત્યના વિભાગમાં સુધારા વધારા કરવાને હમેશાં તત્પર રહેવું જોઇએ.

એટલુ પણ જાણવામા આવે છે કે, ઉત્કૃષ્ટ પ્રકારના નીતિશાસ્ત્રને સખ્ત રીતે અનુસર્યા વિના આધ્યાત્મિક સવર્ધન જરા પણ સિદ્ધ થઈ શકતુ નથી; સમગ્ર ધાર્મિક સસ્થાઓનું નીતિશાસ્ત્ર લગભગ મળતું આવે છે, પરતુ આ નીતિવિદ્યાને બુદ્ધિપૂર્વક સમજાવનાર માત્ર સસ્થા બ્રહ્મવિદ્યા છે. એ નીતિવિદ્યાને પાળવાનું કારણ, અમુક ગુરૂએ તદનુસાર વર્તવાનું કહ્યુ છે એટલું જ નથી, પરતુ તેનો આધાર પ્રકૃતિનાં યથાર્થ સત્યો ઉપર હોય છે અને એ પ્રમાણે અનુભવગમ્ય હોય છે. અધ્યાત્મવિદ્યા તેનુ એક શાસ્ત્ર બનાવે છે, તથા અમુક પ્રકારે ગળાતા જીવનના સારા અથવા માઠાં કેવાં પરિણામો (ફલો) હોવાં જોઇએ એ વાત નીતિવિદ્યા સ્પષ્ટ દર્શાવી આપે છે. પરંતુ આ વિષય વિશે અત્રે ચર્ચા ચલાવવી યોગ્ય લાગતી નથી.

સ્પષ્ટ રીતે પોતાની તૃષ્ણાઓમાંની એક "સિદ્ધિયો" ની લાલસાને, આત્માનુભવના ગ્રંથોમાં યથાર્થ આધ્યાત્મિક ઉન્નતિના માર્ગમાં બંધન રૂપે દર્શાવવામાં આવી છે, તથા તેને "મારી દૂર કરવાનો" ઉપદેશ આપવામાં આવ્યો છે. "સિદ્ધિયો" આધ્યાત્મિક ઉન્નતિના સાહજીક વિકાસરૂપે યોગ્ય આવી રહેશે, અને માત્ર આ શરતે જ તેમની સહી સલામત રીતે વૃદ્ધિ કરી શકાય તથા લાભકારક રીતે ઉપયોગ કરી શકાય. જેમ ઉન્નતિમાર્ગની આપણી વર્તમાન ભૂમિકામાં ગતિદૃષ્ટિઆદિની આપણી શક્તિયો વિકસેલી છે તેમ આગળની ભૂમિકાઓમાં તે સમયને યોગ્ય શક્તિયો ખીલી નિકળશે. આ વિશે એક નિચેનો વિચાર મનન કરવા યોગ્ય છેઃ—

" આનુભવિક-અધ્યાત્મ-વિદ્યા " વિશે બ્રહ્મવાદીઓમાં ઘણીજ વાતો કરવામાં આવે છે; સૂક્ષ્મ શરીરને છૂટું પાડવા સાથે અથવા તાંત્રિક યંત્ર મંત્રોના અભ્યાસ સાથે આ વિદ્યાનો અવશ્ય કરીને કોઇ પ્રકારનો સંબંધ હોવો જોઇએ, એમ ઘણા લોકોનું ધારવું છે, પરંતુ આ દુનિયાનું સાદામાં સાદું કાર્ય પાર પાડવામાં, માત્ર તેમાં કારણ માટે તીવ્રસંવેગથી કાર્ય કરવા વડે, તમે વધારે આનુભવિક-અધ્યાત્મ-વિદ્યા અનુભવી શકો છો.

સમાપ્તિમાં, યથાર્થ આધ્યાત્મિક પરાવિદ્યાના સાધકના નૈતિક પરિણામ રૂપે નીચેના વિચારો પ્રતિ તમારૂં લક્ષ દોરવું ઉચિત ધારૂં છું, કારણ કે વર્તમાનકાલમાં યથાર્થ આધ્યાત્મિકપરાવિદ્યા જે બાહ્યસ્વરૂપમા મનુષ્યોમાં પ્રદર્શિત થાય છે તે મારા સમજવા પ્રમાણે અધ્યાત્મ વિદ્યા છે.

" જે મનુષ્ય પરોપકારનો અભ્યાસ રાખતો નથી, જે પોતાના કરતાં નબળા અથવા ગરિબ મનુષ્યને પોતાનો અતિમશ્વાસ આપવાને તૈયાર નથી, જે ગમે તે નાતજાતપ્રજાના નિજસમભ્રાતાને ગમે તે કાલે ગમે તે સ્થલે દુઃખમાં મદદ કરવાનું લક્ષમાં લેતો નથી, જે માનવ દુઃખ પ્રતિ પોતાના કર્ણને બધિરાવસ્થામાં રાખે છે, જે ગમે તો બ્રહ્મવાદી ભ્રાતા અથવા અન્ય નિર્દોષ મનુષ્યને નિંદાતો જોઇને જાણે પોતાનો બચાવ કરતો હોય તેમ તેનો બચાવ કરતો નથી,—તે ખરેખરો અધ્યાત્મવાદી નથી "

ઉપતંત્રી.

---

## શ્રી ગણેશાથર્વશીર્ષોપનિષદ.

( મળેલું )*

### ખંડ ૧ લો.

#### તત્વમસિ પ્રતિપાદન.

"ૐ ગણપતિ પ્રતિ નમસ્કાર."

આરંભમાં ૐ શબ્દવડે મંગલ કર્યું છે. અંત્યારંભમાં ગણપતિને નમસ્કાર કરવાનો પ્રાચીન સંપ્રદાય છે. સૃષ્ટિનું આદિ કારણ જે શિવ, તેમા થતી સમગ્ર ઉત્પત્તિને આર્યો દૈવત આરોપે છે. એ ઉત્પત્તિનાં સર્વ તત્ત્વો-દેવોની સંજ્ઞા સંખ્યાવાચક ગણ એવી થાય

* લેખક—રા. રા. ચમનરાય શિવશંકર વૈષ્ણવ.

છે તેના પતિ, તે ગણપતિ-સમગ્ર તત્ત્વ અથવા દેવોના સમૂહનું ઉત્પત્તિક્રમમા ગોઠવાવુ, અને તે જે નિયમથી ગોઠવાય છે, તે ક્રમ વા નિયમ રૂપ છે ત્યારે ગણપતિ એટલે ઉત્પત્તિક્રમનો નિયમ તે સમગ્ર ઉત્પત્તિ, સ્થિતિ, ને લયવાચક હોવાથી તેને હસ્તીનું મોઢું રૂપ આપેલું છે સર્વ રિદ્ધિસિદ્ધિદાતા તથા વિઘ્નહર્તા-ઉત્પત્તિ સ્થિતિ, ને લયનું જ્ઞાન અથવા ગણપતિ સ્તવન-મનન-છે

એ ગણપતિને પ્રથમ નમસ્કાર શા માટે? આ પ્રશ્નના ઉત્તરમા ગણપતિને મહાવાક્યરૂપ વર્ણવે છે —

"તુજ પ્રત્યક્ષ તત્ત્વમસિ"

જીવ, જગત્ અને ઇશ્વર, એ ત્રણ વસ્તુજ વિચારણીય તથા જ્ઞાતવ્ય છે આપણે પોતે કોણ? આ સર્વ દેખાય છે તે શુ? અને એ બનેનો સબધ શુ? આનું નિરાકરણ કરનાર સામવેદનું મહાવાક્ય તત્ત્વમસિ છે તત્=તે-આ સર્વ દેખાય છે તે, ત્વમ્=તું-આપણે પોતે-જીવ, અસિ=છે-તુ અને તેનો સબધ આખો અર્થ 'તુ તે છે" ત્વ=જીવ, તત્=જગત્, અસિ=ઇશ્વર એ ત્રણેનું ઐક્ય એ મહાવાક્ય કરે છે, અને એ ત્રણેનુ ઐક્ય-તેજ ઉત્પત્તિ, સ્થિતિ, ને લયનો ક્રમ—તત્ત્વમસિ છે એમહાવાક્યજ ગણપતિ છે, માટેજ તે પ્રથમ વદનીય છે

એ રીતે ગણપતિની મહાવાક્યતા સિદ્ધ કરીને એ મહાવાક્યના પ્રત્યેક શબ્દોનું શોધન કરે છે ત્વમ્ પદ શોધન —

"તુજ કેવળ કર્તા છે તુજ કેવળ ધર્તા છે તુજ કેવળ હર્તા છે'

ત્વમ્ પદનુ શોધન કરતા આમા ઉત્પત્તિક્રમની ત્રિપુટી બતાવી છે સત્ત્વ, રજ, ને તમ, એ ત્રણ ગુણવાળી માયાના સબધથી ચેતન ત્રણપ્રકારવાળુ ગણાય છે રજોગુણ પ્રવૃત્તિ વાચક હોવાથી ઉત્પત્તિ કાર્યની પ્રવૃત્તિ કરનાર ચેતન બ્રહ્મા સજ્ઞાથી ઓળખાય છે, સત્ત્વગુણ સમાન હોવાથી સ્થિતિ કાર્ય કરનાર વિષ્ણુ છે, અને તમોગુણ નિવૃત્તિ વાચક હોવાથી લય કાર્ય કરનાર રુદ્ર શબ્દ છે એ રીતે કર્તા-બ્રહ્મા, ધર્તા-વિષ્ણુ, અને હર્તા-રુદ્ર, એ ત્રણે એકજ ચેતનના ત્રિગુણાત્મ રૂપો છે એ ત્રિપુટીનું ઐક્ય ત્વમ્ પદથી કરેલું છે, અને એ રીતે ત્વમ્ અથવા "તુ"—ત્રિપુટી વાચક બતાવેલુ છે હવે તત્ પદ શોધન કરે છે —

"ખરેખર તુજ આ સર્વ બ્રહ્મ છે'

સર્વંસ્વાલ્વિદંબ્રહ્મ । એ શ્રુતિ સાથે (ત્વમ્) પદની એકતા આમાં બતાવીને (તત્) પદનું શોધન કર્યું છે. તત્ પદ "આ સર્વ બ્રહ્મ" વાચક છે તેની સાથે ત્વમ્ પદનું

ઐક્ય કરીને જીવ વિશ્વનું ઐક્ય કર્યું છે. હવે એ બંનેનો સંબંધ બતાવનાર असि પદનું શોધન કરે છે:—

"તું સાક્ષાત્ આત્મા નિત્ય છે."

'આત્મા' ઇશ્વર વાચક છે. જેતું. (त्वम्) વિશ્વ (तत्) છે, તેજતું (त्वम्) (असि) ઇશ્વર છે. એમ ત્રિપુટીનું ઐક્ય કરી એ ત્રિપુટીમય ગણપતિને સામવેદના મહાવાક્યથી ઠરાવીને તેનું દઢીકરણ હવે કરે છે, કે-ત્રિપુટી તેજ ગણપતિ છે —

## ખંડ ૨ જો.

### સ્વપ્રતિજ્ઞા.

"ઋત કહુંછું. સત્ય કહુંછુ"

ગણપતિ અથવા વિશ્વક્રમને—મહાવાક્યતાએ કરીને ઉપર જે ત્રિપુટી રૂપ કહ્યા છે, તે ખરેખર તેમજ છે, એમ બેવાર બોલીને સુદઢ કરેલું છે, અને ગણપતિ એવા છે, માટે તેનુંજ સ્તવન યુક્ત છે, એમ ઠરાવીને હવે તેનું સ્તવન કરે છે.—

## ખંડ ૩ જો.

### ગણેશ પ્રાર્થના.

"તું મારૂં રક્ષણ કર. વક્તાથા શ્રોતાથા. દાતાથા. ધાતાથા. સુશ્રથા. શિષ્યથા. પાછળથી રક્ષણકર. આગળથી રક્ષણ કર. ઉત્તરેથી રક્ષણ કર દક્ષિણેથી રક્ષણ કર. ઉપરથી રક્ષણ કર. નીચેથી રક્ષણ કર સર્વ તરફથી મને રક્ષ રક્ષ"

'વક્તાથા'—એટલે તું મારો ઉપદેષ્ટાથા—મને તારા સ્વરૂપનું જ્ઞાન આપનારો થા. વળી મારી સ્તુતિનો 'શ્રોતાથા' તારૂં સ્વરૂપજ્ઞાન મને આપીને તું 'દાતાથા.' મારામાં એ જ્ઞાનની ઉત્પત્તિ કરનાર—'ધાતા'—અથવા 'ધા' ભ્રાંતિ તથા સંશયોને ટાળનાર—'સુશ્રથા' મારી બુદ્ધિમાં વસીને મારામાં શિષ્યત્વ—અધિકાર—ની પ્રેરણા કરનાર થા સર્વે દિશાઓએથી તું મને રક્ષ, રક્ષ. જે ગણપતિની એ રીતે સ્તુતિ કરી, તે કેવા છે, તેનું વર્ણન કરે છે:—

## ખંડ ૪ થો.

### અધ્યાત્મ પ્રતિપાદન.

"તું વાઙ્મય, તું ચિન્મય, તું આનંદમય, તું બ્રહ્મમય, સચ્ચિદાનંદ અદ્વિતીય છે. તું પ્રત્યક્ષ બ્રહ્મ છે. તું જ્ઞાનમય—વિજ્ઞાનમય છે."

તું વાણીમય-વાણીરૂપ છે, ચેતનરૂપ છે, આનંદરૂપ—આત્મારૂપ છે. તું સચ્ચિદાનંદ-અદ્વિતીય-બ્રહ્મરૂપ છે. તું બ્રહ્મનું પ્રત્યક્ષરૂપ, જ્ઞાનરૂપ અને વિજ્ઞાનરૂપ છે. વાણી ચાર પ્રકારની છે· પરા, પશ્યંતી, મધ્યમાને વૈખરી. આ ચારે વાણીરૂપ સરસ્વતીના પુત્ર હોવાથી ગણપતિ તદ્રૂપ છે. વિચારમય હોવાથી ચિદ્રૂપ છે. ત્રિપુટીરૂપ હોવાથી આનંદમય—આત્મારૂપ—બ્રહ્મરૂપ છે. બ્રહ્મરૂપ છે માટે સચ્ચિદાનંદ-અદ્વિતીય છે. સત્, ચિત્ને આનંદરૂપ છે. 'સત્' અસ્તિત્વ વાચક છે. 'અદ્વિતીય' એટલે બહુરૂપે ભાસતાં છતાં એકજ છે. જ્ઞાનરૂપ, તથા વિજ્ઞાન એટલે મોક્ષ જ્ઞાનરૂપ છે. **सत्यं ज्ञानमनंतंब्रह्म । योवेद निहित गुहायां परमेव्योमन् ।** એ શ્રુતિના અર્થરૂપ આ વર્ણન છે.

એ ગણપતિજ અવ્યાકૃત બ્રહ્મ છે, તેને માટે કહે છેઃ—

## ખંડ ૫ મો.

### અધિદૈવતવર્ણનાત્મકત્વ

"આ સર્વ જગત્ તારાથી ઉત્પન્ન છે. આ સર્વ જગત્ તારાથી સ્થિતછે. આ સર્વ જગત્ તારાથી લય પામે છે આ સર્વ જગત્ તારામાં છે. તું ભૂમિ, આપ, અગ્નિ,વાયુ, આકાશ. તું ચાર વક્પદો."

પ્રથમ ત્રણ વાક્યોથી ગણપતિનુ ત્રિપુટિત્વ બતાવેલું છે. ચોથા વાક્યમાં **त्वय्येत्य सदेवअग्रआसीत् ।** એ અર્થ બતાવેલો છે. પાચમા વાક્યમાં પંચભૂતાત્મક જગતરૂપ તુંજ છે, એમ **अस्यात्मन आकाशः संभूत ॥** શ્રુતિનો અર્થ બતાવેલો છે. પ્રણવરૂપ હોવાથી ચાર પ્રકારની વાણીરૂપ ગણપતિને છેલ્લા વાક્યમાં બતાવેલા છે. આ પ્રમાણે સર્વ રીતે બ્રહ્મરૂપ વર્ણવ્યાથી અવ્યાકૃતત્વ બતાવ્યુછે. હવે સર્વજનના મૂલાધારરૂપત્વ સિદ્ધકરેછેઃ

## ખંડ ૬ ઠો.

### અધ્યાત્મ પ્રકાશકત્વ.

"તું ત્રિગુણાતીત, તું અવસ્થાત્રયાતીત, તું દેહત્રયાતીત. તું કાલત્રયાતીત તું નિત્ય મૂલાધારસ્થિત છે. તું શક્તિ ત્રયાત્મક. યોગીઓ નિત્ય તારૂં ધ્યાન કરે છે.

તું બ્રહ્મા, તું વિષ્ણુ, તું રુદ્ર, તું ઇંદ્ર, તું અગ્નિ, તું વાયુ, તું સૂર્ય, તું ચંદ્રમા, તું બ્રહ્મ, ભુર્, ભુવર્, સ્વર, ઓં."

ત્રિગુણ વિષે આગળ કહેલુ છે. એ ત્રિગુણથી તું અતીત-ઉલ્લંઘી ગયેલ છે. ત્રણ અવસ્થાથી તું પાર છે. જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ, એ ત્રણ અવસ્થા છે. સ્થૂલ શરીર

જે આ માંસમય છે, તેની જાગ્રત અવસ્થા છે. સ્વપ્નાવસ્થા સૂક્ષ્મશરીરની છે, અને સુષુપ્તિ અવસ્થા કારણ શરીરની છે. પાંચ જ્ઞાનેંદ્રિયો (કાન, નાક, આંખ, ત્વચા ને જિહ્વા), પાંચ કર્મેંદ્રિયો ( હાથ, પગ, મુખ, ઉપસ્થ અને ગુદા, ) પાંચ પ્રાણ ( પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન ), પાંચ મહાભૂતો ( આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી) તથા મન અને બુદ્ધિ એ સત્તરતત્વોનું સૂક્ષ્મ અથવા લિંગશરીર છે. જાગ્રદવસ્થામાં સ્થૂલશરીરપર્યંત આખાશરીરનાં તમામ તત્વો કામ કરી શકે છે, માટે તેને સ્થૂલ શરીરની અવસ્થા કહેલી છે. સ્વપ્નાવસ્થામાં ઉપરનાં સત્તરતત્વો તથા કારણ શરીરજ કામ કરી શકે છે, પણ સ્થૂલશરીર તેમાં કશું કામ કરી શકતું નથી, તે તો નિર્જીવ જેવું રહે છે. માટે એ અવસ્થા એ શરીરની કહેલી છે કારણશરીર માત્ર અવિદ્યારૂપ છે, ને તેની અવસ્થા સુષુપ્તિ છે, કેમકે તેમાં અવિદ્યાજ રહેતાં બાકી સર્વ તત્વો સૂતેલાં રહે છે. આ પ્રમાણે આ સર્વ અવસ્થાઓ પણ તેની નથી, એટલે તેથી પણ તે તો પાર-આત્મારૂપ છે, એમ કહેલું છે. ઉપર કહેલા ત્રણે દેહ-શરીરોથી પણ તે પર છે, કેમકે અવસ્થાથી પર એટલે દેહથી પણ પરજ છે. ભૂત-થઈ ગયેલો, વર્તમાન ચાલતો, અને ભવિષ્ય-હવે પછી આવવાનો-એમ ત્રણ પ્રકારના કાળથી પણ તે પર છે આવી રીતે તે માત્ર આત્મારૂપ હોવાથી આ સર્વના મૂળઆધારરૂપ તે છે. શરીરમાં સાત ચક્રો છે. એ સર્વ ચક્રોનું વર્ણન અત્ર ઉપયુક્ત નથી, પરતુ ગુદા* અને ઉપસ્થ ઇંદ્રિયોની વચ્ચે એક મૂલાધાર નામનું ચક્ર છે, તેમાં ગણપતિ બિરાજે છે, માટે તેને 'મૂલાધારમાં રહેલા' કહેલા છે. મૂલાધારચક્ર સુવર્ણ જેવું ચળકતું અને તે પાડળ ( Bignonia Indica ) ના પુષ્પ જેવું ચાર પાંખડીનું છે. આ ચારે પાંખડીનાં નામ वं, सं, शं, षं, છે. આ ચક્રનું વિશેષ વર્ણન અત્ર અપ્રસ્તુત છે, તે કોઇ પ્રસંગે કરી શકાશે. ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણ શક્તિરૂપ તુંજ છે, યોગીઓ જેનું નિત્ય ધ્યાન કરે છે, તે પણ તુંજ છે, કેમકે તું આત્મારૂપ છે. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર, એ ત્રણ વિષે પ્રથમ કહેવાઇ ગયું છે. સર્વ ઐશ્વર્યપ્રાપ્તિથી જે પરમસુખની પરાકાષ્ઠારૂપ, તેજ ઇંદ્રછે. સ્વર્ગનો રાજા કહેવાય છે. સર્વને ઇષ્ટપ્રાપ્તિ કરી આપી તૃપ્તિદાતા છે, માટે તુંજ અગ્નિ છે, સર્વના પ્રાણરૂપ હોવાથી વાયુ છે. સર્વનાં કર્મોનો પ્રવર્તક હોઇ પ્રકાશરૂપ છે માટે તુંજ સૂર્ય છે, કેમકે સૂર્યજ આત્મા છે, અને આત્મા તું છે. સર્વ ઔષધીઓનો જીવનાત્મક હોવાથી, તથા એ ઔષધીઓથી જગત્ અન્ન મેળવી જીવે છે, તે સર્વનો આધાર તુંજ હોવાથી તું ચંદ્રમા છે. તું આત્મા હોવાથી બ્રહ્મ છે. ભૂઃ, ભુવઃ, ને સ્વઃ; અથવા પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ, એ ત્રણે લોક વા ભુવનો તુંજ છે. તારાથી પર કાંઇ નથી. શબ્દબ્રહ્મરૂપ પ્રણવ-ઓંકાર-તે તુંજ છે.

એ રીતે અધ્યાત્મપ્રકારથી તત્ત્વમસિ તથા પ્રણવરૂપ ગણેશને સિદ્ધ કરીને હવે તેનો અનુભવ કરાવનાર ગણેશવિદ્યા કહે છે.

## ખંડ ૭ મો.

### ગણેશવિદ્યાનું પ્રતિપાદન.

" પ્રથમ ગકાર ઉચ્ચારીને પછી આદિ વર્ણોચ્ચાર. તેની પછી અનુસ્વાર અર્ધેંદુમાં

---

* Pudendum virile નીચે અને fundament ઉપર, એમ બેની વચ્ચે આવેલુંછે.

રહેલું. તાર વડે રૂદ્ધ. આ તારૂ મનુસ્વરૂપ. ગૃકારપૂર્વરૂપ. અકાર મધ્યમરૂપ. અંતુસ્વાર અંત્યરૂપ. બિંદુ ઉત્તરરૂપ. નાદસંધાન. તે સહિતા સંધી. તે આ ગણેશ વિદ્યા. ગણુકરૂષિ. નિચૃત્ ગાયત્રી છંદ. ગણુપતિ દેવતા ઑંરૂગઁ. ”

'ગણુપતિ' શબ્દમાં આદ્યક્ષર જે ગ્ છે, તેમાં મૂળાક્ષરનો આદ્યક્ષર અ મેળવવો, એટલે ગ થશે, તેની પછી અનુનાસિકના અર્દ્ધચંદ્ર ચિન્હમાં અનુસ્વાર મૂકવું, એટલે ગઁ થાય છે 'તાર' એટલે ઑંકારનો અખંડ જપ, તેવડે કરીને તેને રોધીને, એટલે કે ઑંરૂગઁ એમ અખંડ જપ કરવો—એક તારથી જપ કરી તેનું નાદાનુસંધાન કરવું. આ શ્રી ગણુપતિનું મનુ—મંત્ર સ્વરૂપ છે. એ સ્વરૂપમાં ગ્કાર પૂર્વરૂપ છે. અકાર મધ્યમરૂપ છે, અને અનુસ્વાર અન્ત્યરૂપ છે, તથા બિંદુ ઉત્તરરૂપ છે. એ રીતિના નાદસંધાનને 'સંધી' એટલે 'સહિતા' કહે છે. એ સહિતા—તેજ ગણેશવિદ્યા છે તેના ઋષિગણુક છે, નિચૃત—અખંડ—ગાયત્રી છંદ છે; અને દેવતા ગણુપતિ છે; મંત્રોને દેવતા, ઋષિ અને છંદ હોય છે. તે ઉપર પ્રમાણે બતાવેલ છે. અત્રગણુપતિનો પૂજા પ્રકાર આ પ્રમાણે છે.—

+ ऑरु अस्यैकाक्षरगणपतिमंत्रस्य, गणकऋषिः,. निचृद्गायत्रीछंदः,गणपतिर्देवता, गॅबीजम्, ऑं शक्तिः, गणपतिप्रीत्यर्थे सकलाभिष्टसिद्ध्यर्थेच जपे विनियोगः । गणकऋषये नमः शिरसि । निचृद् गायत्री छंदसे नमोमुखे। गणपतिदेवतायै नमो हृदये । गॅबीजायनमः गुह्ये । ऑंकारशक्तयेनमः पादयोः ॥ अथषडंगन्यासः ॥ ऑं गॉ अंगुष्ठाभ्यांनमः । ऑं गीँ तर्जनीभ्यांनमः । ऑं गूँ मध्यमाभ्यांनमः ।ऑं गैँ अनामिकाभ्यांनमः । ऑं गौँ कनिष्ठिकाभ्यांनमः। ऑंगः करतल—करपृष्ठाभ्यांनमः । એ રીતે હૃદયાદિ ન્યાસ કરીને મનવડે કરીને પંચોપચારથી પૂજન કરવુ. તે આ પ્રમાણે:—* ऑं लँ पृथिव्यात्मने गणेशाय गंधं समर्पयामि । ऑं हँ आकाशात्मने गणेशाय पुष्पं समर्पयामिः । ऑं यँ वाय्यात्मने गणेशायधूपं समर्पयामिः । ऑं रँ तेजात्मने गणेशाय दीपं समर्पयामि। ऑं वँ अमृतात्मने गणेशाय नैवेद्यं समर्पयामि ॥

---

+ અર્થઃ—"ઑં એકાક્ષર ગણુપતિ મંત્રના, ઋષિગણુક, અખંડ ગાયત્રી છંદ, દેવતા ગણુપતિ, બીજ ગઁ, શક્તિ ઑં, (એવા એ મંત્રનો) ગણુપતિ પ્રીતિ અર્થે તથા સર્વે અભીષ્ટ સિદ્ધને અર્થે જપને વિષે ઉપયોગ (થાય છે.) ગણુકઋષિને મસ્તકવડે નમસ્કાર અખંડ ગાયત્રી છંદવડે મુખનમન (કરૂછું.) ગણુપતિ દેવતા પ્રતિ હૃદયવડે નમસ્કાર ગુહ્યમાં ગઁ બીજપ્રતિ નમસ્કાર. પગોને વિષે ઑં શક્તિ પ્રતિ નમસ્કાર. હવે ષડંગન્યાસ. ઑંગૉ અંગુઠાવડે નમસ્કાર. ઑંગીઁ તર્જનીઓવડે નમસ્કાર. ઑંગૂઁ મધ્યમાવડે નમસ્કાર. ઑંગૅ અનામિકાવડે નમસ્કાર ઑંગૌઁ કનિષ્ઠકાવડે નમસ્કાર. ઑંગઁ હાથેળી (તથા કર પૃષ્ટોવડે નમસ્કાર."

* "ઑંલઁ પૃથિવ્યાત્માગણુપતિપ્રતિગંધ સમર્પુ છું. ઑંહઁ આકાશાત્માગણેશને પુષ્પ સમર્પુ છું. ઑંયઁ વાય્વાત્મા ગણેશને ધુપ સમર્પુ છુ. ઑંરઁ તેજાત્માગણેશને દીપ સમર્પણુ કરૂં છું. ઑંવઁ અમૃતાત્મા ગણેશને નૈવેદ્ય સમર્પુ છું."

એ રીતે ગણેશવિદ્યાનું પ્રતિપાદન કરીને હવે ગણેશગાયત્રીમંત્ર કહેછે—

## ખંડ ૮ મો.

### ગાયત્રીમન્ત્ર પ્રતિપાદન.

"એકદંત ને (અમે) જાણિયે, વક્રતુંડ પ્રતિ (અમારી) બુદ્ધિ—તે દંતી પ્રેરો."

શ્રી ગણપતિનું સ્વરૂપ હાથીનું કલ્પેલુ છે, એટલે તેને 'એક દંત' કહેલ છે એ એકદંતને એક શબ્દવાળી માયા છે 'એક'=માયા, અને 'દંત' તે માયિક છે, એમ કાર્ય કારણની એકતા બતાવી છે. એ કાર્યકારણનું જ્ઞાન અમને થાઓ. 'વક્રતુંડ એટલે વાંકું મુખ માયાયુક્ત મુખ, તેથી વક્રમુખ, તેથી માયાવિશિષ્ટ બ્રહ્મજ વક્રતુંડ છે, ને તેજ ગણપતિ છે એ વક્રતુંડપ્રતિ અમારી બુદ્ધિ દંતી–ગણપતિ—વક્રતુંડ પોતેજ પ્રેરો, એમ પ્રાર્થના છે

એ રીતે ગાયત્રી પાઠ પછી એ ગણપતિનું ધ્યાન કહે છે. એ ધ્યાનમાં ગણપતિનું વર્ણન કરે છે—

## ખંડ ૯ મો.

### ધ્યાનાત્મકત્વ

"એક દંત, ચતુર્હસ્ત, રદ અને વરદ હાથે વડે કરીને અંકુશપાશધારી, બિભ્રાણ, મૂષકધ્વજ, રક્ત, લંબોદર, શૂર્પકર્ણક રક્તવાસસ, રક્તગંધથી અનુલેપિત અંગવાળા, રક્ત પુષ્પોવડે સારી રીતે પૂજાયલા, ભક્તાનુકંપી દેવ, જગત્કારણ, અચ્યુત, સૃષ્ટ્યાદિમા આવિર્ભુત, અને પ્રકૃતિપુરુષથી પર, એ રીતે જે નિત્ય ધ્યાન કરે છે, તે યોગી યોગીઓમા મુખ્ય (૪)"

'એકદંતે'થી તે 'પ્રકૃતિ પુરુષથી પર'—ત્યાં સુધીનાં બધાં ગણપતિનાં વિશેષણો છે 'એકદંત'નો અર્થ કહેવાઇ ગયો છે. ચતુર્હસ્ત=ચાર હાથવાળ. પ્રત્યેક ચતુષ્ક તેના ચાર હાથ છે બિભ્રાણ—રક્ષક, વિઘ્નને હરવાવાળા, સર્વાંતર્યામી હોઇ સર્વના હૃદયમાં વસીને સર્વના ભોક્તા થવાનું ચૌર્યકાર્ય કરનાર હોવાથી 'મૂષકધ્વજ' એવું ગણપતિનું નામ છે. મૂષ્=ચોરી કરવી. વળી મૂષક શબ્દનો અર્થ 'ઉંદર' થાય છે, કેમકે ઊંદર પણ ઘરમાં ભાંડફોડ કરી નુકશાન કરનાર ચોરજ છે એ ઉપરથી ગણપતિનું વાહન ઊંદર કરેલું છે, અર્થાત્ ચૌર્યકાર્ય—એ તેનું વાહન છે. ચારહાથમાં બે ઊંચા ને બે નીચા છે, તેમાં દક્ષિણઉર્ધ્વ તથા નીચેનો—એમ બે હાથ સુધીની દંતરૂપી અંકુશ ભક્તોનું રક્ષણ કરવા માટે રાખેલી છે. રક્તવર્ણવાળા, ઉપર કહેલું છે કે મૂલાધાર ચક્રનો વર્ણ પાડળના પુષ્પ જેવો છે. આખા વિશ્વને જેણે પોતાના ઉદરમાં રાખેલું છે, અને પોતે કોઇના ઉદરમા નથી, માટે તે 'લંબોદર' કહેવાયા છે. શૂર્પ શબ્દનો અર્થ 'સુપડું' થાય છે, જેમ સુપડું ધાન્યમાંની રજને દૂર કરનારૂ છે, તેમ ગણેશ પોતાના સુપડા જેવા કાનથી લોકોનાં હૃદ્ગત પાપપુણ્યાદિરૂપી રજને દૂર કરનારા હો

વાથી ' શર્પકર્ણક ' કહેલા છે. રક્તવસ્ત્ર પ્હેરે છે. રક્તગધનો લેપ શરીરે કરેલો એવા, અને રક્ત પુષ્પોથીજ પૂજાયલા છે. વરદાન આપવાવાળા હોવાથી તેને સર્વ રીતે રક્તવંર્ણના વર્ણવ્યા છે. સર્વપર દયારૂપી રાગવાળા છે, માટે રક્ત એટલે રાગી સમજવાના છે. એમછે માટે જ તેને ભક્તો ઉપર અનુકંપવાળા દેવ કહ્યાછે. જગતનું કારણ તો સ્પષ્ટ જ છે. ચ્યુ ધાતુનો અર્થ ' જુદું પડવું,' ' ક્ષય પામવો, ' થાય છે, ચ્યુત-જુદું પડેલું અચ્યુત-જુદા નહિ પડતા. એમ અર્થ છે; કેમકે સૃષ્ટિમાં આવિર્ભૂત છે. આમ છતાં પણ સૃષ્ટિથી નિર્લેપ રહી પ્રકૃતિપુરુષથી તે પરછે. આવું સ્વરૂપ સમજનાર યોગીઓમાં મુખ્યછે.

આવી રીતે ધ્યાન કરીને તેની સ્તુતિ કરે છે.

## ખંડ ૧૦ મો.

### સ્તુતિપ્રતિપાદન.

" વ્રાતપતિને નમસ્કાર, ગણપતિને નમસ્કાર, પ્રથમપતિને નમસ્કાર; લંબોદર, એકદંત, વિઘ્નનાશકને નમસ્કાર, શિવસુત, વરદમૂર્તિને નમસ્કાર; શિવસુત, વરદમૂર્તિને નમસ્કાર. "

દેવાદિવ્રાત-જીવો-નાપતિ, બ્રહ્મા, વિષ્ણુ આદિ ગણોના પતિ; ચતુર્વર્ણમાં પ્રથમ યોગી છે, તેનાપતિ; 'લંબોદર' નો અર્થ પ્રથમ કહેલો છે; 'એકદંત' નો અર્થ પ્રથમ કહેવાઇ ગયો છે: ' વિઘ્નનાશક'. અને ' શિવસુત ' ના અર્થ સ્પષ્ટછે. વરદ-વરદાન આપનાર; એવા ગણપતિને નમસ્કાર કરેલા છે.

એવી રીતે સ્તુતિ કરી રહ્યા પછી ગ્રંથસમાપ્તિમાં ત્રણ ખંડોથી તેનાં ફલ બતાવેછે.-

## ખંડ ૧૧ મો.

### અધ્યયનફલશ્રુતિ.

" આ અથર્વશીર્ષને જે ધારણ કરે છે, તે દેહવાળું બ્રહ્મજ થાય છે. તેને સર્વ વિઘ્નો બાધ કરતાં નથી. તે સર્વત્ર સુખ મેળવે છે. તે પાંચ મહાપાપોથી મુક્ત થાયછે. સાયંકાળે અભ્યાસ કરનારનું દિવસે કરેલ પાપ નાશ પામે છે. પ્રાતઃકાળે અભ્યાસ કરનારનું રાત્રીકૃત પાપ નાશે છે. સવારસાંજરે અભ્યાસ કરનાર અપાપ થાયછે.સર્વત્ર અભ્યાસ કરનાર વિઘ્નરહિત થાય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવે છે. આ અથર્વશીર્ષ અશિષ્યને આપવું નહિ. જે મોહ વડે કરીને શિષ્ય થાય તે પાપી; હજારઆવર્તનાદિથી જે કામ ઇચ્છે છે, તે આથી પ્રાપ્ત થાય છે. "

આના અર્થો સ્પષ્ટ જ છે. હીંસા, અભક્ષ્યભક્ષણ, પરસ્ત્રીગમન, ચોરી અને તેવાંનો સસર્ગ, એ પાંચ મહાપાપો છે. આ લોકનો અનાદર કરીને જે પરલોકને માટેજ સત્કર્મો કરે છે, તેને 'ધર્મ' કહે છે; આ લોકમાંજ શ્રેષ્ઠત્વ મેળવવાને સત્કર્મ કરવાં, તેને ' અર્થ ' કહેછે; આ લોકપરલોક બંનેના ભોગો માટે જે સત્કર્મ પ્રવૃત્તિ, તે ને'કામ' કહેછે;

અને આ લોક તેમજ પરલોક–બંનેના વિરાગપૂર્વક નિષ્કામ સત્કર્મ પ્રવૃત્તિ, તેને 'મોક્ષ' કહે છે. એ સઘળું આના અધ્યયનથી મળે છે. અનધિકારીને આ જ્ઞાન આપવું નહિ. કદી કોઇ છળથી શીખવા ઉત્કંઠા જણાવે છે, તો તે પાપી થાય છે, એટલે કે સત્યાર્થ નહિ સમજી શકાયાથી અનાસ્થાઆદિ નાસ્તિક બુદ્ધિવાળો થાય એ પણ પાપીત્વ મેળવ્યુંજ કહેવાય છે. જે જે કામના મેળવવી હોય, તે આના હજાર પાઠથી પ્રાપ્ત થાય છે. એ રીતે ફલ કરીને હવે વિવિધ પ્રકારે પ્રયોગ કરનારને મળતાં ફળો કહે છેઃ—

## ખંડ ૧૨ મો.

### નાનાપ્રયોગ ફલશ્રુતિ.

"આણે કરીને ગણપતિને અભિષેક કરે છે, તે વાગ્મી થાય છે ચારે પ્રહર જપે તે વિદ્યાવાન્ થાય છે. એ રીતે અથર્વણવાક્ય છે આથી કરીનેજ બ્રહ્માદિનું આવરણ કદી પણ રહેતું નથી.

આનો અર્થ પણ સ્પષ્ટ છે. 'વાગ્મી'=સારો વક્તા. વળી પણ યજન પ્રકાર કહે છે.

## ખંડ ૧૩ મો.

### હોમ.

"જે દુર્વાંકુરોથી યજે છે, તે વૈશ્રવણોપમ થાય છે. લાજે યજે છે, તે યશોવાન્ થાય છે, તે મેધાવાન્ થાય છે. જે હજાર મોદકથી યજે છે, તે ઇચ્છિત મેળવે છે. જે સાજ્યસમિધથી યજે છે, તે સર્વ મેળવે છે, સર્વ મેળવે છે."

'દુર્વા' ઘાસની જાત છે ( Cynodon dactylon )—'વૈશ્રવણ' નામ ધનપતિ કુબેરનું છે, તેના જેવો થાય છે, એટલે પુષ્કળ સંપત્તિ મળે છે. 'લાજ' એટલે 'ભોંજેલ ધાન્ય'. 'મેધા'=સમજણ. શક્તિ–વિધિ–યુક્ત સમિધવડે અગ્નિકુંડ કરી હોમ કરવો, તે સર્વ મેળવે છે; તેમાં જરા પણ સંશય નથી, એમ જણાવવા સારૂ બેવાર કહેલ છે.

વિશેષ પ્રયોગ ફલ કહે છેઃ—

## ખંડ ૧૪ મો.

### અન્યપ્રયોગ.

"આઠ બ્રાહ્મણને સમ્યક્ગ્રહણ કરાવવાથી સૂર્યવર્ચસ્વી થાય છે. સૂર્યગ્રહે, મહા નદીમાં, અથવા પ્રતિમા સાંનિધ્ય જપવાથી સિદ્ધમંત્ર થાય છે; મહાવિઘ્નથી મૂકાય છે; મહાદોષથી મૂકાય છે; મહાપાપથી મૂકાય છે. જે આ પ્રમાણે જાણે છે, તે સર્વજ્ઞ થાય છે, તે સર્વજ્ઞ થાય છે."

આઠ બ્રાહ્મણ પાસે 'સમ્યક્'—સઘળો પાઠ કરાવવાથી 'સૂર્યવર્ચસ્વી'=સૂર્યના જેવા તેજવાળા થવાય છે. 'સૂર્યગ્રહ' એટલે સૂર્યનું ગ્રહણું હોય ત્યારે—જળાશયમાં અથવા મૂર્તિસમીપદેવલયમાં જપ જપ કરવાથી મંત્રસિદ્ધિ મળે છે. બાકી બધુ સ્પષ્ટ છે.

આ ઉપનિષદનું નામ अथर्वशीर्ष 'અથર્વવેદનું મસ્તક,' એમ સ્પષ્ટાર્થ છે. थुर्व ધાતુ નાશાર્થક છે; शी ધાતુ નિદ્રાવાચક હોઇ અજ્ઞાનનો અર્થ સૂચવે છે, અને ऋष् ધાતુનો અર્થ 'ભોકવું' થાય છે; એ પરથી 'અવિનાશિત્વ' વાચક આખા अथर्वशीर्ष શબ્દનો અર્થ થાય છે; અથવા शीर्ष નો અર્થ 'વિદ્વાને ભોકીને જાગ્રત થવું', એટલે 'અજ્ઞાનનું ભેદન', એમ લેતાં 'જ્ઞાન' થાય છે, અને अथर्व=અમર, અવિનાશિત્વ. 'અવિનાશિત્વ અથવા અમર જ્ઞાન' એમ અર્થ થાય છે.

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

# मार्ग प्रदीपिका.

(Light on the Path.)

( અનુસંધાન ગતવર્ષ—પૃષ્ઠ—૧૫ થી )

## "वृद्धिनी तृष्णाने दूर करो ।"

અભ્યાસિયો માટે ખાસ કરીને આ સૂત્ર યોજવામાં આવ્યુ હશે, કારણ કે બીજા કોઇ વૃદ્ધિ માટે પરવાવાળા હોતા નથી, વૃદ્ધિ, ઉન્નતિ માટેની આશા માત્ર તેમનામાં જ જણાઇ આવે છે અને એવી આશા હોવી તથા તેનાથી પ્રેરાવું એ પણ યોગ્ય છે સર્વ પ્રકારના સ્વાર્થી હેતુઓની પેઠે અમુક કાલ પછી આ હેતુ પણ નિરૂપયોગી થઇ પડે છે, તેની અભ્યાસિને જરૂર પડતી નથી. નિઃશ્રેણિના દરેક પાદ ઉપર અમુક પ્રકારના ઉત્તેજક હેતુવડે ચઢી શકાય છે, ઉચ્ચગતિ કરાવતા અમુક કારણદ્વારા આમ થાય છે. પ્રથમના સાધનો વ્યક્તિત્વને ફલો પામવા માટેના હોય છે, પછીથી ભાવનાના દષ્ટિબિંદુને ઉચ્ચ ભૂમિકામાં સ્થાપવામાં આવે છે, વ્યષ્ટિત્વ માટે પ્રયત્ન કરવામાં આવે છે, આખરે વિશુદ્ધ વિસ્તૃત અંતઃકરણ ( આંતરેન્દ્રિય ) ભૂમાને અનુભવે છે, અને પછીથી પોતાની જાત માટે પ્રયત્ન આદરવામાં આવતો નથી પરંતુ સર્વ પ્રાણિમાત્રના સમષ્ટિમય જીવાત્મા માટે પ્રયત્નપરાયણ થવામાં આવે છે.

**"तथापि एकाकि अने अनन्यासक्त रहो, कारण के कोइपण देहधारी, वेदना गंधवाळो कोइपण, नित्यवस्तुनीबहार रहेलुं कंइपण, तमने मदद करी शकशे नहि।"**

નિયમ માટે, કોઇનો આશ્રય શોધવાની, અન્યની સલાહ માગવાની, અન્ય ઉપરજ આધાર રાખવાની ઘણાખરા લોકને તેમની પ્રકૃતિ સમાન થઇ પડેલા ગુણરૂપ ટેવ પડી

હોય છે. માત્ર પ્રબલઇચ્છાશક્તિવાળો મનુષ્ય જ આ બાબતનો નિર્ણય કરી શકે એમ છે તથા તેજ પોતાની જાતે કાર્ય ઉઠાવી શકે છે. પરંતુ જેમ જેમ વ્યક્તિત્વ વિસ્તાર પામતું જાય છે તેમ તેમ અધિકારમાં વધવાથી તે વધારેને વધારે પોતાની જાત ઉપર આધાર રાખતો થાય છે; આમ થવું એજ યથાર્થ છે, કારણ કે, આપણુ દરેકનામાં વિકાસ પમાડવાનું નિત્ય દિવ્યતત્ત્વ છે, અને સર્વ પ્રકારના પ્રસંગોમાં આપણે કેવી રીતે વર્તવું તે, તેજ સ્વતઃ દર્શાવી આપશે. આત્મ-શ્રદ્ધા અને ચારિત્ર્યના સ્વાતંત્ર્યદ્વારા, કામના દેહના નિરોધ અને શાંત અવલોકનદ્વારા, અનેક પ્રકારે આપણને આ બાબતનો અનુભવ થાય છે. આ વડેજ આપણા જીવના ધર્મને સ્પષ્ટ રીતે સમજી શકાય છે, ગૃહ અને સમાજમાંનું આપણું સ્થાન નિશ્ચિત કરી શકાય છે, અને ગમે ત્યાં ગમે તે પ્રસંગે આપણે ઉપકારક થઇ શકીએ છીએ. અન્ય કોઇ આપણને મદદ કરી શકે તેના કરતાં હમેશાં આપણેજ આપણી જાતને ઉત્તમોત્તમ મદદ કરી શકીશું

"इन्द्रियसंस्कारमांथी उपदेश ग्रहण करो, तेनुं अवलोकन करो, कारण के मात्र आ प्रकारेज तमे आत्मविद्या अनुभववानो प्रारंभ करी शकशो तथा निःश्रेणिना प्रथम पदमां तमारा पादने स्थापित करी शकशो ।"

મનવર્ગનો આરંભક અનુભવ લગભગ અધમ વર્ગોની માફક, આકર્ષણ, અપકર્ષણ, ઉર્મિ, રાગ, તૃષ્ણા ઇત્યાદિરૂપ ઇન્દ્રિયજ્ઞાનદ્વારા મળી શકે છે. નીજ અને અન્યના ઉપર આ ગુણોથી ઉપજતી અસરોને અવલોકતાં અવલોકતાં, સુખાવહનો સંગ્રહ કરવાનું અને દુઃખાવહનો ત્યાગ કરવાનું મનુષ્ય શિખે છે, જ્ઞાનનાં મૂલતત્વો સ્વાર્થી પ્રેરણામાં સંગ્રહાયાં છે,—આત્મસંરક્ષણના નિયમમાં, દુઃખ દૂર કરી સુખ ભોગવવાની તૃષ્ણામાં. એકદમ મનુષ્ય જ્ઞાની થવા છતાં પણ કારણોનો અભ્યાસ કરે છે, કે જેથી તે એકાદા નિર્ભાગી મનુષ્યને અત્યંત અસરકારક રીતે મદદ કરી શકે. અભ્યાસનો પ્રારંભ અલ્પ હોય તોપણ તેની અવગણના થવાની જરૂર નથી.—બોટને પૂરી પાડવાને પરિણામ ઘણું ફલવંત નિવડે છે; જ્ઞાનીપુરૂષ, વટબીજ જોવા ઉપરથી વટવૃક્ષની; ઉનસમાન વાદળ ઉપરથી વિકટવંટોળીયાની, લોકની ખેલચાલ ઉપરથી પ્રજાકીય વિપ્લવની, બાલકની દૃષ્ટિ ઉપરથી વિશ્વરક્ષક થવાની, અગમચેતી આપી શકે.

"तेअमाप्य छे, कारण के ते हमेशां पाछळ हठयां जाय छे ।"

બાહ્યદૃષ્ટિથી કોઇ કોઇવાર અનુભવાતી આ એક ઇન્દ્રિયોની વિચિત્ર માયાજાલ છે, દુનિયાનાં વિશાલ મેદાનો અને રણોમાં મુસાફરો દૂરત્વની ભાવનામાં વારંવાર છેતરાય છે—જે ઘણું પાસે, હસ્તસમીપ હોય એવું લાગે છે તે ખરેખરી રીતે ગાઉનાગાઉ દૂર હોય છે; આ પ્રમાણે તેમને આવી માયાજાલમાં ફસાવાને લીધે મુકામે પહોંચતા પહેલાં ધારેલી લાંબી કંટાળા ભરેલી મુસાફરી કરવી પડે છે, આ પ્રમાણે અભ્યાસિને અનેક અનુભવો થાય છે, માર્ગમાં અનેક ઉપદેશો મળે છે, સધાતા પુરૂષાર્થે વડે બલસંપત્તિ મળતી જાય છે, પાદેપાદે ઉચ્ચતા પ્રતિ તથા અંતિમસ્થાન પ્રતિ નજીક જવાય છે. આ વિચારમાની પાછળહઠવાની ભૂતનાતાપણા જેવી પ્રકૃતિ આપણે માટે સારી છે, કારણ કે

તેના પ્રતિથી મળતી આશાવિના, તેનાં વિશ્વાસ અને પ્રેરણા વિના, જરાપણ આગળ વધવાની દરકાર રાખ્યા વિના, ખાત્રીથી આપણે ઉન્માર્ગગામિ થઇ પડીશું. અસંત શોકાવિષ્ટહૃદયમાં પણ પ્રકાશતી આ આનંદજનક પ્રભાવિના, આપણને અધોપાતપ્રતિ દોરતા અનેક નિરાશાજનક બનાવો આ જીવનમાં મળી આવે છે.

"तमे प्रभामां प्रवेश करी शकशो, परंतु ज्योतिनो कदापि स्पर्श करी शकशो नहि ।"

અત્રે એક દિવ્ય રહસ્યનો સમાવેશ થાય છે. તેને સમજવાને સ્થૂલદેહમાં વર્તતા જ્ઞાન કરતાં વિશેષની જરૂર છે. તોપણ "ધ્યાનનાં સૂત્રો "માંથી કેટલોક પ્રકાશ મળી શકશેઃ—" એક ત્રીકોણમાંથી અલ્પકીર્ણો ( કદાચ, વ્યષ્ટિયો ) સભવે છે; એ એક અમર મૂલ સમાન છે; ચાર વારોનો ( અધમચતુષ્કનાં તત્વોનો ) ત્રિજીહ્વાવાળો જ્યોતિ; વૈધુતિક શક્તિના સૂક્ષ્મતમસૂત્રવડે જ્યોતિમાંથી, સ્ફુલિંગ, ( અથવા પ્રભા ) પ્રકટે છે"

આ ઉપરથી સમજાય છે કે, આપણે સ્પર્શ ના કરી શકીએ તે પણ આપણે જ્યોતિ સાથે જોડાયલા છીએ "તે માયાનાં સપ્તભુવનોમાં વિચરે છે તે પ્રથમ ભુવનમાં અટકે છે અને ધાતુ અથવા પથ્થરનું સ્વરૂપ બધાય છે, તે બીજા ભુવનમાંથી પસાર થાય છે અને વૃક્ષનુ સ્વરૂપ બધાય છે, પવિત્ર પ્રાણિનું સ્વરૂપ લેતા પૂર્વે વૃક્ષને સપ્તપરિવર્તોમાંથી પસાર થવું પડે છે. આ સર્વના મિશ્રિતગુણોમાંથી મનુનુ, વિચાર કર્તાનું સ્વરૂપ બંધાય છે; જ્યોતિએ, સ્ફુલિંગને કહ્યુ " આ તારૂં વર્તમાન ભ્રમણચક્ર છે; " તું મારારૂપ, મારી મૂર્તિરૂપ, મારા પ્રતિબિંબરૂપ છુ. મે તારામા નિવાસ કર્યો છે, અને પ્રલયના દિવસ પર્યંત તુ મારા વાહનરૂપ છે, તે સમયે તું મારા રૂપ થશે, અને અન્યસર્વતારામારા રૂપ થશે." આ પ્રમાણે સ્પષ્ટ રીતે દર્શાવવામાં આવ્યુ છે કે. આપણે ક્રમેક્રમે જ્યોતિ સાથે અભેદ પામતા જઇએ છીએ તો પણ આપણે આપણી વ્યષ્ટિના ભિન્ન જાળવીએ છીએ અને ભૂમા ( જ્યોતિ ) સાથે અભેદ પામેલા હોઇએ છીએ—આ બાબત ખુલાસો કરવા યોગ્ય ગુંચવાડા ભરેલા રહસ્યવાળી છે.

।सारांश।

ભ્રમણાત્મકત્રીસૃષ્ટિયોમાં થઇને સામાન્ય મનુષ્યનો માર્ગ પસાર થાય છે, તેમાં તે જન્મથી મરણ અને પુનર્જન્મ એમ દરરોજ કાર્ય કર્યાં જાય છે. એક કષ્ટકારક સીધા ઢોલાવવાળી ટેકરી સમાનજીવન છે. અંતમાં વારંવાર કંટાળા ભરેલું અને નિરાશાજનક હોય છે, તથાપિ તે તેના બદલા વિનાનું હોતું નથી. આપણાથી સહન ના થઈ શકે એવો જીવનનો બોજો ભારે લાગે છે સારે અનેક પ્રકારે પ્રભા સ્વતંદર્શન દે છે, અથવા ઉન્નતિ ક્રમ અટકી પડવાની ભીતિમાં આવતાં તથા તામસઅંશ વધી જતાં દુઃખરૂપી અંકુશ મારવામાં આવે છે. જો કે આપણા જોવા અથવા સાંભળવામાં આવતું નથી તો પણ લાગણીદ્વારા અનુભવવામાં આવે છે. આ પ્રમાણે નિર્મલ અને પ્રબલ ઉભયને ભાવિમાં આગળ વધારવામાં આવે છે. સર્વદા આપણે સ્મરીરાખવાની જરૂર છે કે, પરમાત્માનો આપણામાં વાસ છે, તેનું જીવન આપણી રગેરગમાં પસરી રહ્યું છે, અને તેના વિચાર અને હેતુના વલન અનુસાર આપણે તેના કાર્યને પાર પાડવાનું છે. ( આગળ ચાલુ. )

ઉપતંત્રી.

---

સ્થાપક
શ્રી અભેદમાર્ગ પ્રવાસી.
સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ,
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, શૃદ્ધ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સંબંધી વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૦-૨૧. અંક. ૧૦ ] ( માસિક ) [ જુલાઇ ૧૯૦૬ ]


## अवतार याचना.

પંખીડા ન તેં કાં સરજ્યો !

* * *

પાંખો ખુલ્લી વિશાળ પ્રસારત
ઉડત ઉંચે ઉંચે રે–પંખીડા નતેં કાં સરજ્યો?

વાણીનો મહિમા સમજાવત
સુજ પંખીડાં મેળેરે—પંખીડા.
મીઠું હું ફળ વેડત પ્રેમે
અમીડાં ચૂસત ચૂસત રે–

ઉંચી ડાળ્યે બેઠો બેઠો,
શાન્તિનાં ગીત ગાતજ રે.—પંખીડા૦
હૃદય વિષે સન્તોષ વધારી—
પરમાનન્દે મ્હાલત રે—

મ્હારી જાત સમગ્ર બધાંને
ઉપયોગી કરી આપત રે.—પંખીડા૦
પર્ણ તરૂનાં વાયે હાલે
ત્હેને હું સ્થિર થાપત રે

મિષ્ટ ફળોનું કરતજ લ્હાણું—
સજીવન સૌ થઇ જાતજ રે.—પંખીડાં૦
નયનાનન્દે જોત બધાંને,
ભેદ ન કાંઇ પડાવતરે—
સરવરનાં મીઠાંપીત પાણી
અશોકની ડાળ્યો સેવતરે.—પંખીડાં૦
મીઠાં પાણી વ્હેચત સૌને
સન્તોષી .આશિષ લેતજરે,
પામરણું એવું બતલાવત
માનાં કુર હું છેદતરે—પંખીડાં૦
પાંખો ઉપર કૈંક અશકતો
લઇને ઉંચે ઉડતરે—
નવઘટનું ત્હાં હું નવબોલત.
મૌન ધરી જપ સાધતરે.—પંખીડાં૦
રામતણે ચરણે જઇ બેસત—
ભેદ બધો ભૂલાવત રે,
ઇચ્છા થાય પ્રબળ ચિતએવી,
ઉચ્ચ વિચારે ચઢાવતરે.—પંખીડાં૦
નવીન પ્રદેશ બતાવી સૌને
પ્રેરત હું કર્તવ્યે રે
વસ્તુ અદ્દશ્ય તણા ગુણ ગાઇ,
મુજ ગાનો સમજાવતરે.—પંખીડાં૦
પરમારથમાં ચિત્ત પરોવી.
મુજ સરખા સૌ સ્થાપતરે.
... બતાવી આપતરે—પંખીડાં૦

* મહાકારનાગર.

બે.
બધી મરણ
વવાણી ટેકરી
તથાપિ તે તેના
માને મારે લાગે છ
કો પડવાની બીતિમાં
આવે છે. જો કે આપણેક વખત આ આખ્યાયિકે
અનુભવવામાં આવે છે. આ
વામાં આવે છે. સર્વદા આ
વાસ છે, તેનું કારન આપણી ર
વચન અનુસાર આપણે તેના ...

# कुसुमकलि.

(મેળેલુ).

અરે ! વ્હાલી મ્હારી અહીં તહીં પિલાતી પગતળે
ધૂલીમાં રોળાતી રવડી, મરતી કયાં મૃદુતરે !
ક્હાં તેજી ત્હારી? પ્રભવ રસની ઓ! પ્રિય કલિ!
કહાંચારૂ અંગો ? થઇ રહી અરે ! ખંડિત બધી.

અરેરે !! તું કયાંથી પ્રખર રવિનાં કિરણમહીં
સુકાતી તાપે હા ! નવલવય બાલે ! અહીં પડી
કયા એવા યોગે ઉપવન થકી આ સ્થળ ચ્હડી?
ત્હને શું ઓ ! બાલે! કાઠિનહૃદયેવિસ્મરી અહીં?

હતે કોઇ રાગી સુભગ તુજને મેળવી થવા
ખિલાવી-મ્હેંકાવી-મન તર કરી શાંતિ ધરવા,
લઇ આચ્છાદીને શીતલ જલનું સેચન કરી
મૂંકી રાખી હોતે પ્રિયતર ગણી જીવનથકી

નહિં એ-એ યોગ પ્રિય! સુભગ કયાંથી બનીશકે
સુકાતી-રોળાતી ખિલવી રસદાતા કરી શકે
રસાત્માદુર્ભાગી ! કયમ થઇ શકે ભોગી રસનો,
રહેલું છે કર્મે-નયન ભીંજવી ખિન્ન થવું જો.

તું એ છું દુર્ભાગી-સુભગ નહિ બાલે ! કંઇ ખરે
ન તો ખીલી-મ્હેંકી-રસપીયૂષ આપી ઠરી હતે
કૃતાર્થી જન્મીને વિષમ થવું વ્હાલી જગતમાં
કદૂ યોગો આવી જીવનધન લૂંટે વિકસતાં

જઉં હું તો મ્હારે રડત [illegible] લેઇ અહીંથકી
જવી-ખીલી-મ્હેંકી નહિં, [illegible] સુકાઇ તપીતપી
થવું ત્હારે નષ્ટ ! પ્રભુતણી લીલા એ હતભગો!
મહારાં તો નેત્રો પ્રિય! કલિ! ત્હને જોઇ ન શકે!

---

# વેદાન્ત અને થીઓસોફી.

( અનુસંધાન ગત વર્ષ પૃષ્ઠ ૬૨ થી. )

## ॥ શ્રીરામાનુજાચાર્યનો વિશિષ્ટાદ્વૈત ॥

### અનુપૂર્તિ.

(अ) ઇશ્વર અપૌરુષેયછે, પરંતુ જ્યારે પોતાની સ્વતંત્ર ઇચ્છાવડે તે શરીર ધારણ કરે છે તથા દુનિયાનું કુટુંબક બધું કરે છે ત્યારે તેનો પૌરુષેયરૂપે વિચાર કરી શકાય છે. આવું શરીર શુદ્ધસત્વનું બનેલું હોય છે.

(ब.) જેમાં સત્વરજસ્ તમસ ગુણો થોડા અથવા વધારે ના હોય પરંતુ સામ્યાવસ્થામાં હોય એવી જડની અમુક સ્થિતિનું નામ પ્રકૃતિ છે. સાંખ્યદર્શનના પેઠે મહતનો અર્થ અત્રે બુદ્ધિ થતો નથી; બુદ્ધિ શબ્દને સામાન્યરીતે વાપરવામાં આવે છે તેમ મહત માટે વાપરવામાં આવ્યો છે. એ તો જડના એવા પ્રકારની વર્તતા આવિર્ભાવને દર્શાવે છે કે જેમાં ત્રણ ગુણો સરખા પ્રમાણમાં હોતા નથી. એ ત્રણ પ્રકારનું સાત્વિક મહત, રાજસિક મહત, અને તામસિક મહતછે; આથી અનુક્રમે ત્રણ પ્રકારના અહંકાર ઉત્પન્ન થાય છે, ( સાત્વિક, રાજસ, તામસ અહંકાર ). વળી મહત સાંખ્યદર્શનની પેઠે અધ્યવસાય અથવા બુદ્ધિરૂપ નથી, એ દર્શનમાં મહતને જ્ઞાનના એક આવિર્ભાવરૂપે ગણવામાં આવે છે, અને જ્ઞાનને જીવાત્માના ગુણરૂપે જોવામાં આવે છે સાંખ્ય દર્શનની પેઠે અહંકાર શબ્દને અત્રે અહંતા દર્શાવવા માટે વાપરવામાં આવ્યો નથી પરંતુ સારા શબ્દના અભાવને લીધે વાપરવામાં આવ્યો છે. અન્યદર્શનોની પેઠે એનો અર્થ અંતઃકરણ અથવા અભિમાન થતો નથી પરંતુ તે મહતના એક આવિર્ભાવરૂપે છે તથા સૂક્ષ્મતત્વો અને ઇન્દ્રિયોના કારણરૂપે છે. આ દર્શનમાં મનસનો અર્થ સાંખ્યદર્શનના જેવો નથી પરંતુ તે જીવાત્માને સર્વ પ્રકારના જ્ઞાનના સાધનરૂપ પ્રથમ ઇન્દ્રિયરૂપ ( આંતરેન્દ્રિયરૂપ ) છે. વળી તેને અણુરૂપે ગણવામાં આવે છે, હૃદયના મધ્યમાં તેનું સ્થાન છે, પંચેન્દ્રિયોનો પણ અત્રે જ વાસ છે, અને તેમનાં કાર્યો ( વૃત્તિયો ) જ્ઞાનતંતુઓદ્વારા હૃદયમાંથી ઇન્દ્રિયગોલક પર્યંત વિસ્તરે છે.

(क.) શુદ્ધસત્વ આકાશના જેવું સૂક્ષ્મ હોવાથી અક્ષિથી જોઇ શકાતું નથી.

ખ.

(ड.) જીવાત્માની બુદ્ધિવિષયક પ્રકૃતિ છે અને સાપેક્ષાપેજ બુદ્ધિ અથવા જ્ઞાનના કેન્દ્રરૂપ છે; જીવાત્મા સાંત અણુરૂપ હોવાથી તેનું સ્થાન હૃદયમાં છે પરંતુ તેનો ગુણ ( જ્ઞાન ) અનંત છે તથા પ્રત્યક્ષઅનુમાનાદિરૂપ અનેક પ્રકારનું છે: સર્વપ્રકાશ પેઠે તે પાસેના અને દૂરના પદાર્થો પર્યંત દિક્કાલ સંબંધી જરા પણ બાધ વિના પહોંચી શકે. આ જ્ઞાન નિત્ય અને યથાર્થ છે પરંતુ તેના આવિર્ભાવ ( પ્રત્યક્ષઅનુમાનાદિરૂપ ) ને

અન્ય સહાયની જરૂર પડે છે. માટે તેના આવિર્ભાવ અથવા અવસ્થાઓજ નિત્ય નથી પરંતુ જ્ઞાન પોતે તો નિત્ય છે. નિરીક્ષા, શંકા, તૃષ્ણા, ભીતિઆદિ સર્વપ્રકારની માનસિક શક્તિયો તેનીજ અવસ્થાઓ છે.

(ઈ) ચિત્ ( અથવા પ્રત્યક્ ) એટલે જેને જ્ઞાન છે તે; એથી ઇશ્વર અને જીવાત્મા ઉભય સૂચવાય છે. ઇશ્વરનું જ્ઞાન નિત્ય અને અનંત છે તથા તેને વૃદ્ધિ માટે મદદની જરૂર પડતી નથી, પરંતુ જીવાત્માનું જ્ઞાન બંધનોને લીધે સંકુચિત છે. સામાન્ય રીતે ચિત્ શબ્દ માત્ર જીવાત્માના સૂચકરૂપે વપરાય છે. જોકે જીવાત્માનું અણુસ્વરૂપ છે તો પણ મોક્ષદશામાં તેનું જ્ઞાન આનંદરૂપ થાય છે.

(फ) જડ વિશ્વને અધોપ્રદેશમા સર્વપાસા અબાધિત ગણવામાં આવ્યું છે, પરંતુ ઉપરિભાગમા શુદ્ધસત્વપ્રદેશની હદવાળું છે-જેને અધોભાગમા જડ વિશ્વની હદ આવેલી છે પરંતુ અન્ય સર્વપાસાતો અનહદ છે. આ શુદ્ધસત્વ, વૈકુંઠનો પદાર્થ છે, તથા સત્વ મુક્ત પુરૂષો અને ઇશ્વરના દેહો પણ તેનાજ બનેલા હોય છે. પ્રકૃતિ અથવા જડ અને શુદ્ધસત્વ એકપદાર્થરૂપે ( જડરૂપે ) ગણાવાને લીધે એમ કહેવામાં આવ્યું છે કે, જડ (માયા) સર્વવ્યાપક અને અનંત છે. કેટલાક વિશિષ્ઠા દ્વૈતવાદીઓ એવા મતના છે કે, શુદ્ધસત્વ પદાર્થરૂપ હોવાથી રજસ્ અને તમસ્ રહિત માત્ર સત્વગુણવાળું એક પ્રકારનું જડ છે.

(ग) ભગવદ્ગીતાના બીજાથી છઠ્ઠા અધ્યાય સુધીમાં કર્મયોગ અને જ્ઞાનયોગનું વર્ણન કરવામા આવ્યું છે વેદોના મંત્રો અને બ્રાહ્મણોવડે તથા ધર્મશાસ્ત્રોવડે ( સ્મૃતિયો ) કર્મયોગનું વિધાન કરવામા આવ્યું છે.

(ह) ભગવદ્ગીતાના અધ્યાય સાતથી બારમા તથા બ્રહ્મસૂત્ર અને શાંડિલ્યસૂત્રના તૃતીય પાદમાં ભક્તિયોગ સમજાવવામા આવ્યો છે, કુકર્મોના ક્ષયાર્થે તથા મનઃશુદ્ધિ અર્થે ભક્તિયોગને કર્મયોગની જરૂર પડે છે

(ई) કર્મયોગમા સપ્ત સાધનોની જરૂર પડે છેઃ—(૧) ભગવદ્ગીતા અને અન્ય યોગશાસ્ત્રોમા વર્ણવ્યા પ્રમાણેનો શુદ્ધઆહાર લેવા વડે ધ્યાન માટે પ્રાપ્ત કરવાની મનો શુદ્ધિ. (૨) સર્વતૃષ્ણાત્યાગ (૩) એક દેવની ધારણાનો સતત અભ્યાસ. (૪) વેદાનુસાર બની શકે તેટલું સ્વધર્માચરણ ( ૫ ) સત્ય-શોધ, દયા, દાન ઇત્યાદિ. ( ૬ ) કોઇ પણ દશામા દુઃખો માટે અસ્પૃહા. (૭) જીંદગીમાં પોતાની જે દશા હોય તેથી હમેશનો સંતોષ.

(च) ઉપાસના બે પ્રકારની છે -પ્રતિકોપાસના અને અપ્રતિકોપાસના ઉપનિષદમાં વર્ણવ્યા પ્રમાણે પ્રણવના અને પરમાત્માથી ભિન્ન અન્યઅમુક પદાર્થોના ધ્યાનધરવામાં પ્રથમનો સમાવેશ થાય છે; મધુવિદ્યા, ઉદ્ગીથવિદ્યાઆદિનો પણ આમાંજ સમાવેશ થાય છે આથી મોક્ષવિનાનાં અન્ય શુભફલો મળે છે, પરંતુ એ ફલોદ્વારાં પછીથીજ મોક્ષ સંભવે છે અન્યનો ( અપ્રતિકોપાસના ) બારોબાર પરબ્રહ્મનુંજ ધ્યાન ધરવામાં

સમાવેશ થાય છે તથા અભ્યાસિની ઇચ્છાનુસાર મોક્ષ અથવા અન્ય શુભફલો મળે છે. આમાં દહરવિદ્યા, સદ્‌વિદ્યા, ન્યાસવિદ્યાઆદિનો સમાવેશ થાય છે.

(क.) ભક્તિ શબ્દનો અન્ય ભાવ પણ છે; પુષ્પવીણવાં, તે વડે પ્રતિમાને શણગારવી, ભજનબનાવવાં ગાવાં, ઇશ્વરનાં સ્તોત્ર ભણવાં, વિષ્ણુપ્રાર્થનાનો પાઠ કરવો ઈત્યાદિનો આમાં સમાવેશ થાય છે. આ સર્વ માત્ર પોતાની ઇશ્વર પ્રતિની ભક્તિનું બાહ્ય નિદર્શન છે; જો કે આ સર્વને ભક્તિનું નામ આપવામાં આવે છે પરંતુ તેમનો યથાર્થ રીતે ભક્તિયોગમાં સમાવેશ થતો નથી.

(ख) શ્રીભાષ્યમાં અને શ્રીરામાનુજના અન્યગ્રંથોમાં પ્રપત્તિની વાત સ્પષ્ટ રીતે મળી આવતી નથી પરંતુ એમનાં અનુયાયીઓ સામાન્ય રીતે આ વાતનો સ્વીકાર કરેછે. પંચરાત્રાગમ અને શ્રીવૈષ્ણવોના અન્ય રહસ્યગ્રંથોમાં તેનું અતિસૂક્ષ્મવર્ણન મળી આવે છે, વર્તમાનકાલના સર્વ શ્રીવૈષ્ણવો માત્ર આના ઉપરજ આધાર રાખે છે, માટે અત્રે તેનું સૂચન આપવામાં આવ્યું છે.

## ॥ श्रीकण्ठाचार्यनोविशिष्टाद्वैत ॥

આ દર્શન વૈષ્ણવવિશિષ્ટાદ્વૈતના વિરૂદ્ધ શૈવવિશિષ્ટાદ્વૈતના નામથી ઓળખાય છે. ઉભયમાં ભેદ માત્ર એટલોજ છે કે, પ્રથમ વિષ્ણુને ( નારાયણ ) સર્વ દેવો કરતાં મહાન માને છે અને અન્ય શિવનું ( મહાદેવ ) અન્ય સર્વ દેવો કરતાં શ્રેષ્ઠત્વ સ્વીકારેછે. આ અન્ય વિશિષ્ટાદ્વૈત શ્રીકણ્ઠશિવાચાર્યે સ્થાપ્યો છે અને તેમણે બ્રહ્મસૂત્ર ઉપર નિલકણ્ઠ ભાષ્ય લખ્યું છે. અપ્પયદીક્ષિતેન્દ્રે તેના ઉપર શિવાર્કમણિદીપિકા નામની ટીકા લખીછે. આ દર્શનવાળા માને છે કે સ્થૂલ અને સૂક્ષ્મ, ચિત અને અચિતમાં શિવવ્યાપિને રહેલા છે, તેજ માત્ર સત્ય અને સર્વ પદાર્થના ઉત્પત્તિ સ્થાનરૂપ છે. પશુ—પાશવજીવાત્મા, પાશ—જીવાત્માને બંધન કર્તા બંધન અને પતિ—જીવાત્માને બંધનમાંથી છુટા કરનાર પરમાત્મા શિવ, આ ત્રણ તત્વોજ જાણવાનાં છે ચિત અને અચિત સાથે અભેદરૂપે જોડાયલા શિવના જ્ઞાન વડે, એક મનુષ્ય મુની અથવા શાંતધ્યાની થાય છે અને મૃત્યુ સમયે તે શિવ સાયુજ્ય પામી શકે છે.

## ॥ श्रीशंकराचार्यनो अद्वैत ॥

આ લેખના પ્રથમભાગમાં દ્વૈત અને બે પ્રકારના વિશિષ્ટાદ્વૈતનું વર્ણન આપીને હવે તમને શંકરાચાર્યના સિદ્ધાંતોનું દિગ્દર્શન કરાવીશ. આમ કરવામાં મારે મારૂં કંઈ પણ કહેવાનું નથી. એક વીખ્યાત પૌર્વાત્યપંડિતના શબ્દોજ્ઞનો માત્ર ઉતારોજ તમારા સમક્ષ રજુ કરીશ " શંકર ભાષ્ય સાથેના વેદાંત સૂત્રોના " ભાષાન્તરની પ્રસ્તાવનામાં પ્રો. થીબો આ પ્રમાણે લખે છેઃ-( જુઓ-પૃ-૨૪-૨૭. )

" શંકરાચાર્યના અભિપ્રાય પ્રમાણે ઉપનિષદો જે ઉપદેશેછે તે ટુંકામાં આ પ્રમાણે છે.—જે જે છે, તે યથાર્થતાથી એક છે; બ્રહ્મન્ અથવા પરમાત્માના નામથી વ્યવહરાતું સત્વ યથાર્થ રીતે અસ્તિત્વમા છે. આ સત્વ સંપૂર્ણ રીતે અભેદમય પ્રકૃતિનું છે; માત્ર તે શુદ્ધ " સત્ " રૂપે છે અથવા શુદ્ધચૈતન્ય જ્ઞાનરૂપે પણ તેનું તેજ છે. બ્રહ્મનના ગુણોરૂપે ચૈતન્યને અથવા જ્ઞાનને કહી શકાય એમ નથી, પરંતુ તેમનો તેના મૂળતત્વમાંજ સમાવેશ થાય છે. બ્રહ્મન્, એક વિચારકર્તા સત્વ નથી પરતુ વિચારરૂપ જ છે. તે સંપૂર્ણ રીતે ગુણોથી રહિત છે; જે જે ગુણ જોવામાં આવે છે તે સર્વનો તેને માટે તો નકાર ભણવો પડે છે. પરંતુ માત્ર એક સાદાતત્વ વિના ( બ્રહ્મ ) અન્ય કંઇ પણ અસ્તિત્વમાં નથી તો આપણી આસપાસ પરિવેષ્ટિત થયલા વિશ્વના આવિર્ભાવનો તથા તેમાંના આપણા વ્યક્તિત્વરૂપ અસ્તિત્વનો સંભવ ક્યાંથી ? આનો ઉત્તર એમ છે કે માયા અથવા અવિદ્યાનામની અમુક શક્તિ સહવર્તમાન બ્રહ્મન્ હોય છે, અને તેને લીધે આ સમગ્ર વિશ્વનો ચિતાર જણાય છે. આ શક્તિને " સત્ " કહી શકાતી નથી કારણ કે "સત્" તો માત્ર બ્રહ્મજ છે. તેમજ તેને યથાર્થ અર્થમા " અસત્ " પણ કહી શકાતું નથી કારણ કે તેનાથી ગમે તે રીતે આ વિશ્વનો ચિતાર ખડો થાયછે. આ એક યથાર્થ રીતે માયાનો સિદ્ધાન્ત છે; જેને લીધે એક જડસૃષ્ટિ જણાય છે એવું અપૂર્વ કારણ, ભિન્ન ભિન્ન વ્યક્તિઓના અસ્તિત્વનો સ્વીકાર કરે છે. આ માયાના તત્વના સાથમાં હોવાને લીધે બ્રહ્મન્ આ સૃષ્ટિના ચિતારને આવિર્ભાવ પમાડી શકે છે; જેવી રીતે એક માંત્રિક પોતાની અગમ્ય માંત્રિકશક્તિયો વડે ચેતનસત્વોનો ઐન્દ્રજાલિકચિતાર ખડો કરેછે તેવીજ રીતે આ થાય છે. આ પ્રમાણે માયા એ જગતનું ઉપાદાન કારણ છે, અથવા—માયા એક શક્તિરૂપે બ્રહ્મનના સાથમાં રહે છે, એ વાત લક્ષમાં લેવી હોય તો—આપણે એમ કહી શકીએ કે, માયાના સહવાસમાં હોય છે ત્યાં સુધી બ્રહ્મ એ જગતનું ઉપાદાન કારણ છે. આ અન્ય દૃષ્ટિબિંદુથી બ્રહ્મનને યથાર્થ રીતે ઇશ્વરનાનામથી વ્યવહરવામાં આવે છે. "

" ઇશ્વરના આધિપત્યમાં માયા, આનુક્રમિકવિકાસદ્વારા સર્વ પ્રકારનાં વ્યક્તિવાચક સત્વોમાં ( ભેદ ) વિવર્ત પામે છે; દુનિયા જેની બનેલીછે એવાં ખાસ નામ અને રૂપથી જ તે ભિન્ન પડી આવે છે; તેમાંથી યથાર્થાનુક્રમમાં વિવિધ સ્થૂલતત્વોનો ઉદ્ભવ થાય છે તથા સચેતન પ્રાણિઓનાં શરીરો બંધાય છે. આ અસ્તિત્વનાં ઉપરઉપરથી દેખાતાં વ્યક્તિત્વનાં સર્વરૂપમાં એક અભેદ્યબ્રહ્મ વર્તમાન છે. પરંતુ માયાથી પોતાથી ખડી થતી અમુક ઉપાધિઓને લીધે તેના વિભાગ થયા હોય એમ લાગે છે—જાણે કે તે વિભાજીત જેવું થાય છે જીવોના નામથી વ્યવહારાતાં સચેતન અનેક સત્વોમાં પ્રદર્શિત થાય છે. દરેક જીવમાં જે સત્ય છે તેતો સર્વવ્યાપક બ્રહ્મ પોતે જ છે; શારીરિક અવયવો અને માનસિક ક્રીયાઓના વ્યક્તિકરણના સમગ્ર સમૂહ કે જેથી આપણી સાધારણ અનુભવ દશામાં એક જીવાત્માથી અન્ય જીવાત્મા ભિન્ન પડે છે, જુદારૂપે જણાઇ આવે છે તે માયાના કાર્યરૂપે છે અને તે તેમ હોવાથી અસત્ય છે. "

" દૃશ્યજગત્ અથવા સામાન્યઅનુભવની ( વ્યાવહારિક ) દુનિયામાં ખાસ દર્શ-

ને, ઇચ્છાઓ ઇત્યાદિમાં લાગેલી વ્યક્તિવિષયક જીવાત્માઓની એકસંખ્યાનો સમાવેશ થાય છે, તથા આ દર્શન અને ઇચ્છા સાથે સંબંધ ધરાવતા બાહ્યસ્થૂલપદાર્થોનો તેમાં સમાવેશ થાય છે. ખાસ દર્શનો અથવા તેમના પદાર્થો ઉભયમાંથી એક પણ શબ્દના યથાર્થ અર્થમાં " સત્ " નથી કારણ કે એ ઉભયે સંપૂર્ણ રીતે માયાને લીધે છે. સાથે સાથેજ આપણે બુદ્ધદર્શનના ભાવનાત્મકવાદનો ત્યાગ કરવાનો છે, તેમના મત પ્રમાણે કશું પણ યથાર્થ રીતે અસ્તિત્વ ધરાવતું નથી, પરંતુ બાહ્યપદાર્થો સાથે સંબંધ વિનાના વિચારો અથવા દર્શનવિષયક કાર્યોની અમુક પરંપરા હોય છે; જો કે બાહ્ય પદાર્થો શબ્દના અક્ષરશઃ અર્થમાં " સત્ " રૂપ નથી તો પણ ખાસ દર્શન વિષયક કાર્યો કે જેના જેના પદાર્થોરૂપ તેઓ છે તેના જેટલી યથાર્થતા તો તેમનામાં છે. "

" અજ્ઞાની પુરૂષ માયાના તલપર્યંત અને પાર જોવાને અશક્ત હોયછે; માયા એક આવરણની માફક તેની યથાર્થ પ્રકૃતિને છુપાવે છે. પોતાની જાતે બ્રહ્મસ્વરૂપ છે એમ જાણવાને બદલે પોતાની જાતને ઉપાધિઓ સાથે સાંધવાની પેઠે એક ગણે છે, માયાના કાલ્પનિક વિસ્તારને પોતારૂપ ગણે છે. અને યથાર્થ આત્માને શરીરમાં, ઇન્દ્રિયોમાં, મનમ્ માં શોધે છે, જીવાત્મા કે જે યથાર્થ રીતે શુદ્ધચૈતન્યરૂપ, નિરૂત્તિમય, અનંત છે તે આ પ્રમાણે જાણે વિસ્તારમાં હોય તેમ એક પ્રકારના બંધન યુક્ત થાય છે, જ્ઞાન અને શક્તિમાં સંકુચિત બને છે, એક કર્તાને ભોક્તારૂપ થાય છે. તેના કર્મો વડે તે પોતાની જાતને પાપપુણ્યના બોજાવાળી બનાવે છે, તેનાં પરિણામો ( ફ્લો ) તેને ભાવિના પુનર્જન્મમાં ખમવાના અથવા ભોગવવાનાં છે; ઇશ્વર-એક બદલો આપનારરૂપે તથા કાર્ય વાહકરૂપે-દરેક-જીવને પોતાનાં પૂર્વ કર્માનુસાર શરીર નિર્વેહન અર્પે છે. દરેક કલ્પના અંતે પરમાત્મા સર્વજગતને તિરોભાવ પમાડે છે, એટલે સમગ્રસ્થૂલસૃષ્ટિ વિલયપામીને અનિર્વચનીય માયામાં પ્રવિલાપે છે, અને વ્યક્તિમય જીવાત્માઓ, તેટલો સમગ્ર ઉપાધિયોનાં યથાર્થ બંધનોમાંથી છુટા થવાને લીધે જાણે ગાઢસુષુપ્તિમાં પડયા હોય એવી દશા ગાળે છે. પરંતુ તેમના પૂર્વે કર્મનાપરિણામનો હજુ પાર નહિ આવેલો હોવાથી, પરમાત્મામાંથી એક નવિન સ્થૂલ સૃષ્ટિ આવિર્ભાવ પામતાં તેમને પુનઃ પુનર્જન્મ ચક્રમાં પ્રવેશ કરી દેહ ધારણ કરવા પડે છે, અને જન્મ, કર્મ તથા મરણનો પરાપૂર્વનો ચક્રાવો પુનઃ આરંભાયછે, તે અનંતકાલથી ચાલ્યો આવે છે તેમ અનંતકાલપર્યંત ચાલ્યાં જાય છે. "

" અજ્ઞાની જીવાત્માને જેમાંથી પાર તરી ઉતરવાનો માર્ગ જડી શકતો નથી એવા આ અનંત સંસારમાંથી બચી જવાનાં, છુટા થવાનાં સાધનો વેદમાંથી મળી આવે છે. અમુક અમુક કર્મના વિધાનના આચરણને ઉપદેશવાના યથાર્થ ઉદ્દેશવાળો કર્મકાંડ અંતિમ છુટકારારૂપ મોક્ષ પર્યંત લઈ જાય શકતો નથી; ગમેતેવાં ઉત્તમોત્તમ પુણ્યકૃત્યો કર્યાં હોય તો પણ અવશ્ય કરીને નવિન દેહ સ્વરૂપ ધારણ કરવાની જરૂર પડે છે. વેદના જ્ઞાનકાંડમાં પણ બે વિભાગ સ્પષ્ટ રીતે સૂચવવામાં આવ્યા છે; સૃષ્ટિ સાથેના સંબંધ જેટલું જ તથા તેથી વિવિધ ગુણોથી સમજવાના ઇશ્વર સ્વરૂપનું અથવા અપરબ્રહ્મસ્વરૂપનું, વર્ણન કરતા અધ્યાયો, મંત્રો અને સૂક્તોનો પ્રથમ વિભાગમાં સમાવેશ થાય છે, બીજા વિભાગમાં

સર્વ ગુણોથી પરરૂપે બ્રહ્મને સમજાવતા તથા વ્યક્તિવાચક જીવાત્માના પરબ્રહ્મ સાથેના અભેદને દર્શાવતા અધ્યાયો મંત્રો વિગેરેનો સમાવેશ થાય છે. પ્રથમ પ્રકારના મંત્રોમાં વર્ણવેલા બ્રહ્મના સતતધ્યાનદ્વારા, અંતિમમોક્ષનો અપરોક્ષાનુભવ થઇ શકતો નથી; પવિત્રભક્ત મૃત્યુ પામતાં માત્ર અપરબ્રહ્મની સૃષ્ટિમાં પ્રવેશ કરે છે, ત્યાં તે એક અલગ વ્યક્તિમય જીવાત્મારૂપે અસ્તિત્વ ધરાવે છે જો. કે. તે પ્રબળજ્ઞાન અને શક્તિનો અનુભવ કરે છે આખરે તે જ્ઞાનની પરાકાષ્ઠાએ પહોંચે છે અને તે દ્વારા અંતિમ મોક્ષ અનુભવે છે. અન્યપક્ષે, બ્રહ્મની પરાવિદ્યાને ઉપદેશતા મંત્રો વડે પ્રકાશયુક્ત થયલા જીવાત્માઓ તથા **तत्वमसि** । જેવાં મહાવાક્યો વડે, યથાર્થ આંતરાત્મા જીવાત્માથી ભિન્ન નથી એવો ઉપદેશ પામેલો અભ્યાસિ મરણ સમયે સદ્યવિદેહ મુક્તિ પામે છે, એટલે તે માયાની અસરમાંથી તદ્દન અલગો થઇ જાય છે, સંપૂર્ણ પરબ્રહ્મરૂપ પોતાની યથાર્થ પ્રકૃતિને સિદ્ધ કરે છે. ” શ્રી શંકરાચાર્યનો અદ્વૈત આવા પ્રકારનો છે

પ્રો. થીબો પાસેથી આપણને આથી વિશેષ મળી શકે એમ છે કે નહિ તે આપણે જોઇએ તેમની પ્રસ્તાવનાના ત્રીશમા પૃષ્ઠમાં આ પ્રમાણે મળી આવે છે—

“ બે દર્શનો ( શંકર અને રામાનુજના ) જે મૂખ્ય બાબતોમાં ........એક પક્ષે એક મત થાય છે અને અન્યપક્ષે વિમત થાય છે, એ ટુકામાં આ પ્રમાણે છેઃ-ઉભય દર્શનો અદ્વૈત એટલે અ-દ્વૈત, એકને જ ઉપદેશે છે. સાંખ્યદર્શનવાળાઓનાં પ્રકૃતિ અને પુરૂષની પેઠે અનેક મૂલ ભિન્નતત્વો અસ્તિત્વમાં નથી પરંતુ માત્ર એક સર્વ વ્યાપક સત્તની હયાતી છે શંકરાચાર્યે ઉપદેશેલો અદ્વૈત અતિ સૂક્ષ્મ પ્રકારનો, કેવલ એક રૂપે જ છે, જ્યારે રામાનુજાચાર્યના વાદને વિશિષ્ટાદ્વૈતનું એટલે ગુણસંપન્ન અ-દ્વૈતનું, પરિચ્છેદ સહિત અદ્વૈતનું ખાસ લક્ષણ ધારણ કરવું પડ્યું છે. શંકરના મત પ્રમાણે જે જે છે તે બ્રહ્મસ્વરૂપ જ છે અને બ્રહ્મ પોતે સંપૂર્ણ રીતે સજાતિય છે તેથી સર્વ પ્રકારના ભેદ અને અનેકતા માયાજાલ માત્રજ હોવા જોઇએ. રામાનુજના મત પ્રમાણે પણ જે જે છે તે બ્રહ્મસ્વરૂપ જ છે, પરંતુ બ્રહ્મ સજાતિય પ્રકૃતિનું નથી પરંતુ તેના પોતામાં જ અનેકતાના તત્વોનો સમાવેશ થાય છે અને તેને લીધે તે પોતાની જાતે યથાર્થ રીતે અનેક વિધ સૃષ્ટિમાં આવિર્ભાવ પામે છે, સ્થૂલસ્વરૂપોના સત્વોવાળી તથા વ્યક્તિવાચક જીવાત્માઓવાળી અનેક વિધતાવાળી દુનિયા અસત્ય માયારૂપ નથી પરંતુ બ્રહ્મની પ્રકૃતિનો એક યથાર્થ વિભાગ છે, સર્વવ્યાપક પરમાત્માએ ધારણ કરેલા એક દેહ રૂપ છે, શંકરાચાર્યનો બ્રહ્મ પોતે અપૌરૂષેય છે, ઉદ્દેશ રહિત વિચારના એક સજાતિય સમૂહ રૂપે છે, સર્વ ગુણાતીત છે; માત્ર માયાના અસત્ય તત્વના સાથમાં તે પૌરૂષેય ઇશ્વર થાય છે, તેથી-યથાર્થતાથી કહેવા માગીએ તો-શંકરનો પૌરૂષેય ઇશ્વર જાતે જ કંઇક અસત્ય રૂપે છે. અન્ય પક્ષે રામાનુજનો બ્રહ્મન્ ખાસ કરીને એક પૌરૂષેય ઇશ્વર રૂપે છે, સર્વ શક્તિમાન છે, તથા તેના પોતાથી વ્યાપક અને સજીવન થતી એક સત્ય સૃષ્ટિનો સમર્થ પ્રજ્ઞાવાન્ નિમાયક છે. આ પ્રમાણે પરનિર્ગુણ અને અપરસગુણ વચ્ચે ભેદનો કોઇ અવકાશ મળતો નથી; બ્રહ્મ અને ઇશ્વર વચ્ચેના ભેદનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી. શંકરનો વ્યક્તિવાચક જીવાત્મા, માયાનાં અસત્ય બંધનોમાં બં-

પામે છે એટલા અર્થમાં બ્રહ્મ જ છે. અન્યપક્ષે રામાનુજનો વ્યક્તિવાચક જીવાત્મા યથાર્થ વ્યક્તિવાચકજ છે; ખરેખરી રીતે તેની ઉત્પત્તિ બ્રહ્મમાંથી છે તથા તે બ્રહ્મથી કદાપિ બાહ્ય નથી, તો પણ તે એક વ્યક્તિમય ભિન્ન જીવન ગાળે છે તથા અનંતકાલ પર્યંત એ વ્યક્તિ રૂપે જ રહેશે. શંકરના પ્રમાણે સંસારમાંથી છુટા થવાનો અર્થ જીવાત્મા, બ્રહ્મનથી ભિન્ન છે એવી અસત્ય ભાવનાને દૂર કરવા વડે વ્યક્તિમય જીવાત્માના પ્રકાશ સંપૂર્ણ પ્રવિલાપન રૂપ છે; રામાનુજ પ્રમાણે, ઐહિક જીવનનાં દુઃખોમાંથી છુટીને સ્વર્ગમાં જવારૂપ તથા ત્યાં હમેશાં અબાધિત વ્યક્તિમય આનંદ ભોગવતા રહેવા રૂપ તેનો અર્થ થાય છે. રામાનુજ પરબ્રહ્મ અને અપરબ્રહ્મ રૂપ ભેદ પાડતા નથી, તેથી પરાપર વિદ્યાનો ભેદ પણ તેમને માટે સત્ય નથી. ઉપનિષદનો ઉપદેશ દ્વિવિધનથી પરંતુ યથાર્થરીતે એકવિધ છે અને જ્ઞાની અભ્યાસિ તો તેથીએક ફલ પામે છે."

એક ફુટ નોટમાં આ સંબંધે આ પ્રમાણે છે: – "શ્રી બાબ્નો માત્ર "પંચ વિવક" ભેદ એટલો જ છે કે તે બ્રહ્મનો વિષ્ણુ અથવા નારાયણ રૂપે અભેદ સાધે છે; પરંતુ આથી કોઈ પણ પ્રકારે સૂત્રો અને ઉપનિષદોમાંથી કાઢવામાં આવતા અર્થને અસર થતી નથી. યથાર્થતાથી અવલોકતાં નારાયણ એ માત્ર બ્રહ્મનું અન્ય નામ છે."

આ પ્રમાણે ટુંકામાં વેદાંતનાં મુખ્ય ચાર દર્શનોને દર્શાવીને હવે બાકી રહેલા દર્શન પ્રતિ આપણું લક્ષ વાળીએ; એ દર્શનનો આત્મવિદ્યાના ગુપ્તપક્ષ સાથે વિશેષ સંબંધ છે.

પરંતુ આ દર્શન દર્શાવતા પૂર્વે "સીક્રેટડૉક્ટ્રિન" નામના ગ્રંથના ત્રીજા પુસ્તકમાંથી થોડાક ઉતારા રજુ કરવાનું મન થાય છે. એક આનુભવિક વેદાન્તિને તો આ ઉતારાઓમાંના સિદ્ધાંતો પરિચિત જ હશે, એમ ધારવામાં આવે છે. મને તો તેઓ મુખ્યત્વે કરીને આત્મવિદ્યા સાથે સંબંધ ધરાવના હોવાથી ઘણા અગત્યના તથા સુચક લાગે છે. સરખામણીના અભ્યાસમાં તેમનો અત્યંત ઉપયોગ છે.

(આગળ ચાલુ.)

જી. કૃષ્ણ. શાસ્ત્રી.

---

## ગુપ્ત વિદ્યા વિષે બે બોલ.

---

આજ કાલ "ગુપ્તવિદ્યા" નું નામ વારંવાર સાંભળવામાં આવે છે, ઘણા ખરા પુરુષો માટે અન્ય સામાન્ય શબ્દ જેટલું જ પરિચિત થઈ ગયું છે, પરંતુ એ નામથી સુચવાતી બાબતને યથાર્થ રીતે ઘણા થોડા જ સમજી શકે છે. ઘણા ખરા લોકો તો, અવિશ્વવાદીની

ધંતરમંતરાભ્યાસિની, પ્રાણુવિનિમયવાદીની, કલાઓના વિરુદ્ધવિરુદ્ધ જતી વાતોના માત્ર એક ગોટાળા બનેલા વાદના સમાવેશ રૂપે આ વિદ્યાનો અર્થ ઉઠાવે છે; આવા લોકો, સ્વપ્નના, મનઃ સૃષ્ટિના, અદ્યાપિ પર્યંત નિરર્થક ગણુવામાં આવતા પદાર્થોના વર્તમાન અભ્યાસિયોના શોધોના, તથા પદાર્થવિજ્ઞાનવાદીઓથી ન સ્વીકારતી, પ્રકૃતિ અને માનવજાત ઉપર સત્તારૂપે શક્તિયો પ્રાપ્ત કરવાના અભ્યાસમાં મચેલા હોય એમ દર્શાવે છે. "ગુપ્તવિદ્યા" શબ્દ આજ કાલ સામાન્ય થઈ પડયો છે એટલું જ નહિ પરંતુ ૧૯ મા શતકના અંતમાં અને વિશમાના પ્રારંભમાં એ વિદ્યાને યથાર્થ રીતે થોડા અથવા વધારે આગ્રહપૂર્વક અનુસરનારા ઘણુા લોક મળી આવ્યા છે. એ શબ્દનો ગમે તેવો અનિશ્ચિત અર્થ ઉઠાવવામાં આવે અથવા તેથી ગમે તેટલું થોડું અથવા વધારે સમજવામાં આવે તથાપિ એટલું નિશ્ચિત છે કે એ યથાર્થ વિદ્યા અભ્યાસિને મોહની લગાડે છે, જેથી એક વાર એ માર્ગે યથાર્થ રીતે પળાતાં તેમાંથી પાછા ફરવાની વાત બીલકુલ અસંભવિત થઇ પડે છે. આ ઉપરાંત લોકની જીજ્ઞાસા એટલી બધી જાગ્રત થઈ છે કે, "ગુપ્ત વિદ્યા" માટેનો સામાન્ય ઉત્સાહ, વર્તમાન જમાનાના એક સ્પષ્ટ ચિન્હ રૂપે જણાઈ આવે છે–ગત એશનકતા વલન કરતા વર્તમાન માનવજાતના મતસિકર્વનનમાં નવિન ફેરફાર સ્પષ્ટ જણાઈ આવે છે, તેથી કદાચ અલ્પ સમયમા અસત ઉપયોગી ફલો પણુ ઉત્પન્ન થાય. હવે બનાવો શીઘ્રતાથી બનવા લાગ્યા છે, કદાચ હમેશા પ્રદર્શિત ના થતો પરંતુ લાંમા સમયથી પ્રવર્તતો માનવ જાતનો સુક્ષ્મવિકાસ તેનાં પરિણામ દર્શાવવાનો પ્રારભ કરે છે; આ બાબત જેમ જેમ વધારે સ્પષ્ટ થતી જાય છે તેમ તેમ પરિણામ પણુ અદ્ભૂત બનતુ જાય છે. અત્યાર સુધીમાં આપણે સમજી શકયા છીએ તેના શુદ્ધ તાર્કીકપ્રદેશના વિજયો, કદાચ ક્રમેક્રમે આ બાબત સાથે સરખામણીમા નકામા થઇ પડે, એ વાત પણુ અસંભવિત લાગતી નથી.

દુનિયાના ઇતિહાસના સર્વ સમયોમા, એ બાબતનો વિશે સમાન રીતેનકાર ભરી શકાતો નથી; પ્રથમમા માનવજાતને અદ્યાપિ સુધીમાં મેળવેના જ્ઞાન અને શક્તિનો સમાવેશ થાય છે; અન્યમાં હજુ હવે પ્રાપ્ત કરવાના જ્ઞાન અને શક્તિનો સમાવેશ થાય છે. પ્રથમ વિભાગમાં ગમે તેટલી અદ્ભૂત સંપત્તિનો સમાવેશ થતો હોય તો પણુ તેને હમેશાં થોડા અથવા વધારે પરિચિત અને સામાન્ય રૂપે ગણુવામા આવે છે; બીજા વિભાગના પ્રદેશને હમેશાં અપરિચિત, અતિમાનુષિ, વિચિત્ર, અજ્ઞાત–દુકાર્મા ગુપ્તરૂપે ગણુવામાં આવે છે. થોડાંક શતક પૂર્વે એક એવો સમય હતો કે આટલાટિક મહાસાગરનો પૂર્વ કીનારો ઘણો ખરો જાણીતો હોવાથી તે વિશે વિશેષ નવાઇ અથવા શંકા રાખવામાં આવતાં નહોતાં; પરંતુ તે સમયે તેનો પશ્ચિમ કીનારો લગભગ અજ્ઞાત હોવાથી, સર્વે પ્રકારની વિચિત્ર વાર્તાઓ, દંતકથાઓ, ગપ્પાં તથા ભીતિનું સ્થાન - થઇ પડયું હતું. એકવાર પણુ દૂરના ક્ષિતિજમાં દ્રષ્ટિની હદ ઉલંઘાતાં એ દૂરના પ્રદેશમાં શાનો સમાવેશ થતો હશે, એ કોઇના જાણુવામાં નહતું; તે સમયના સામાન્યમનુષ્યને મન તો એ પ્રદેશ, જ્ઞાતસૃષ્ટિમાં સ્થાન ના મળી શકે એવા ભીતિદાયક વિચારોથી અને તરંગી કલ્પનાઓથી ભરેલો હતો.

રૂઢિને અથવા આપણી પૂર્વે થઇ ગયલા પુરૂષોની ટેવોનું એટલું બધું મહાન બંધન

છે કે, જો કોઇ પણ માનવી જ્ઞાતકક્ષાનું ઉલ્લંઘન કરીને શોધરહિત પ્રદેશના એક વિભાગને ખુલ્લો કરવાનું માથે લે તો આવા પુરૂષને હમેશાં ઘણા લોકના ક્રોધ અને નિંદાના પાત્ર થવું પડ્યું છે; આવા ટીકાકાર લોકો ચાલતા આવેલા ચીલામાં ચાલવાનું પસંદ કરે છે, ઉત્તમ માર્ગની શોધ માટે તેનો ત્યાગ કરનાર કોઇ પણ પુરૂષ માટે તેમની પાસે ભીતિ અને ધિક્કાર વિના અન્ય કંઇ પણ હોતું નથી; કોઈ પણ ઝમાનામાં સૃષ્ટિનાં પ્રામાણ્ય કાર્યોની નામાવલિમાં સમાવેશ ના થતા પદાર્થોની શોધ ચલાવનાર પ્રત્યે પણ તેમનું આવું જ વલન હોય છે. દૈવિપ્રકૃતિમાંથી નહિ પરંતુ આસુરીપ્રકૃતિમાંથી સ્પષ્ટ રીતે ઉત્પન્ન થતી આવા પ્રકારની અસત્યભાવનાને લીધે વિકાસક્રમ પાછો હઠી જાય છે તથા દુનિયાની પ્રગતિને ધીમી પાડે છે—તીવ્ર ઇચ્છા વડે દર્શાવાતા માર્ગે સ્વાનુભવિક પ્રયોગ કરીને નિર્ણય કરવાને બદલે રૂઢિના નિર્ણયાનુસાર તથા સામાન્યદલીલોના ઠરાવ પ્રમાણે સર્વ બાબતોનો નિશ્ચય કરવાના વલનરૂપ હમેશાં બે વિરૂદ્ધ જતી શક્તિયોને દર્શાવતા પ્રકૃતિના દ્વિધાસ્વરૂપનું એક વધારે દૃષ્ટાંત આ બાબતમાં મળી રહે છે—આ દૃષ્ટાંતમાં યોગ્ય રીતે દર્શાવાતા જડ પદાર્થોના દેખીતા તમસ રૂપ સ્થીર વલનના વિરૂદ્ધ વિકાસક્રમની આધ્યાત્મિક શક્તિરૂપ આ પ્રકારનું સ્થીર વલન ગમે તે સમયે ગમે તેવો દેખાવ ધારણ કરે, પરંતુ દૃશ્ય પદાર્થો છે; આ પછી અજ્ઞાત રૂપે રહેતા સર્વનો ગુપ્તપ્રદેશમાં સમાવેશ થાય છે.

સર્વ પ્રકારના બાહ્ય વિરોધ છતાં પણ હમેશાં માનવ જાતના મનમાં, આ અજ્ઞાત પ્રદેશમાં પ્રવેશવાના સંભવની એક પ્રબલ—બલ્કે એક અનિવાર્ય—શ્રદ્ધા હોય છે. યથાર્થ વાત રૂપે હમેશા એક એવી આંતર્ લાગણી જોવામાં આવે છે કે ભાવિનાદિનોમાં સર્વ બાબતો એક બનશે; અદ્યાપિ પર્યંત અપ્રાપ્યની શોધ વિના આવી બાબતો સુધારી શકાવાની નથી, એથી એટલું ફલે છે કે, હજુ પણ પ્રાપ્ત કરવાના જ્ઞાન અને તેટલા માટે શક્તિ બાકી હોવાં જ જોઇએ. ઉન્નતિ અનિવાર્ય છે, એટલા જ અર્થમાં આ પ્રમાણે છે એટલું જ નહિ—ઉપર કહેવાયલા વિકાસક્રમના નિયમમાંથી તથા સમાન દશાઓ માટે ભાવિમાં જોવાનું દર્શાવતા ઇતિહાસના પુરાવામાંથી ઉદ્ભવતી એક લાગણી—પરંતુ સર્વ પાસા એક એવો વિચાર પસરી રહ્યો છે કે, ગમે તેપ્રકાર અદ્યાપિ પર્યંત પ્રાપ્ત થયલા જ્ઞાન રાશિને સંતાડી રાખવામાં આવ્યો છે, તેની કોઈ અવર્ણ્ય સાધન વડે કદાચ પ્રાપ્તિ થઈ શકે.

ઘણાકને આ ભાવના તર્ક રહિત લાગશે અને કદાચ યથાર્થ રીતે તે તેમ ના પણ હોય; કારણ કે તેની ઉત્પત્તિ આંતરૂજ્ઞાનમાંથી હોય છે— ગુપ્તપ્રદેશના માત્ર યથાર્થ ભોમિયા રૂપ માનસનો ઉચ્ચ વિભાગ, તથા બાહ્ય અથવા દૃશ્ય જગત સાથે સામાન્ય તર્કશક્તિનો જેવો સંબંધ હોય છે તેવો સ્વસંવેદનનો આંતરૂ સૃષ્ટિ સાથે હોય છે. જો વિકાસક્રમનો નિયમ સર્વસમયે લાગુ પડતો હોય તો તથા આપણા જાણવામાં છે તેમ એકતા નહિ પરંતુ અનેકતા જ વૃદ્ધિક્રમનો નિયમ હોય તો, એટલું ફલિત થાય છે કે સામાન્ય લોકસમૂહ કરતાં આગળ વધેલા હમેશાં કેટલાક પુરૂષો હોવા જ જોઇએ; આવા પુરૂષો પણ તેમનામાં આવા જ નિયમને આધિન છે. ઘણા જ આગળ વધેલા મહાપુરૂષોના અનુભવમાં સમાવેશ

થતા જ્ઞાનમાં જ ગુપ્તવિદ્યાના વિશાલ વિભાગનો સમાવેશ થાય છે, અને તેમ કરવા માટે સમય પરિપક્વ થતાં અજ્ઞાનને ખુલ્લું કરવાનું છે.

આવા પ્રકારની ઝાંખીશ્રદ્ધા અથવા ભાવના વર્તમાનકાલમાં જે વેશ ધારણ કરે છે તે તેણે હમેશાં ધારણ કરેલા વેશથી માત્ર સહજ ભિન્ન છે. જ્યારે જ્ઞાન સામાન્ય પ્રચારમાં થોડું હતું ત્યારે તેના બાકીના ભાગની હયાતી અને વિસ્તાર માટેની આશા અને શ્રદ્ધા પ્રમાણમાં મહાન્ હતી, આટલી વાતને બાધ રૂપે લેતાં ઉપર પ્રમાણે જ છે. વર્તમાનમાં મળી આવે છે તેના કરતાં એ ભાવના ક્યારે તદ્દન ભિન્ન હશે, એ સમય નિશ્ચિત કરવો મુશ્કિલ છે; પ્રાચીનતાના દૂરના યુગોમાં એવાં કલાઓ અને જ્ઞાન હતાં કે જેમનો વર્તમાનમાં સંપૂર્ણ વિનાશ થયો છે, આથી એટલું સિદ્ધ થાય છે કે ભૂતકાલનાજ્ઞાનનો વર્તમાન કાલનાજ્ઞાનથી ક્રમકરતાં જાતિમાં તથા વિસ્તારકરતાં સંકોચમાં તફાવત હતો. જીજ્ઞાસુ શોધકને અદ્યાપિ ના જણાયલા પ્રાચીનતાના ભંડારમાંના લેખો અને પોલાદના કીર્તિ સ્તંભોને વર્તમાનમાં બાંધવાને અસમર્થ છીએ, તો પણ પ્રાચીન ભંડારમાં કલાકૌશલ્ય અને શિલ્પના એવા ઉત્તમ નમુનાઓ મળી આવે છે કે વર્તમાન કાલના એન્જીનીયરો અને શિલ્પીઓ તેનો ખુલાસો આપવામાં ગોથાં ખાય છે. સર્વ પ્રકારની પ્રાચીનશોધો વડે એટલું જણાય છે કે પ્રાચીન પ્રજાઓ અથવા ઓછામાં ઓછો તેમનો એક વિભાગ, વર્તમાનકાલમાં અજ્ઞાત એવી પ્રકૃતિની શક્તિયોના તથા તેમના આવિર્ભાવના થોડા અથવા વધારે જ્ઞાનવાળી હતી; આવી બાબતો જેમના જાણવામાં છે એમ ધારવામાં આવે છે તેઓ પાસેથી પૈસા વડે આ જ્ઞાન ખરીદી શકાય એમ નથી. વર્તમાનકાલે આવી બાબતોનો તાંત્રિકકલાઓના તથા ગુપ્તવિદ્યાઓના વર્ગમાં સમાવેશ કરવામાં આવે છે. વળી આપણી વિશાલ શોધોને લીધે માલુમ પડે છે કે, એક અહંકારી ઝમાનાએ જે જે બાબતોને ભૂતકાલના નિરૂપયોગી વ્હેમ રૂપે દૂર ફેંકી દીધી છે તેમાંની ઘણી ખરી યથાર્થ રીતે વર્તમાનમાં શોધવાનો પ્રારંભ થતા શાસ્ત્રીયસત્યના વિભાગ રૂપે છે દૃષ્ટાંત તરીકે ભૂતકાલના અજ્ઞાની ઝમાનાની પૌરાણિક કાલગણનાના એક વિભાગરૂપે ગણાતી ગુહ્ય ખ્યાઓમાં યથાર્થ રીતે રસાયણ વિદ્યા અને વિદ્યુચ્છાસ્ત્રની સત્યવાતોનો, આકાશમંડલના નિયમોનો સમાવેશ થાય છે, તથા ખરેખરી રીતે કદાપિ દૂર ના કરી શકાય એવા સર્વમાન્ય સિદ્ધાંતના વિભાગો રૂપે છે.

દુનિયામાં ગુપ્તજ્ઞાનના એક સમૂહનો સમાવેશ થાય છે, એ શ્રદ્ધાનો આધાર ગમે તેટલો સંપૂર્ણ હોય તો પણ માત્ર અત્યાર સુધીમાં દર્શાવાયલા સામાન્ય વિચારો ઉપર નથી; પરંતુ આવા પ્રકારનું જ્ઞાન યથાર્થ રીતે છે, એ વાતનો આધાર ઘણી સીધી વિગતો ઉપર છે. આ વિગતો માત્ર વર્તમાન કાલ સાથે સંબંધ ધરાવતી નથી પરંતુ ઐતિહાસિક સર્વ સમયોમાં સામાન્ય હોય એમ જણાય છે. વર્તમાનમાં તંત્ર વિદ્યાના નામથી વ્હેવરવામાં આવતી વિદ્યામાં વિશાલશક્તિયો ધરાવનારા પુરૂષો સર્વ સમયોમાં જણાયા છે; આવા પુરૂષોએ તેમના ઝમાના કરતાં ઉચ્ચ પ્રકારની વિદ્યાની હયાતી સિદ્ધ કરી આપી છે. કોઈ પણ, પ્રકારની માત્ર સ્થૂલકલાઓથી સ્વતંત્ર રીતે આમ કરવામાં આવ્યું છે તથા આધ્યાત્મિક, સૂક્ષ્મ તથા આત્મિક વલનના તત્વશાસ્ત્ર ઉપર માત્ર આધાર રાખવામાં આવ્યો

છે. પ્રાચીન ગ્રીસની આબાદીના સમયમાં પૈથાગોરાસ અને રોમન સામ્રાજ્યના પાછલા સમયમાં **ટાયેનાનો એપોલોનીયસ**, આવા પ્રકારનાં પુરૂષો હતા. બુદ્ધ શંકર આદિ મહા પુરૂષોને પણ આવા પ્રકારના ગણી શકાય. ભિન્નભિન્ન પ્રમાણમાં એનાએજ વિચારો અને અધિકારને દર્શાવતા ખુણા ખોચરાના અભ્યાસિયો અને સાધારણ અધિકારવાળા પુરૂષો માટે કંઈ પણ વિશેષ બોલવાનું નથી, દરરોજની જીવનકલાઓ સાથે જેવો સ્થૂલ વિધીનાં તત્વોનો સંબંધ છે તેવોજ આ ગુપ્તવિદ્યાપ્રચારકોનાં કાર્યોનો સંબંધ તેમનાથી શ્રદ્ધારખાયલા ગૂઢતત્વશાસ્ત્રનાં તત્વો સાથે છે. આમાંજ યથાર્થ રીતે કહેવાતી સર્વ પ્રકારની ગુપ્તવિદ્યાનો સમાવેશ થાય છે. પૂર્વ અને પશ્ચિમની પ્રજાઓના ખાસ લક્ષણરૂપ તત્વશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રના વચ્ચે જણાઈ આવતા ભેદના લગભગ સમાન ભેદ આમાં જણાય છે—ખરી રીતે ગુપ્ત અને પ્રકટ વચ્ચેનો ભેદ. પાશ્ચાત્ય પ્રજાઓથી દર્શાવાતો બુદ્ધિ અને બલનો મહાન્ દકારો, પ્રમાણાનુસાર પૂર્વના પુરૂષોએ અનુકરણ કરવો જોઇએ, એ આશા વ્યર્થ છે; કારણ કે, ગુપ્તવિદ્યા જ્યારે ગુપ્ત થતી અટકે છે ત્યારેજ માત્ર તે પોતાની શક્તિયો દર્શાવી શકે છે, તથા જેમ જેમ દુનિયા અદવાને યોગ્ય જણાય છે તેમ તેમ વર્તમાન વિદ્યામાં તેની શોધોને દમેર છે. આથી ફલિત થાય છે કે, ગુપ્તવિદ્યાનાં તત્વશાસ્ત્ર અને જ્ઞાનને સાચવતા વર્તમાનકાલમાં જીવતા પુરૂષો છે; અભ્યાસિના અધિકારાનુસાર તથા સામાન્ય રીતે લેતાં દુનિયાની ઉન્નતિ અનુસાર એ વિદ્યાઓને પ્રકટ કરેવની તેમની સત્તા છે.

સમયે સમય દુનિયામાં દર્શન દેતા પ્રકૃતિના ગુપ્તપક્ષના પ્રવર્તકોના સિદ્ધાંતોની પરિક્ષા કરતાં યથાર્થ રીતે માલમ પડે છે કે, તેમણે કેટલાક ગુપ્તવિદ્યાના મહાત્માઓની હયાતીને હંમેશાં સિદ્ધ કરી છે, તથા આવશ્યક પ્રયત્ન, કસોટી અને શોધ ચલાવવા માટે તૈયાર થયલા અભ્યાસિયો માટેજ તેમની શાલાઓ અને મંડલો ખુલ્લાં છે પૈથાગોરાસને પણ આ પ્રમાણેજ વીતી હતી; અનેક વર્ષોની મુસાફરી, અભ્યાસ અને કષ્ટ સહનના પરિણામરૂપે, અનેક સંકટ ભોગવવા વડે, ઉત્તરહિંદમાં તેમને કેટલાક મહાત્માઓનો ભેટો થયો હતો. તથા તેમની પાસેથી પોતે પછીથી ઉપદેશેલા રહસ્યજ્ઞાનના મૂલઆધારરૂપ સિદ્ધાંતો અનુભવવામાં આવ્યા હતા, એમ તેમનું કહેવું છે. ટાયેનાના એપોલોનીયસના સંબંધમાં પણ આમજ થયું હતું; તેમની હિમાલયપર્વતરાજની—પરંપરાગત રહસ્ય જ્ઞાનના નિવાસસ્થાનની—મુસાફરીનું તથા તેમને ત્યાં મળેલા સમર્થ મહાત્માઓનું કેટલુંક વીગતવાર વર્ણન ફ્રાઇલોસ્ટ્રેટસના હાથનું લખેલું મળી આવે છે; તેમણે પોતાનાં મહાન્ રહસ્યો એ મહંતો પાસેથી મેળવ્યાં હતાં. અન્ય કેટલાક પણ આવા પુરાવા મળી આવે છે, એ સર્વથી એટલું સિદ્ધ થાય છે કે, આ પૃથ્વી ઉપર માનવજાતનો પ્રારંભ થવાના પ્રાચીન સમયથી માંડીને, માનવવર્ગના આ નિયામકો અને ઉપદેશકોની હયાતી મળી આવે છે—પદાર્થવિજ્ઞાનના તથા દૈનિકજીવનની આવશ્યક કલાઓના ઉપદેશકોના સ્વરૂપમાં આપણા વર્તમાનકાલના ઉપદેશકોની પેઠે પ્રથમ તેઓ દર્શન દેતા હતા; પછીથી જેમ જેમ માનવ જાત સંખ્યામાં અને વ્યક્તિ માટેના પ્રયત્નોમાં વધતી ગઈ, તેમના અપરોક્ષ તથા ખુલ્લા નિયમનમાંથી મોટે ભાગે ધીમે ધીમે ખસતી ગઇ અથવા તેમની

પ્રસદ્ધ હાજરી અને કાર્ય માટે આ દુનિયાને અયોગ્ય બનાવતા ગયા તેમ તેમ તેઓ પોતાની હમેશની નિયામક સ્થિતિ જાળવીને ધીમેધીમે ગુપ્તપ્રદેશમાં નિવૃત્ત થતા ગયા.

જેમ ભૂતકાલમાં હતું તેમ, આ તેના તેજ મહાત્માઓ વિશે આપણને વર્તમાનમાં કહેવામાં આવે છે. વર્તમાનમાં આપણે આનુભવિક ગુપ્તવિદ્યા વિશે જેટલું જાણીએ છીએ તે સર્વે તેમની પાસેથી પરંપરાપ્રાપ્ત થયલું ગણાય છે. તથાપિ ઘણાં વર્ષથી તેમના વિશે એટલું બધુ થોડું સાંભળવામાં આવતું હતું કે, તેમની સ્વીકારાયલી અસરની ભાવનાને પ્રથમવાર સજીવન કરતામાંજ, દુનિયાએ તેમની હયાતીના વાદપ્રતિ હાસ્ય અને અશ્રદ્ધાના પુકારો સહિત જોવા માંડયું હતું; વર્તમાન કાલમાં આવા સર્વે પ્રકારના વલણમાં ફેરફાર થવાનો પ્રારંભ થયો છે; આપણામાં મળી આવે છે તેના કરતાં મહાન બુદ્ધિવાળાં સત્વોની હયાતી વિશે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રીઓએ ચર્ચા કરવા માંડી છે એટલુંજ નહિ, પરંતુ એ બાબતનું કેટલાક માનપૂર્વક અવલોકન પણ કરવા લાગ્યા છે. "* આ આમ છે એટલુંજ નહિ પરંતુ સ્પષ્ટ વાત રૂહિત વર્તમાન કાલમાં ઉપરાઉપરી અભ્યાસિયો બહાર પડતા જાય છે કે, જેઓ પોતાની જાને મહાત્માઓ સાથે થોડા અથવા વધારે વારંવાર સંબંધમા આવેલા છે, તથા વર્તમાનમાં વૃદ્ધિ પામતી ગુપ્તવિદ્યાની પ્રવૃત્તિને પ્રવર્તાવવામાં તેમના તરફથી જેમને આજ્ઞાઓ આપવામાં આવે છે

જ્યારે આપણે આવા પ્રકારના મહાત્માઓ અને ઉપદેશકો વિશે બોલીએ છીએ ત્યારે એ પ્રશ્ન સહજ ખડો થાય છે કે, કયાં સાધનો વડે તેમના ઉપદેશો આપવામાં આવે છે. જેમ પ્રકટ અને ગુપ્તવિદ્યા વચ્ચે જેટલો ભેદ છે તેટલોજ ઉપરના પ્રકારના જ્ઞાનના ઉપદેશમાર્ગ વચ્ચે તથા દરરોજના જીવનમાં આપણે વિશેષ પરિચિત છીએ એવા જ્ઞાનમાર્ગ વચ્ચે સ્પષ્ટ ભેદ જણાઇ આવે છે, એ અત્રે લક્ષમાં લેવા જેવું છે. આપણ સર્વના જાણવામાં છે તેમ આપણી શાળાઓનું પદાર્થવિજ્ઞાન, જેટલું કહ્યુ હોય તેટલાજ અર્થવાળાં પુસ્તકોની મદદ વડે ઘણીજ ખુલ્લી રીતે શિખવવામાં આવેછે; પુસ્તકો જેટલો અર્થ સ્પષ્ટરીતે સુચવવા માગતાં હોય તેટલોજ શિખવવાનું તે કબુલ કરે છે આ પ્રકારે મળતા જ્ઞાનમાં બની શકે તેટલી શંકાઓ કરવા આપણને ઉત્તેજવામાં આવે છે તથા સર્વ પ્રકારના દોષારોપણ રહિત સાબિત તથા પ્રયોગસિદ્ધ ના થઇશકે એવા તેના સર્વે અંશોનો અસ્વીકાર કરવાનું ઉત્તેજન આપવામાં આવે છે. વર્તમાન પદાર્થવિજ્ઞાન શાસ્ત્રનો જો કે આવો યથાર્થ અભ્યાસ નથી તો પણ વિશેષ નહિ તો આવા પ્રકારનો વાદ છે. પ્રયોગથી સિદ્ધ ના થઇ શકે એવા કોઇ પ્રકારના સિદ્ધાંતના સ્વીકારને તે ઠોકી બેસાડવા માગતું નથી તેમજ તે સૂચવે છે તેથી અથવા સત્ય વાતરૂપે દર્શાવે છે તેથી વિશેષ સૂચવવા માગતું નથી. પરંતુ ગુપ્તવિદ્યાના ઉપદેશમાં વપરાતી વિધિયો અનેક રીતે ઉપર કહેવાયલા સર્વથી તદ્દન વિરૂદ્ધ છે; કારણ કે આ વિદ્યાના ગ્રંથોને જે સીધે સીધુ કહેવામાં નથી આવતું એવું સામાન્ય રીતે સૂચવવાનું હોય છે, તથા તેમાં વારંવાર એવું ઘણુંક કહેવામાં આવ્યું હોય છે કે જેને સત્ય બાબતની સ્પષ્ટ વાતોરૂપે કોઈ પણ પ્રકારે

* હક્સ્લિ—" ડેટાઓફ્એથીક્સ. "

સ્વીકારવાનું હોતું નથી. એક વાદમાં સમાવેશ થતી વાર્તાઓ ઉપરના ઢાંકણ સમાન છે. સામાન્ય બુદ્ધિવાળાં મનુષ્યો માત્ર ઉપરના દેખાવનેજ જુએ છે એટલે વાદમાં સમાવેશ થતી વાર્તામાંજ લક્ષ આપે છે; આથી વિશેષ તેઓ સમજી શકતા નથી. વિકસિત બુદ્ધિ વાળા પુરૂષો માત્ર ઉપરના દેખાવને ના જોતાં આંતર્ સત્યને અવલોકે છે. આવા પ્રકારે આ ગ્રંથોમાં ગુપ્તવિદ્યાનું સૂચન આપવામાં આવ્યું હોય છે; ઘણે ભાગે જ્ઞાનનો પ્રચાર કરવા માટે તેમને યોજવામાં આવ્યા નથી, પરંતુ જ્ઞાનના રક્ષણ માટે ગુપ્તિ માટે યોજવામાં આવ્યા છે; માટે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રના ગ્રંથોને જેવી રીતે સમજવામાં આવે છે તેવીજ રીતે આ ગ્રંથોને સમજવાનો પ્રયત્ન તદ્દન નિષ્ફલ નિવડશે. આવા ગ્રંથોતો વિકાસક્રમની અમુક ભૂમિકાપર્યંત પહોંચેલા એવા પ્રકારના થોડાક પુરૂષો માટે યોજાયલા હોય છે કે જેઓ એ ગ્રંથોના માત્ર શબ્દોનેજ ના વળગી રહેતાં તેથી શું સૂચવાય છે તે વિચારનારા છે, તથા એ શાબ્દિકજાલની પાર આધ્યાત્મિક અને ગુપ્તભાવનાને સમજે છે–આ પ્રમાણે અન્યના બાલવાદને પ્રવર્તાવતા ગ્રંથો અને ઉપદેશોના માત્ર એકીકરણ કરનારા શોધકરૂપે નહિ પરંતુ ગુપ્તવિદ્યાના યથાર્થ અભ્યાસિયોરૂપે તેઓ પ્રદર્શિત થાયછે. વળી ગુપ્તવિદ્યાના મહત, અધ્યાત્મિક અથવા ગુપ્તસૃષ્ટિની બાબતો વિશેનો સત્ય બીના રૂપ એકાદ સાદો સિદ્ધાન્ત દર્શાવશે, તથા એના ખરાખોટાપણાનો આધાર અભ્યસિના પ્રયત્નો ઉપરજ રહેવાદેશે; એ સિદ્ધાંત સત્ય છે એમ તેને કાલે કરી સાબિત થશે, એ વાત તેમના સપૂર્ણ લક્ષમાં હોય છે, પરંતુ જો અભ્યાસિ એ સિદ્ધાંતને જાતે સિદ્ધ કરી શકતો નથી અથવા એમ ધારે છે કે શોધતાં વિચારતાં તે અસત્ય લાગે છે તો તેટલા પ્રમાણમાં એ અભ્યાસિનાં વૃદ્ધિ તથા વિકાસ અમુક પ્રકારે ખામીવાળાં છે. મહાત્મા તો કદાચ એટલુંજ કહેશે કે, આટલી આટલી વાતો આમ આમ છે–" હવે જાઓ અભ્યાસ વડે તમારી જાતે સિદ્ધ કરી જુઓ." જ્યાં સુધી અભ્યાસિ આટલા મળેલા ઉપદેશના અંશનો અનુભવ કરશે નહિ ત્યાં સુધી તેને કંઇ પણ વિશેષ ઉપદેશ મળશે નહિ. પોતાનો અભ્યાસક્રમ લંબાવવા માટે સમગ્ર અનંતતા સમીપમાંજ છે, એમ સમજનાર ગુપ્તવિદ્યાભ્યાસિને કાલની ભાવના કંઇ હિસાબમાં જ નથી; તેનાથી જે એક જન્મમાં અનુભવી શકાતું નથી તે અન્ય જન્મમાં સિદ્ધ થશે.

આવા પ્રકારના અભ્યાસવિધિમાં, રૂપકરૂપ, ચિહ્નોરૂપે, સાદશ્યરૂપ દષ્ટાંતોનો ઉપયોગ અત્યંત આવશ્યક થઇ પડે છે; ઉપરઉપરથી દેખાતી એકાદ સાદી વાર્તારૂપ પુરાણ કથામાં એકાદા સત્યસિદ્ધાંતનો સમાવેશ થતો હોય છે. આથીજ સર્વ યુગોના ગ્રંથો અસ્પષ્ટતાથી સમજવામાં આવે છે; ઉપર ઉપરથી જાણે માત્ર ઇતિહાસ, વિશ્વોત્પત્તિ આદિનું વર્ણન આપતા હોય એમ લાગે છે, પરંતુ કદાચ તેથી યથાર્થતાથી કહીએ તો આધ્યાત્મિક અને ગુપ્તસિદ્ધાંતો સૂચવાતા હોય; વળી દેવો અને વીરનરોનાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે, જેમને ગુપ્તવિદ્યાના પ્રકાશ વડે અવલોકતાં મનુષ્ય અને પૃથ્વીના ઇતિહાસનું વર્ણન મળી આવે છે. વારંવાર આપણને અમુક વ્યક્તિઓ અથવા કુટુંબોના ઇતિહાસરૂપે જણાતાં વૃત્તાંતો આપવામાં આવે છે પરંતુ યથાર્થ રીતે અવલોકાતાં વિશ્વ વિષયક કાલવિભાગોનું વર્ણન મળી આવે છે; આથી ઉલટી રીતે આપણને યુગપરિમાણ-

ની મોટી મોટી સંખ્યાઓ આપવામાં આવે છે, પરંતુ જે આંકડાની એ સંખ્યાઓ બની છે તેને સમજવાને અમુક કૂંચિઓની જરૂર પડે છે; આ પ્રકારે અવલોકતા આ બાબતો માત્ર કાળગણન સંખ્યારૂપે લાગતી નથી પરંતુ જડ અને ચેતન, માનવ અને દેવ ઇત્યાદિ વચ્ચેના સંબંધોના વર્ણનરૂપ લાગે છે. આથી તો આપણને આર્મિક રીતે સૂચવાય છે કે, આ દરેક બાબતો યથાર્થ રીતે સમજવાને સાત કૂંચિયો છે; આટલું સંપૂર્ણ ના હોય તેમ આથી વિશેષ કહેવામાં આવ્યુ છે કે આ દરેક કૂંચિનો સાત પ્રકારે ઉપયોગ થઈ શકે છે!

કદાચ એવાં અનેક વિદ્યમાન પુસ્તકો છે કે જેમને પદાર્થવિજ્ઞાનમાં શ્રદ્ધાવાળા પુરૂષોએ વહેમીકચરાના તથા નિરૂપયોગી ગપ્પાંના સમૂહ રૂપે દૂર ફેંકી દીધાં છે, પરંતુ પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાન હજુ જેની શોધ ચલાવે છે પણ સ્વીકાર કરવાને હજુ ઘણું સંકુચિત દ્રષ્ટિવાળું છે, એવી ઘણી વાતોનો તેમાં સમાવેશ થતો જોવામાં આવે છે; કારણ કે પદાર્થ વિજ્ઞાનની વિધિયો આ ગ્રંથોના રચન વિધિથી એટલી બધી વિરૂદ્ધ છે કે, તેમના કાયદા જેવા સિદ્ધાંતોનો જરા પણ સંભવિત ખુલાસો થઈ શકતો નથી. પરંતુ જો આ પુસ્તકો જેવી રીતે વાંચવાની જરૂર છે તેવી રીતે બરોબર વંચાય તો તેમાંથી દુનિયા અને માનવના સમગ્રઈતિહાસનો સમાવેશ થતો જડી આવશે. પૃથ્વીના દેખાવના અનેક ફેરફારોનું, દશ્યાદશ્ય થતા ખંડોનું, થતી અને થઈ ગયલી તથા હવે પછી યોગ્ય સમયે થવાની માનવજાતોનું વર્ણન એ ગ્રંથોમાંથી મળી રહે છે. માનવના પોતાના બંધારણવિશેનું તથા તેના વિશ્વ સાથેના સંબંધનું વર્ણન પણ તેમાંથી મળી આવે છે. ગમે તેટલી કઠિન લાગે તો પણ જો આપણે આ બાબતોનો યથાર્થ અભ્યાસ કરીએ તો, આપણી અનુભવવાની શક્તિના પ્રમાણમાં વિશેષવિશેષ જ્ઞાનનો ઉદય થતો માલુમ પડશે.

આ શક્તિ એક એવી છે કે તે માનવ જાતના વિકાસક્રમની વૃદ્ધિ સાથે ઉન્નતિ પામતી જાય છે; આપણી ઇન્દ્રિયો અને શક્તિયો, દુનિયા અને તેના પદાર્થોની સાથે સાથે જ વિકાસ પામતી જાય છે, એ એક ગુપ્તવિદ્યાના ઉપદેશનું ખાસ લક્ષણ છે. જેમ જેમ આપણામાં ક્રમેક્રમે વિશેષ શક્તિયો ખીલતી જાય છે તેમતેમ આપણને મળતા ઉપદેશોનો અર્થ સમજતા થઈએ છીએ, તથા તેમનો આનુભવિક—વ્યાવહારિક ઉપયોગ કરી શકીએ છીએ. દરેક ઇન્દ્રિયને, એક એક સેતાં પણ તેનો પોતાનો ખાસ વિકાસ પ્રદેશ હોય છે તથા તેથી ક્રમે ક્રમે તેનો વિસ્તાર અને શક્તિ વધતાં જાય છે; આ પ્રમાણે સાદજી કરીતે જ્ઞાનનો વિશેષને વિશેષ વિસ્તાર થતો ચાલે છે, એક શ્રવણેન્દ્રિયનો જ દ્રષ્ટાંત લઇએ; વર્તમાન કાલમાં આપણે, દરેક સેકન્ડે સોળ સ્ફુરણોથી ઓછા અથવા આશરે ચાળીશ હજારથી વધારે નહિ એવા અવાજનું શ્રવણ કરી શકતા નથી; અવાજની પ્રકૃતિ સ્પષ્ટ રીતે સ્થૂલભુવનની વાત છે. વિકાસક્રમમાં આગળ વધતાં આપણે સાંભળી શકીએ એવા સ્વરનો પ્રદેશ વિસ્તાર પામે છે તથા ગુણપરત્વે પણ ઉત્તમ થાય છે; કારણ કે દરેકસ્વરનાં ઓછામાં ઓછા સપ્તસ્વરપો છે અને તેમાંના માત્ર એકનું જ અત્યારે આપણે શ્રવણ કરી શકીએ છીએ. વિવિધ ભુવનો ઉપર સ્વરનાં અન્ય સ્વરૂપોને અનુભવવાની શક્તિ વિકાસ પામતાં, શ્રવણગોચર થતા રાગનાં સ્ફુરણોને મળતા આવતા અમુક પ્રકારના રંગનું

દર્શન સાથે જ થાય છે; આ પ્રમાણે શ્રવણગોચર થતા દરેક રાગ વડે, દૃષ્ટિસમિપ તેનાં સ્વરૂપોને મળતો આવતો રંગ ખડો થાય છે. આથી પણ વિશેષ પરિણામ આવે છે, કારણ કે સર્વ પ્રકારના સ્વર અને રગોનેં અમુક પ્રકારનાં સ્વરૂપો સાથે સંબંધ હોય છે, તેથી તેવા તેવા પ્રકારનાં સ્વરૂપો આપણા જોવામાં આવે છે; એક સ્વર અથવા રાગના વિચાર માત્રથી જ એકાદ રંગીન સ્વરૂપ જોવામાં આવે છે. એક વિચાર માત્રમાંથી આ વિશ્વ શી રીતે આવિર્ભાવ પામ્યું, આપણો દરેક વિચાર પોતાની મેળે સ્વતંત્ર રીતે સજીવન થતા એકાદ સ્વરૂપ સાથે કેવી રીતનો સંબંધ ધરાવે છે, તથા જ્યાં સુધી આપણા વિચારનો તીવ્ર વેગ આવા એકાદા સ્વરૂપને અસ્તિત્વનો પ્રસંગ પૂરો પાડે છે ત્યાં સુધી આવું સ્વરૂપ શ્રેય અશ્રેય કરવામાં પ્રબલ હોય છે, આવી સર્વ બાબતોનુ એક રંગીન દૃશ્યચિત્ર આપણી દૃષ્ટિ સમિપ રાખવું અત્યંત જરૂરનું છે. આ શક્તિનો આથી વિશેષ વિકાસ થતાં સૂક્ષ્મભુવનના અવકાશમાં વસતાં અદૃશ્યસત્વોના અવાજ આપણા સાંભળવામાં આવે છે; આવા જ પ્રમાણમા દૃષ્ટિશક્તિ વિકાસ પામતાં આપણે એ સત્વોને જોઇ શકીએ પણ ખાસ–આમ થતાં એક નવિનસૃષ્ટિ ખુલ્લી થાય છે, આપણી આ સ્થૂલસૃષ્ટિ કરતાં તે અનેકવિધ તથા વિશેષવિસ્તાર વાળી છે.

જેમ જેમ ઇન્દ્રિયશક્તિયો સંખ્યા અને વિસ્તારમાં વધતી જાય છે તેમ તેમ વિવિધ શક્તિયો વાળા તથા કેટલાક અન્ય ખાસ લક્ષણોવાળા પ્રકૃતિના વિશેષ પ્રદેશોનું જ્ઞાન થવું જ જોઇએ; પછી જેમ આપણે આ અધમ તથા વિશેષ જડ ભુવનના પદાર્થોનો ઉપયોગ કરીએ છીએ તેમ, આ સૂક્ષ્મ શક્તિયોનો શી રીતે ઉપયોગ કરવો, એ શિખવાની જરૂર પડે છે. જો આપણે વર્તમાનમાં આટલું જ કરી શકીએ તો, મોટાં મોટાં વજનોને માત્ર આપણા વિચારોની શક્તિવડે જ ઉચકી શકીએ, પૃથ્વીની અન્ય બાજુએ પણ આપણા અવાજને સંભળાવી શકીએ, જેમ અત્યારે આપણે તેના ઉપર થોડા માઇલ ઉંચે ઉભા રહીને જોઇએ છીએ તેમ તેની આરપાર પણ જોઇ શકીએ, અને એવી એવી બાબતો કરી શકીએ કે તે ચમત્કાર જેવી જણાય , પરંતુ આ સર્વ સંપૂર્ણ પ્રાકૃતિક નિયમો અનુસાર થાય છે; કારણ કે ગમે તેવો અદ્ભુત હોય તો પણ એક ચમત્કાર, આપણામાંના ઘણાખરા અજાણ્યા છે એવા એકાદ પ્રાકૃતિક નિયમવડે જ થાય છે, સામાન્ય લોક સમૂહ કરતાં વિશેષ જ્ઞાનવાળો કોઇ અભ્યાસિ તે કરી શકે છે, તથા તેટલા પ્રમાણમાંતો તે ગુપ્ત વિદ્યાભ્યાસિ છે.

"જેમ સૂર્યનાં કીર્ણો નીચેના મેદાનને પ્રકાશિત કરવાને બદલે પર્વતોનાં શિખરોને પ્રથમ પ્રકાશિત કરે છે તેમ આધ્યાત્મિક સૂર્યનો પ્રકાશ પણ જ્ઞાન પામવા જેટલી ઉચ્ચ ભૂમિકા પર્યંત પહોંચેલા, માનવજાતના છુટાછવાયા અભ્યાસિયોને પ્રથમ પ્રકાશિત કરે છે. આ પ્રમાણે વિવિધ ક્રમવાર ગુપ્તવિદ્યાના યથાર્થ અભ્યાસિયો, દુનિયાના કરોડો માનવોને લક્ષમાં લેતાં હમેશાં ગણ્યા ગાંઠ્યા જ હોય છે. દુનિયાના પ્રાચીન સમયમાં બ્રાહ્મણ વર્ગની (પૂજારી વર્ગ, શુકલ વર્ગ) આ શક્તિયોનો સમગ્રમાનવજાતના ભલાં માટે ઉપયોગ કરવાની આવશ્યક ફરજ હતી. આ શક્તિયોને અધિકારાનુસાર પ્રાપ્ત કરીને પોતાની યોગ્યતા સાબિત ના કરી આપનાર કોઈ પણ મનુષ્યે એ વર્ગમાં ઉચ્ચસ્થાન પ્રાપ્ત કરવાની આશા

રાખવી વધે હતી શુકલવર્ગના યથાર્થ સભ્ય થવા માટે, સમગ્ર માનવજાત સામાન્ય રીતે જેટલી વધી હોય તેના કરતાં પોતાના વિકાસક્રમને પુરૂષાર્થ વડે આગળ વધારનાર પુરૂષની જરૂર છે આ પ્રમાણે આવો અભ્યાસિ, આવશ્યકતા જણાય તેમ દુનિયાને પોતાનું જ્ઞાન આપતા જીવન્મુક્ત ઉપદેશકોના વાહનરૂપે વર્તવાને તૈયાર થાય છે, આવા એક રૂપે, એક પુરોહિત રૂપે તથા માનવિઓના નાયકરૂપે વર્તવાનો તેને સંપૂર્ણ અધિકાર હતો

દુનિયાના પુરોહિત વર્ગોની યથાર્થ રીતે આ પ્રકારે ઉત્પત્તિ છે, પરંતુ આ વર્ગોમાં શક્તિઓનો દુરૂપયોગ કરવાની એટલી બધી પ્રબળ લાલચો આકર્ષે છે કે કાલક્રમમા ઘણા પુરૂષો તેમના ભોગ થઇ અધોપાત પામ્યા છે, જેથી તેમની સાથે તેમના વર્ગને પણ થોડું ઘણું ખમવું પડયું, અને સમગ્ર વર્ગ થોડો અથવા વિશેષ અધોપાતમાં આવી પડયો. આવા બનાવો બનતાં આધ્યાત્મિકસૂર્યનો પ્રકાશ તેમનાથી ક્રમે ક્રમે દૂર થયો, આ પ્રમાણે પૂર્વના જેવી જ શક્તિયોનો ઉપયોગ કરવાની સત્તા ના રહેવાને લીધે, આવા અભ્યાસિયોને પોતાનો માનમર્તબો જાળવી રાખવા માટે કાલક્રમે દંભનો, પ્રતારણાનો આશ્રય લેવો પડયો. આ પ્રમાણે આખરે ઘણાંખરા દૃષ્ટાંતમા ગુપ્તવિદ્યાજ્ઞાન પ્રથમ અસ્પષ્ટ થતું ચાલ્યુ તથા પછીથી સંપૂર્ણ વિનાશ શરુ થયુ, આવી દશા સા સુધી આવી પડી કે વર્તમાન કાલમાં એકાદ યથાર્થ આધ્યાત્મિકશક્તિવાળો પુરોહિત મળવાની વાત, દુષ્પ્રાપ્ય અને બાધ રૂપ થઇ પડી, અત્યારનો સામાન્ય નિયમ એ થઇ પડયો છે કે, તેને આધ્યાત્મિક સૃષ્ટિનું યથાર્થ જ્ઞાન હોતુ નથી પરંતુ પૂર્વે જેને આવા પ્રકારનું જ્ઞાન કહેવામાં આવતું હતું તેના માત્ર બાહ્ય ક્રિયાકાંડનું જ જ્ઞાન જોવામા આવે છે

( આગળ ચાલુ )

ઉપતગ્રી

---

# આતિથ્યની પ્રાચીન હિંદુ ભાવના

## અને

### વર્તમાન જીવન

આતિથ્યભાવના એક પ્રાચીન આર્યવૈદિકસંસ્થા છે તેને અતિથિપૂજા પણ કહેવામાં આવે છે તૈત્તિરીયોપનિષદમા આદેશાયું છે કે, अतिथिदेवोभव । અતિથિની એક દેવ સમાન પૂજા કરવી જોઇએ કઠોપનિષદમા સૂચવાયુ છે કે, ઇશ્વર અતિથિરૂપે ગૃહમાં પ્રવેશ કરે છે

(૨) વૈશ્વાનરઅગ્નિરૂપે એક, બ્રાહ્મણઅતિથિ ગૃહમાં પ્રવેશ કરે છે તેની શાંતિ અર્થે મનુષ્ય ઉદકાદિ અર્પણ કરે છે ( કઠ=અ-વ-૧-મ ૭ )

જે મૂર્ખબ્રાહ્મણના ગૃહમા અતિથિ ભોજન પામ્યા વિનાનો રહે, તેની આશા

( અદષ્ટ વસ્તુની ઇચ્છા ), પ્રતીક્ષા ( દષ્ટ વસ્તુની ઇચ્છા ), ધ્યાન, ગ્રામ, આરામાદિ નિર્માણરૂપ દાન, સર્વ તેની પાસેથી પલાયમાન થાય છે. ( કઠ. ૧-૧-૮. )

(૨) કઠોપનિષદ્‌માંથી આ આતિથ્યભાવના વિશેના શ્રેષ્ઠ ઉપદેશો મળી આવે છે. નચિકેતસનું આખ્યાન અને તેનો યમ સાથેનો સંવાદ, તથા તેને પ્રાપ્ત થયેલું મૃત્યુવિદ્યાનું દિવ્ય રહસ્ય, આ સર્વ બાબતો ઉપનિષદાભ્યાસિયોના જાણવામાં છે તેથી અત્રપિષ્ટપેષણ કરવું ઉચિત લાગતું નથી.

(૩) આવીજ રીતે મનુનું પણ કહેવું છે, ( અ-૩-શ્લો-૧૦૦):-
શિલોઞ્છવૃત્તિ ઉપર નિર્વાહ કરતા અથવા પંચાગ્નિ સાધતા બ્રાહ્મણના ગૃહમાં, બ્રાહ્મણઅતિથિ આદરસત્કાર ના પામે તો તે તેનાં પુણ્યસંચયરૂપ સર્વસુકૃતોનું હરણ કરી જાય છે.

(૨) દરેક બ્રાહ્મણે દ રોજ અવશ્ય આચરવારૂપ પંચમહાયજ્ઞોમાંનો એક આતિથ્ય છે. આને મનુમહારાજ, બ્રહ્મહુત એટલે વૈશ્વાનર અગ્નિ અથવા બ્રાહ્મણ અતિથિના જઠરાગ્નિમાં હોમાતા એક બલિ સમાન ગણે છે. ગીતા ( અ-૧૫-શ્લો-૧૪ ) માં શ્રીકૃષ્ણ કહે છે: હું વૈશ્વાનરરૂપ ધારણ કરીને પ્રાણિઓનાં દેહમાં આશ્રય કરી રહ્યો છું, તથા. પ્રાણાપાન વડે સમાયુક્ત થઇને ચતુર્વિધઅન્નને પચાવું છું.

(૩) અતિથિઓના ભોજન સત્કારને ગૃહસ્થોના એક ધર્મરૂપે આદેશવામાં આવ્યોછે. એક મહાત્મા એને ગૃહસ્થને શણગારતા અલંકારરૂપે ગણે છે. જે માત્ર આત્મકારણ, માટે ( પોતા માટે ) અન્ન પકાવે છે તે માત્ર પાપનુંજ ભોજન કરે છે. ( મનુ-૩-૧૧૮. )

યજ્ઞાવશેષનું અશન કરનારા સર્વ કિલ્મિષમાંથી મુક્ત થાયછે, પરંતુ જેઓ આત્માને માટેજ પાક બનાવે છે તેઓ ખરેખર પાપનુંજ ભોજન કરે છે. ( ગીતા-૩-૧૩. )

પ્રાચીન ઋષિયો અને સ્મૃતિકારો આતિથ્યભાવનાને કેટલી બધી ઉત્કૃષ્ટરૂપે જોતા હતા એ આથી સમજાય છે.

(૪) પરંતુ અતિથિ કોણ ? માત્ર એક રાત્રી વાસોવસનાર બ્રાહ્મણ અતિથિ છે, એમ મનુમહારાજનું કહેવું છે. તાત્પર્ય વિચારતાં અતિથિનો અર્થ એમ જણાય છે કે, એક " તિથિ " એટલે સાઠ ઘટિકા ઉપરાંત જે વાસ કરતો નથી તે-અથવા જે પૂર્વેના આવ્યો હોય તે; પરંતુ તેના તેજ ગ્રામમાં વસતા બ્રાહ્મણને, તેમજ પરાન્નવૃત્તિ પુરૂષને, બ્રાહ્મણ ગૃહે આવતા ક્ષત્રિયને, તેમજ વૈશ્ય અથવા શુદ્રને, તેમજ કોઇ સંબંધિ અથવા ગુરૂને, અતિથિ વર્ગમાં ગણવાના નથી. (મનુ-૩-૧૦૨-૧૦૩. )

બ્રાહ્મણ અતિથિ પછી, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્ર અતિથિને અન્ન પુરૂપાડવું જોઇએ. પરંતુ મનુમહારાજ આપણને અવિવેકી આતિથ્યસત્કાર સામે ચેતાવવાને પણ સાવધ છે. તેમણે કહ્યું છે, " વેદબાહ્ય પાખંડવાદીઓનો, નિષિદ્ધ ધંધાવાળાઓનો, શઠ અને ચોર

મનુષ્યોનો, બિડાલવ્રતવાળાનો, બકવૃત્તિવાળાનો, વાચામાત્રથી પણ સત્કાર કરવાની જરૂર નથી. " (મનુ-૪-૩૦.)

બહુજન ન સમક્ષ ધર્મ આચરનાર તથા પોતાની મેળે તથા પારકા પાસે પોતે ધર્મ ધ્વજ ધારણ કર્યાની ખ્યાતિ કરનારો તથા કરાવનારો, સદા લોભિ, ઢોંગી, દમ્ભ વડે લોકને છેતરનાર, પરહિંસા પરાયણ, પરગુણ અસહન વડે સર્વના ઉપર આક્ષેપ કરનાર, મુષકના પ્રસંગમાં બિડાલ ધ્યાનનિષ્ઠના જેવું દેખાય છે તેવી રીતે વર્તનાર, બિડાલવ્રતુ વાળો કહેવાય છે. ( મનુ-૪—૧૯૫. )

. નિજ વિનયખ્યાપનાર્થે સતત અધોપ્રદેશમાં દષ્ટિ રાખનાર, નિષ્ઠુરતાથી વર્તનાર, સ્વાર્થસાધન તત્પર, શઠ, કપટીવિનયવાન્. મત્સ્યહનનરૂચિવાળા મિથ્યાવિનીત બકની પેઠે વર્તનાર દ્વિજ, બકવૃત્તિવાળો કહેવાય છે. મનુ—૪—૧૯૬. )

અતિથિનો કેવી રીતે સત્કાર કરવો ?

(૫) બેસવાનું આસન, વિશ્રામસ્થાન, પાદપ્રક્ષાલનાર્થે જલ અને ચોથી પ્રિયવાણિ, એટલાં વાનાં સત્પુરૂષોના ગૃહમા કોઇ કાલે ખૂટતા નથી. ( મનુ—૩—૧૦૧. )

ગૃહ સમિપ આવેલા અતિથિને ગૃહસ્થે કાઢી મૂકવો જોઈએ નહિ.

" ગમે તો તે અપ્રાસકાલે આવ્યો હોય તો પણ ભોજન લિધા વિના તેને જવા દેવો જોઇએ નહિ. " ( મનુ—૩—૧૦૫. )

કોઈ પણ ગૃહસ્થે પોતાના ગૃહમાં અતિથિને શક્તિ અનુસાર આસન, અન્ન, શય્યા, વારિ, ફલ મૂલ વડે સત્કાર કર્યા વિનાનો રાખવો જોઇએ નહિ, " વાનપ્રસ્થાશ્રમીએ પણ આશ્રમ પાસે આવેલાનો, પાણી," ફલ મૂલ દિની ભિક્ષા વડે અતિથિ જેવો ગણીને સત્કાર કરવો જોઇએ. ( મનુ—૬—૭. )

. (૬) પુરાણો અને ઇતિહાસોમાં પણ વાર્તાઓ અને દષ્ટાંતોના સાધન વડે આતિથ્ય ભાવનાની અગત્ય ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. ઉપરના વિચારો પ્રાંતિક ભાષાસાહિત્યમાં અવતરેલા છે, તેમાંના કેટલાકને વિસ્તારવામાં આવ્યા છે, જેમાં ઉચ્ચ પ્રકારનો નિષ્પક્ષપાત તથા અદ્વૈતભાવના ઉપર આધાર રાખતી ઉદાર મનની પરોપકારિતા જણાઈ આવે છે.

પૂજ્ય પુરૂષોને ભોજન પુરૂ પાડવાની વાતને કેટલા બધા શ્રેષ્ટ માનપૂર્વક આ દેશમાં જોવામાં આવે છે, એ વાતને એક સંતપુરૂષની નીચેની ભાવનામાંથી ટેકો મળું રહે છે.

" જો દયાસાગર પુરૂષો ભોજન લે તો તે ત્રણુ લોકને સંતોષવા સમાનછે, નન્દી કહે છે કે, જો તેમને ભોજન આપવામાં આવે તો ત્રણુ લોકને દાન આપવા સમાનછે."

પરાશર કહે છે કે, વૈશ્વદેવકર્મની સમાપ્તિ પછી કોઈ પણ જાતના ભેદવિના ગમે તેને અન્ન આપી શકાય. એક સંત પુરૂષ કહે છે:—

" સર્વને અન્ન પુરૂ પાડો. આ માણસને અથવા તે માણસને ના કહેશો નહિ, ' જો કોઇ અતિથિ હાજર ના હોય તો રાહ જોઇને પછી તમારૂં ભોજન લ્યો.

હે તૃષ્ણાપરાયણ મનુષ્ય ! ધનનો સંચય કરવાની ભાવનાને વધારીશ નહિ;એકલો એકલો જમવા માટે તારા ગૃહના ભીતરમાં દોડી જઇશ નહિ એક કાગડાને પણ ખાતી વખતે પોતાની જાતિને ભાગ લેવા બોલાવતો અવલોકયો નથી ? "

એક પ્રાચીન કાવ્યમાં એક રાજાને નીચે પ્રમાણે કહ્યુંબો છે:—

" જો એકલા એકલા ભોજન કરનારને, આ સમગ્ર પૃથિવી—ઇન્દ્ર ભુવનનું સાક્ષાત અમૃત—મળવાની હોય તો પણ આ રાજા એકાકિ ભોજન લે એવો નથી."

હિંદના લોકથી વ્યવહારમાં મુકાતાં કેવા પ્રકારના એક ગુણરૂપે, આતિથ્યભાવના છે, એ વાતનાં અનેક દૃષ્ટાંત, શ્લોકના ઉતારા ઇત્યાદિ આપી શકાય

(છ) હિંદી જાતિયોની સર્વસમયની હયાતીમાં આ ભાવનાઓ ચારે પાસ પસરી રહી છે. ભાષા અને જાતિય રીતરીવાજોના ભેદથી અન્યોન્યથી ભિન્ન પડેલા લોકોવાળો હવાપાનની અનેકતાવાળો આ વિશાલ ખંડ જો કે જુદા જુદા પ્રકારનાં નીતિસૂત્રોવાળા તથા વિવિધક્રમની કેળવણીવાળા લોકોથી ખાસ જુદો પડી આવે છે તો પણ આધ્યાત્મિક, નૈતિક અને ધાર્મિક ભાવનાઓના સામાન્ય આધારવાળું અલૌકિક દૃષ્ટાંત પુરૂ પાડે છે. કાશીવાસિ અને રામેશ્વરવાસિ જો કે ઉભયે અન્યોન્યથી ભાષા અને રીત ભાતમાં જુદા પડે છે તથા દેખાવમાં પણ અત્યંત ભિન્ન પડે છે, તો પણ તેની તેજ ધાર્મિક, નૈતિક તથા આધ્યાત્મિક ભાવનાનો વિચાર ચલાવે છે. હિંદમાં મુસાફરી કરતા કોઇ પણ મનુષ્યને, આ દેશમાં વસતિ અનેકવિધ પ્રજાઓ તથા ગોત્રોના મધ્યમાં, વિરોધ નહિ તો માનસિકભુવનની સામાન્યભૂમિકા જોઇને આશ્ચર્ય લાગ્યા વિના રહી શકે. વ્યવહાર ચલાવવા માટે માર્ગો અને અન્ય સગવડોનો અભાવ હોવા છતાં, તથા અન્યોન્યવ્યવહાર માટેનાં પોસ્ટનાં અથવા અન્ય સગવડોનાં સાધનોનો અભાવ હોવા છતાં, હિંદના વિવિધ વિભાગોમાં વસતા અનેકવિધ લોકોમાં અનેક બાબતો સામાન્યરૂપે મળી આવેછે, એ એક અત્યંત અદ્ભુત બનાવ છે. આ દેશના લોકોદ્વારા વિશ્રામ પામતો તથા સર્વત્ર પસરી રહેતો પ્રજાત્વનો સૂક્ષ્મઆંતર-પ્રવાહ સર્વ પાસા વહી રહ્યો છે. આવા પ્રકારનો પ્રજાત્વનો જીવન-પ્રવાહ, વૈદીક અતિથિપૂજાસંસ્થાને આભારી છે. આવી પ્રજાકીય ભાવનાને લીધેજ ધર્મશાલાઓ, સત્રો, વિશ્રામસ્થાનો આદિ સ્થાપવાનો પ્રચાર દેશમાં સર્વ પાસા પસરી રહ્યો છે, અને આમાંનાં ઘણાં ખરાં યાત્રાનાં પવિત્ર સ્થાનોના મુખ્ય માર્ગો ઉપર આવેલાં હોય છે. સૈકાના સૈકાં થયાં, ખાય થયા વિના પ્રજાનું જીવન-રૂધિર, આવા પ્રકારની ધોરીનસો અને શિરાઓમાંથી વહન કરી રહ્યું છે. આધ્યાત્મિક અને ધાર્મિક ઉપયોગિતાનાં આ દેશમાં બે કેન્દ્ર સ્થાપવામાં આવ્યાં છે—કાશી અને રામેશ્વર તથા દરરોજ મુસાફરી કરતા યાત્રાળુ લોકને આ દેશના સમગ્રવિસ્તારમાં મને ક્રમે પરંપરાથી પૂજ્ય આદરભાવ વડે અન્નજલ આપવાથી પોષણ મળવાને લી-

ધિ, ધર્મ અને તત્વશાસ્ત્રના સામાન્ય વિચારોનો પ્રચાર સર્વત્ર જળવાઇ રહ્યો છે, અને આ પ્રકારે તત્વશાસ્ત્રદ્વારા એક સામાન્ય પ્રજાતત્વને જાળવી રાખવામાં ઘણી મદદ મળી છે.

(૮) વર્તમાનકાલમાં દેશનાં દયાદાન ઉપર જીવન ગાળતા પચાસ લાખ સાધુઓની હયાતી ( જુઓ-સેન્સસ રીપોર્ટ. ) આવા પ્રકારની "આતિથ્યની પ્રજાકીયભાવનાને આભારી છે. આપણે સાધુ સમસ્તનો તિરસ્કાર કરી શકીશું નહિ." માત્ર હિંદમાંજ અદ્યાપિ સુધી ઓછામાંઓછાં ચાર આશ્રમોનાં—જીવનની ભૂમિકાઓનાં, સ્વરૂપો જળવાઇ રહ્યાં છે. ગમે તો આપણે ધારીએ તેટલી શુદ્ધ સ્થિતિમાં નહિં તો પણ સંન્યાસાશ્રમ હજુ વિદ્યમાન છે. પરંતુ પશ્ચિમની જડવાદપ્રવર્તક કેળવણીને લીધે ઉદરભરણની મહેનત દિવસે દિવસે ઘણીજ સખ્ત થતી જાય છે. "ઇંગ્લેન્ડ અને અન્ય પાશ્ચાત્ય દેશોની પેઠે હિંદમાં હજુ સારે નશિબે સરકારે ભિક્ષાવૃત્તિ માટે કાયદો ઘડવાનું યોગ્ય ધાર્યું નથી. "સારા અને નરસા ઉભય પ્રકારના સાધુઓ હોય છે." નરસા હોય છે તે સારાનું અનુકરણ કરે છે અને વારંવાર વિજય મેળવે છે. આપણે તેમાં સારાસારનો વિવેક કરીને સારા સાધુને મદદ કરવી જોઇએ. ક્રિશ્ચનમિશનસંસ્થાઓની પેઠે પૈસા મેળવતાં ખાતાં વિના વર્તમાન સમયપર્યંત પ્રવર્તતા નશિબ અને વિદેશીય ત્રાસના અનેક ફેરફારો હોવા છતાં પણ હિંદુસંજ્ઞાવાચક ધર્મો અને તત્વશાસ્ત્રો વૃદ્ધિ અને વિકાસને પામ્યાં છે.

સત્કારની ભાવનાઓ જીવતી જાગતી રહે, પરંતુ વર્તમાનની જરૂરીઆતોને અનુકૂળ થવા માટે તેમને નવીન ચીલાઓમાં વાળવાની જરૂર છે, આપણા દેશની વર્તમાનદશામાં એક એક પુરૂષનાં દાન અથવા સત્કારનો લાભકારક પ્રદેશ વિશેષ હોતો નથી. પ્રાચીન સમયમાં જ્યારે લોકો શહેરો કરતાં ગામડાંમાં વધારે રહેતા હતા, જ્યારે ગામડાં અનેક અને વિખરાયલાં હતાં, અને શહેરો ગણ્યાંગાંઠયાં તથા દૂરદૂર હતાં ત્યારે દરેક ગૃહસ્થ આનંદી હૃદયે અનુકૂલ ગૃહસ્થધર્મને આચરવાને બંધાયલો હતો તથા આચરતો પણ હતો.

(૧૦) જેમ જેમ શહેરો ઘણાંજ વધી પડયાં તથા લોકોએ શહેર કરતાં ગામડામાં થોડું રહેવા માંડયું, તથા યાત્રાનાં અને તીર્થોનાં સ્થાનોમાં વધારો થયો તથા પ્રથમ કરતાં વધારે જાણવામાં આવ્યાં તેમ તેમ પૂર્વ કરતાં યાત્રાએ નિકળવાનો પ્રચાર વિશેષ વધી પડયો; આતિથ્યભાવના વધારે ને વધારે બંધારણવાળી થતી ગઇ; એનું પરિણામ એ થયું કે યાત્રાના માર્ગોમાં વિશ્રાંતિ ગૃહો, સત્રો, સ્થાપવામાં આવ્યાં. એક એક મનુષ્યે આદરસત્કાર કરવાની ભાવનાનો પણ એક દિન હતો. અન્ન પુર પાડનાં સત્રોનારૂપમાં બંધારણ પામેલી આતિથ્યભાવનાનો પણ એક દિન હતો. વર્તમાનકાલમાં વ્યવહારની વિશેષ સગવડોને લીધે તથા હોટેલોમાં, ભોજન ગૃહોમાં, રીફ્રેશમેન્ટ રૂમોમાં, ડોરીક્લબો માં સર્વે શહેરોમાં વિશાલસંખ્યામાં ઉભાં થયલાં. મીઠાઇનાં બજારોમાં, એક થોડાક આના વડે અધમક્ષાલયોને સંતોષીશકાવાની વિશેષ સુગમતાને લીધે, અન્નસત્રોમાં અને વિશ્રાન્તિભુવનોમાં ક્રમેક્રમે અન્ન પુર પાડવાના ચાલનો ત્યાગ થતો જશે, તો પણ વાસસ્થાન માટેની જરૂરતો હજી રહેશે તથા વધતી જશે.

(૧૧) તેટલા માટે આપણે અન્નસત્રોમાં ધર્માદા વપરાતા લોકવિત્તના પ્રવાહને,

જ્ઞાતિબાલાશ્રમો, અનાથાશ્રમોપ્રતિપાળવાનો પ્રયત્ન કરવાની જરૂર છે; આવાં સ્થાનોમાં અનાથ અને ભટકતાં, લુલાં લંગડાં આંધળાંને રાખી, ખવરાવી, રક્ષણ કરી, અમુક ઉપયોગી કાર્ય પાર પાડવામાં ઉપયોગમાં લેવાની જરૂર છે. દરેક જીલ્લા અથવા શહેરમાં આવા પ્રકારના લોકોને વસાવવાનાં અનાથાશ્રમો જોઇએ. થીઓસોફીકલ મંડલ દરેક શહેરમાં આવું એક પરોપકારી કાર્ય ઉપાડી શકે. રસ્કિન કહે છે, " જે વ્યાવહારીક રીતે દયાવાળો નથી તે નિર્દય છે. " બાલક તથા બાલાઓ માટે ફ્રીબોર્ડીંગવાળી સ્કુલો જેવી તથા દુખડેલાઓ અને શિક્ષાપૂરીથતાં ગુન્હેગારો માટે ઐદ્યોગિક અને કૃષીશાલાઓ જેવી અન્ય સંસ્થાઓ, જો ફંડ એકઠું કરવાનો ખંતપૂર્વક- યોગ્યપ્રયત્ન કરીએ તો આપણે થીઓસોફીના સભાસદો ઉભી કરી શકીએ. આવાં અને આવા પ્રકારનાં અનેક ખાતાંઓ આપણી સેવા તથા સમૃદ્ધિ ઉપર દાવો કરી શકે.

(૧૨) આવાં ધર્માદા કાર્યો માટે ભીખમાગતાં પણ શરમ રાખવાની નથી. ખળામાંથી પ્રથમ તોલું મેળવીને એકઠું કરવાની પરાપૂર્વથી પૂજીત રીત કમનશિબે અસ્ત પ્રાય થઈ ગઇ છે. આ ઉપયોગી સસ્થાને પુનઃ સજીવન કરી શકાય. પાક એકઠો કરવાની ઋતુમાં આપણે ગામડાંમાં જઇ શકીએ તથા આવાં ધર્માદા કૃત્યોમાં મદદ માટે ખળામાંથી દાણા મેળવી એકઠા કરી શકીએ. " આ દેશમાં લગ્નગાળાના સમયમાં તથા અનાજની કાપણીની મોસમમાં દુકાળો જાણવામાં પણ આવતા નહિ " એકકુટુંબના અથવા એકગામડાના અથવા એકશહેરના દરેક ધર્મવિધિ અથવા ઉત્સવના આચરણ સમયે નિત્ય નિયમ પ્રમાણે ગરીબને ખવરાવવામાં આવે છે. જ્ઞાતિના લોકની જમણવારો પણ થાય છે. આ સસ્થાને લીધે એક પ્રકારે, યુરોપ અને અમેરિકાના ખુનીરૂપ કટુ અને ક્રૂર પુષ્પ તથા ફલવાળા શૂન્યવાદીવક્ષનો આકાર થયો છે. ખુનને માટેજ ખુન અથવા આત્મ-કીર્તિ માટે ખુન, એ વાત તો હિંદમાં અજાણીજ છે પરંતુ હમણાં હમણાંમાં મોબાદાર કુટુમ્બોમાં લગ્ન પ્રસંગે ગરીબોને જમાડવાની વાત, જુની થતી જાય છે તથા રૂઢિ બહાર જવા માંડી છે. લગ્ન પ્રસંગનું ખર્ચ ઓછું કરવાની બાબતમાં સામાજીક સુધારાના એક ચિહ્નરૂપે આ બાબતને આમળ ધરવામાં આવે છે. આતો અવળી દિશાએ પ્રવર્તતો સુધારો છે. હિંદમાં સંમૃદ્ધિ સંબંધિ કોઈ પ્રકારનું અમીરી રાજ્ય નથી. અત્રેતો શ્રીમંત અને ગરીબ સમાનતાના આધાર ઉપર મળી શકે છે. *આધ્યાત્મિક અને બુદ્ધિ વિષયક પંક્તિ રાજ્ય જેના બાહ્ય આવિર્ભાવ જ્ઞાતિસંસ્થાઓ છે તે* હયાતીમાં છે. "ઉચ્ચ" અને "નીચ" ના ભેદ વિનાનાં સામાન્ય અને જથ્થાનાં જમણો વડે લોકના ઐક્યમાં વધારો થાય છે—વધારે નહિતો જ્ઞાતિઓના ઐક્યમાં વધારો થાય છે, તથા બલબલાને ઉખેડી નાંખતાં ઇર્ષ્યા અને દ્વેષને દૂર કરે છે.

૧૩ ગમે તો પોતાની મૂર્ખાઇદ્વારા અથવા કમનશિબ મનુષ્યોને વળગેલાં ભૂતજેવા યુક્તિબાજ માખણદાસોની લૂચ્ચાઈદ્વારા દાવાદુવીઓના સર્વ ભોગ થઇ પડેલા હોવાથી, મઠાધિપતિઓ, આચાર્યો તથા ઝમીનદારો પાસે મદદ મેળવવા માટે જવું તદ્દન નિરૂપયોગી છે; વર્તમાનસમયમાંતો તેઓ હિંદની સમુન્નતિમાટેના જીવતા અને ઉપયોગી કાર્ય કરનારાઓમાંથી ક્યારનાએ દૂર થયા છે. આ લોકો કાલગણનના એક ભ્રમ સમાન થઇ પડ્યા છે—મદ્રાસઇલાકાના દક્ષિણજીલ્લાઓમાં તો આમજ થઇ પડ્યું છે. ( ઓછું જ

નહિ પરંતુ સર્વ પાસા બારીકીથી અવલોકવામાં આવે તો સર્વત્ર આવું જડી આવે છે. સમાજને સુધારી નાખવા કરતાં આપણા મતપંથસંપ્રદાયોએ પ્રથમ પોતાની જાતમાં સુધારો કરી પછીથી અન્યને સુધારવાનો પ્રયત્ન કરવાની જરૂર છે. આજકાલ તો દરેક પંથ સંપ્રદાયમાં યથાર્થ સુધારો ચાલતો હોય વા ના ચાલતો હોય તો પણ, અંદરના લક્ષમાં આવેલા સડા પ્રતિ આંખ મીંચામણાં કરી ઉપરઉપરથી સારૂંસારૂં કહેવાનો અત્યંત અનિષ્ટ પ્રચાર પડી ગયો છે. આવી દશા સત્વર સુધરવાની જરૂર છે.—ઉપતંત્રી) જો આ લોકો વર્તમાન કાલની જરૂરીઆતોને અનુકૂલ થઇ પડે એવી રીતે પોતાનો માર્ગ સુધારશે નહિ તો, તેમના દિવસો ગણાઈ ચૂકવાનો વારો નજીકમાંજ આવશે. વર્તમાન સરકારના રાજ્યમાં આબાદીમાં મ્હાલતા વકીલો, પોતાને મળતા વકીલાતનામા દીઠ અમુક રકમ જુદી કાઢી એકઠી કરીને અથવા એમને એમ મદદ કરીને આવા ધર્માદાકાર્યમાં મદદ કરી શકે. આવાં ધર્માદાકૃત્યોની સ્થાપનાની દરકારવાળા દરેક મનુષ્યે શ્રદ્ધાગ્રહણ પછી કાર્યને આચરણમાં મૂકવું જોઇએ. જો દરેક ગામમાં આવી એક અથવા અનેક સંસ્થાઓ માટે સમન્વય પાડનારો એક મનુષ્ય પણ હોય તો, ભવિષ્યમાં કોકકાલે આવનારા શુભદિનનો આપણે શીઘ્રતાથી ઉદય કરી શકીએ. લાગવગવાળાં વ્યાપારીમંડળોદ્વારાએ એક પ્રકારનાં સામયિક ધર્માદાં ફંડો એકઠાં થઇ શકે. દેશદાઝ હૃદયે ધરાવતા પુરૂષોનું એક મંડલ આવી બાબતો માટે સ્થાપવું જોઇએ. મિશનરીઓનું સાહસ અને હિંદમાં કામકાજ જોવામાં આવતાં તેમનાં બંધારણો આપણે માટે પદાર્થપાઠ રૂપે છે. તેમની અડગભક્તિ અને તેમનાં અનેકવિધ ધર્માદાકૃત્યો જે નિઃશંશય રીતે હિંદુઓને ક્રિશ્ચનધર્મમાં વટાળવાના ઉદ્દેશથી હોય છે, તે ઉપરથી પણ ઉત્સાહી અને વ્યવસ્થિત કાર્ય માટે સ્પર્દ્ધાનો જુસ્સો આપણામાં જાગ્રત થવાની જરૂર છે. ક્ષમા, શૌર્ય, ધૈર્ય ઈત્યાદિના નિવૃત્તિમય સદ્ગુણોને આપણે લગભગ એક પાપ સમાન વધારી મૂક્યા છે,—અને તેમનો આ ક્રિશ્ચન ધર્મપ્રચારના, તથા પ્રચયાપકારક પાશ્ચાત્ય જડવાદપરાયણ કેલવણીના દિનોમાં વિશેષ ઉપયોગ નથી. નિર્ભય, દૃઢતા, હિંમત, શૌર્ય, સ્થિરતા, ખંતઆદિ જેવા પ્રવૃત્તિમય સદ્ગુણો આપણામાં કેળવવાની જરૂર છે. જાગ્રતિનાં સ્પષ્ટ ચિહ્નો મળી આવવાનો પ્રારંભ થતા હિંદીપ્રજાત્વના આધાર રૂપ પ્રથમ વિભાગના સદ્ગુણો છે અને અન્ય ઉપર ઉપરના કાટમાલ સમાન છે. આપણા પ્રામાણિક કાર્યમાં દેવો હમેશાં મદદગાર થાઓ.

નારાયણ આયર.

---

# । आत्म-संयम ।

અથવા

## પતંજલિનો યોગ.

અનેક દૃષ્ટિબિંદુથી વારંવાર યોગની ચર્ચા ચલાવવામાં આવે છે. તથાપિ આ એક પ્રાચીન તત્વશાસ્ત્રની એક વિસ્તૃત અને સંપૂર્ણ ચર્ચા હજુ સુધી થઇ નથી, એમ મારૂં

ધારવું છે. પાતંજલયોગદર્શન, આત્મ-સંયમવિધાનું—વ્યક્તિની અને પ્રજાની, ઉત્તમોત્તમ સ્પષ્ટિકરણ છે, એ દર્શાવી આપવાનો આ લેખનો ઉદ્દેશ છે.

યોગદર્શનનો મૂલ હેતુ વિચાર-સંયમના નિયમો સમજાવવાનો છે. પરંતુ આ નિયમો સમજાતા પૂર્વે *માનવમનના વર્તમાનબંધારણને સમજવાની ખાસ જરૂર છે.* આથી વિશેષમાં વિચારના પદાર્થોની પ્રકૃતિની શોધ ચલાવવાની જરૂર ઉભી થાય છે, તથા માનસિક-સંયમની સર્વોત્કૃષ્ટ સંભવિત ભૂમિકા જાણવાની જીજ્ઞાસા થાય છે. માનવ ઉપયોગિતાનો એવો ભાગ્યેજ કોઈ વિષય હશે કે જેને પતંજલિભગવાને માનવમનનો સંયમપ્રાપ્ત કરવામાં આવશ્યકઅભ્યાસરૂપે વર્ણવ્યો ના હોય.

પતંજલિ સાંખ્યદર્શનવેત્તા હતા તથા તેમણે પ્રવર્તાવેલા વિચારના નિયમોને સમજાવવાને એ દર્શનનો પોતાના દર્શનમાં સમાવેશ કરી લીધો છે. યથાર્થ યોગ એટલે માનસિક સંયમના નિયમોના અભ્યાસને, તત્વશાસ્ત્રના વર્તમાન અથવા પ્રાચીન કોઈ પણ મતપથ સંપ્રદાય સાથે બંધ બેસતો કરી શકાય છે. પરંતુ પતંજલિનો અભ્યાસ કરતાં તેમના પોતાનાજ તત્વશાસ્ત્રને—સાંખ્યને—આધાર રૂપે ગણવાનું છે.

પ્રાચીનોએ વર્તમાનદુનિયાને વારસામાં આપેલા તત્વશાસ્ત્રનાં સર્વ દર્શનોમાં સાંખ્ય-યોગદર્શન સર્વોત્કૃષ્ટ, મૂલલેખરૂપ તથા અનન્ય છે.

સાંખ્યદર્શનના પ્રણેતા કપિલ ભગવાન છે. અને યોગદર્શનના પ્રણેતા પતંજલિ ભગવાન છે. યથાર્થ રીતે વિચારતાં કપિલ અને પતંજલિ ઉભયનું તત્વશાસ્ત્ર એકજ છે ભેદ માત્ર એટલો છે કે, પતંજલિ ઇશ્વરના અસ્તિત્વને સ્વીકારે છે ત્યારે કપિલ આવી એક વ્યક્તિને તદ્દન અલગ રાખે છે. આથી જ કપિલદર્શનને નિરીશ્વરસાંખ્ય અને પાતંજલ દર્શનને સેશ્વરસાંખ્ય કહેવામાં આવે છે. પરંતુ આ શબ્દોને કપિલ અને પતંજલિનાં દર્શનોને લગાડતાં અમુક ખાસ રીતે સમજવાની જરૂર છે. કારણ કે પતંજલિનો ઈશ્વર કોઈ પણ પ્રકારે ન્યાયદર્શનનો ઇશ્વર અથવા કેટલાક ધર્મોનો સામાન્ય ઈશ્વર નથી. આગળ ઉપર આ ભેદ વિશેષ સ્પષ્ટ થતો ચાલશે. માત્રઆટલી વાત લક્ષમાં રાખવાની છે કે, આટલાજ ભેદ વિના આ ઉભયદર્શનોમાં જરા પણ ભેદ નથી. કપિલના ઇશ્વરવિષેના સિદ્ધાન્ત ઉપરના વિજ્ઞાનેશ્વરના વિવરણને આપણે યથાર્થ રીતે સ્વીકારીએ તો આપણે એમ પણ કહી શકીએ કે પતંજલિ અને કપિલ વચ્ચે કોઇ પણ પ્રકારનો ભેદ નથી.

સાંખ્યનાં પચીશતત્વો કપિલપતંજલિનાં દર્શનોમાં સામાન્ય છે, અને આ ઉભય દર્શનકારોએ તેમના સરખાજ ધર્મો રાખ્યા છે. કપિલે આપેલી યોગની વ્યાખ્યા અક્ષરશઃ પતંજલિએ આપેલી વ્યાખ્યાના જેવી જ છે. તેમના આપણને પ્રાપ્ત થયલા ગ્રંથોમાં ઉભયલેખકોમાં કેટલાક સૂત્રો સામાન્ય મળી આવે છે.

પતંજલિના યોગનો પરમાત્માસાથેના સંયોગરૂપ અર્થ થતો નથી. સર્વોત્કૃષ્ટ સંભવિત સુખ-ભૂમિકા સુધીના, માનવજાતની જ્ઞાનપૂર્વકઉન્નતિના નિયમોની શોધ ચલાવવાનું માથે લેતી એક કેળવણી સંસ્થા સમાન તે છે, આને કદાચ એક દૃષ્ટિબિંદુથી પરમાત્માસાથેના સંયોગરૂપ કહી શકાય, પરંતુ પતંજલિએ આ દૃષ્ટિબિંદુનો સ્વીકાર કર્યો નથી. આ ઉભય દર્શનકારોમાં સર્વોત્કૃષ્ટ સુખ-ભૂમિકાની વ્યાખ્યા પણ સમાન છે. તત્વશાસ્ત્રનો અભ્યાસ, ઉન્નતિનાં શ્રેષ્ઠસાધનોમાંનું એક છે; આ પ્રમાણે માનસિકઉન્નતિના

નિયમો શોધવામાં પતંજલિ જાણે કે દષ્ટાંતરૂપે હોય તેમ અન્ય રીતે કપિલના નામ સાથે જોડાયલા તત્વશાસ્ત્રના સમગ્રદર્શનનો પ્રચાર કરે છે.

આ તત્વશાસ્ત્રનાં ઉભયદર્શનોના સ્થાપકોનું પોતાનું ગણી શકાય એવું સર્વ યથાર્થ રીતે મારા ધારવા પ્રમાણે વિષયવર્ણનવિધિ જેટલું જ છે. તેમના દર્શનના સિદ્ધાંતો ઉભય તત્વવેત્તાઓએ અમુક સામાન્ય ઉત્પત્તિસ્થાનમાંથી મેળવ્યા હોય એમ લાગે છે. અન્ય રીતે કહેવા માગીએ તો કપિલ અને પતંજલિ ઉભયે એક સામાન્યતત્વશાસ્ત્રના દર્શનના અનુયાયી હતા તથા આ બે લેખકોએ આ દર્શનના સિદ્ધાંતોને દરેકને જાતે સમયાનુકૂલ લાગતા પ્રકારપૂર્વક ચર્ચાવ્યા.

આ ઉભય તત્વવેત્તાઓમાં કપિલ પ્રાચીન છે. તેમણે જ પ્રથમવાર સાંખ્યતત્વશાસ્ત્રનું સમગ્રદર્શન યોજી કાઢ્યું. સિદ્ધોમાં તે એક મહાન્ સિદ્ધ હતો—પોતાના તપના પ્રભાવવડે સંપૂર્ણ માનવજાતની અગમચેતી આપનારામાંના એક હતા, ભગવદ્ગીતામાં કૃષ્ણ પરમાત્મા કહે છે, "હું સિદ્ધોના મધ્યમાં કપિલ મુનિનો અવતાર છું." **सिद्धानां कपिलो मुनिः ।** તેઓ એક અસાધારણ બુદ્ધિશાળી પુરૂષ હતા. તેમનામાં પૃથક્કરણ અને સંયોગીકરણની શક્તિયો શ્રેષ્ઠપ્રતિની હતી. એમણે વિશ્વનુ પચીશતત્વોમાં પૃથક્કરણ કર્યું છે, તથા તેમની પેઠે યોગશક્તિયો કેળવ્યા વિનાના પુરૂષોના લાભ માટે અનુમાનપ્રમાણવડે તત્વોના આવિર્ભાવક્રમને સિદ્ધ કર્યો છે.

અત્રેથીજ પતજ્જલિના કાર્યનો પ્રારંભ થાય છે. જેવા હોય તેવા માનવ મનનો તે સ્વીકાર કરે છે, તેની તિરોહિત શક્તિયોને કેળવવાની વિધિયોની ચર્ચા ચલાવે છે, તેની વૃદ્ધિની ભૂમિકાઓને આંકી આપે છે તથા સાથેસાથેજ માનસિકવૃદ્ધિક્રમની વિવિધ ભૂમિકાઓમાં આનુમાનિકને બદલે આનુભવિજ્ઞાન થવામાં સ્વતઃ મદદકર્તા પદાર્થો દર્શાવવામાં આવ્યા છે. માનવજાતની બુદ્ધિવિષયક, નૈતિક તથા આધ્યાત્મિક કેલવણીનો એક વિસ્તતપ્રદેશમાં સમાવેશ કરતી કેલવણીની એક સંસ્થા આપણને દર્શાવવામાં આવે છે; માનવપ્રકૃતિની સંભવિત શક્તિઓની ઝાંખી કરાવે છે. આના આગળ માનવ જીવનની કોઈ પણ વર્તમાનભાવના તદ્દન ઝાંખી પડી જાયછે; કપિલ અને પતંજલિ, આ પ્રમાણે માત્ર એક તત્વશાસ્ત્રનો ઉપદેશ કરે છે. યથાર્થ રીતે આ ઉભયદર્શનો એકજ છે. કૃષ્ણ પરમાત્માએ કહ્યું છે તેમ—

*एकं सांख्यं च योगंच यः पश्यतिसपश्यति ।*

જે યોગને અને સાંખ્યને એક છે એમ જાણે છે તેજ બરોબર સમજે છે. સાંખ્ય યોગદર્શનના અભ્યાસની ઉપયોગિતા ભાગ્યેજ થોડી આંકી શકાય. જે સમયે સમગ્ર દુનિયામાં સર્વ પ્રજાઓ તથા વર્ણોના પુરૂષોના મન ઉપર ધર્મ અને આધ્યાત્મિક તત્વશાસ્ત્રનો સિદ્ધાંતો ઝબાણ કરી રહ્યા છે તે સમયે એક અતિવિશાલ અને શ્રેષ્ઠતત્વશાસ્ત્રના દર્શનનો પ્રચાર એકદમ આકર્ષક અને ઉપદેશક હોવો જોઇએ. એક ધાર્મિકઆત્માને જ નહિ પરંતુ સામાજીક અને રાજ્યદારી અભ્યાસિને પણ આ દર્શનનો અભ્યાસ સમાન રીતે ઉપયોગી છે. માનવજીવનની ભૂમિકાઓના વિવિધવિભાગોનું એક સમગ્રઅવધારણ તે દર્શાવી આપે છે. તેનાથી ઉપદેશાતા નિયમો સરખી રીતે એક વ્યક્તિને તેમજ તેના વિવિધ સમુદાયોને પણ લાગુ પડે છે—વર્ણોને અને જાતિયોને, રાજ્યને અને તેની પ્રજાને

સમાન રીતે લાગુ પડે છે. જે સમયે દુનિયાની વિવિધ પ્રજાઓના સામાજીક અને ધાર્મિકબંધારણના આધારનો અભ્યાસ ઘણો જ વધી પડયો છે તેવા વર્તમાન સમયમાં આ નિયમોનો અભ્યાસ અત્યંત અગત્યનો છે. હિંદુની સમગ્ર સામાજીકબંધારણનો આધાર પરાપૂર્વથી સાંખ્યયોગદર્શન ઉપર છે. પ્રાચીન સમયના આ મહાન દૃષ્ટાના માનવ ઉપયોગિતાના સર્વવિષયોના પૂર્વપક્ષોનો આ દર્શનમાં તુરત ખુલાસો મળી રહે છે.

હિંદુસમાજના અભ્યાસિયોને પણ આ અભ્યાસ સમાન ઉપયોગિતાનો છે. હિંદુ જાતના અધોપાતનાં યથાર્થ કારણો શોધવાનો દાવો કર્તા પુરૂષોએ સર્વથી પ્રથમ બુદ્ધિપૂર્વક સાંખ્યદર્શનનો અભ્યાસ કરવાની જરૂર છે, કારણ કે હિંદુસમાજની શ્રેષ્ઠ જાહોજલાલીના સમયમાં સાંખ્યયોગદૃષ્ટાઓએ નિર્મેલા નિયમો અનુસાર તેનું નિયમન થતું હતું. આ નિયમોનો ખોટી રીતે ઉપયોગ કરવાથી તથા અવળી રીતે સમજવાથી જ સમાજની વર્તમાન અધોપાતની દશા આવી પડી છે. કુરૂક્ષેત્રની ભુમિમાં પોતાના મિત્ર અને શિષ્ય અર્જુનને ઉપદેશતાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહ્યું છે કે, તેમણે પૂર્વે મનુના પિતા વિવસ્વાનને ઉપદેશેલો તથા સમયવીતવાથી જે ભૂલીજવાયલો તેના તેજ યોગના ઉપદેશો પોતે આપતા હતા. તેમણે કપિલરૂપે ઉપદેશેલો યોગ પણ તેનો તેજ છે. મહાભારતના સમયથી આ યોગને ભૂલીજવામાં આવ્યો છે અને તેનું પરિણામ જેમાં કપિલ અને પતંજલિ જેવા મહાત્માઓ વિહરેલા અને ઉપદેશેલું એવી ભુમિને શરમાવનાર વેતિયા પ્રજારૂપ પ્રત્યક્ષ છે. જો હિંદુસમાજને સુધારવાની તથા આટલા સમયની ખોટ પૂરી પડી આગળ વધારવાની જરૂર હોય તો સાંખ્યયોગદર્શનના સિદ્ધાંતાનુકૂલ તેના કાર્યક્રમને યોજવાની જરૂર છે. માત્ર એક વ્યક્તિનેજ નહિ પરંતુ પ્રજાકીયમનને ( સમગ્ર દેશના પુરૂષોને ) આ દર્શનના સિદ્ધાંતો અનુસાર કેળવવાની જરૂર છે. યોગશાસ્ત્રનો માનવમનને કેળવવનો મુખ્ય હેતુ છે. વર્તમાનકાલના સામાન્ય અભ્યાસિના કરતાં યોગતત્વવેત્તાના મનથી માનસિક–સંયમના અર્થમાં ઘણા ઉંડાભાવનો સમાવેશ થાય છે. પતંજલિના પરિભાષિક ચિત્ત શબ્દ માટે હું મનશબ્દ વાપરૂં છું. ચિત્ત, વિશ્વમાં એક સૂક્ષ્મ, પ્રવૃત્તિમયતત્ત્વ છે, તેના વડેજ બ્રહ્માંડના અને પિંડના જીવનનાં સર્વ ભુવનોમાં ઉચ્ચ જીવનની ઉન્નતિ થતિ જાય છે તથા વિકસતું જાય છે. મનુષ્યનામાં તે માનવ મન છે; વર્તમાન કાલમાં જે સમાન્યઅર્થમાં મન શબ્દ વાપરવામાં આવે છે તેના ઘણાજ વિશાલ અર્થમાં તે અત્રે વાપરવામાં આવ્યો છે. તેની ઉન્નતિના સંભવ અનંત છે. માનવમનથી સાધ્ય ના થઇ શકે એવું શું છે ? માનસિકઉન્નતિની ભૂમિકાઓને દર્શાવતી, તથા કૈવલ્યરૂપ શ્રેષ્ટસુખની ભૂમિકાપર્યંતની ચિત્તનીઉન્નતિને દર્શાવતી કેટલીક સિદ્ધિયોનું પતંજલિએ નિચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

સ્થૂલસૌંદર્ય પ્રાપ્તિ તથા વજ્રસમાન શરીરસંપત્તિરૂપ કાયસંપત્તિ, '(૩.૪૪–૪૫), આકાશ અને પાણીમાં ગતિશક્તિ, ( ૩. ૩૯–૪૧ ), ડગ્યાવિના (જે આવી પડે) સહન કરવાની શક્તિ અને સ્થૈર્યરૂપ દૃઢતા, ( ૩.૩૦), જ્યારેજ્યારે જરૂર પડે ત્યારે ક્ષુધાતૃષાનો અભાવ (૩.૨૯), દુઃખિતોપ્રતિ દયાની લાગણી અનુભવવાની શક્તિરૂપ કરૂણા, સુખીને જોઇને આનંદ અને સંતોષની લાગણીરૂપ મૈત્રી. પૂજ્ય પુરૂષોને જોતાં થતી આનંદની લાગણીરૂપ મુદિતા (૩. ૨૩) [illegible]

શરીરગત વિવિધ સંસ્થાઓનું જ્ઞાન ( રૂ. ૨૯ ), ખગોલશાસ્ત્રનું જ્ઞાન ( રૂ૨૬–૨૭ ), ત્રણ અથવા સપ્તલોકનું જ્ઞાન ( રૂ. ૨૫ ). દષ્ટાંતરૂપે આ સિદ્ધિયોને અત્રે ચૂંટી કાઢવામાં આવી છે.' અન્ય શ્રેષ્ઠસિદ્ધિયો છે, પરંતુ એ વિશે આગળ ઉપર થઈ રહેશે.' આ સિદ્ધિયોના વર્ણનમાંથી જોવામાં આવશે કે, મનુષ્યોએ અથવા પ્રજાઓએ, જીવનના ઉચ્ચ પ્રદેશોમાં પ્રવેશવાનો હક કરતા પૂર્વે અથવા તેમને વિજયપૂર્વક સ્વપ્નમાં પણ કલ્પતા પૂર્વે, સામાન્ય દુનિયાદારીના અર્થમાં કહેવામાં આવે છે તેમ તેમણે મોટા થવાની અત્યંત જરૂર છે.

એક પુરૂષની અથવા પ્રજાની યથાર્થ કેલવણીનો હેતુ, ઉત્તમપ્રકારનું સ્થૂલસૌંદર્ય પ્રાપ્ત કરવાનો છે તથા અભ્યાસિના અથવા યોદ્ધાના અથવા સંતપુરૂષના જીવનમાં ગમેતે સ્થિતિમાં સર્વ પ્રકારનાં દુઃખો સહન કરી શકે એવાં વજ્રસમાન દેહબંધારણ તૈયાર કરવાનો છે; ગમેતો તે આકાશમાં અથવા પાણીમાં તથા આ નક્કર પૃથ્વી વિશે કંઇ ના કહેવા માગીએ તો પણ ગતિસાધનની સિદ્ધિ કરવાનો ઉદ્દેશપણ છે; ઉચ્ચ અને શ્રેષ્ઠ પદાર્થોના અભ્યાસમાં ક્ષુધતૃષા સહન કરવાનો અભ્યાસ પાડવાની દરેકને ઘણી જરૂર છે. જો આપણે મહાન્ થવા માગતા હોઇએ તથા ઉચ્ચસુખના માર્ગે સહિસલામત ચાલવાની ઇચ્છા હોય તો સાદું અને સ્વચ્છ જીવન ગાળવાની જરૂર છે; આપણે કાર્ય માથે ઉપાડવામાં દૃઢ રહેવું જોઇએ, અન્ય પ્રતિ પ્રેમ રાખતાં શિખવું જોઇએ; આપણે માનવ ભ્રાતાઓ પ્રતિ દુઃખમાં દયા દર્શાવવી જોઇએ, તથા તેમના આનંદે આનંદી થવું જોઇએ; તેમના સદ્ગુણો માટે માનદષ્ટિવાળા થવું જોઇએ; તેમના દોષો માટે તેમની ઉપેક્ષા કરવી ના જોઇએ, પરંતુ તેમને સારાને સુખી બનાવવા માટે આપણાથી બની શકે. તે સર્વ ઉત્તમ રીતે કરવું જોઇએ. સ્થૂલ અને માનસિક ભાષાઓ અને વિદ્યાઓના અભ્યાસમાં આપણે પ્રયત્નપરાયણ રહેવું જોઇએ. જેણે આમાંનું કંઇ પણ ના કર્યું હોય એવો કયો મનુષ્ય દુનિયામાં મોટા છે ? જેણે આ શુભ સિદ્ધિયોને મેળવવાનો તથા જાળવવાનો પ્રયત્ન નથી કર્યો એવી દુનિયાની કઇ પ્રજા કોઇ કાળે મહાન્ થઇ શકી છે ?

પ્રારંભમાંજ સાહજીકરીતે હિંદુઓપ્રતિ વિચાર વળે છે. માનવવૃદ્ધિની ભૂમિકાઓને બરોબર રીતે આંકી કાઢનાર તત્વશાસ્ત્રનો શ્રેષ્ઠ વારસો હોવા છતાં તેઓ ગૌણ સિદ્ધિયોને પણ જાળવી શક્યા નથી. માનવ ઉન્નતિક્રમની નિઃશ્રેણિના અધમ પાદોમાં પણ તેઓ રહી શક્યા નથી, તથા અજ્ઞાનને લીધે સંપૂર્ણ રીતે ભૂલી ગયા છે કે ઉચ્ચ સિદ્ધિયો પ્રાપ્ત કરવાના અધિકારી થતા પૂર્વે અધમ સિદ્ધિયો પ્રાપ્ત કરવીજ જોઇએ અને પુરૂષે અપવર્ગ અથવા કૈવલ્યની ઉચ્ચભૂમિકા પામી શકાતા પૂર્વે પ્રકૃતિ ( ભોગ ) ના સર્વ પ્રકારના અનુભવો મેળવવા જોઇએ; આવા અજ્ઞાનમાં તેઓ અંતિમ સુખના નિર્બલ સ્વપ્નો બાંધે છે. પ્રકૃતિના કાયદાનો ભંગ થઈ શકતો નથી. સાંખ્યયોગદર્શનના મહાન પ્રવર્તકોએ ક્યારનુંએ દર્શાવી આપ્યું છે કે, મનુષ્યે પ્રથમ અધમ જીવનજ ગાળવું જોઇએ, પછી તેણે તે માટેની તૃષ્ણાને જીતવી જોઇએ, કારણ કે તૃષ્ણા હદપારની વૃદ્ધિરૂપ છે; પછીથી તેણે ઉચ્ચજીવન વહનમાં પ્રવેશવાનું છે તથા આ પ્રમાણે આગળ ઉપર વૃદ્ધિક્રમની ક્રમિક નિઃશ્રેણી ઉપર ચઢવાનું છે. લાભમાં કોઈ પણ પ્રકારનો લાભ જોતા પૂર્વે તથા લાભનો વિચાર કરતા પૂર્વે અને એક મનુષ્ય પોતામાટે ગમે તેટલી શીઘ્રવૃદ્ધિ સંભવિત કરી શકે તો પણ, સામાન્યજીવન ગાળવાની તથા તેનાં આકર્ષણોથી ભોમિયા

થવાની ઘણીજ જરૂર છે તથા પગથિએ પગથિએ ઉપર ચઢવાની જરૂર છે. માનસિક અને આધ્યાત્મિક કાર્યમાં નબળું સ્થૂલશરીર એક હમેશાના બોજા સમાન છે. વિકાસ વિનાની બુદ્ધિવાળો મનુષ્ય એક શોકપાત્ર અધ્યાત્મવાદી થાય છે. જે જે એક વ્યક્તિ માટે સત્ય છે તે એક પ્રજા માટે પણ તેટલુંજ સત્ય છે. માટે સ્થૂલજીરસો અને સૌંદર્યની પ્રાપ્તિને નિયમતા નિયમોને શોધી કાઢવા એ ઘણીજ અગત્યનું છે; આથી ઉચ્ચ તત્વોની વૃદ્ધિ સંભવિત થઇ શકે છે તથા નિરોગી અને પ્રબલ સ્થૂલશરીર સહિત માનસિક વૃદ્ધિના નિયમોને શોધવાની અને આચરવાની જરૂર છે, કે જેથી આધ્યાત્મિક સૃષ્ટિની ઉચ્ચ ભૂમિકા પર્યંત આપણે પહોંચવાનું સંભવિત થઈ શકે. આ નિયમોના અજ્ઞાનને લીધેજ આપણે અધોપાતમાં પડયાં જઇએ છીએ. આપણે અજ્ઞાનદશામાં બુદ્ધિવિષયક કાર્યનો આરંભ કરીએ છીએ અને તે કરવાના સમયમાં આપણી પ્રકૃતિના સ્થૂલપક્ષને લક્ષ બહાર રાખીએ છીએ, આથીજ આપણો અધોપાત થતો જાય છે. શરીર દુઃખી થાય છે. આવી દશામાં બુદ્ધિવિષયક સુખની તૃષ્ણા વિશેષ દુઃખનું કારણ થઇ પરે છે, તથા સ્થૂલજીવનના નિયમો શોધીને આચરવાની આવશ્યકતા નજરસમીપ ખડી થતાપૂર્વે આવા પ્રકારનો અનુભવ વારંવાર અથવા અનેક જન્મો પર્યંત પુનઃપુનઃ અનુભવવો પડે છે. જો આપણે દષ્ટાઓના લિખિત અનુભવનો લાભ લેતાં શિખિએ તો આ કંટાળા ભરેલાં કાર્યને ટુંકાવી શકાય ખરૂં. આવીજ રીતે નિર્બલબુદ્ધિવાળામનુષ્યને, આધ્યાત્મિકકાર્ય અને આધ્યાત્મિકસુખ માટેની તૃષ્ણા દુઃખદાયક થઈ પડે છે. સાંખ્યદર્શને પોતાના હેતુરૂપ દર્શાવેલાં ત્રિપ્રકારનાં દુઃખોનો નાશ ક્રમે ક્રમેજ થવો જોઇએ; બાહ્યભુવન ઉપર દુઃખને દૂર કરવાનો અર્થ આંતર્ ભુવન ઉપર સિદ્ધિ પ્રાપ્ત કરવા સમાન છે. સ્થૂલદુઃખના ધ્વંસનો અર્થ અન્યશબ્દોમાં સ્થૂલસૌંદર્યરૂપ તથા વજ્રસમાન દેહબંધારણરૂપ થાય છે, તથા બુદ્ધિનાં અને આત્માનાં ભુવનો ઉપર આનો આજ નિયમ સમાન રીતે પ્રવર્તે છે.

હિંદુપ્રજાની વર્તમાનદશા આવી જણાય છે: પ્રાચીનસમયમાં બુદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિની નિઃશ્રેણીમાં તે ઘણે ઉંચે ચઢી ગઈ હતી: બુદ્ધિવિષયક અને આધ્યાત્મિક ઉન્નતિની ઈચ્છા તીવ્ર થતી ચાલી. પ્રજાના સ્થૂલબંધારણને વિસારે પાડવામાં આવ્યું. ઉચ્ચસ્થિતિમાંથી તેમનો અધોપાત થયો અને આપણે વર્તમાનકાલમાં બુદ્ધિવિષયક અને આધ્યાત્મિકજીવન માટેની વિશાલશક્તિવાળી પરંતુ ઉભયમાંના એક પણ કાર્યને વિજયઆશા સહિત ઉપાડી લેવાની રોગરહિત દશા વિનાની એકપ્રજાનો દીલગીરી ભર્યો દેખાવ જોવાનો છે. આપણાં શ્રેષ્ઠ જવાહિરો પોતા માટે અથવા પ્રજા માટે કંઇ પણ વિશેષ કરવાને શક્તિવાન્ ના થતાં પ્રજાકીય કર્મવડે સ્થૂલજીવનમાંથી દૂર પળે છે. ઉત્સાહ અને ખંતપૂર્વક કાર્ય ઉપાડી લેવાની બીલકુલ શક્તિ વિનાની, મોટી મોટી આશાઓ રાખનારી નિર્બલ વેતિયા પ્રજાની દશાનો, આ કેવો દીલગીરી ભર્યો દેખાવ છે. અન્ય પ્રજાઓની દશા જુદા પ્રકારની છે. તેઓ અધોપાતમાં આવી પડી નથી. હિંદુઓ માટે અશક્ય લાગતા ક્રમવાર ઉત્સાહ સહિત એ પ્રજાઓ ઉંચે ચઢતી જાય છે. અધ્યાત્મ મંડલના (Theosophical Society) કાર્યક્રમને દષ્ટાંત તરીકે લઇએ. આ મંડલમાંના પાશ્ચાત્યસભાસદો કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતોનો એવા વિચારના પ્રાબલ્ય સહિત તથા ઉંડી સમજણ પૂર્વક અભ્યાસ કરે છે કે, જે તેમને પોતાને માટે અત્યંત લાભકારક છે એટલુંજ નહિ પરંતુ ખાત્રીથી એથી સમગ્ર માનવ જાતને પણ લાભ થાય છે. હિંદુ-

ઓમાં દરેક પુરૂષ, સ્ત્રી અને બાલક આ વાદોની વાતો કરે છે, પરંતુ અધ્યાત્મમંડલ બહારના એવા કેટલા છે કે જેઓ આ સિદ્ધાંતોને યથાર્થ રીતે સમજે છે અથવા તેમને ઉપદેશવાનું સ્વપ્ન પણ લાવી શકે છે ? અધ્યાત્મમંડલમાંના હિંદુઓ માટે મને બીલકુલ શંકા નથી કે, તેમનું જ્ઞાન તેમના પાશ્ચાત્યસભ્યોના સહવાસ અને અસરને આભારી છે. પ્રજાકીય દૃઢશરીરબંધારણને તથા તીવ્રબુદ્ધિ અને નવીનપદાર્થવિધાને પાશ્ચાત્ય પુરૂષનો ઉત્સાહ આભારી છે. ભૂતકાલની ઉચ્ચમાંઉચ્ચ દશામાંથી થયલા અધોપતનને તથા જીવનનાં અધમભુવનોપ્રતિની બેદરકારીને, હિંદુની નિર્બલદશા આભારી છે.

ઉપદેશ ખરેખર રીતે સમજવામાં આવતો નથી ત્યાં સુધી આવીને આવી દશા હંમેશાં આવ્યાં કરે છે. હિંદુઓના અનુભવનું પાશ્ચાત્યપ્રજાઓ અવલોકન કરીને લાભ નહિ લેતો, તેઓ મન અને બુદ્ધિના પ્રદેશોમાં અમુક કાલ પર્યંત ઉચ્ચદશાએ ચઢશે અને પછીથી ભાવિકાલની માનવજાતને—હિંદુઓની પેઠેજ–તેમના અધોપતનનું એક અન્યદૃષ્ટાંત પૂરૂં પાડશે.

મારા ધારવા પ્રમાણે આધ્યાત્મમંડલની યથાર્થ કીમતનો સમાવેશ તેના કાર્યક્રમની અન્ય બાબતો કરતાં આ અગત્યની વાતમાં થાય છે. પૈર્વાત્યભાવનાઓ અને પાશ્ચાત્ય પદાર્થવિધાની સરખામણી કરીને અભ્યાસ કરવાની વાતને ઉત્તેજન આપવા વડે એ મંડલ હિંદુઓમાં ખૂટતો ઉત્સાહ પૂરો પાડે છે તથા પાશ્ચત્યોને એક ચેતવણી આપે છે. આ મંડલના આવા શુભકાર્ય વડે ઉભયને લાભ થઇ શકે એમ છે. પ્રાચીન આર્યાવર્તના સાંખ્યયોગ દર્શનકારોના સિદ્ધાંતો યથાર્થ રીતે સમજીને માનવસમાજને લાગુ પાડવામાં આવતાં સ્થૂલ, માનસિક અને આધ્યાત્મિક સુખનો ઉદય થશે, એ વાત ઉભયના શિખવામાં આવશે. આ દશાઓએ સ્વીકારેલું માનવજીવનનું દૃષ્ટિબિંદુ ઉભયપાસા અનંતતામાં વિસ્તરે છે, તથા આવા લક્ષ્યવડેજ વર્તમાનમાનવને જીવનના અન્ય સંકુચિત લક્ષ્ય કરતાં, ચારિત્રનિયમનમાં તથા જીવનવહનમાં અત્યંત ઉત્કૃષ્ટ તથા વિશાલ હેતુપૂર્વક વિશેષ સહાય મળી રહે છે.

પ્રારંભમાં હિંદીસમાજમાં સાંખ્યયોગના સિદ્ધાંતો કેવી રીતે સમાજને લાગુ પાડવામાં આવતા હતા, આ સિદ્ધાંતોનુ વિસ્મરણ થતાં સમાજ કેવી રીતે અધોપતનમાં આવી પડયો, આ સિદ્ધાંતોનાઅભ્યાસથી હિંદુઓને તથા વર્તમાનપ્રજાઓને કેવી રીતે ફાયદો થઇ શકે, આ સર્વના દૃષ્ટાંતરૂપે હિંદુઓની વર્ણવ્યવસ્થાનો વિચાર ચલાવી શું. આ લેખના હેતુઓ માટે સાંખ્યયોગદર્શનના કેટલાક સિદ્ધાંતો અત્રે આપવામાં આવશે તથા તેમની ચર્ચાને કોઈ ભાવિ પ્રસંગ માટે મૂલતવી રાખવામાં આવે છે.

આ દર્શનથી ઉપદેશાતા સિદ્ધાંતોમાંનો એક અત્યંત ઉપયોગી સિદ્ધાંત ચિત્તના પરિણામ પામવા વિશેનો છે. માત્ર પાશવજીવન ભુવનમાંજ નહિ પરંતુ ખનિજ અને વનસ્પતિનાં અધમભુવનોમાં તથા નીતિ, બુદ્ધિ અને આત્માનાં ઉચ્ચભુવનોમાં, આજ સત્ ( ચિત્ત ) અધમમાંથી ઉચ્ચમાં સતતપરિણામ પામ્યાં જાય છે.

અન્ય સિદ્ધાંત એ છે કે, ઉત્ક્રાંતિક્રમની ભૂમિકામાં અંતે જીવનને ઉચ્ચ ભૂમિકામાં વળવાનું જ છે તો પણ તે પ્રવૃત્તિમાર્ગમાં હોય છે તેવામાં તેને સત્વરજસ્તમસ ત્રીગુણોના કાર્યને આધીન થવું પડે છે. આ ગુણોની ચર્ચા આગળ ઉપર ચલાવીશું. અત્રે એટલુંજ કહેવું બસ થશે કે, ઉચ્ચભૂમિકાને હમેશાં સત્વગુણવડે દર્શાવવામાં આવે છે, ઉચ્ચ બનવાનો પ્રયત્ન રજસને લીધે થાય છે, પરંતુ તામસની પ્રતિકારક શક્તિ હમેશાં જડતામાં સિદ્ધ થતી જણાય છે. વિશેષ પ્રવૃત્તિના અટકાવરૂપ છે, ભૂતકાલની પ્રવૃત્તિનાં

ચવાની ઘણીજ જરૂર છે તથા પગથિએ પગથિએ ઉપર ચઢવાની જરૂર છે. માનસિક અને આધ્યાત્મિક કાર્યમાં નબળું સ્થૂલશરીર એક હમેશના બોજા સમાન છે. વિકાસ વિનાની બુદ્ધિવાળો મનુષ્ય એક શોકપાત્ર અધ્યાત્મવાદી થાય છે. જે જે એક વ્યક્તિ માટે સત્ય છે તે એક પ્રજા માટે પણ તેટલુંજ સત્ય છે. માટે સ્થૂલજીવનનો અને સૌંદર્યની પ્રાપ્તિને નિયમતા નિયમોને શોધી કાઢવા એ ઘણીજ અગત્યનું છે; આથી ઉચ્ચ તત્વોની વૃદ્ધિ સંભવિત થઇ શકે છે તથા નિરોગી અને પ્રબલ સ્થૂલશરીર સહિત માનસિક વૃદ્ધિનો નિયમોને શોધવાની અને આચરવાની જરૂર છે, કે જેથી આધ્યાત્મિક સૃષ્ટિની ઉચ્ચ ભૂમિકા પર્યંત આપણે પહોંચવાનું સંભવિત થઈ શકે. આ નિયમોના અજ્ઞાનને લીધેજ આપણે અધોપાતમાં પડયાં જઇએ છીએ. આપણે અજ્ઞાનદશામાં બુદ્ધિવિષયક કાર્યનો આરંભ કરીએ છીએ અને તે કરવાના સમયમાં આપણી પ્રકૃતિના સ્થૂલપક્ષને લક્ષ બહાર રાખીએ છીએ, આથીજ આપણો અધોપાત થતો જાય છે. શરીર દુઃખી થાય છે. આવી દશામાં બુદ્ધિવિષયક સુખની તૃષ્ણા .વિશેષ દુઃખનું કારણ થઇ પડે છે. તથા સ્થૂલજીવનના નિયમો શોધીને આચરવાની આવશ્યકતા નજરસમીપ ખડી થતાપૂર્વે આત્ર, પ્રકારનો અનુભવ વારંવાર અથવા અનેક જન્મો પર્યંત પુનઃપુનઃ અનુભવવો પડે છે. જો આપણે દશાઓના લિખિત અનુભવનો લાભ લેતાં શિખિએ તો આ કંટાળા ભરેલા કાર્યને ટુંકાવી શકાય ખરૂં. આવીજ રીતે નિર્મલબુદ્ધિવાળામનુષ્યને, આધ્યાત્મિકકાર્ય અને આધ્યાત્મિકસુખ માટેની તૃષ્ણા દુઃખદાયક થઈ પડે છે. સાંખ્યદર્શને પોતાના હેતુરૂપ દર્શાવેલા ત્રિપ્રકારનાં દુઃખોનો નાશ ક્રમે ક્રમેજ થવો જોઇએ; બાહ્યભુવન ઉપર દુઃખને દૂર કરવાનો અર્થ આંતર ભુવન ઉપર સિદ્ધિ પ્રાપ્ત કરવા સમાન છે. સ્થૂલદુઃખના ધ્વંસનો અર્થ અન્યશબ્દોમાં સ્થૂલસૌંદર્યરૂપ તથા વજ્રસમાન દેહઅધારણરૂપ થાય છે, તથા બુદ્ધિનાં અને આત્માનાં ભુવનો ઉપર આનો આજ નિયમ સમાન રીતે પ્રવર્તે છે.

હિંદુપ્રજાની વર્તમાનદશા આવી જણાય છે: પ્રાચીનસમયમાં બુદ્ધિ અને આધ્યાત્મિક ઉન્નતિની નિઃશ્રેણિમા તે ઘણે ઉંચે ચઢી ગઈ હતી: બુદ્ધિવિષયક અને આધ્યાત્મિક ઉન્નતિની ઇચ્છા તીવ્ર થતી ચાલી. પ્રજાના સ્થૂલઅધારણને વિસારે પાડવામાં આવ્યું. ઉચ્ચસ્થિતિમાંથી તેમનો અધોપાત થયો અને આપણે વર્તમાનકાલમાં બુદ્ધિવિષયક અને આધ્યાત્મિકજીવન માટેની વિશાલશક્તિવાળી પરંતુ ઉભયમાંના એક પણ કાર્યને વિજયઆશા સહિત ઉપાડી લેવાની રોગરહિત દશા વિનાની એકપ્રજાનો દીલગીરી ભર્યો દેખાવ જોવાનો છે. આપણાં શ્રેષ્ઠ જવાહિરો પોતા માટે અથવા પ્રજા માટે કંઇ પણ વિશેષ કરવાને શક્તિવાન્ ના થતાં પ્રજાકીય કર્મવડે સ્થૂલજીવનમાંથી દૂર પળે છે. ઉત્સાહ અને ખંતપૂર્વક કાર્ય ઉપાડી લેવાની બીલકુલ શક્તિ વિનાની, મોટી મોટી આશાઓ રાખનારી નિર્બલ વેંતિયા પ્રજાની દશાનો, આ કેવો દીલગીરી ભર્યો દેખાવ છે. અન્ય પ્રજાઓની દશા જુદા પ્રકારની છે. તેઓ અધોપાતમાં આવી પડી નથી. હિંદુઓ માટે અશક્ય લાગતા ક્રમવાર ઉત્સાહ સહિત એ પ્રજાઓ ઉંચે ચઢતી જાય છે. અધ્યાત્મ મંડલનાં ( Theosophical Society ) કાર્યક્રમને દૃષ્ટાંત તરીકે લઇએ. આ મંડલમાંના પાશ્ચાત્યસભાસદો કર્મ અને પુનર્જન્મના સિદ્ધાંતોને એવા વિચારના પ્રાબલ્ય સહિત તથા ઉંડી સમજણ પૂર્વક અભ્યાસ કરે છે કે, જે તેમને પોતાને માટે અત્યંત લાભકારક છે એટલુંજ નહિ પરંતુ ખાત્રીથી એથી સમગ્ર માનવ જાતને પણ લાભ થાય છે. હિંદુ-

શ્રેય અભેદમાર્ગ પ્રવાસી.
મહાનિષ્ઠ મણિલાલ નભુભાઈ.

# સુદર્શન.

તન્ત્રી—
પ્રોફેસર આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.
ઉપતન્ત્રી—
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય–આદિ વિદ્યા અને તત્સબંધી વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्.

[ પુસ્તક ૨૦–૨૧. અંક. ૧૧. ]    ( માસિક )    [ અગષ્ટ. ૧૯૦૬ ]

## ભજન.

( મળેલું. )

ચાલો...ચા...લોને પેલા દેશમાં હોજીરે....
જ્યહાં રૂહે છે હૈયામાં પૂરી હામ.

રે ! હો ! ! સન્તો ! ! ! મ્હારા
ચાલો....ચા....લોને પેલા દેશમાં હોજીરે....

જ્ઞાનના ચમકારા પાસે સૂર પડે ઝાંખો રે....
પૂરણ શાન્તિનું એ છે ધા....મ.

રે ! હો ! ! સન્તો ! ! ! મ્હારા.
ચાલો....ચા....લોને પેલા દેશમાં હોજીરે....

ગળી જેવાથી ત્હમે....નહીં પાર પા....મોરે
પહોંચ્યે થાશો રે ! નિષ્કામ.

રે! હો!! સન્તો!!! મ્હારા.
ચાલો....ચાં....લોને પેલા દેશમાં હોજીરે....

પરિશ્રમ એમાં ત્હમને જરા નહિ લાગેરે....
વળી, નહીં બેસે રે.! લવ દામ.

રે! હો!! સન્તો!!! મ્હારા.
ચાલો....ચાં...લોને પેલા દેશમાં હોજીરે....

ગણી લેશે પોતા જેવા આપણુ સહુનેરે....
વળી નહીં પૂછે રે! શું છે! નામ.

રે! હો!! સન્તો!!! મ્હારા.
ચાલો...ચા....લોને પેલા દેશમાં હોજીરે....

કીધા વિના શું છે? મનમાં સમજી તે લેશે રે....
બને વિના યત્ને પૂરું કામ.

રે! હો!! સન્તો!!! મ્હારા.
ચાલો....ચા....લોને પેલા દેશમાં હોજીરે...

પ્રભુના મન્દિર પાસે મન્દિર છે એનું રે....
સન્તોએ પધરાવ્યા જ્હાં રામ.

રે! હો!! સન્તો!!! મ્હારા.
ચાલો....ચા....લોને પેલા દેશમાં હોજીરે...

કોટિ કોટિ જન્મે ભાઈ એવું નહિ પામોરે....
સહજે મળે એ વિશરામ.

રે! હો!! સન્તો!!! મ્હારા.
ચાલો...ચા....લોને પેલા દેશમાં હોજીરે....

મકડાકર—નાગર.

---

## રાત્રીમાં આત્મધ્યાન.

(મળેલું).

નિદ્રા પ્રશાન્ત થઈ આ નયનોની અન્તે,
ના તે તણો હૃદયને જરી શોક આજે;
ઉત્સાહ રંગ રગમાં રગમાં ભર્યો છે,
છૂટું બન્યું હૃદય ભાર જતો રહ્યો છે.

સૌ પાસ શાંત રહિ પ્રકૃતિ આ છવાઈ,
ના કોઈ પ્રાણિ વળી અન્ય નજીક માંહી;
ઝાંખી થતી પ્રણવની ઝટ શોધતામાં,
ને શુદ્ધ પ્રેમ દિપની પ્રકટી પ્રભા ત્યાં.

વ્યવહાર કાર્ય પ્રતિરોધ દિવા-બધાનો,
આનંદના વહનને નકિ રોકી દેતો;
સૌ પ્રાણી ઝુંડ બની આવી વીંટી લીએ છે,
ને તેમના રવ વડે ગુંચવે મને એ.

હું ધ્યાન મગ્ન બધી રાત્રી-ઉપાધિ જાતાં,
આનંદ દિવ્ય અધિકો ઉરમાં ભરાતાં;
આનંદ ઓઘ ન ખળે તહીં કોઇથી એ,
ધારી નવીન રૂપ પ્રેમ પ્રભા પ્રકાશે.

આ જીંદગી ખળભળી ઉકતી હમેશાં,
મારી અને પ્રીતિ તણી અરિ એ બને કાં;
તાજી નથી ભૂલવાણી રહે આવી સામે,
રાત્રી પડે પછીથી દૂર જઈ વિરામે.

નિદ્રા મીઠી નવ હવે જરી ભાવતી એ,
નિત્યે નવા વિષયભોગ દૂરે ધરી દે;
દેતું મને તજી હવે નવ-પંથ અન્ય,
વિકાસવા હૃદય-ચક્ષુ નવીન દિવ્ય.

થા દૂર તું અવનિ કે બનું જાગતોને,
આનંદ શુદ્ધ રસરંગ ધરૂં ઉમંગે;
જે જે સુખો પથ-અનુભવ ઉતરે છે,
રાત્રી વિશે પ્રભુ સદા મમ ભાગિયો છે.

યોગી જનો કંઈક કારણથીજ આવા,
ઉદ્યોગી દિન ન, નિશા હૃદયે ચહાતા;
રાગિ બનેલ હૃદયો અતિ દિવ્ય દેશે,
સૂર્ય પ્રકાશ દૂર જાઓ ધરે હૃદે એ.

માયા ફસેલ જન કાજજ નિંદ નિર્મી,
જે દિવ્ય પ્રેમ હૃદયે લહી શાંતિ ધારી;
તે રાત્રિમાં અધિક દર્શન દિવ્ય પામે,
સૂર્ય પ્રકાશ કદિ એ જરી ના જણાવે.

दान्त.

---

# ચર્ચાપત્ર.

( મળેલું )*

## "બુદ્ધિ" VERSUS "હૃદય."

"વસન્ત"ના માનનીય તન્ત્રી મહાશય;

સેવામાં વિનન્તી કે, નીચેનું ચર્ચાપત્ર આપના પ્રતિષ્ઠિત પત્રમાં પ્રકટ કરશો, તો આપનો ઉપકાર માનીશ.

"બુદ્ધિ" અને "હૃદય" એમનાં સ્થાન, એમની શક્તિયો, એમનાં કર્તવ્યો, આત્મોન્નતિના વિકાસ ક્રમમાં એમની ઉપયોગિતા અને ઉભયમાં સર્વોપરિ પદ કોનું છે? એ સમ્બન્ધમાં વિસ્તારપૂર્વક જાણવાની જીજ્ઞાસુ ભાવે અપેક્ષા રહે છે. મ્હને લાગે છે કે, આ વિષયમાં જૂદા જૂદા વિદ્વાનોને અને સહૃદયોને પણ મત ભિન્નતા હશે, તો પણ એ માટે ચર્ચા થવી અનાવશ્યક નથી. આપને અને આપના સહૃદય વાચકોને આ ચર્ચાપત્ર તરફ વિચારની દૃષ્ટિથી જોઇ ત્હેમાં ભાગ લેવા નમ્રતાપૂર્વક વિનવું છું.

---

* મોકલનાર—રા. રા. જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી.

"બુદ્ધિ" અને "હૃદય"ના સમ્બન્ધમાં વિદેહ પ્રોફેસર મણિલાલે પોતાના "સુદર્શન" પત્રમાં વખ્તોવખ્ત ચર્ચા કરી છે; અને એમના વિચારોને આધારે મ્હારૂં માનવું એવું છે કે–"બુદ્ધિવાન" મનુષ્ય કરતાં "સહૃદય" મનુષ્ય ચ્હડીઆતો છે; विद्वान् सर्वत्र पूज्यते એમ નહીં, પણ "ચારિત્રવાન્" સર્વત્ર પૂજાય છે; અને એ ચારિત્ર "બુદ્ધિ"માંથી નહીં પણ "હૃદય"માંથી જ ઉદ્ભવે છે. જેનું હૃદય વધારે આર્દ્ર, વધારે કોમલ, તેજ સહૃદય થઇ શકે અને એવી સહૃદયતાજ પરોપકારક હોઈ શકે— "બુદ્ધિ" નહીં.

પ્રો. મણિલાલના વિદેહ થવા પછી સુદર્શનપત્રનું તન્ત્ર પ્રો. આનન્દશંકરના હાથમાં આવ્યું; તે પછી થોડેક માસે ત્હેમણે "બુદ્ધિ" "હૃદય"નો એક સ્વતન્ત્ર લેખ લખેલો, અને પ્રો. મણિલાલના "બુદ્ધિ" અને "હૃદય"ના સ્વતન્ત્ર લેખથી પ્રો. આનન્દશંકરનો તેજ મથાળાના લેખમાં વિચારોનો વિશેષ વિરોધ મ્હને જણાયો ન હોત તો આ ચર્ચા કદાચ આટલી વહેલી જન્મ પામત નહીં.

"બુદ્ધિ" અને "હૃદય"ના મથાળાથી પ્રો. મણિલાલનો વિષય ૧૮૯૬ ના ડીસેમ્બરના સુદર્શનમાં છે અને પ્રો. આનન્દશંકરનો વિષય ૧૮૯૯ ના જુનના અંકમાં છે.

એને વિચારોમાંથી થોડાં અવતરણો આપવાથી વધારે સ્પષ્ટ થશે.

"બુધ્ધી અને હૃદય" "સુદર્શન" ડીસેમ્બર ૧૮૯૬.

* * * "બુદ્ધિને વિસ્તાર છે, ઉંડાઇ નથી, હૃદયને ઉંડાઇ છે. વિસ્તાર નથી. * * * દોષ કાઢવાનું કામ બુદ્ધિનું છે, ક્ષમા આપવા લેવાનું કામ હૃદયનું છે. * બુદ્ધિને માન અપમાન સમજાય છે; હૃદયને સર્વત્ર માનજ જણાય છે, બધું સારૂંજ દેખાય છે.

* * * હૃદયને "હું" એવું ભાનજ નથી. * બુદ્ધિ તો હું–તું– મારૂં–તારૂં એવા ભેદ પાડી અમુક હદ અને મર્યાદા ઠરાવી પોતે અને પોતાનું એવા બે વિભાગ સ્પષ્ટ કરી બતાવશે, કશામાં પણ પોતે નહીં એમ નહીં થવા દે. અભિમાનનું નિદાન બુદ્ધિ છે. સ્વાર્પણ–ત્યાગ તેનું નિદાન હૃદય છે. એક રસિક કાવ્યને વાંચતાં હૃદય તેના રસમાં પોતાને ભૂલી જશે, જ્યારે બુદ્ધિ તેની રચના, તેના ગણ, તેની માત્રા, તેની ભાષા, તેની કલ્પના ઇત્યાદી જોવામાં પોતે પોતાને શોધતી રહેશે. * * હૃદય જે રાજ્ય અપાવે છે તેને બુદ્ધિ છીનાવી લે છે. બુદ્ધિ પોતે એવી દુષ્ટ છે કે આપી શકતી નથી તેમ કોઇ આપે તે લેઇ પણ શકતી નથી. * હૃદય સ્થાપે છે, બુદ્ધિ ઉથાપે છે. સૃષ્ટિની રચના હૃદય કરે છે, તેનો વિનાશ બુદ્ધિ સાધે છે, હૃદય ઓગળે છે, બુદ્ધિ હોય તે કરતાં પણ વધારે કઠણ કરી આપે છે.

હૃદય સૃષ્ટિ કરે છે, હૃદયજ ઇશ્વર છે. * * બુદ્ધિના અંધકારને પ્રકાશ માનનારા ઘુડ સામા સામી બેશીને પરસ્પરને ખોટા ખરા કર્યાજ જાય છે. હૃદયના સૂર્યને તે

દેખતાજ નથી. બુદ્ધિનો તો ખરેખરો "અંધારો કુવો" જ છે. એનો છેડોજ નથી. હૃદયમાં પરમાત્માની "અંગુષ્ઠમાત્ર" પ્રતિમા પ્રત્યક્ષ છે; હૃદયને પૂજવાનું મૂકી બુદ્ધિને પૂજનારા કેવલ નાસ્તિકજ છે. * * શાસ્ત્રો જેને માયા, પ્રપંચ, પ્રકૃતિ આદિ નામથી નિંદે છે તે બુદ્ધિ છે, જેને અભેદ, ભૂમા, આત્મા આદિ નામથી ઈષ્ટ જણાવે છે તે હૃદય છે; * *.

ગૃહસ્થ માત્રને ઉચિત છે કે તેણે બુદ્ધિના વિલાસોની પૂઠ મૂકી હૃદયના આવેશને પ્રાપ્ત કરવા ઉપર લક્ષ રાખવું. * બુદ્ધિ જે આપત્તિઓ સામે વ્યર્થ માથું ફોડી આગ્રહ ગ્રહણ કરે છે તે જ હૃદયને શિક્ષણરૂપ આત્મવિસ્તારના ક્રમરૂપ જણાય છે. બુદ્ધિ જેને મતભેદ કહે છે તેને હૃદય અધિકાર કહે છે. * હૃદયનો આશ્રય કરો, બુદ્ધિની જાળથી અળગા રહો. કરોળીઓ પોતે રચેલી જાળમાં પોતાની મેળેજ ગુંચવાઈ મરણ પામે છે એ દૃષ્ટાંતને મનમાં રાખી પ્રેમનો વિશ્વાસ લાવો અને સર્વત્ર સમતારૂપ હૃદયનો વિસ્તાર પાથરો."

પ્રો. મણિલાલ.

"બુદ્ધિ અને હૃદય" ના સ્વતન્ત્ર વિષય ઉપરાન્ત બીજા વિષયોમાં પણ પ્રો. મણિલાલે એ સમ્બન્ધી ચર્ચા કરી છે; અને ચાલુ ચર્ચા ઉપર વિશેષ પ્રકાશ પડશે એમ ધારીને એમના બીજા વિચારોમાંના થોડાક અહીં ટાંકવાનું આવશ્યક ગણ્યું છે, અને તે પછી આપણે પ્રો. આનન્દશંકરના વિચારો તરફ વળીશું.

"અભ્યાસ" સુદર્શન માર્ચ. ૧૮૯૬.

* * * "પ્રેમ, શ્રદ્ધા, આગતા આદિથી આપણે અનેક વાતોને સ્વીકારીએ છીએ, આદરીએ છીએ અને આચરીએ છીએ તેનું સ્થાન હૃદય છે. * * આ હૃદય તેજ આ સમભૂમિકાપ્રાસાદની મોડીએ ચઢવાનું પ્રથમદ્વાર છે. જેણે અંદર જવું હોય તેણે તે દ્વાર ઠોકવું."

પ્રો. મણિલાલ.

કાવ્ય સુદર્શન ઓક્ટોબર ૧૮૯૬.

"* તર્કપ્રધાનપ્રકૃતિ જેનું બુદ્ધિસ્થાન બન્ધ અને વિશાલ છે તેમને આ કવિત્વ સ્વાભાવિક રીતે સ્વભિન્નજ હોય છે * * તાર્કિક પ્રકૃતિઓ આજ કારણથી ઘણીવાર નાસ્તિક કે ધર્મહીન હોય છે. રસ અને હૃદયનો રસ એજ આનંદનું નિદાન છે. કાવ્યમાં કે ધર્મમાં પણ જેને આનંદ આપવા પરમ પુરુષાર્થ કહેવાય છે તેનું મૂળ હૃદય છે.

પ્રો. મણિલાલ.

"થીઓસોફી" નું ડીસેમ્બર ૧૮૯૬.

* " સર્વ વાતમાં સારો સહેલો અને અજ્ઞાન છુપાવવાનો ઉત્તમ રસ્તો એજ હાથ થયો છે કે " અમે તો બુદ્ધિ માત્રને જ માનીએ છીએ, અમે તો શંકાના પક્ષમાં છીએ અમે તો સ્કેપ્ટિક છીએ. " એમ કહી કશાનો સ્વીકાર ન કરવો અને મહત્તા દાખવવી.

* * * આ સમયના જનને એવા અતિ વિશુદ્ધ, સીધા, સારા, હૃદયવાળા પદાર્થો બહુ ભારે પડે છે, તલીએ જ બેસવા યોગ્ય જણાય છે. * *. "

પ્રો. મણિલાલ.

" અભ્યાસ. " સુ. ઓકટોબ. ૧૮૯૭.

* શ્રદ્ધા બુદ્ધિનો ધર્મ નથી. બુદ્ધિ તો શંકા, વિવાદ, તર્ક ઉઠાવે છે, શ્રદ્ધા નિશ્ચય, સમાધાન, તત્ત્વને વળગે છે બુદ્ધિ જ્યાં વિચારના વમળમાં પાડી કશું કરાવી શકતી નથી, ત્યાં શ્રદ્ધા મહાપરાક્રમ કરાવી વિજય અપાવે છેઃ અર્થાત્ શ્રદ્ધા એ મનુષ્યના હૃદયની લાગણી છે. બુદ્ધિના વાદથી તે આવતી નથી. બુદ્ધિના વિલાસથી આપણે કોઇને બોલતો બંધ કરી શકીએ પણ તેના હૃદયમાં આપણા કહેવા ઉપર શ્રદ્ધા ઉપજાવી શકીએ નહીં * *. "

" જ્ઞાન. " ( એજ અંકમાં. )

* * * બુદ્ધિ માર્ગ બતાવી શકે છે, દોરી શકે છે, વ્યવસ્થા કરી આપી શકે છે પણ બુદ્ધિને સીમા છે; અમુક મર્યાદાની પાર તે જઇ શકતી નથી. આત્મજ્ઞાનનો આનંદમય અનુભવ બુદ્ધિથી પ્રાપ્ત થતો નથી, એ તો આકસ્મિક, ચમત્કારિક એવો હૃદયના આઘાતરૂપ કોઈ વિલક્ષણ પ્રકાર છે. પ્રેમ, ભય, આશ્ચર્ય આદિ ઉર્મિનો ધક્કો જેમ વિચાર અને બુદ્ધિને વચમાં આણ્યા વિનાજ આપણે અકસ્માત્ અનુભવીએ છીએ તેમ આ એકતારૂપ આત્મજ્ઞાનનો આનંદપ્રદ ધક્કો સહજેજ અકસ્માત્ અનુભવાય છે. * *"

પ્રો. મણિલાલ.

વેદાન્ત સુ. ડીસેમ્બર. ૧૮૯૭.

* * વેદાન્તના સાક્ષાત્કારનું સાધન તો બુદ્ધિથી અન્ય છે. * * * * *.

* સર્વ મહાત્માઓ, રાજાઓ, ઋષિઓ, વેદાન્તને બુદ્ધિનો વિષય માનતા નહિ, વેદાન્તને કેવલ હૃદયનો જ વિષય માનતા. જેમ શીત, આતપઆદિનાં પ્રત્યક્ષ આપણને સહજ રીતેજ થાય છે ને હૃદયમાં અનુભવાય છે; તેમના વિષે બુદ્ધિથી લક્ષગ્રથ્ વિવાદ અને વિવેચન કરતાં પણ તેમનો સાક્ષાત્કાર થતોજ નથી; તેમ વેદાન્તના રહસ્યનો અનુભવ પણ બુદ્ધિના વિલાસોથી થતો નથી, કેવલ હૃદયથીજ શીતઆતપાદિની પેરે અનુભવાઇ જાય છે. * * * પોતાની બુદ્ધિ અને તે બુદ્ધિના વિષયો ઉપર સાભિમાન

આસક્તિ રાખી, તેમાં આનંદ માનવો એ વેદાન્તનો સિદ્ધાન્ત નથી. * પરબુદ્ધિના ચમત્કાર વાંચતાં, સમજતાં, પણ વાચકને જે આનંદ થાય છે તે સ્વબુદ્ધિની અપેક્ષાનુસાર ન્યૂનાધિક રહે છે એટલે બુદ્ધિવિલાસનો જે આનંદ, વિચાર ( Contemplation ) નો જે આનંદ, તે સ્વપરાયણ બુદ્ધિનો અર્થાત્ અહંભાવ અને અભિમાનનોજ આનંદ છે* * * * બુદ્ધિવિલાસોમાં નિર્મમ જ્ઞાન પક્ષનો વર્તુલમાંજ ગતિ કરે છે; ગતિ કરતો જણાય છે, પણ હોય ત્યાંનો ત્યાંજ આવે છે; કારણ કે એમાં અભિમાન અને બુદ્ધિની જે પૂજા થાય છે તે ભેદને પુષ્ટ કરવા કરતાં અન્ય કાંઇજ સાધી શકતી નથી. * * અભેદ ભાવના તે જ્ઞાનના અંતરૂપ બુદ્ધિ વિલાસોમાં નહિ પણ હૃદયના અપરોક્ષ ભાવમાં રહે છે. રાગદ્વેષઆદિ ઉર્મિઓનો અનુભવ થવામાં જેમ બુદ્ધિવિલાસોની અપેક્ષા નથી, બુદ્ધિને તેમનો અનુભવ થતો નથી, હૃદયને તેમનો અનુભવ બુદ્ધિની સાહાય્ય વિના જ સ્વતઃથઇ જાય છે તેમ અભેદનો સાક્ષાત્કાર સહજ અને સ્વતઃ સિદ્ધજ થયાં કરે છે. એમ હોવાથી એને સ્વસંવેદ્ય કહેવાય છે. અભેદસાક્ષાત્કાર તે જ્ઞાન નથી પણ લાગણી છે. એમ ટુંકામાં કહીએ તો પણ ખોટું નથી. *."

પ્રો. મણિલાલ.

" અભ્યાસ. " (એજ અંકમાં ).

" * * * આજ કાલ ' કાંઈ ન માનવું '—બુદ્ધિ કહે તે કરવું—એવો પ્રલાપ આપણા યુવકોમાં પાશ્ચાત્ય શિક્ષણથી જે વ્યક્તિભાવના પ્રાધાન્ય પામી છે તેને લીધે વધી ગયેલો જણાય છે. પણ એમાં કશું તત્ત્વ નથી. * * * "

" ગુજરાતી શાલાઓના ધોરણો " ના સમ્બન્ધમાં પણ પ્રો. મણિલાલ કહે છે કે, "સમાજે બુદ્ધિની અને શરીરની કેળવણી ઉપર પરિપૂર્ણ લક્ષ આપ્યું છે, પણ "હૃદયની" કેળવણી ઉપર કાંઇજ લક્ષ આપ્યું નથી; અને બાલકોને " બુદ્ધિવિલાસો શિખવવામાં આવે છે " તે કરતાં બાલકોનાં હૃદયો બરાબર કેળવાય " એવી વ્યવસ્થા કરવાની વાચનશાલામાં પુષ્કળ જગો છે " ( માર્ચ ૯૮. )

" કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આ. ઇ. ના સ્વર્ગવાસની નોંધ લેતાં, સાહિત્યના વિલાસીઓને જે શિક્ષણીય લેખ લખાણથી પ્રો. મણિલાલે ૯૮ ના એપ્રિલમાં સમર્પ્યો છે ત્હેમાં તેઓ જણાવે છે કે ' કાવ્યભાવના સહૃદય વેદ્ય છે અને સહૃદયત્વ સર્વને હોતું નથી એ દુર્ભાગ્ય છે.'

' બુદ્ધિ ' અને ' હૃદય ' એ ઉભયમાં 'હૃદય' વિશેષ ઉપકારક છે એટલું જ નહિ પણ 'બુદ્ધિ' ઉપર 'હૃદય'નું સામ્રાજ્ય છે એવો અભિપ્રાય દર્શાવનારાં ઉપરનાં અવતરણો વિના પણ નિજ' પણાં પ્રો. મણિલાલના "સુદર્શન," " ચારિત્ર ", " બાલવિલાસ, " અને ' આત્મનિમજ્જન ' ના ઉપોદ્ઘાત તથા વિવરણમાંથી સહજ પ્રાપ્ય છે પણ વિ-

સ્તારભયને લીધે તે મૂકી શકાયાં નથી. હવે પ્રો. આનન્દશંકર ધ્રુવના તે સમ્બન્ધી વિચારો જોઇએઃ—

સુદર્શન. જુનઃ ૧૮૯૯—" બુદ્ધિ અને હૃદય. "

" * * વસ્તુભૂત પદાર્થ શો છે અને શો નથી એ વાતનો નિર્ણય બુદ્ધિ વિના કોણ કરી શકે એમ છે, હૃદય તો પ્રતીતિમાં છે કે નથી એટલું જ કહીને રહેશે; વસ્તુતઃ 'છે કે નહિ એ ઉચ્ચારનાર શક્તિ તે બુદ્ધિજ છે. અને એટલે અંશે બુદ્ધિનું સાર્થક્ય સ્વીકાર્યા વિના કેમ ચાલશે ? ' બુદ્ધિવિલાસ ' ' તર્કજાળ ' ઇત્યાદિ આક્ષેપ ગર્ભ પદો ઘણેક સ્થળે મહાન પુરુષોને મુખે પણ આપણે સાંભળીએ છીએ. પણ અમારું તો સ્પષ્ટ માનવું છે કે એમ બોલનારાઓનું ખરું તાત્પર્ય ન સમજીને જ લોકો ઘણીવાર બુદ્ધિના પ્રયોગને નિરર્થક માની લે છે અને અમારા અનુભવમાં તો આ વાત એટલે સુધી ગએલી જોવામાં આવે છે કે ઘણા લોકો તો બુદ્ધિહીનતાને હૃદયના વેગનું એક માપ કરી બેઠા છે. અને એમને જ્યાં જ્યાં-કાંઇ પણ બુદ્ધિનો આવિર્ભાવ થતો, કે બુદ્ધિનો શ્રમ લેવાની વાત થતી જોવામાં આવે છે ત્યાં ત્યાં જાણે હૃદયની શૂન્યતાજ હોય, ' નીરસતા ".જ હોય, એમ માનતાં જરા પણ વિચાર પડતો નથી. બુદ્ધિ-શ્રમ કેવો કઠિન છે, પરમ-પદાર્થ ઉપર હૃદયનો તીવ્ર આવેગ લાગ્યા વિના એટલો શ્રમ સહન કરવા તરફ અભિરુચિ થતી જ નથી એ ધ્યાનમાં રાખતાં ઘણાખરા લોકો એનાથી કંટાળે એમાંજ આશ્ચર્ય નથી. પણ પૂર્વે અમે એક વખત કહ્યું છે તેમ એ કઠિનતામાં જ એની ભવ્યતા છે. અને અમારા આ સિધ્ધાન્તને શ્રીમદ્ ભગવદ્ગીતાદિ મહાન્ ગ્રન્થોનો ટેકો છે "( दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः॥ " એમ કઠોપનિષદ્નું વાક્ય છે. )

નિન્દાયોગ્ય બુદ્ધિ છે તે જૂદીજ છે. જે બુદ્ધિ ઇન્દ્રિયોથી ગ્રહી શકાય તે કરતાં અધિક સત્ત્વ સ્વીકારતી જ નથી; જે હૃદયના દુર્વિકારોનું વિસ્મરણ કરી જઇને સમય રચના રચે છે એટલું જ નહિ પણ જે પ્રેમ, માન, દયા, ઉપકાર આદિ હૃદયના ઉન્નત ભાવોની કેવલ ઉપેક્ષા કરી પ્રવર્તે છે, જે ઉદાર સ્વાર્પણને મૂર્ખતારૂપે પ્રદર્શિત કરવાની ધૃષ્ટતા ધરે છે, તથા જે મનુષ્યહૃદયમાં ઉછળતા રુધિરને પવિત્ર અને મહાન બનાવવાને બદલે એને ખાલી કરી પોતાનું સ્વતન્ત્રરાજ્ય સ્થાપવાના વ્યર્થ યત્નમાં એને કર્ત્તવ્યભંગની અધમતા તરફ દોરે છે; તથા જે ધાર્મિકતા ( Religiousness, Piety ) ને બદલે માત્ર શોખરૂપી ધર્મજીજ્ઞાસા ( *interest in religion* ) માં જ કૃતકૃત્યતા મનાવે છે એ બુદ્ધિ જ નિન્દાને પાત્ર છે. એનો વિલાસ તેજ ખોટો બુદ્ધિવિલાસ છે, ' બુદ્ધિવિલાસ, ' ' તર્કજાળ ' ઇત્યાદિ પદો વડે બુદ્ધિ ઉપર આક્ષેપ કરનારા મહાન્ વિદ્વાનોનું આજ તાત્પર્ય હતું, અને હોવું ઘટે છે. બુદ્ધિનો એક દુષ્ટ પ્રકાર સંભવે છે એટલા ઉપરથી એનો સારો પ્રકાર પણ હોઈ શકતો નથી, એમ સમગ્રબુદ્ધિને ત્યાજ્ય ગણવી એ ભ્રમ છે.

તર્કજાળમાં લપટાઇ રહેતા તત્ત્વવિમુખ એક ફિલસુફ કરતાં નિર્મળ હૃદયે ભક્તિ પરાયણ થતો ગામડીઓ પરમ વસ્તુ પામવામાં વધારે યોગ્ય છે એ સ્પષ્ટ છે. સંસાર પ્રવાહના નક્રથી પકડાએલા એક ગજેન્દ્રની પ્રભુ પ્રત્યેની ઊંડા હૃદયની ચીસ, કે શબરીનાં ખરા ભાવથી અર્પેલાં બોર એને અસંખ્ય ' બુદ્ધિવિલાસો ' કરતાં અધિક પ્રિય છે એ નિર્વિવાદ છે. પણ એમનો સાક્ષાત્કાર એમના જેટલાજ હૃદયના વેગવાળા પણ એ કરતાં જ અધિક જ્ઞાની એવા એક ઋષિના સાક્ષાત્કારની સમાન પંક્તિમાં આવી શકે છે. એમ કોણ કહેશે ? આપણે ઘણીવાર એક નિર્મળ હૃદયના ગામડીઆને વખાણીએ છિએ, પણ એ તો ખોટા બુદ્ધિવિલાસને નિંદવા ખાતર કરેલી માત્ર અતિશયોક્તિજ છે. એનો અર્થ એમ નથી કે એક જગલી હોટેન્ટોટ અને એક મહાન્ દ્દષ્ટાઋષિવર–ધર્મના વિષયમાં સમાન છે. સમાન કહેવું એ તો અન્ધકાર અને પ્રકાશને એક ગણી નાંખવા બરાબર છે. વળી જુવો કે એ ગામડીઆ ઉપર પણ સ્વબુદ્ધ્યનુસાર તત્ત્વનિર્ણય કરવાની ફરજ નથી ? કઈ ભાવના પરમાત્માની છે, અને કઇ નથી એ વિષેજ યથાશક્તિ વિવેક કર્યા વિના તો ગામડીઆએ પણ પ્રવૃત્ત થવું યોગ્ય નથી. અને આ નિર્ણય કરનાર જે વિવેક શક્તિ. તેનું નામજ બુદ્ધિ છે. પરમાત્મા જ્યાં જ્યાં સત્ ( સાધુ ) ભાવ છે ત્યાં ત્યાં વિરાજમાન છે, અને જેમ જેમ મનુષ્ય બુદ્ધિ વિસ્તાર અને વિકાસ પામતી જાય છે તેમ તેમ એનું દર્શન વધારે ઉચ્ચતર અને યથાર્થ થતું આવે છે. આ ઉન્નતિ અને વૃદ્ધિનો પુરાવો પણ બુદ્ધિનો સત્કાર કરાવવા તરફ વળે છે. કદાચ એમ કહેવાશે કે આ ઉન્નતિ અને વૃદ્ધિ તે હૃદયની જ, બુદ્ધિની નહિ. પણ એમ કહેવામાં બુદ્ધિ અને હૃદયના નિકટ સંબંધની અવગણના થાય છે. હૃદય બુદ્ધિવિના તો આજ જેવું હશે તેવું જ કોટિ વર્ષો સુધી રહેવાનું. બુદ્ધિ જ એની પાસે વિવેક પુરઃસર પ્રવૃત્તિ કરાવે છે, અને એ રીતે અધિકાધિક ઉન્નતિ સાધી આપે છે.

ત્યારે સિદ્ધાન્ત કે—બ્રહ્મવિદ્યામાં હૃદય અને બુદ્ધિ ઉભયનો સરવાળો ધ્યાનમાં લેવાનો છે. કેવળ બુદ્ધિ કે કેવળ હૃદય અત્રે ધોરણરૂપ થઇ શકે એમ નથી. બુદ્ધિહીન હૃદય રથિરના એની મેળે ગમે એવી રીતે ચાલતા એક સંચા જેવું છે; જેમ હૃદય વિનાની બુદ્ધિ ત્વક–ઇન્દ્રિય વિનાના શરીર જેવું છે. એક બીજી રીતે કહીએ તો બુદ્ધિ વિના હૃદય આંધળુ છે, હૃદય વિના બુદ્ધિ નિઃસાર છે. ઉભય મળી એક જ ધોરણ થાય છે.+ "

પ્રો. આનન્દશંકર ધ્રુવ.

ઉપર પ્રમાણે બન્ને વિદ્વાન્ પ્રોફેસરોના અભિપ્રાયોમાંથી પૂરતા અવતરણો આપ્યા પછી મ્હારા પોતાના તરફથી થોડું જ કહેવાનું છે. પ્રો. આનન્દશંકરનો છેવટનો 'સિદ્ધાન્ત' કોઇ રીતે અયુક્ત જણાતો નથી, છતાં વધારે સૂક્ષ્મ રીતે એમના વિચારોનું મનન કરતાં પ્રો. મણિલાલના અને એમના વિચારોમાં કાંઇક ભેદ સમજી શકાશે.

પ્રો. મણિલાલ પણ 'બુદ્ધિ' ની ઉપયોગિતા ગૌણપણે સ્વીકારેછે પણ ભૂલવું જોઈતું નથી કે, આત્મોન્નતિનાજ વિકાસક્રમમાં પ્રધાનપદ તો હૃદયનું જ છે એમ માને છે.

"બુદ્ધિ"ના પક્ષમાં એમ જણાવવામાં આવે છે કે, હૃદયનું કામ તો ફક્ત સારી ખોટી લાગણી જ ઉત્પન્ન કરવાનું છે અને ત્હેની સારાસારતાનો ન્યાય તો બુદ્ધિજ કરી શકે છે; પણ હું માનું છું કે, 'બુદ્ધિ' ગમે ત્હેવી વિશાલ હોય છતાં ત્હેને સીમા છે અને તેથી બુદ્ધિથી શોધેલું સર્વદા " સત્ય" જ હોય એમ બની શકતું નથી. "સત્ય" ને પણ ઘણીવાર " બુદ્ધિ " અસત્ય ઠરાવી દે છે.

"હૃદય"નું પ્રધાન કર્તવ્ય લાગણીનો ઉદ્દભવ કરવાનું છે એ વાસ્તવિકછે, પણ સારી લાગણીની સાથે ખોટી લાગણી પણ 'હૃદય'માંથી જ ઉદ્દભવે છે એમ કેમ કહેવાય ? "હૃદય" એટલે Conscience એમ મ્હને લાગે રે. અને ગમે ત્હેવું અસત કે અશુભ છતાં પણ જો આચારમાં એવું આવ્યું તો પોતાનું Conscience (હૃદય) પોતાને તરત ભૂલ બતાવવાનું જ. ત્યારે આ ઉપરથી સ્હમજાય છે કે સારાસારતાનો ન્યાય પ્રત્યેક માણસની બુદ્ધિ કરતી નથી પણ પોતાનું 'હૃદય'-(Conscience) જ કરે છે. 'હૃદય' મ્હને એટલું પવિત્ર લાગે છે કે, તે પોતાની originality ( સ્વાભાવિક વિશુદ્ધિ ) કદી પણ ગુમાવે કે કેમ એ સંશયયુક્ત જણાય છે પોતાનું Conscience ( હૃદય ) તો હમેશાં સ્નેહ અને હીતના માર્ગો તરફ જ દોરે અને એમાં વિક્ષેપ કરવાનું જ કામ પરિમિત બુદ્ધિનું છે. બુદ્ધિ કવચિત સાહાય્ય પણ આપી શકે; તો પણ એકન્દર, " બુદ્ધિ " ની ઉપયોગિતા " હૃદય " ના જેટલી સિદ્ધ થઇ શકશે નહીં. સહૃદયતા જ્ઞાન કરતા જરૂરીઆતી છે એટલા ઉપરથી જ 'હૃદય' ની શ્રેષ્ટતા સ્હમજાશે.

આ સમ્બન્ધી વિગતવાર ખુલાસાની બહુ અપેક્ષા છે. તરદી માટે ક્ષમા કરશો, ત્હેમજ અતિવિસ્તાર માટે પણ.

---

## રાજયોગ.

( અનુસંધાન પૃષ્ઠ ૨૭૩ થી. )

### निदिध्यासनं फल।

तत: साधननिर्मुक्त: सिद्धो भवति योगिराट् ।
तत्स्वरूपं नचैतस्य विषयो मनसो गिराम् ॥ १२६ ॥

ભાવાર્થ—પછીથી અભ્યાસિ ઉપર કહેવામાં આવ્યાં તેવાં તથા તેના જેવાં અન્યસાધનો સાધવાની જરૂરીઆતમાંથી છૂટો થવાને લીધે તે યોગિવર્ય પુરૂષ સિદ્ધદશાને પામે છે, આવા યોગિના સ્વરૂપનું વર્ણન મન અથવા વાણિનો વિષયનથી, ( તેથી તેનું વર્ણન થઈ શકતું નથી. ) ૧૨૬.

समाधिमां नडतां विघ्नोनुं निरुपण ।

समाधौक्रियमाणेतु विघ्नान्यायांति वैबलात् ।
अनुसंधानराहित्य मालस्यं भोगलालसं ॥ १२७ ॥

लयस्तमश्च विक्षेपोरसास्वादश्च शून्यता ॥
एवंयद्विघ्न बाहुल्यं त्याज्यं ब्रह्मविदाशनैः ॥ १२८ ॥

ભાવાર્થ—પ્રયત્નપૂર્વક સમાધિનો અભ્યાસ કરતાં પણ બલસહિત તેમાં વિઘ્નો આવી પડે છેઃ—અનુસંધાન રાહિત્ય-ધ્યાનના કેન્દ્રમાંથી દૂર ખસી જવા રૂપ, આલસ્ય, ક્ષણિક ભોગ લાલસા, નિદ્રા, કાર્યાકાર્યના અવિવેક રૂપ તમસ, ઐહિક વિષયાકર્ષણના સ્ફુરણ વડે વૃત્તિ દૂર ખસી જવા રૂપ વિક્ષેપ, ક્ષણિક આનંદમાં અહંતા સહિત તણાવા રૂપ રસાસ્વાદ, રાગદ્વેષાદિ તીવ્ર વાસના વડે ચિત્તના (મનસ્‌ના) સ્તબ્ધ ભાવ હોય રૂપ શૂન્યતા. આવા વિઘ્ન બાહુલ્યને બ્રહ્મવિદ પુરૂષે શનૈ શનૈઃ ત્યાજવા યોગ્ય છે. ૧૨૭-૧૨૮.

वृत्तिनेज बंधमोक्षकारणत्व छे ।

भाववृत्त्याहि भावत्वं शून्यवृत्त्याहि शून्यता ।
ब्रह्मवृत्त्याहि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥ १२९ ॥

ભાવાર્થ—વૃત્તિજ બંધમોક્ષ કારણ છે, એ વિશે કહેવાય છેઃ—ઘટાદ્યાકારવાળી ભાવવૃત્તિવડે તન્મયત્વ પમાય છે, શૂન્યવૃત્તિ વડે જડતા રૂપ શૂન્યતામય થવાય છે, બ્રહ્માકારવૃત્તિવડે પૂર્ણત્વમય થવાય છે, અનુભવાય છે, માટે પૂર્ણત્વનોજ અભ્યાસ કરવાની આવશ્યકતા છે—૧૨૯.

ब्रह्माकारवृत्तिशून्यअभ्यासिनी निंदा ।

येहि वृत्तिंजहत्येनां ब्रह्माख्यां पावनींपरां ।
तेतुवृथैव जीवंति पशुभिश्च समानराः ॥ १३० ॥

ભાવાર્થ—જેઓ આ બ્રહ્માકાર નામની પરાપાવની વૃત્તિનો ત્યાગ કરે છે તેઓ વૃથાજીવન ગાળે છે અને નર રૂપ હોવા છતાં પશુ સમાન છે. ૧૩૦

ब्रह्मवृत्तिपर पुरुषोनी स्तुति ।

येहि वृत्तिं विजानंति ज्ञात्वापि वर्धयंतिये ।
तेवैसत्पुरुषा धन्यावंद्यास्ते भुवनत्रये ॥ १३१ ॥

ભાવાર્થ—જેઓ આ વૃત્તિને જાણીને ( અનુભવીને ) પણ તેનું વર્ધન કર્યા કરે છે, એવા સત્પુરૂષોને ધન્ય છે. તેઓજ ભુવનત્રયમાં વંદ્ય છે. ૧૩૧.

ब्रह्माकारवृत्तिवाळा पुरुषोनो बोधनी दृढता वडे मोक्ष ।

येषां वृत्तिः समावृद्धा परिपक्वाच सापुनः ।
तेवैसद् ब्रह्मतां प्राप्ता नेतरे शब्दवादिनः ॥ १३२ ॥

ભાવાર્થ—જેમની વૃત્તિ સમાનવૃદ્ધિ પામેલી છે, અને વળી તે વિશેષમાં સંપૂર્ણ પરિપકવ થયેલી છે એવા અભ્યાસિયો સદ્બ્રહ્મતાને પામે છે ( અનુભવે છે. ) અન્ય માત્ર શબ્દવાદિ પુરૂષો એ દશાને બીલકુલ અનુભવી શકતા નથી. ૧૩૨

बोधरहित केवल शब्दवादिने मोक्षाभावनुं निरुपण ।

कुशलाब्रह्मवार्तायां वृत्तिहीना सुरागिणः ।
तेप्यज्ञानतयानुनं पुनरायांति यांति च ॥ १३३ ॥

ભાવાર્થ—જે પુરૂષો બ્રહ્મવાર્તા કરવામાં ઘણા કુશલ હોય છે પરંતુ તદાકારવૃત્તિ પામવાના કોઈ પ્રકારના યથાર્થ પ્રયત્ન રહિત તથા ક્ષણિક આનંદના બંધનમાં સખ્ત બંધાયલા હોય છે, તેમનું પણ ઢોંગ અને અજ્ઞાનવડે ખરેખર વારંવાર પુનરાગમન થાય છે. ૧૩૩.

ब्रह्मनिष्ठपुरुषोनुं ब्रह्मवृत्तिमांज स्थितिनुं निरुपण ।

निमेषार्द्धं न तिष्ठंति वृत्तिं ब्रह्ममयीं विना ।
यथा तिष्ठंतिब्रह्माद्याः सनकाद्याः शुकादयः ॥ १३४ ॥

ભાવાર્થ—આમ હોવાથી બ્રહ્મનિષ્ઠે બ્રહ્મવૃત્તિમાંજ સર્વદા રહેવું જોઈએ, એવી સૂચના કરવા માટે બ્રહ્માદિનું ઉદાહરણ આપે છે. જેમ બ્રહ્માદિઓ તેમ સનકાદિઓ, તથા તેવીજ રીતે શુકાદિઓ હમેશાં જે વૃત્તિમાં સ્થિર થઈને રહે છે તેવી બ્રહ્મમયીવૃત્તિવિના બ્રહ્મનિષ્ઠપુરૂષે અર્ધનિમિષમાત્રપણ રહેવાનું નથી. (બ્રહ્માદિના કથનવડે સંપ્રદાય પરંપરા દર્શાવવામાં આવી છે.) બ્રહ્માદિઓએ સેવાયલો તથા સેવવા યોગ્ય હોવાથી સમાધિ પર્યંતનો રાજયોગ અતિશ્રેષ્ઠ ગણાય છે. તે મુમુક્ષુઓએ સદા સેવવા યોગ્ય છે. ૧૩૪.

पांच श्लोकवडे वेदांतसिद्धांत विचार निरुपण ।

कार्यकारणता याता कारणेनाहि कार्यता ।
कारणत्वं ततोगच्छेत्कार्याभावे विचारतः ॥ १३५ ॥

अथशुद्धं भवेद्वस्तु यद्वै वाचामगोचरं ।
द्रष्टव्यं मृद्घटेनैव दृष्टांतेन पुनः पुनः ॥ १३६ ॥
अनेनैव प्रकारेण वृत्तिर्ब्रह्मात्मिका भवेत् ।
उदेति शुद्धचित्तानां वृत्तिज्ञानं ततः परं ॥ १३७ ॥
कारणं व्यतिरेकेण पुमानादौ विलोकयेत् ।
अन्वयेन पुनस्तद्धि कार्ये नित्यं प्रपश्यति ॥ १३८ ॥
कार्येहि कारणंपश्येत्पश्चात्कार्यं विसर्जयेत् ।
कारणत्वं ततोगच्छेदवशिष्टं भवेन्मुनिः ॥ १३९ ॥

ભાવાર્થ—કાર્યમાં કારણતા અનુગત છે, કારણમાં કાર્યતા અનુગત નથી, માટે કાર્યના અભાવના સતત ચિંતનવડે કારણના સંપૂર્ણ એકયનો અનુભવ કરવાની જરૂર છે. ( સ્વાભિમત સાંગ રાજયોગનું વર્ણન કરીને, પૂર્વે ઉપક્રમ કરેલા સાંખ્યના અપરપર્યાય રૂપ વેદાંતવિચારનું કથન કરે છે. ઘટપટાદિ વિકારરૂપ કાર્યમાં મૃત્તિકા, તંતુઆદિ રૂપ કારણતા સર્વ વિકારં અધિષ્ઠાનતા. આવી પડે છે, તેમ કારણતામાં. કાર્ય આવી પડતું નથી, એ પ્રસિદ્ધ છે; તેથી કારણતામાંથી કાર્યના અભાવવડે કારણત્વને જાણવું જોઇએ. કારણમાં કાર્યાભાવ શીરીતે એવી શંકાના ઉત્તરમાં કહેવાયું છે કે ચિંતન-વિચારવડે. આ દૃષ્ટાંતની પેઠેજ આકાશાદિ કાર્યમાં આકાશ છે, ભાસે છે ઇત્યાદિ વ્યવહાર હેતુભૂત કારણતા, સત્યજ્ઞાનાદિરૂપ બ્રહ્મનીજ કારણતા અનુગત થઈ છે, પરંતુ કારણરૂપ બ્રહ્મમાં આકાશાદિ કાર્યતા અનુગત થતી નથી. વાસ્તે પરમાર્થથી જોતાં આકાશાદિના અભાવમાં બ્રહ્મની કારણતા પણ નથી, એવો દાર્ષ્ટાંતિક અર્થ છે.) પછી અનંતર કાર્યકારણભાવનિવૃત્તિ થતાં શ્રુતિ પ્રસિદ્ધ यतोवाचोनिवर्तंते । એવું મનોવાક્ અગોચર શુદ્ધ વસ્તુજ અવશેષ રહે છે. બુદ્ધિનું ક્ષણિકત્વ હોવાને લીધે એકવાર એ પ્રમાણે વિચારીત વસ્તુ પુનઃ અન્યથા ભાસમાન થાય છે, માટે મૃત્તિકા અને ઘટનાં દૃષ્ટાંતો વડે વારંવાર વિચાર થવો જોઇએ, એમ કહેવામાં આવ્યું છે. આ વિચાર જ્ઞાનસાધનમાત્ર છે એટલુંજ નહિ પરંતુ ધ્યાનસાધન પણ છે માટેજ કહેવાય છેઃ—આવા પ્રકારવડેજ વૃત્તિ બ્રહ્માત્મિકા-બ્રહ્માકારમય થાય છે તથા ચિત્ત રૂપી (મન) શુદ્ધદર્પણમાં પરમાત્માનું શુદ્ધઆંતરજ્ઞાન (વૃત્તિજ્ઞાન) પ્રતિબિંબિત થાય છે. દરેક પુરૂષે પ્રથમારંભમાં કાર્યના વિરહ રૂપ વ્યતિરેકવડે કારણનું કાર્યથી સ્વતંત્ર રૂપે અવલોકન કરી ગ્રહણ કરવું જોઇએ, પછીથી અનુવૃત્તિરૂપ અન્વયવડે (અભેદસંબંધવડે) કારણને કાર્યમાં નિત્ય અનુગત

થતું અવલોકવું જોઇએ. આ પ્રમાણે કારણનું કાર્યમાં પ્રતિબિંબ રૂપે ચિંતન કરીને પછી મનમાંથી કાર્યનું સંપૂર્ણ વિસર્જન થવું જોઇએ. કાર્યવર્જન થતાં કારણત્વ સ્વત દૂર થળે છે. આ પ્રમાણે કાર્યકારણ વર્જતાં અવશિષ્ઠ સચ્ચિન્માત્ર, બ્રહ્મરૂપ મનનશીલ મુનિ સ્વયમેવ થાય છે ૧૩૫-૧૩૯.

ब्रह्मभावनावडे ब्रह्मत्व पमाय छे एमां दृष्टांत ।
भावितं तीव्रवेगेन यद्वस्तु निश्चयात्मना ।
पुमांस्तद्धि भवेच्छीघ्रं ज्ञेयं भ्रमरकीटवत् ॥ १४० ॥

भावार्थ—નિશ્ચયાત્માપુરૂષવડે જે વસ્તુની ભાવના તીવ્રવેગવડે કરાય છે તદ્રૂપ તે પુરૂષ ભ્રમરકીટની પેઠે શીઘ્ર થાય છે. (વિચારજન્ય અપરોક્ષજ્ઞાન વડે મુનિને બ્રહ્મત્વ અનુભવાય પરંતુ પરોક્ષ જ્ઞાનીની શી દશા, એવી આશંકાથી પરોક્ષજ્ઞાનીને પણ તીવ્રભાવનાવડે બ્રહ્મત્વ અનુભવાય છે. એમ દર્શાવે છે. યદ્યપિ પરોક્ષજ્ઞાન વડે પ્રમાતૃગત આવરણની નિવૃત્તિ થવા છતાં પણ પ્રમેયગત આવરણ નિવૃત્ત થતું નથી, તોપણ નિશ્ચયયુક્ત બુદ્ધિવાળો પુરૂષ, જે વસ્તુની સચ્ચિદાનંદ બ્રહ્મ રૂપ બ્રહ્માકાર વૃત્તિના અહર્નિશ તીવ્ર વેગવડે ભાવના કરે છે તે વસ્તુ શીઘ્રજ બ્રહ્મ રૂપ થાય છે.) ૧૪૦

प्रपंचनी ब्रह्मत्वभावनावडे भावना ।
अदृश्यं भावरूपं च सर्वमेव चिदात्मकं ।
सावधानतयानित्यं स्वात्मानं भावयेद्बुधः ॥ १४१ ॥
दृश्यं ह्यदृश्यतांनीत्वा ब्रह्माकारेणचिंतयेत् ।
विद्वान्नित्यसुखेतिष्ठेद्धियाचिद्रसपूर्णया ॥ १४२ ॥

भावार्थ—ભાવનાબલવડે અન્યનું અન્યરૂપ થાય છે તો બ્રહ્મવિવર્તવડે બ્રહ્મરૂપ વિશ્વની બ્રહ્મભાવના વડે તદ્રુપતા થાયજ એમાં કંઈ કહેવાનું નથી આવા આશયથી સર્વાત્મભાવના કહે છેઃ—અદૃશ્ય અને દૃશ્ય અથવાં દૃષ્ટા-દર્શનદૃશ્યની ત્રિપુટીરૂપ . આ સર્વ જગત ભ્રાંતિવડે આત્માથી ભિન્નરૂપે, ભાસમાન થાય છે તોપણ અદ્વૈતજ્ઞાનનિષ્ઠ બુધપુરૂષે ચિદાત્મક નિર્વિશેષ સ્ફુરણ માત્ર સ્વરૂપ નિજાત્માનો સાવધતાથી સ્થિરવૃત્તિવડે, આ (જગત) અને હું ઉભયે બ્રહ્મરૂપજ છીએ, એમ સદા અનુભવ કરવો જોઇએ. જ્ઞાનીએ દૃશ્ય અથવા અદૃશ્ય સર્વનો સાવધતાથી નિજાત્મામાં એક રૂપે અનુભવ કરવો જોઇએ તથા

એકનો, દૃશ્ય અથવા અદૃશ્ય સર્વમાં તદ્રુપરૂપે અનુભવ કરવો જોઇએ. દૃશ્યની અદૃશ્યતાનો અનુભવ કરીને જ્ઞાનીએ હમેશાં વિશ્વનું બ્રહ્માકારવૃત્તિવડે ચિંતન કરવું જોઇએ; આ સર્વ વ્યાપકબ્રહ્મસાથેના પોતાના અભેદાનંદથી હમેશાં ઉલ્લસતા મન વડે આ પ્રમાણે તે મનુષ્ય સહજમાં નિત્ય સુખની દશાને મેળવી શકે છે. દૃશ્યને અદૃશ્યતા પમાડીને, બ્રહ્માકારવડે ચિંતન્ કરીને, ચિદ્રસ સંપૂર્ણ બુદ્ધિવાળા વિદ્વાને નિત્ય સુખમાં વિહરવું જોઇએ. ૧૪૧-૧૪૨.

राजयोगनो उपसंहार ।

एभिरंगैः समायुक्तो राजयोग उदाहृतः ।
किंचित्पक्वकषायाणां हठयोगेन संयुतः ॥ १४३ ॥

ભાવાર્થ—ઉપરિકથિત અંગો સહિત અત્રે સુધી કહેવાયલો, માનસિક અથવા રાજયોગ છે; અલ્પપક્વ રાગાદિકષાયવાળા પુરૂષો માટે પાતંજલોક્ત અષ્ટાંગ યોગવડે મિશ્રિત કહેવામાં આવ્યો છે. ૧૪૩

। शुद्ध चित्तवाळा पुरुषोने केवल राजयोगथीज मोक्षप्राप्ति।

परिपक्वं मनोयेषां केवलोयं च सिद्धिदः ।
गुरूदैवत भक्तानां सर्वेषां सफलोजवात् ॥ १४४ ॥

ભાવાર્થ—રાગાદિમલરહિત પરિપક્વ મનવાળા પુરૂષો માટે આ કેવલ રાજયોગ સિદ્ધિ આપનાર નિવડે છે; પોતાના ગુરૂ અથવા દેવતામાં રતથયલા સર્વ ભક્તોને શીઘ્રતાથી આ યોગ સફલ થાય છે. (અરિષડ્વર્ગ જીતેલા પુરૂષ ધુરંધરો માટેજ પાતંજલ અભિમત યોગરહિત કેવલ વેદાંતાભિમત રાજયોગ સફલ નિવડે છે, અન્ય નિરોધ રહિત મનવાળાને ફલિત થતો નથી એમ અર્થ છે. પરિપક્વ મન હોવું અત્યંત દુર્લભ છે માટે આથી પણ આંતરઅસાધન ઉપદેશે છે. ગુરૂ અથવા દેવતાના સર્વે ભક્તોને જલદી સિદ્ધ થાય છે. સર્વપદ વર્ણાશ્રમાદિ નિરપેક્ષ મનુષ્યમાત્ર ગ્રહણ માટે વાપરવામાં આવ્યું છે. માટેજ ગુરૂ, દેવતાભક્તોનું અંતરંગત્વ છે. પરિપક્વ મનવાળાથી પણ સાધનો દુઃસાધ્ય છે, ગુરૂ દેવતા ભક્તોને સુસાધ્ય છે, માટે સ્વધર્મ અવિરોધવડે સર્વ અભ્યાસિયોએ ગુરૂદેવતાની ભજનવડે પરાભક્તિ સાધવી જોઇએ.) ૧૪૪.

ટીકા—બ્રહ્મસાથે સંપૂર્ણ અભેદભાવ પામવાના અભ્યાસવિધિને ગ્રંથના આ વિભાગમાં આગળ પાડીને વર્ણવવામાં આવ્યો છે. આની ત્રણ ભૂમિકાઓ પાડવામાં આવી છે. પ્રથમ શ્રવણ, બીજી મનન્ તૃતીય નિદિધ્યાસન છે. આ ભૂમિકાઓ પૂર્વે સમજા-

ત્વવામાં આવી છે. અભ્યાસ, અવલોકન, પૃથક્કરણ તથા સામાન્યકરણનો શ્રવણમાં સમાવેશ થાય છે. આ પ્રમાણે વિચારેલા નિશ્ચયોને સંપૂર્ણપરિપાક પમાડવારૂપ મનન છે. ૧૦૪ મા શ્લોકમાં દર્શાવ્યા પ્રમાણે સર્વપ્રકારના વિરોધિ વિચારના નિરોધ અને વિનાશ વડે ભાવનાગત વસ્તુમય થવારૂપ નિદિધ્યાસ છે. મનુષ્ય પોતાને જેવો હોવાનું ધારી લે છે તેવો જ તે થાય છે. કીટ ભ્રમરના દૃષ્ટાંત વડે ૧૪૦ મા શ્લોકમાં. યથાર્થ રીતે વર્ણવાયલું શુદ્ધ નિદિધ્યાસનું આવું પરિણામ ( ફલ ) છે.

શુદ્ધઆનંદના માર્ગમાં વચ્ચે આવી પડનાર એક વસ્તુ, ભેદના ગંધને ઉપજાવતી વાસના છે. જો ભેદનો ગંધ દૂર પળે તો વાસના સ્વતઃ દૂર પળશે અને બ્રહ્મનો સંપૂર્ણ અનુભવ થશે. પ્રથમ તો સર્વ પ્રકારનાં પાપમય અશુભ વર્તનોમાંથી મનની શુદ્ધિ થવી જોઇએ અને પછીથી તેને કોઈ પણ પ્રકારના ભેદ રહિત અદ્વૈત બ્રહ્મમય દશામાં લાવવું જોઇએ. આપણે જાણીએ છીએ કે સર્વ પ્રકારનું જ્ઞાન, મનના ( વૃત્તિ ) પરિણામરૂપ છે, તેથી જો તે પ્રથમ સ્થૂલભાવથીરહિત કોઈક વસ્તુમાં ( સત્વ ) પરિણામ પામે તો, તેનું પછીનું પરિણામ બ્રહ્મમય અનુભવાશે. પરંતુ આ યથાર્થ સવિત ( જ્ઞાન ) નથી; કારણ કે પરિણામ અને પરિણામ પામનારનારૂપમા હજુ પણ તેમાં ભેદના ગંધનો અનુભવ થાય છે. બ્રહ્મ સાથે તદાકાર થવાના ભાનને પણ ભૂલવામાં યથાર્થ અંતિમ જ્ઞાનનો સમાવેશ થાય છે. યોગ અથવા હઠયોગ અને રાજયોગ અથવા વેદાન્તના જ્ઞાન વચ્ચે આ મૂખ્ય તફાવત છે. ૧૨૪ મા શ્લોકમાં આ વિધિ સમજાવવામાં આવ્યો છે; શ્રવણ મનનાદિ ત્રણે આ અભ્યાસમાં પણ મદદગારરૂપે ઉપયોગી છે.

એક અન્યવાત સાથેસાથે લક્ષમાં લેવા યોગ્ય છે. સ્થૂલભાવથીરહિત ( સત્વ ) દશામાં મનપરિણામ પામતાં જે દશા ઉદ્ભવી આવે છે તે આંતરજ્ઞાનના ઉદય માટે બરોબર યથાર્થ નિવડે છે. જ્યારે તીવ્ર ધારણા વડે, તીવ્ર મંત્ર-આવર્તન વડે, હઠ-પ્રાણાયામ અથવા તેના જેવા અન્ય અભ્યાસ વડે, સત્વપ્રકાશના અભ્યાસિને દર્શન થાય છે ત્યારે તેના જ્ઞાનાધિકારાનુસાર સર્વપ્રકારનું તથા દરેક બાબતનું આંતરજ્ઞાન તેનામાં ઉદય પામે છે. પરંતુ ખરેખરીતે તેની યથાર્થ ભીતિનો અત્રેજ સમાવેશ થાય છે, તેનો આકાશિક-ભુવન સાથેનો સંબંધ સિદ્ધ થયલો હોવાથી તેને જે કસોટીમાંથી પસાર થવાનું હોય છે તે અદ્ભૂતજ હોય છે. જો કે આમાં વિચારમાં પણ ના ઉતરી શકે એવી ભયંકર બાબતોનો સમાવેશ થાય છે, તો પણ અસાવધ અભ્યાસિયોને તદ્દન મરણ સમાન નિવડતી સર્વ પ્રકારની યોગ-સિદ્ધિયોના મૂલ અને આધારરૂપે પણ તેજ છે. ભાવાત્મક ભાવનાના સમર્થ ભાન સહિત, વિચારપૂર્વક અને નિયમિત જીવન વહનની ઘણીજ જરૂર છે. ખરેખરી રીતે કાંટા અને ઝાંખરાંમાં થઇને શાશ્વત શાંતિરૂપી પાટલપુષ્પપર્યંત લઇ જતા માર્ગરૂપ આત્મવિદ્યાના માર્ગમાં યથાયોગ્ય સાધનસંપન્ન થયા વિના પળનાર અભ્યાસિ, હતભાગ્ય છે. તેને જીવના જોખમે શિખવું પડશે કે, ગુહ્યાગારના ઉમ્બર ઉપરના **રક્તબીજની** કલ્પના, પોતાના જમાનાના લાલાઓને નકામા ભડકાવી મારવાને ઉપજાવી કાઢેલી **લોર્ડલિટનની** બુદ્ધિની કોઈ પણ પ્રકારની નિરર્થક સૃષ્ટિ ન હતી. આવા

ભય સામે જાળવવા માટે ૧૨૭—૧૨૮ શ્લોકોમાં વિઘ્નોની સૂચના આપવામાં આવી છે. વાક્યસુધાની ટીકામાં આપણે આ સમજી ચૂકયા છીએ.

બ્રહ્મનો અનુભવ કરવાની એક અન્ય પ્રક્રીયા છે. પરિણામોમાં હમેશાં કારણનો સમાવેશ થાય છે, પરંતુ તે પરિણામોથી સમાન રીતે સ્વતંત્ર પણ છે, પરિણામોની યથાર્થ રીતે કોઇ સ્થિતિ નથી, આ બાબતનું અવલોકન કરો. કારણ અને કાર્ય વચ્ચેનો સંબંધ સામાન્ય રીતે બોલતાં એક સંપૂર્ણ અભિન્નતાનો છે. કારણ એજ કાર્ય છે,' એમ હોવાથી કાર્યોસ્વત. પોતેતો એટલે કારણથી ભિન્નરૂપે કાર્યો સ્વતઃ કયાંઇ પણ નથી. જેને નામ અને રૂપ ના હોય તેને નામરૂપનો આરોપ કરવારૂપ અધ્યાસના નામથી વ્યવહરાય છે તેની આ એક ટુંકી સામાન્ય વ્યાખ્યા છે. જ્યારે આ પ્રમાણે કારણને કાર્યરૂપે માત્ર કલ્પવામાં આવે છે ત્યારે એટલુ સ્પષ્ટ છે કે આપણે જે સામાન્ય અર્થમાં કાર્ય કારણતાના નિયમને સમજીએ છીએ, તે પ્રમાણે તે સંભવિતજ નથી. કાર્યકારણતાના નિયમની વ્યાખ્યા આપવી એ અસત કઠિન કાર્ય છે, લગભગ અશકયવત છે; કારણ કે આપણે જેને કારણ અને કાર્યરૂપે સ્વીકારીએ છીએ તે આપણે થોડું ગણું જાણીએ છીએ તે પ્રમાણે કદાચ કોઇ પણ રીતે કારણ અને કાર્ય ના પણ હોય. આ પ્રમાણે માનવ જ્ઞાન માત્ર સાપેક્ષ છે અને આમ હોવાથી લૌકિક છે. સાપેક્ષ છે તે નિરપેક્ષની (પૂર્ણની) સૂચના આપે છે, પૂર્ણ બ્રહ્મ હમેશાં એક અદ્વીતિય નિત્ય છે અને હોવુંજ જોઇએ. બ્રહ્માકાર વૃત્તિના અનુભવની વાતનો નકાર ભણી શકાય એમ નથી. પરંતુ તે કોઇ પણ પદાર્થના કારણ અથવા કાર્ય ઉભયમાના એક રૂપ નથી; કારણ કે જે જે પદાર્થ છે તે તેનાં કોઇ પણ પ્રકારનાં નામરૂપ નથી, તેમ તેના સાથે કારણ અને કાર્યના જેવા સંબંધ વાળા નથી, પરતુ બ્રહ્મમાં તે સર્વત્ર છે અને જે જે પદાર્થ છે તે તેનામાં છે અને તે તેનામાં છે અને તેને લીધે છે. આવા પ્રકારના વિચાર વડે બ્રહ્મના દર્શન, અનુભવ થઇ શકે છે. વેદાંત તત્વશાસ્ત્રના અતિમ અને સંપૂર્ણ અભેદ સ્થાનરૂપે આ વિચારનેમહાન્ અજાત વાદની નામથી વ્યવહરવામા આપે છે.

મુખ્ય વિષયની આસપાસનો આ પ્રમાણે વિચાર ચલાવતાં, ગ્રંથમાં વર્ણવેલાં યોગનાં પદર અંગો વિશે કંઇ કહેવામાં આવ્યું નહિ. બુદ્ધિમાન્ અભ્યાસિના સમજવામાં આવશે કે, સર્વે પ્રકારના અશુભના મૂલરૂપ ભેદના ગંધને દૂર કરવાનાં માત્ર સાધનો કરતાં એ અગોમાં કઇ પણ વિશેષનો સમાવેશ થતો નથી. અત્રે વર્ણવાયલાં પંદર અંગો બ્રહ્મને અનુભવવાના માત્ર વિવિધ માર્ગો છે. જો કે એનાં એજ સાધનોનો અર્થ હઠ-યોગમાં વિશાલતાથી ભિન્ન પડે છે, ( જીજ્ઞાસુએ ઇચ્છા હોય તો હઠ-પ્રદીપિકા જેવા ગ્રંથો જોવા. ) તો પણ અત્રે તેમનો ઉઠાવવામાં આવેલો અર્થ એટલું ભાર મૂકીને સૂચવવા માટે છે કે, મન અને તેની વૃત્તિઓનો નિરોધ ના થાય તથા સંપૂર્ણ અભેદ અનુભવવામાં ના આવે ત્યાં સુધી સ્થૂલસાધનો ( હઠ-ક્રીયાઓ ) કોઇ પણ પ્રકારના ઉપયોગની નથી. એજ યથાર્થ અત અને ઉદ્દેશ છે, સુખનો યથાર્થ અર્થ પણ આજ છે, તેની સાથે બંધ બેસતાં કોઇ પણ સાધન વડે તેને અનુભવવા પ્રયત્ન પરાયણ થાઓ.

ખરેખર માત્ર શબ્દો અથવા માત્ર દંભથી શું વળવાનું છે. હૃદયને અનુભવવાનું છે, મનસ્‌ને મરણુ શરણુ થવાનું છે. આંતર્ આસુરી પ્રકૃતિના શિરચ્છેદમાંજ માનવના યથાર્થ મોક્ષનો સમાવેશ થાય છે. તમારે યથાર્થ રીતે જીવવા માટે અત્રે અને અત્યારેજ મરણુ શરણુ થવાની જરૂર છે, કોઇ પ્રકારનો દંભ, કોઇ પ્રકારના દુ:ખ તમને અસર કરી શકશે નહિ (.જુઓ. ૧૩૩. )

॥ इतिअपरोक्षानुभूति समाप्त ॥

## ॥ परिशिष्ठ ॥

જીવનનો અર્થ, જીવનનો ઉદ્દેશ અને હેતુ, અભ્યાસિ બરોબર સમજતો હશે તો સુખનો અર્થ પણુ તેના સમજવામા આવશે. શું સારૂ છે અને શું ખેટુ છે, શું નીતિવળુ છે અને શુ અનીતિવાળુ છે, તે એ સહજમા ખાત્રીથી સમજી શકશે. દરેક પુરુષના વૃદ્ધિક્રમમાર્ગમા ગોથુ ખવરાવતા પથ્થરોરૂપે આ પ્રશ્નો છે. જીજ્ઞાસુને વિચારીને નિશ્ચય કરવામાં મદદ મળે એવી રીતે આ પ્રશ્નોનુ આ ગ્રથમાં નિરાકરણુ કરવામા આવ્યુ છે, એમ આશા રાખવામા આવે છે જો તમે વૃદ્ધિક્રમના નિયમનો સ્વીકાર કરો, તમે અને તમારા કાર્યો શાથી નિયમાય છે તે સમજો, જીવનનો અર્થ તમારા જાણવામા આવે તો તમે ખાત્રીથી શુંખશાંતિનો અનુભવ કરાવતા માર્ગે પળશો. તથાપિ જો તમારી દૃષ્ટિ પદાર્થોની અન્યપાસાને ના જોઇ શકતી હોય, ક્ષણિકઆનંદની પાર કશા માટે પણ તમારા મનને જીજ્ઞાસા ના થતી હોય તો તમને વિચાર ( મનન )-ની પાર કશાથી પણ મદદ મળી શકે એમ નથી

॥ इति राजयोगूर्जरभाषांतर समाप्त ॥

॥ इति शं ॥

ઉપતંત્રી.

---

## ગુપ્ત-વિદ્યા વિશે બે બોલ.

( અનુસધાન પૃ૪—૩૧૩ થી. )

પ્રાચીન ઈજીપ્તદેશનો પૂજારીવર્ગ ગુપ્તવિદ્યાની સિદ્ધિયોના ઉપયોગ માટે લાબા સમયપર્યંત વિખ્યાતિ પામ્યો હતો; એ પૂજારીવર્ગથી આ સિદ્ધિયોનો પ્રામાણિક ઉપયોગ થતા સુધી પ્રાચીન દુનિયામા તેમનો દેશ ઉત્કૃષ્ટસ્થાન ભોગવતો હતો; સામર્થ્યના વિસ્તારને લીધે, જ્ઞાનની વિશાલતાને લીધે,વિદ્યાકલાની શ્રેષ્ટતાને લીધે, પ્રજાની સમૃદ્ધિને લીધે,

અન્ય પ્રજાઓના મધ્યમાં પોતાના નામની ખ્યાતિને લીધે, એ દેશ વિખ્યાતિ પામ્યો હતો. પરંતુ ધીમેધીમે સમૃદ્ધિને લઇને પ્રજા સ્વાર્થપટુ બનતી ગઈ અને આતી આજ ભૂલ પૂજારી વર્ગમાં પસરતી ગઇ તેથી તેમનું આધ્યાત્મિક સામર્થ્ય ક્ષીણ થતું ચાલ્યું તથા ઈજીપ્સની મહત્તા ક્ષય પામતી પામતી અંતે વિનાશ શરણ થઇ. લગભગ સમગ્ર ગુપ્તજ્ઞાનને જાળવી રાખવામાં આવ્યું છે એવા હિંદ દેશમાં પણ આમજ બન્યું હતું; આવું પરિણામ તેની પ્રજાના માત્ર થોડાક ભાગમાં આવ્યું હતું. પ્રથમારંભમાં તો આ પ્રજા ગુપ્ત જ્ઞાનના સંવર્ધન માટે ખાસ કરીને યોગ્ય હતી તથા તેને તે જ્ઞાનનો અનહદ ઉપદેશ મળતો હતો; પરંતુ ઇજીપ્સમાં બન્યું હતું તેમ અંતે અત્રે પણ એ જ્ઞાનના સંબંધમાં બન્યું. આ સમયથી હિંદે પોતાની મહત્તા ગુમાવવા માંડી, રાજકીય બાબતોમાં અધોપાત પામ્યો, સ્વાતંત્ર્ય ગુમાવી બેઠો, અને સંપૂર્ણ વિનિપાતને શરણ થયો.

પ્રાચીન ચેલ્ડીઆ અને પર્શિયામાં પણ પ્રારંભમાં પૂજારીવર્ગમાં વિજ્ઞાલજ્ઞાન અને આધ્યાત્મિક સત્તાવાળાં મનુષ્યો હતાં; પરંતુ જેમજેમ આ પ્રજાઓ આચારભ્રષ્ટ થતી ગઇ તેમતેમ તેમની સાથે તેમના પ્રમાણમાં નેતાઓ પણ અમુક હદ સુધી અધોપાત પામતા ચાલ્યા અને આ પ્રમાણે યથાર્થ ગુપ્તવિદ્યાના તત્વશાસ્ત્રને ખોઇ બેઠા. તથાપિ આ સર્વ પ્રજાઓના આપણને પ્રાપ્ત થયેલા બાપાસાહિત્યમાંથી એટલું જડી આવે છે, કે એક સર્વમાન્યધર્મ, પદાર્થવિદ્યા અને તત્વશાસ્ત્રનાં એ દરેક પ્રજા પાસે પોતપોતાનાં રૂપાંતરો હતાં—એ સર્વનું ઉત્પત્તિસ્થાન તો એક હતું પરંતુ પોતપોતાની દર્શાવવાની વિધિમાં એ રૂપાંતરો ભિન્ન પડતાં હતાં. ઇજીપ્સ દેશના પેપીરી નામના લેખોમાંથી તથા કિર્તિસ્તંભના લેખોમાંથી, એક્કદની ડટાયલી લાયબ્રેરીઓમાંથી મળી આવેલા બેબીલનનાં નળીયાંના લેખોમાંથી જેવી વાર્તા મળી આવે છે, લગભગ તેના જેવીજ, સૃષ્ટિની ઉત્પત્તિ વિશેની તથા માનવ વિશેની વાર્તા મળી આવે છે; વળી પર્શન ઝંદ અવસ્તામાં આ તો આજ વાર્તા રૂપાંતર પામેલી મળી આવે છે. હિંદુસ્થાનનાં પુરાણો, ઉપનિષદો અને વેદોમાં સંપૂર્ણ વિસ્તારથી વર્ણવેલાં વૃત્તાંતોનાં આ સર્વે માત્ર વિવિધ રૂપાંતરો છે.

પ્રાચીન સમયની પેઠે વર્તમાનમાં પણ, ગુપ્તજ્ઞાનની જીજ્ઞાસાવાળા પરંતુ માર્ગમાં ઘણા થોડાજ આગળ વધેલા અનેક અધિકારી અભ્યાસિયો છે; આવા અભ્યાસિયો અત્રેથી એ વિદ્યાના પોતાના કરી લીધેલા અમુક વિભાગમાં જુદા પડી જાય છે, અમુક સમય પર્યંત તેમની ભાવનાઓનો પ્રદેશ પણ આપોઆપ ઉભરાઈ જાય છે. કેટલાક અભ્યાસિયો તો પૂજારીવર્ગથી શિખવાતી ખગોળ અને વૈદકની વિદ્યાઓથી સંતોષ માનતા અથવા તો એથી આગળ જવાની તેમનામાં શક્તિ ન હતી; પછીથી આ વિદ્યાઓનો શુદ્ધ રીતે સ્થૂલ અને આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી વિસ્તાર કરીને આ અભ્યાસિઓએ અર્ધ-ગુપ્તવિદ્યાની એવી શાખાઓ ઉપજાવી કાઢી કે જે પછીના સમયમાં વ્યાવહારિક જ્યોતિષવિદ્યાના નામથી ઓળખાવા લાગી. લાંબા સમયની શોધ વડે તથા સાદૃશ્યની મદદ વડે અને પિંડે તે બ્રહ્માંડેના નિયમ વડે, માનવશરીરના સર્વ વિભાગોને તેમણે વિવિધ ગૃહો સાથે તથા રાશિનાં ચિહ્નો જોડે બંધ બેસતાં કર્યાં; આ પ્રમાણેજ તેમણે દરરોજના જીવનના, સદ્ભાગ્ય કમભાગ્યનાં આકસ્મિક બનાવોનો નિર્ણય કરી કાઢયો. માનવોના વાસસ્થાનથી દૂર

એકાદા અવલોકનગૃહમાં રહેલો એકાદ શાંત અભ્યાસિ, માત્ર પ્રકાશિતતારકોરૂપ તથા અનહદ આકાશરૂપ ગુરૂઓ સહિત, તેમની મદદ વડે ભાવિના કઠોર હુકમોને—માનવિના ભાવિને, મહારાજ્યોની ચઢતી પડતીને તથા દુનિયાના ભાવિ ઇતિહાસને—શોધી શકે છે, એ એક મહાન્ ગંભિર વિચાર છે. માંહોમાંહે અન્યોન્યાધારરૂપ એક વિશાલ સંસ્થામાં સમગ્રબ્રહ્માંડને નિયમતા વિશ્વમાન્ય સિદ્ધાંતો ઉપર જ્યોતિષવિદ્યાની મૂલાધારરૂપ ભાવનાનો આધાર છે. ગુપ્તવિદ્યાના જ્ઞાન માટે સર્વત્ર પ્રસિદ્ધિ પામેલા, પાછળના ઝમાનાના બેબિલન અને ચેલ્ડિયાના પૂજારીવર્ગો, દિવ્યદીક્ષાકલામાં તથા જ્યોતિષવિદ્યાકલાની મદદ વડે ભવિષ્યભાખવામાં મુખ્યત્વે કરીને સૂક્ષ્મબુદ્ધિ વાપરવાને લીધે આટલી બધી વિખ્યાતિ મેળવી શક્યા હતા. તેમની આ બાબતમાં એટલી બધી કુશલતા ધારવામાં આવે છે કે, આવિદ્યાની ઉત્પત્તિ તેમણે જ કરી, એવું દંતકથારૂપ કથન થઇ પડ્યું છે; કોઇકોઇ સ્થલોમાં તો ચેલ્ડિયા અને જ્યોતિષિ, પર્યાયરૂપ શબ્દો થઇ પડ્યા છે. ભવિષ્યકથનના અને આત્મવિદ્યાના ગ્રંથોમાં રોમનસાક્ષરો, ચેલ્ડિયાવાસિયોને મહાન્ શ્રેષ્ઠતા અર્પે છે, તથા એવો અભિપ્રાય દર્શાવે છે કે, જ્યોતિષ વિદ્યાકલાની ઉત્પત્તિ આ પ્રાચીન પૂજારી વર્ગને આભારી છે, તથાપિતે અસત પ્રાચીન છે,–કારણ કે પ્લેટોનો આટલાંટિસ ખુંડ જલમાં ગરક થઇ ગયો તે પૂર્વે ઘણા પ્રાચીન સમયપર્યંતના કાલમાં પણ અપવાદ મળી આવે છે.

વળી પછીના સમયમાં કીમિયાના નામથી પ્રસિદ્ધિ પામેલી, રસાયણવિદ્યાની એક ગુપ્તપ્રક્રીયારૂપ કલા મળી આવે છે; આ વિદ્યાના અભ્યાસિઓ તેની મદદ વડે, અધમ ધાતુઓને સુવર્ણમાં પરિણામ પમાડવાનું તથા સર્વપ્રકારના માનવવ્યાધિઓને દૂરકરનાર અને જીવનને અનહદ લંબાવનાર એક પ્રકારનું અમૃતપાન ઉપજાવી કાઢવાનું શોધતા હતા. જો એ વિદ્યાના પાછળના સમયના અનુયાયીઓ પોતાના આંતરપ્રદેશોમાં સમાવેશ થતી એ શક્તિને પીછાની શક્યા હોતતો, કદાચ તેમને ભઠ્ઠી અને ધાતુગાળવાનાં પાત્રોનો, વકયંત્રો અને રાસાયનિકઔષધોનો, આટલો બધો ભક્તિપૂર્વક આશ્રય શોધવો ના પડત, કારણ કે જે આંતર્ મંદિરનો યથાર્થ અધિકારી બને છે તેને આવા પદાર્થોની બીલકુલ જરૂર રહેતી નથી; તેમજ તે સુવર્ણથી ખરીદી શકાય એવા પદાર્થોને તથા ભોગ ભોગવવાને શક્તિવાન્ થવા માટે વર્ષોના લંબાણને ઇચ્છતો નથી.

ઉપર કહી આવ્યા તે ઉપરાંત આ પ્રમાણે ખીલી નિકળેલી અર્ધ-ગુપ્તવિદ્યાની અનેક શાખાઓ હતી; તેમની પોતપોતાની અમૂક કીમત પણ હતી, કારણ કે એમનો અભ્યાસ કરતા અનેક જીજ્ઞાસુ અધિકારીઓ, ઘણી ઉચ્ચ ભૂમિકાઓ પર્યંત આગળ વૃદ્ધિ પામી શક્યા છે. યુરોપદેશના મધ્યકાલિન અંધકારના સમયમાં અધ્યાત્મવિદ્યારત અભ્યાસિયોમાં ઐક્ય ઉપજાવનાર એક બંધનરૂપે, અન્યોન્યને પીછાનવાના સાધનરૂપે, રાસાયનિક અને અન્ય ગૂઢ ગ્રંથોના પડદા નીચે તેમના વિચારોનો પ્રચાર કરવાના સાધનરૂપે, માત્ર તેમના માંહોમાંહેમાંજ જણાયલા ચિહ્નોના એક નિયમં ગ્રંથરૂપે, આ ગુપ્તવિદ્યાઓ અત્યંત ઉપયોગી થઇ પડી.

પરતુ ગુપ્તવિદ્યાના આવા રૂપ–માર્ગો અને આડી અવળી વાતો બાજૂએ રહેવા દઇને હવે આપણે મૂખ્ય વિષયનોજ વિચાર ચલાવીએ, આ બાબતમા બે મહાન્ વિભાગોને લક્ષમા લેવાની અસત આવશ્યકતા છે–દક્ષિણમાર્ગની તત્રવિદ્યાની ગુપ્તવિદ્યા અને વામમાર્ગના નામથી વ્યવહરાતી ગુપ્તવિદ્યા

માનવના સર્વ પ્રકારના કર્તવ્યોમાં ચારિત્રના શુભાશુભ પક્ષને મળતા આવતા ઉભય પ્રકારના માર્ગો અવલોકવામા આવે છે પરોપકારના અભ્યાસની વિવિધ ભૂમિકાઓમા સમાવેશ થતો પ્રથમ માર્ગનો અભ્યાસિ પોતાની જાતની ( સ્વાર્થની ) ઘણી થોડીજ દરકાર રાખે છે, પોતાના કાર્યની અન્ય ઉપર શી અસર થશે, માત્ર એ બાબતનો જ વિચાર રાખે છે–કોઈ પણ પ્રકારે અન્યને દુ ખ અથવા શોકનું કારણ થઇ પડે એવા કોઇ પ્રકારનો વિચાર અથવા કાર્ય ના કરવાનો પોતાના જીવનનો એક સિદ્ધાંત બનાવે છે સર્વ અવતારોએ–દુનિયાના શકર, બુદ્ધ, કૃષ્ણ, ક્રાઇસ્ટ, મહમદ, વિગેરે–આવોજ માર્ગ નિશ્ચિત કર્યો છે તથા દર્શાવી આપ્યો છે, અને માત્ર એજ માર્ગ યથાર્થ અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિ સાથે અનુરૂપ થઇ પડે છે વર્તમાન કાલમા દુનિયામા અનુયાયીઓની વિશાનમાશિાલ સખ્યાવાળો અન્ય માર્ગ છે અને તે સ્વાર્થના ( વામમાર્ગના ) નામથી વ્યવહરાય છે–પોતાનીજાતની પૂજા તેની મૂર્તિપૂજાના દેવ સમાન છે, આવા અભ્યાસિને દરેક કાર્ય અને વિચારમા પ્રથમ પોતાની જાતનો વિચાર કરવાનો હોય છે

દુનિયામા આ ઉભય સિદ્ધાંતો સાથે પ્રવર્તે છે અને એ ઉભયને અમુક હદ સુધી વિજય પણ મળે છે, પ્રથમ માર્ગ જ્ઞાન અને આનદની ઉચ્ચતમ ભૂમિમાઓ પર્યંત લઇ જાય છે, અન્ય માર્ગ ક્રમે ક્રમે અધોપાતમાં ખેચી જાય છે ગુપ્તવિદ્યા અથવા અધ્યાત્મતત્રશાસ્ત્રની વિદ્યા, ઉભયપક્ષને સમાન રીતે પાગપાડવાને શક્તિવાન છે, તથા જે દિશાનો ઉદ્દેશ હોય તેમા વિજય પમાડી [illegible]ક છે જો કે આવી સિદ્ધિયો પ્રાપ્ત કરવાનો અભ્યાસક્રમ ઘણોજ સખ્ [illegible] તિ્મ કહેવાય છે કે અમુક હદ સુધી દક્ષિણ અને વામમાર્ગથી [illegible] વર્તમાનમા પણ, ગુપ્તજ્ઞા [illegible]ણુ ભેદ નથી આ હદ પસાર કર્યા પછી, અભ્યાસિ પો[illegible] હેતુ માટે ઉપયોગ કરે છે અથવા માત્ર ઘણા વાડાજે આગળ વધેલા અનેક અધિકારી અભ્યા[illegible] એ વિદ્યાના પોતાના કરી લીધેલા અમુક વિભાગમા જુએ વાત ઉપરજ તેના ઉત્ક્રાંતિક્રમનો સ પર્યંત તેમની ભાવનાઓનો પ્રદેશ પણ આથીજ ઉભરાઇને સ્થાન પર્યંત આવી પહોચ્યોછે અને તો પૂજારીવર્ગથી શિખવાતી ખગોળ અને વૈદ્યકની વિદ્યાએવનક્રમનો આધાર આવી રહે છે તો એથી આગળ જવાની તેમનામા શક્તિ ન હતી, પછીથી ત્ય વૃદ્ધિનો પ્રદેશ ખુલ્લો થાય છે સ્થૂલ અને આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી વિસ્તાર કરીને આ અભ્યાસિ વાત સત્ય છે પરતુ આની એવી શાખાઓ ઉપજાવી કાઢી કે જે પછીના સમયમાં વ્યાવહાાત્ર સ્થૂલ ભુવન સિવાયનાં નામથી ઓળખાવા લાગી લાબા સમયની શોધ વડે તથા સાદૃશ્યની પાવે છે તથા ભાનપૂર્વક તે ગ્રહાદિના નિયમ વડે, માનવશરીરના સર્વ વિભાગોને તેમણે વિવિધ જે કરે છે તે આ રાશિના ચિહ્નો જોડે બધ બેસતા કર્યા, આ પ્રમાણેજ તેમણે દરરોજની ખાં ક્રસાવસ્થાઓના ભાગ્ય ક્રમભાગનાં આકસ્મિક બનાવોનો નિર્ણય કરી કાઢયો માનવોના વાર રૂપે વ્યવહરાતા

થાય છે. આ ભૂમિકા સિદ્ધ થતાં તેના સમક્ષ અધ્યાત્મ સંવર્ધનના પ્રદેશ પછી પ્રદેશ ખુલ્લા થતા જાય છે, કદાપિ ના અટકતો ઉન્નતિક્રમ તેના જાણવામાં આવે છે, અને આ માર્ગમાં આગળ વધતા દરેક ડગલે શુશ્રૂષાનાં નવિન ક્ષેત્રો તથા સેવાના પ્રસંગો પ્રાપ્ત થાયછે.

જો આ અભ્યાસિ અવળો માર્ગ પસંદ કરીને વામમાર્ગનો અનુયાયી થાય છે તો તે તાંત્રિક શક્તિયોની પ્રાપ્તિમાં અમુક હદ સુધી ઉન્નતિ પામે છે પરંતુ અન્ય માર્ગે થઇ શકે તેના કરતાં આ શક્તિયોના ઉપયોગમાં ઘણો થોડોજ પ્રદેશ અને બલ મળે છે. આવા અભ્યાસિયો પોતાની જાતને સંતોષવાના કાર્યમાં અનુરક્ત થવાથી દરેક અભ્યાસમાં તેમને વધારે વધારે વિરોધિ બલ સામું થવુંજ જોઇએ અને તેમની વૃદ્ધિ અસંત શીઘ્ર અને વિશાલ થવાને બદલે ક્રમે ક્રમે મંદમંદ થતી જાય છે; આખરે આવી એક અધમ વ્યક્તિ અન્ય સર્વથી વિરક્ત થઇ જાય છે, દરેક પ્રકારની સહાય દૂર પળે છે, તેણે જે જે પ્રાપ્ત કર્યું હતું તે સર્વ ક્રમે ક્રમે દૂર ખસી જાય છે. ઇચ્છા પૂર્વક યથાર્થ માર્ગ છોડ્યો ત્યારે વૃદ્ધિક્રમની જે ભૂમિકાએ તે હતો ત્યાં આવીને આ ક્રમવાર અધોપાત અટકતો નથી, પરંતુ ધીમે ધીમે તેને પાછળ હઠાવ્યાં જાય છે, એથી પણ આગળ અધોપતનમાં ધુસડી પાડે છે–આખરે તેના મનની સાહજીકશક્તિયો પણ વિનાશ શરણ થાય છે તથા જન્મે જન્મે તે માનસિક રીતે વધારે વધારે નબળો થતો જાય છે. યથાર્થ આત્મા–આપણા દરેકના આંતરમાં વર્તતો દૈવરૂપ પરમાત્મા, વ્યક્તિતાના કોઇ પણ કાર્યથી અધોપતન ના પામી શકતો એક દિવ્ય સ્ફુલિંગ, આવા અભ્યાસિનામાં આસુરી સંપતની વ્યક્તિતાને તેની પોતાની યુક્તિ પ્રયુક્તિયોમાં કયારનોએ છોડી છે: આ પ્રમાણે માનવ ઉન્નતિક્રમને આગળ વધારનાર તત્વ તેનામાંથી દૂર થવાને લીધે તેનો અવશેષ ભાગ બુદ્ધિમાં પાછાહઠવા કરતાં અન્ય કાંઇ પણ કરી શકતો નથી–કારણ કે પ્રકૃતિ કોઇ પણ પ્રકારની સ્થિરતાને ચલાવી શકતી નથી અને જે આગળ ના વધે તેણે પાછળજ હઠવું જોઇએ. અધમઅધોક્રમની એક ભૂમિકામાંથી અન્ય ભૂમિકામાં જતાં આવો અભ્યાસિ ધીમે ધીમે પશુસમાન થઇ પડે છે–તેની શક્તિયો ક્રમે ક્રમે ક્ષીણ થતી જાય છે અને માનવજાતને શણગારતા દરેક પ્રકારના ઉચ્ચ સદ્‌ગુણ રહિત એક ક્ષુદ્ર મૂર્ખ સમાન તે અંતે થઇ પડે છે; દુનિયામાંથી દૂર પળે છે.

આધ્યાત્મિક શક્તિઓને સ્વાર્થી હેતુઓમાં ઉપયોગમાં લેવાનાં તથા મલિન શક્તિયોની ગુપ્તવિદ્યાના અને ઇંદ્રજાલ, ઇલમ આદિનામોથી જણાયલા વામમાર્ગના અભ્યાસનાં આવાં ભયંકર પરિણામો છે; આવી વિદ્યાને દરેક દેશ અને સમયમાં પ્રકૃતિ અને માનવજાત સામેના મહાનમાં મહાન પાપ સમાન ગણીને યોગ્ય રીતે ધિક્કારી કાઢવામાં આવીછે.

આ શોકકારક ચિતારને દૂર રાખીને આપણે હવે ગુપ્તવિદ્યાની વર્તમાન દશાનું અવલોકન ચલાવીએ.

સર્વ પાસા એટલું વધારે ને વધારે ખુલ્લું થતું જણાઇ આવેછે કે, વર્તમાન જમાનાનું વલન અદ્યાપિપર્યંત અનુસરાયલી દિશાના કરતાં ભિન્ન દિશાની અમુક વૃદ્ધિના અ-

નુસરણના પક્ષમાં છે. આધ્યાત્મિક બાબતોના સંબંધમાં હવે આપણે અંધશ્રદ્ધા વડે સંતોષ પામી શકીએ એમ નથી અથવા માત્ર સ્થૂલ ભુવનમાં સંકુચિત બનેલી ચેતના શક્તિથી સંતોષ ધરીએ એમ નથી. એ ભુવન આપણને પૂરા પાડી શકે એવા પદાર્થો સંતોષ આપી શકતા નથી; એમ કહેવા માગીએ તો અદ્યાપિ પર્યંત આપણા દરરોજના જીવનના એક વિભાગરૂપે નહિ એવા કંઈકની શોધ માટે સર્વ પાસા આગળ પડતો પ્રયત્ન થતો જોવામાં આવે છે. થોડાંક વર્ષોપૂર્વે લગભગ એક વિરલતારૂપે ગણી શકાય એવા લેખો મુદ્રાયંત્રોમાં ઉભરાઇ જાય છે; આપણને માલુમ પડે છે કે, ચૈતન શાસ્ત્રવિષયકવલનવિનાની અથવા અધ્યાત્મિક અથવા ગુપ્ત બાબતોના અમુક પ્રકારના વર્ણન વિનાની એક નવલકથા ભાગ્યેજ વિજયી નિવડે છે. આથી વિશેષમાં ચોપાનીયાના બાળા સહિતનો એક એવો વર્ગ ઉભો થયો છે કે જે આવી આકાંક્ષાનેજ ફક્ત સંતોષવાનું કાર્ય કરે છે. અને સમગ્ર રીતે આવાં ચોપાનીયાંનો પૂરતો પ્રચાર હોય છે, એથી સામાજીક જરૂરીઆત પૂરી પડે છે એમ સ્પષ્ટ થાય છે કોઇ પણ જાહેર પુસ્તકાલયમાં જાઓ અને અંગુષ્ઠની ઘણીજ નિશાનીઓવાળાં પુસ્તકોમાં તમને, અધ્યાત્મવિદ્યાના ચોપાનીયાં, ગુપ્ત વિદ્યાની નવલકથાઓ, અથવા વર્તમાનમાં સમજવામાં આવે છે તેવી ગુપ્તવિદ્યાના ગ્રંથો માલૂમ પડશે. સેકંન્ડહેન્ડ પુસ્તકો વેચનારની દુકાનમાં તપાસો, અને તમને ગમે તો એમ માલૂમ પડશે કે ત્યાંથી આવા પ્રકારના કોઇ પણ ગ્રંથ મળી શકે એમ નથી—કારણ કે માલિકો અન્ય ગમે તેવાં પુસ્તકોને વેચવાની ઇચ્છાવાળા હોય છે પરંતુ આવા પ્રકારનાં પુસ્તકોને દૂર કરવાની જરા પણ ઉતાવળમાં હોતા નથી—અથવા તમને એમ જણાશે કે વેંચાતા મળી શકતા ગ્રંથો થોડાક અને અગત્યના છે, અને અન્ય ગ્રંથો કરતાં તેમની ઘણીજ ભારે કીંમત માગવામાં આવે છે. આ સેકન્ડહેન્ડ પુસ્તકો વેચનારનાં કેટલૉગને તપાસો અને કદાચ તેમાંથી તમને ગુપ્તવિદ્યાના એકાદ ગ્રંથનું નામ મળી આવે તો તે ભાગ્યેજ બીજી વાર જોવામાં આવશે કારણ કે વેચનાર જે ભારે કીંમત માગે તે આપીને એવા ગ્રંથને હમેશાં આતુરતાપૂર્વક ખરીદી લેવામાં આવે છે. ત્રીશવર્ષપૂર્વે આવાં પુસ્તકોની જેવી અછત જોવામાં આવતી હતી તેવી વર્તમાનમાં જોવામાં આવે તો આ બાબત સમજી શકાય એમ છે; પરંતુ આ વિષયનાં પ્રખ્યાત પુસ્તકોની નવિન આવૃત્તિયો થઇ છે, તથા પૂર્વે એક ડઝન પુસ્તકો પણ ના મળી શકતાં તેને બદલે વર્તમાનમાં એવા હજારો ગ્રંથો મળી શકે છે, એ બીના ખાસ કરીને લક્ષમાં લઇ વિચારવા યોગ્યછે.

લગભગ ગત પચીશ વર્ષોથી બનાવોના કાલચક્રભ્રમણમાં ગુપ્તવિદ્યાના મહાનગુરૂઓ સામાજીક પ્રવૃત્તિના પુનરૂદ્ધાર માટે પ્રયત્નપરાયણ થવાને લીધે આવા પ્રકારની સામાજીક ભાવનાનો ઉદય થયો છે; આવા મહંતો આપણા ઉપરાંત અન્ય દરેક કાલચક્રના ઉપરના ને મળતા આવતા ટુંક સમયમાં આ પ્રમાણેજ વર્તે છે. વર્તમાન દિનની ગુપ્ત વિદ્યાનું સર્વ પ્રકારનું જ્ઞાન તેમની પાસેથી જ મળી રહે છે. આ જ્ઞાનનો પ્રચાર કરવાના કાર્યને ઉપાડી લેવાની ઇચ્છા દર્શાવનારા પુરૂષોએ અધ્યાત્મમંડલનું ( Theosophical Society ) બંધારણ યોજી કાઢયું છે તથા જ્ઞાનવિધી ગમ્ય દુનિયાના સર્વ વિભાગોમાં તેનો વિસ્તાર કર્યો છે; વિશેષ નહિ તો આસપાસની સ્થિતિને લક્ષમાં લઇને આ પ્રકારે બની શકે તેટલું કર્યું છે.

અદ્યાપિ પર્યંત દુનિયા, ધર્મના નામથી વ્યવહરવામાં આવતાં કશાકથી ઉભરાઇ ગઈ છે પરંતુ યથાર્થ રીતે અવલોકતાં તે માનવ-નિર્મિત પંથોના એક સમૂહરૂપ છે; એ ધર્મ ભાવના ઘણા લાંબા સમયથી માત્ર ઉપર ઉપરના કર્મકાંડના રૂપમાં અધોપતન પામી છે, તથા એ પંથોને સજીવન બનાવતો આંતરાત્મા સંપૂર્ણ રીતે વિનાશ કરણ થયો છે. તેટલા માટે ગુરૂઓના ઉદ્દેશોમાંનો પ્રથમ, ધર્મનો યથાર્થ પુનરૂદ્ધાર કરવાનો છે—આટલા બધા સમયથી તેને અંધકારમાં રાખનાર નિરર્થક વધારાઓને સ્પષ્ટ કરી આપવાનો છે, તથા એક મૂલરૂપ પ્રધાન આધાર છે કે જેમાંથી વિશિષ્ઠધર્મની ઉત્પત્તિ થઈ છે એ દર્શાવી આપવાનું છે. ગુપ્તવિદ્યાના વામમાર્ગના ભક્તોની પેઠે ધર્મના આધારરૂપ પુરૂષો સત્યમાર્ગમાંથી દૂર ખસી ગયા છે, તેથી તેને તેઓ યથાર્થ અધ્યાત્મજ્ઞાનના સાધનરૂપ બનાવી શક્યા નથી પરંતુ તેને સર્વ પ્રકારે વારંવાર ઐહિક સત્તા મેળવવાના, અને દુષ્ટલાભ મેળવવાના સાધનરૂપ બનાવી શક્યા છે. આ લોકોનું એવું ઉપદેશવું છે કે, આપણે ગમે તેટલી અલ્પ શ્રદ્ધા વડે પણ પર્વતોને ચલાયમાન કરી શકીએ; પરંતુ સાથે સાથેજ એટલું પણ કબુલ કરવાને તેઓ તદ્દન તૈયાર હોય છે કે, એન્જીનિયરનાં હથિયારોવિના તથા રસાયન શાસ્ત્રીનાં સુરંગફોડવાનાં ઔષધોવિના વર્તમાનકાલમાં અન્ય કશાથી પણ એમ બનવું તદ્દન અસંભવિત છે—કારણ કે ધર્મના આચાર્યો આધ્યાત્મિક શક્તિનો ઉપયોગ કરવાનો સર્વ પ્રકારનો દાવો ગુમાવી બેઠા છે, નાગ પ્રમાણે આ શક્તિ તેમનામાં પ્રદર્શિત થવી જોઇએ પરંતુ તેવું કંઈ પણ થતું નથી. શાસ્ત્ર ગ્રંથો બનાવવામાં અને પ્રાર્થનાનાં પુસ્તકો યોજવામાં, અમુક રંગના વસ્ત્રો ધારણ કરવામાં આ શક્તિનો સમાવેશ થતો નથી પરંતુ માનવના આંતર્ ચિત્ત અને શક્તિયોમાં સમાવેશ થાય છે એટલું પણ એક વાર બરોબર રીતે સમજવામાં આવે તો તથા માનવીએ બનાવેલાં રંગિન કાચવાળી બારીયો તથા અન્ય સામગ્રીવાળાં મંદિરોમાં જેમના આધાર માટે ભાડાં અને કરોનો તેમાં સમાવેશ કરવામાં આવે છે એવાંગાં યથાર્થ માર્ગ જડી શકવાનો નથી એટલું જાણવામાં આવે તો આવી સર્વ બાબતોને રૂઢિભ્રષ્ટ ચિહ્નોના કારાગારમાં તથા ભૂતકાલની વિસ્મૃત કલ્પનાઓમાં વિસારે પાડવામાં આવશેજ એ નિઃસંદેહ છે. અત્યાર સુધી તો વિવિધ ધર્મોના ધારકો, અર્થ વિનાના વાદોની નિરૂપયોગી બાબતો માટે અન્યોન્ય સાથે લઢીને વિનાશ કરવાની ઇચ્છાવાળા જણાયા છે; પરંતુ આમ વર્તવામાં તેમણે તેમની જાતને, રાજકીય અથવા અન્ય પક્ષના યુક્તિબાજ પુરૂષોના હથિયારરૂપ બનાવી છે—અને આના બદલામાં જે બાબતો વિષે વાદવિવાદ થતો હતો તે વિષે સત્યપ્રકાશનો એક સ્ફુલિંગ પણ તેમના જોવામાં આવ્યો નથી. જો એટલું એકવાર સંપૂર્ણ રીતે સમજવામાં આવે કે, કોઇપણ ધર્મને અન્ય ધર્મો કરતાં શ્રેષ્ઠ ગણાવાનો કોઇ જાતનો ખાસ હક નથી—સર્વધર્મો એક સામાન્ય ધર્મના આટલાં બધાં રૂપાંતરો અથવા આવિર્ભાવો છે, માત્ર દરેકે, તે ધર્મને ઉપદેશવો જોઇએ તેમ ઉપદેશવાનું બંધ કર્યું છે—તો વાદવિવાદની તકરારોનો અંત આવશે કારણ કે આ પછી વિરૂદ્ધતાનું કોઇ પણ પ્રકારનું કારણ રહેશે નહિ. યથાર્થ ધર્મનો સમાવેશ આપણી તિરોહિત શક્તિયોને આવિર્ભાવપમાડવામાં સ્પષ્ટ રીતે થાય છે, કે જેથી માનવજાતની સેવા કરવાના મહત્ કાર્યમાં આપણે આપણો સંપૂર્ણ ભાગ બજવી શકીએ. આપણાથી આ પ્રમાણે વર્તન થયા વિના અન્ય સર્વ પ્રકારના ધર્મ માત્ર આટલા બધા ક્ષણિક ટેકાઓ સમાન છે અને તે કોઈ પણ પ્રકારના નિત્યઉપયોગમાં આવી શકે એમ નથી.

ગુપ્તવિદ્યાના તત્વશાસ્ત્રનું દૃષ્ટિબિંદુ, ધાર્મિકદૃષ્ટિબિંદુ કરતાં જરા પણ ઓછા વિસ્તારવાળું નથી; આપણાં વર્તમાન જ્ઞાનમાં વચ્ચે ખાલી રહેતા ગાળાઓને તે ક્રમે ક્રમે

પૂર્ણ કરી આપશે, એમ સમજાય છે. આ ઝમાનાના આપણા ભુસ્તરશાસ્ત્રીઓ "દુનિયાના ભૂતકાળના ઇતિહાસ વિશે ગુંચવાડાના કુટિલ માર્ગમાં આવી પડયા છે; તેનો યથાર્થ સમય તેમના જાણવામાં નથી તેમજ તે ઉપર કયા ક્રમમાં જીવન-સ્ફુરણો અન્યોન્યને અનુસર્યાં છે તે પણ તેમના જાણવામાં નથી. તેઓ ખગોળવેત્તાઓની વૃથા મદદ શોધે છે, કારણ કે તેઓજ સૂર્યના કાલમાનવિશે કંઈ પણ જાણતાં નથી, ગૃહોના ઉત્પત્તિક્રમનો યથાર્થ ક્રમ પણ જાણતા નથી તથા કેવી યથાર્થ રીતે આ સર્વ બાબતો અન્યોન્ય સાથે સંકળા યલી છે તે પણ તેઓ જાણતા નથી; કેટલાક એમ સિદ્ધ કરે છે કે અમુક ભુસ્તર શા સ્ત્રીઓએ દુનિયાને જેટલી પ્રાચીન ઠરાવી છે, તેટલો પ્રાચીન સૂર્ય નથી; અન્ય કેટ લાક તેને આપણી પૃથ્વી જેટલો પ્રાચીન ઠરાવે છે પરંતુ કાલગણનનાં સંબંધમાં બધા એ કલ્પના પરંપરામાં ગોથાં ખાય છે. જે બાબત વિશે તેઓ એકમત છે તે એટલી જ છે કે, પૃથ્વીના તથા તેના ઉપર માનવઅસ્તિત્વના કાલમાનનો કંઇક વિચાર કરી શકાયો છે અને ક્રિશ્ચયન બાઇબલ ઠરાવે છે તેટલી અર્વાચિન માનવામાં આવી નથી. કદા ચ ગુપ્તવિદ્યા આ બાબતો વિશેની સંખ્યા આપી શકે, ગમે તો તે પાશ્ચાત્યને માન્ય હો વા નહો તો પણ કેટલીક રીતે બંધ બેસતી આવે છે એમાં શક નથી અને અદ્યાપિ પર્યંત અમારા જાણવા પ્રમાણે વર્તમાન કાલના શોધો તેનાથી વિરૂદ્ધ પડયા નથી. માનવનો અને સર્વસૃષ્ટિઓનો ઇતિહાસ ગુંચવાડા ભરેલી રીતે અન્યોન્ય સાથે ગુંથાયલો છે, એમજ સાબિત કરે છે; તેથી એકને અન્યના વિના સમજી શકાય એમ નથી; ગુપ્તવિદ્યા નુયાયીના આધારને સ્વીકારો અને પદાર્થવિદ્યા અને તત્વશાસ્ત્રના સર્વપ્રકારના દેખીત વિરોધોનાં એકતાલ એકીકરણનો માર્ગ ખુલ્લો થશે; આવા પરિણામ પ્રતિ લઇને તો આ વિના અન્ય માર્ગ અમારા જાણવામાં નથી.

ગુપ્તવિદ્યાની વર્તમાનપદાર્થવિદ્યાઉપરની અસર ધર્મઉપરની અસર કરતાં ભાગ્યેજ ઓછી જણાઇ આવ્યા વિનાની રહે એમ છે. ઘણા સમયથી એક એવી ભાવના પસરવા લાગી છે કે પદાર્થ વિદ્યાની શોધ માટેનાં મહાન્ ઇનામો માટે ક્યારનોએ પ્રબલ કરવામાં આવ્યો છે; જે સર્વ કરવાનું બાકી રહ્યું છે તે એટલુંજ છે કે, વ્યાપારીક લાભ કારક રીતે તેમનાં પરિણામોનો ઉપયોગ કરી શકાય એવા માર્ગો શોધી કાઢવા; પરંતુ આ સ્થિર બાબત પર્યંત પહોંચવાનો પ્રારંભ થતાં, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, વિચાર દલન અને બીજાં અન્યનામોથી વ્યવહરાતા સર્વ પ્રકારના ચમત્કારોનું પૂર ચઢી આવેછે, તથા પદાર્થવિદ્યાના સિદ્ધાંતો સાથે એટલું બધું અસંબદ્ધ લાગે છે કે પદાર્થવિદ્યાના ઉસ્તાદો આવી જે જે બાબતોનો ખુલાસો આપી બતાવી શકતા નથી તેમની મશ્કરી કરવા કરતાં અથવા આંખ આડા કાન કરવા કરતાં અન્ય કંઇ પણ કરી શકતા નથી. પરંતુ તેમની આ સ્હરિફ અને હલકાઇની યુક્તિ જરા પણ કામ લાગતી નથી; સમાજે તો નવિન અને વિચિત્ર બાબતોને કેટલીક સત્ય વાતોના આધારવાળી ગણવા માંડી છે અને પદાર્થવિદ્યા માટે, દર્શાવાતી નવિન દિશાઓમાં તેના નિયમાનુસાર પ્રયોગદ્વારા શોધ ચલાવવા કરતાં અન્ય કંઈ પણ તેને કરવાનું નથી, તથા આ પ્રમાણે તેના પૂર્વના સિદ્ધાંતોને તેને જેમ ઉત્તમ લાગે તેવી રીતે ગળે ઉતારવાના છે. આવું પરિણામ એમ થયું છે કે, શોધની આવા પ્રકારની દિશાને અનુસરનારાઓના અવલોકનમાં ગુપ્તવિદ્યાનુયાયીઓના આગમથી કહેવા પ્રમાણે સત્યબાબતોનો નવિન ક્રમ ખુલ્લો થયો છે; માનવજીવનનો શરીરના મરણ સાથે અંત આવતો નથી પરંતુ તેની પાર પણ અસ્તિત્વ ધરાવે છે, એ બાબતની તેમને અંતે સંતોષકારક સાબિતી મળી ચૂકી છે, એમ તેમનું ધારવું થાય છે-

આવી વાત ગુપ્તવિદ્યાના સિદ્ધાંતને મળતી આવે છે, પરંતુ થોડાક વર્ષોપૂર્વના યથાર્થ પદાર્થવિદ્યાના સિદ્ધાંતોથી સ્પષ્ટ રીતે વિરૂદ્ધ જાય છે. જો આપણા પદાર્થવિદ્યાશાસ્ત્રીઓ માત્ર તેમના પોતાના નિયમોને વળગી રહેશે, નિર્ભયતાથી પ્રયોગ ચલાવશે, એ પ્રયોગોથી શાં પરિણામ આવે છે તે ભીરૂતા રહિત સ્પષ્ટ રીતે જણાવશે તથા માત્ર ધારીલીધેલા સિદ્ધાંતો અને કલ્પનાઓને પોતાના માની લીધેલા જ્ઞાનના પ્રદેશમાંથી દૂર કરશે તો તેમના વિજયનાં પરિણામો વિશાલ અને મહાન્ બનશે; આ અનુયાયીઓ આથી પૂર્વે ભાગ્યે જ આ પ્રમાણે પરિણામ લાવી શક્યાં હોત. સંપૂર્ણ સત્યના શોધ વિનાના સસ કોઇ પણ હેતુ રહિત પ્રકૃતિનું અત્યંત નિષ્પક્ષપાત અવલોકનજ, ગુપ્તવિદ્યા સ્વીકારી શકે એવા પ્રાકૃતિક દેવના પૂજાપ્રકારરૂપ છે; માનવનાં પદાર્થવિદ્યા માટેનાં વલનોનો ઉપયોગ કરવાનું માત્ર એટલું જ ક્ષેત્ર હોય એમ લાગે છે.

ગુપ્તવિદ્યાથી દર્શાવાતી બાબતોને જો આપણા દૃષ્ટિપથમાંથી દૂર કરીએ તો માનવ જાતિનો વર્તમાન ચિતાર ખરેખર અંધકારમય ભાસશે; કારણ કે વર્તમાનમાં જીવન માટેનું યુદ્ધ એટલું બધું સખ્ત બની ગયું છે કે, આપણી કેલવણીની વિવિધ દશાએ, સર્વેના ઉપર અનહદ દુઃખ વ્હોરી લાવ્યા વિના તેને પહોંચી વળવાને હવે વધારેવાર યોગ્ય હોય એમ લાગતું નથી. પરંતુ જો આપણે યથાર્થ જ્ઞાનનો સ્વીકાર કરીએ તો માલૂમ પડશે કે જે જે ઘણી ખરી બાબતો માટે આપણે પ્રયત્નપરાયણ થઇએ છીએ, તે પ્રયત્ન કરવા લાયક ભાગ્યેજ હોય છે-માટે એ પ્રયત્નને ( શક્તિને ) કોઈ અન્ય દિશામાં વાળવો એ વધારે ઉત્તમ છે. જ્યાં સુધી આપણે પોતાની જાતને ( સ્વ.ર્થી ) દેવ બનાવતા જઇએ તથા આપણા જીવનના ભોગ માટે અગટલી બધી ઉપયોગી લાગની વૃથા કલ્પનાઓ અને ભ્રમણાઓના શોધમાં જીવનને વૃથા ગુમાવીએ છીએ ત્યાં સુધી ભાવિ માટે આપણે દુઃખ અને શોકનો જ સંગ્રહ કર્યા કરીએ છીએ. અન્ય પક્ષે જો આપણી જાતને (સ્વાર્થને) આપણી મૂર્તિપૂજાના દેવરૂપ ના બનાવીએ, અને તેને બદલે માનવજાત પ્રતિની સેવાશુશ્રૂષાની ભાવના સ્વીકારીએ તો આપણા ઉપર જુલમ ગુજારતી સર્વપ્રકારની ભૂતાવળરૂપ છાયાઓ વિખરાઇ જવા માંડે છે; અને તેમને બદલે યથાર્થ વૃદ્ધિક્રમનો પ્રકાશ અનુભવાશે, ઉચ્ચ ભૂમિકાનો વિજય પ્રાપ્ત થશે અને પછી આપણે વિરૂદ્ધમાં નહિ પરંતુ તેના સાથમાં રહીનેજ કાર્ય કરી શકીશું. આટલું થતા સુધી, આપણું ક્યાં પ્રયાણ થાય છે તેમજ આપણા પ્રયત્નો કયો હેતુ પાર પાડવા તરફ વળે છે, એ બીલકુલ સમજી શકાતું નથી; કારણ કે આ બાબતોને ગુપ્તવિદ્યાને અનુસરવા વડેજ શોધી શકાય છે.

ઉપતંત્રી.

---

# । श्राद्ध ।

## (૧.)

"શ્રાદ્ધ સારવાનો શો ઉપયોગ ?" એ પ્રશ્ન અન્ય પ્રશ્નો કરતાં વારંવાર હિંદુઓમાં ઉઠાવવામાં આવે છે. "આપણે શા માટે શ્રાદ્ધ વિધિ આચરવો જોઇએ ?" "હિંદુ ધર્મના બચાવમાં" લખાતી લેખમાલાના ક્રમમાં આ પ્રશ્નનાં ઉત્તરને યોગ્યસ્થાન મળી રહે છે.

પ્રથમ તો એટલું સ્વીકારવાની જરૂર છે કે, અદૃશ્યસૃષ્ટિઓમાં પસારથયલાંને મદદ કરવાનો ચાલ સર્વમાન્ય છે. જંગલી લોકો પણ-પ્રથમારંભના શિષ્ટાચારરૂપ કેલવ

પૂર્ણ કરી આપશે, એમ સમજાય છે. આ જમાનાના આપણા ભુસ્તરશાસ્ત્રીઓ "દુનિયાના ભૂતકાળના ઇતિહાસ વિશે ગુંચવાડાના કુટિલ માર્ગમાં આવી પડયાં છે; તેનો યથાર્થ સમય તેમના જાણવામાં નથી તેમજ તે ઉપર કયા ક્રમમાં જીવન-સ્ફુરણો અન્યોન્યને અનુસર્યાં છે તે પણ તેમના જાણવામાં નથી. તેઓ ખગોળવેત્તાઓની વૃથા મદદ શોધે છે, કારણ કે તેઓજ સૂર્યના કાલમાનવિશે કંઈ પણ જાણતાં નથી, ગૃહોના ઉન્નતિક્રમનો યથાર્થ ક્રમ પણ જાણતા નથી તથા કેવો યથાર્થ રીતે આ સર્વ બાબતો અન્યોન્ય સાથે સંકળાયલી છે તે પણ તેઓ જાણતા નથી; કેટલાક એમ સિદ્ધ કરે છે કે અમુક ભુસ્તર શાસ્ત્રીઓએ દુનિયાને જેટલી પ્રાચીન ઠરાવી છે, તેટલી પ્રાચીન સૂર્ય નથી; અન્ય કેટલાક તેને આપણી પૃથ્વી જેટલો પ્રાચીન ઠરાવે છે પરંતુ કાલગણનનાં સંબંધમાં બધા એ કલ્પના પરંપરામાં ગોથાં ખાય છે. જે બાબત વિશે તેઓ એકમત છે તે એટલી જ છે કે, પૃથ્વીના તથા તેના ઉપર માનવઅસ્તિત્વના કાલમાનનો કંઇક વિચાર કરી શકાયો છે અને ક્રિશ્ચન બાઇબલ ઠરાવે છે તેટલી અર્વાચિન માનવામાં આવી નથી: કદાચ ગુપ્તવિદ્યા આ બાબતો વિશેની સંખ્યા આપી શકે, ગમે તો તે પાશ્ચાત્યને માન્ય હોવા નાહો તો પણ કેટલીક રીતે બંધ બેસતી આવે છે એમાં શક નથી અને અદ્યાપિ પર્યંત અમારા જાણવા પ્રમાણે વર્તમાન કાલના શોધો તેનાથી વિરુદ્ધ પડયા નથી. માનવનો અને સર્વસૃષ્ટિયોનો ઇતિહાસ ગુંચવાડા ભરેલી રીતે અન્યોન્ય સાથે ગુંથાયલો છે, એમજ સાબિત કરે છે; તેથી એકને અન્યના વિના સમજી શકાય એમ નથી; ગુપ્તવિદ્યાનુયાયીના આધારને સ્વીકારો અને પદાર્થવિદ્યા અને તત્વશાસ્ત્રના સર્વપ્રકારના દેખીતા વિરોધોનાં એકતાલ એકીકરણનો માર્ગ ખુલ્લો થશે; આવા પરિણામ પ્રતિ લઇને તો આ વિના અન્ય માર્ગ અમારા જાણવામાં નથી.

ગુપ્તવિદ્યાની વર્તમાનપદાર્થવિદ્યાઉપરની અસર ધર્મઉપરની અસર કરતાં ભાગ્યેજ ઓછી જણાઇ આવ્યા વિનાની રહે એમ છે. ઘણા સમયથી એક એવી ભાવના પસરવા લાગી છે કે પદાર્થ વિદ્યાની શોધ માટેના મહાન્ ઇનામો માટે ક્યારનોએ પ્રયત્ન કરવામાં આવ્યો છે; જે સર્વ કરવાનું બાકી રહ્યું છે તે એટલુંજ છે કે, વ્યાપારીક લાભ કારક રીતે તેમનાં પરિણામોનો ઉપયોગ કરી શકાય એવા માર્ગો શોધી કાઢવા; પરંતુ આ સ્થિર બાબત પર્યંત પહોંચવાનો પ્રારંભ થતાં, પ્રાણવિનિમય, પ્રેતાવાહન, વિચાર કલન અને બીજાં અન્યનામોથી વ્યવહરાતા સર્વ પ્રકારના ચમત્કારોનું પૂર ચઢી આવેછે, તથા પદાર્થવિદ્યાના સિદ્ધાંતો સાથે એટલું બધું અસંબદ્ધ લાગે છે કે પદાર્થવિદ્યાના ઉસ્તાદો આવી જે જે બાબતોનો ખુલાસો આપી પતાવી શકતા નથી તેમની મશ્કરી કરવા કરતાં અથવા આંખ આડા કાન કરવા કરતાં અન્ય કંઇ પણ કરી શકતા નથી. પરંતુ તેમની આ હાસ્ય અને હલકાઇની યુક્તિ જરા પણ કામ લાગતી નથી; સમાજે તો નવિન અને વિચિત્ર બાબતોને કેટલીક સત્ય વાતોના આધારવાળી ગણવા માંડી છે અને પદાર્થવિદ્યા માટે, દર્શાવાતી નવિન દિશાઓમાં તેના નિયમાનુસાર પ્રયોગદ્વારા શોધ ચલાવવા કરતાં અન્ય કંઈ પણ તેને કરવાનું નથી, તથા આ પ્રમાણે તેના પૂર્વના સિદ્ધાંતોને તેને જેમ ઉત્તમ લાગે તેવી રીતે ગળે ઉતારવાના છે. આનું પરિણામ એમ થયું છે કે, શોધની આવા પ્રકારની દિશાને અનુસરનારાઓના અવલોકનમાં ગુપ્તવિદ્યાનુયાયીઓના આગળથી કહેલા પ્રમાણે સત્યબાબતોનો નવિન ક્રમ ખુલ્લો થયો છે; માનવજીવનનો શરીરના મરણ સાથે અંત આવતો નથી પરંતુ તેની પાર પણ અસ્તિત્વ ધરાવે છે, એ બાબતની તેમને અંતે સંતોષકારક સાબિતી મળી ચૂકી છે, એમ તેમનું ધારવું થાય છે-

આવી જાત ગુપ્તવિદ્યાના સિદ્ધાંતને ભળ્દશાઓ થાય છે, એ વિશેનો વિચાર કરવાથી, પદાર્થવિદ્યાના સિદ્ધાંતોથી સ્પષ્ટ રીતે આવે તો શ્રાદ્ધની યુક્તિયુક્તતા અને ઉપયોગિતા માત્ર તેમના પોતાના નિયમોને વળગ

શું પરિણામ આવે છે તે શીશતામતાં, અન્નથી બનતા, અન્નમયકોષના નામથી વ્યવ-
સિદ્ધાંતો અને કલ્પનાઓને પોભાગમાંથી બહાર નીકળી જાય છે. બાકીના ચારકોષોથી
ના વિજયના પરિણામો વિં છે. તથા તે સમયે તેનું બાહ્યપડ, પ્રાણ–શક્તિયોના બનેલા પ્રા-
જ આ પ્રમાણે પરિણામાં પ્રાણ–તત્વો સૂક્ષ્મસ્થૂલ જડ પદાર્થમાં વર્તે છે, જેને પદાર્થ
હેતુ રહિત પ્રકૃતિ નામથી વ્યવહરે છે અને તેથી અંગ્રેજી ભાષામાં આ કોષને ઈથરીક
કૃતિક દેવરૂપ શરીર અથવા વાયુરૂપ પ્રતિકના નામથી વ્યવહરવામાં આવેછે. આ કોષમાં
માત્ર તેને બહુવાર રહેવું પડતું નથી કારણ કે તેનો સંબંધ આ સ્થૂલસૃષ્ટિ સાથેજછે,કતેથી
તેના જૂના આવાસોનો એક બધિવાન થઈ રહે છે. જો ધટૂરસ્થૂલશરીરને હિંદુઓના
નત આચાર પ્રમાણે અગ્નિદાહ દેવાંમાં આવે તો તેનું વાયુરૂપપ્રતિકશરીર (Etheric Body)
ગારેતું ઈ જાયછે; માત્ર જો આ શરીરને બંધાયલું રાખવા માગે તો તે વિખરાઈ શકતું
ર્તા ઉપરે તુ જો સ્થૂલદેહને દાટવામાં, આવે, તો વાયુરૂપપ્રતિકદેહ ઘણોજ ધીમેથી વિખરાયછે,
હોય એમ દેહના સંપૂર્ણ વિખરાઇ વિનાશ પામતા સાથે આ દેહના વિખરાવાનો સંબંધ
પડશે કે જે કોષ વિખરાતાં મનુષ્યનું બાહ્યપડ, માનસસૃષ્ટિના—વિચારોના, ઉર્મિઓના,
કરવા લાયક તૃષ્ણાઓના બનેલા મનોમય કોષનું હોય છે. આ કોષનું જડ પુનઃ ગોઠવાય
એ વધારે ઉત ખડબચડા વિભાગો બાહ્ય સપાટી ઉપર આવી જાય છે તેથી આ સર્વને
ધએ તથા આ અથવા કામરૂપ કહેવામાં આવે છે; જ્યાં સુધી તે આ કામરૂપ દેહ ધારણ
અને પ્રમણાએ સુધી તેને પ્રેતના નામથી વ્યવહરવામાં આવે છે, તથા તે પ્રેતોના સ્થાનમાં
દુઃખ અને શોક લોકમાં વસે છે. આ શબ્દને લોકપ્રીય ભાષાના ભૂત શબ્દ સાથે સરખાવી
થને) આપણી તે શબ્દ સારો નથી કારણ કે તેની સાથે ઘણી અધમ ભાવનાઓને જોડી
શૈવાસુરૂપાની છે. કામરૂપદેહ વિખેરાતાં તેના દેહનું બાહ્યપડ મનોમય કોષના અરૂપવિ
રૂપ છાયાયો લું હોય છે તથાં તે મનુષ્ય પિતૃના સ્થાનને પામે છે તથા પિતૃ લોકમાં વસે
વાશે, ઉચ્ચ સમય પછી આ દેહ વિખરાય છે અને તે મનુષ્યનામાં મનોમયકોષના માત્ર
સાથમાં રૂ વિભાગોજ અવશેષ રહેછે તથા પછીથી તે સ્વર્ગ લોકનો, દેવોની સુખમય દિવ્ય
તેમજ આ પ્રાપ્તિ બને છે. મનુષ્ય આ લોકમાં પહોંચ્યા પછી શ્રાદ્ધની તેના ઉપર કંઇ અસર
નથી; થકતી નથી.આ ઉપરથી આપણને શ્રાદ્ધની ક્રીયાઓનાં વિચાર ઉપર આવવુંસુગમ પડશે.

જ્યારે મનુષ્ય સ્થૂલ દેહનો અન્નમય કોષનો ત્યાગ કરે છે ત્યારે તેને સ્નાન કરાવ-
વામાં આવે છે, તથા બાંધીને સ્મશાન ભૂમિમાં લઈ જવામાં આવે છે; આ ઉચકી જ-
નારાઓ માર્ગમાં જતા "રામ રામ, સીતા રામ" ધ્વનિ મચાવે છે, તેથી શબની આસ
પાસ પવિત્ર નામનાં રક્ષકઆંદોલનોનો જમાવ થાય છે. સ્મશાન ભૂમિમાં ક્રીયામાં પવિત્ર
મન્ત્રોનો સમાવેશ થાય છે, તથા તે દ્વારા તે મૃતકને પ્રાચીનપંથે પળવાનો તથા તેણે
ઉતારી ફેંકી દીધેલા નિરૂપયોગી વસ્ત્રમાં આસક્તિ નહિ રાખવાનો આદેશ કરવામાં આવે
છે; વળી આ મન્ત્રોવડે તેને રક્ષતાં અને શાંતિ દેતાં આંદોલનોથી વાતાવરણ ઉભરાઇ
જાય છે, જેથી તેની પ્રાણમયકોષની આસક્તિ છૂટિ જાય છે, તેથી તે વિખરાઇને તે-
નાથી દૂર પડે છે તથા તેનો મનોમયકોષમાં વાસ થાય છે તથા હવેજ તે શુદ્ધિકરણ
વિધિમાંથી પસાર થવાને તૈયાર થાય છે. તે હવે પ્રેતલોકમાં એક પ્રેત થાય છે, અને

જો તેણે અત્યંત પવિત્રજીવન ગાળ્યું નથી હોતું તો, જે સૃષ્ટિમાં તે જઈ પડે છે ત્યાં તેનાં અનુભવોનો અત્યંત દુઃખકર અનુભવ અનુભવાય છે. શ્રાદ્ધ વિધિ—એકોદ્દિષ્ટ શ્રાદ્ધ—તેના જીવનના આ વિભાગમાં તેને મદદ કરવાને આચરવામાં આવે છે; પ્રથમ તો મનોમય કોષના જડનું એવું પુનઃબંધારણ યોજી કાઢે છે કે જેથી તેના બંધારણના ઘટ્ટ પદાર્થો ઉપરના પડમાં આવે છે.તથા અન્ય રીતે થઈ શકે તેના કરતાં આ રીતે તેમને વિખેરાવામાં ઘણી મદદ મળી રહે છે; અન્ય, એ વિખેરાવાનાં વિધિને આગળ વધારવામાં મદદ કરવા રૂપ છે. મંત્રો આદેશે છે, “તેમની શુદ્ધિ થાઓ,”; આપણી આસપાસના સૂક્ષ્મ પદાર્થમાં ઉત્પન્ન થતાં મંત્રોનાં આંદોલનો, પ્રેતના દેહને અથડાઈને ધોતાં મોજાં સમાન છે, તથા આ રીતે પ્રેતસ્વરૂપને વિખરાવામાં ઘણી સહાય મળી રહે છે. મંત્રોના ઓજસ વાળું રેડવામાં આવતું પાણી, પ્રેત દેહને પોતાનું મદદગાર ઓજસ અર્પે છે, તથા આથી એ દેહના ઇચ્છિત વિખરાવામાં મદદ મળી રહે છે. મદદ આપવાનું શોધતાં સંબંધિઓના મધ્યમાં પ્રેત આવે છે તથા તેમનાં કાર્ય અને પ્રેમી વિચારોવડે તે બલવાન બને છે, સુખી થાય છે, પોષાય છે; તેના છુટકારા તરફ દોરાવતી તેમની ઇચ્છાશક્તિવડે પણ સંતોષકારક પરિણામ થાયછે.

આવી ક્રીયાઓ આખા વર્ષ પર્યંત પહોંચે છે તથા સપિણ્ડિકરણવિધિ સાથે સમાપ્ત થાય છે, જેથી પ્રેતનો પિતૃલોકમાં વસતા પિતૃઓમાં સ્વીકાર થાય છે. વારિ, ચંદન અને તીલયવાદિથી ભરેલા કુંભોમાં મંત્રોચ્ચાર પૂર્વક પાણી રેડવામાં આવે છે તેથી મનોમય કોષવાસિ, પિતૃલોકના સૂક્ષ્મજડ સાથે સંબંધમાં આવવાના સાધનરૂપ થવા માટે સંપૂર્ણ રીતે વિશુદ્ધ થાય છે અને દિવ્યસૃષ્ટિમાં પ્રવેશ કરે છે. આ સૃષ્ટિમાં પણ તેનાં સંબંધિઓ અને મિત્રો તેને મનોમયકોષની વિશેષ શુદ્ધિ કરવામાં મદદ કરી શકે; આખરે જે જે બાબતનો સ્વર્ગસૃષ્ટિમાં પ્રવેશ ના થઈ શકે એમ હોય છે તે દૂર પડે છે અને તે અત્યંત શુદ્ધ થાય છે.

બ્રાહ્મણ ભોજનના અને પછીથી આપાતી દક્ષિણાના હેતુનો સમાવેશ તેમને કુટુંબ સાથે પ્રેમળ સેવામાં સંયોજવાનો હોય એમ જણાય છે; આ બ્રાહ્મણો વિદ્વાન્ હોવા જોઇએ, એ વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે કારણ કે મરણ પછીની દશાઓ વિષે કંઈ પણ ના સમજનાર અજ્ઞાની પોતાનાં વિચાર અને ઇચ્છાનો યોગ્ય ઉપયોગ કરી શકશે નહિ તથા આ પ્રમાણે ઘણીજ અસર વિનાની સહાય કરી શકશે આથીજ મહાભારત આદેશે છે કે, જેઓ “વેદોમાં, ધર્મ શાસ્ત્રોમાં, પુરાણોમાં, ભાષ્યોમાં વ્યાકરણના નિયમોમાં પારંગત હોય, શાસ્ત્રાનુસાર આચાર પાળનારા હોય, મોક્ષશાસ્ત્રમાં પારંગત હોય, સત્ય અને યોગ પરાયણ હોય” એવા પુરૂષોનેજ માત્ર આવી ક્રીયાઓમાં આમંત્રવા જોઇએ. “શ્રાદ્ધમાં આમંત્રેલા બ્રાહ્મણોની એક બુદ્ધિમાન્ પુરૂષે પરિક્ષા કરવી જોઇએ.” (અનુશાશનપર્વ)

શ્રાદ્ધની ક્રીયામાં સમાવેશ થતી ભાવનાઓ આવી છે: સર્વ અધ્યાત્મવિદ્યાનુયાયીઓ સારી રીતે જાણે છે કે, આ ભાવનાઓ સત્ય છે તથા આ દુનિયામાં રહેલાં મનુષ્યો આ પ્રકારે અન્ય દુનિયામાં ગયલાઓને મદદ કરી શકે તથા તેમના સ્વર્ગસૃષ્ટિપ્રતિના પ્રયાણને શીઘ્ર બનાવી શકે, એ વાત પણ નિઃસંશય છે.

એટલું પણ લક્ષમાં રાખવા યોગ્ય છે કે જેઓ પોતાના ઐહિકજીવનમાં, મરણ પામ્યા પછી મદદ મેળવવાના આવા વિચારથી દેવાઈ ગયા છે, તેમને જો મરણ પછી

ધારેલી મદદ નથી મળતી તો અત્યંત શોક તથા નિરાશા થાય છે. બીજી દુનિયામાં વસતા આપણા મિત્રો, આપણા વિચારો અને લાગણીઓના ભાનવાળા છે તથા તેથી તેમને અસર પણ થાય છે, એ કદાપિ ભૂલવાની જરૂર નથી, તેથી આપણે તેમની યોગ્ય સેવા સુશ્રૂષા કરવામાંથી પાછા હઠવું જોઈએ નહિ; તેઓ પ્રેતલોકની પાર જતાં આપણને બદલામાં તેમના તરફથી ઉત્સુક અને પ્રેમળ મદદ મળી રહે છે.

**એની. બેસન્ટ.**

---

( ૨ )

એક મિત્ર અમને નિચેનો લેખ મોકલાવે છે—"ગયા જાન્યુઆરી માસના ક્રિશ્ચન કોલેજ મેગેઝિનમાં, મિસિસ. બેસંટે. સેન્ટ્રલ હિંદુ-કોલેજ મેગેઝિનમાં ચર્ચેલા શ્રાદ્ધના હિંદુવાદ ઉપર મી. રાવનું એકઝાટકણી કાઢતું ચર્ચાપત્ર જોવામાં આવે છે. પોતાનો પોતાની જાતે બચાવ કરી લેવાને સારી રીતે સમર્થ મિસિસ. બેસંટનો બચાવ કરવાની દરકાર કર્યા વિના તથા હિંદુઓથી પળાતી શ્રાદ્ધ ક્રીયાના આચારાંગના વર્ણનમાં ઉતર્યા વિના, એવા હેતુથી થોડીક ચર્ચા કરવા માગીએ છીએ. કે, મી. રાવે જે ચર્ચા ઉપાડી છે તે અવશ્ય કરીને બીલકુલ સત્ય નથી.

શ્રાદ્ધ ક્રીયા વિધિ વિશેનો પ્રશ્ન, હિંદમાં પર્વતો જેટલો પ્રાચીન છે, તથા હિંદુ શ્રાદ્ધો અને સામાન્ય આચારોના સંબંધમાં, પ્રાચીન ચાર્વાક દર્શનવાળાઓનું તે એક મુખ્ય આક્ષેપસ્થાન છે. આ દર્શનવાળા ઉપદેશે છેઃ—"યજ્ઞમાં મારેલું પશુ જો સ્વર્ગમાં જતું હોય તો યજમાન પોતાના પિતાને મારીને શા માટે સ્વર્ગ પમાડતો નથી ? મરણ પામેલા પ્રાણીઓને જો શ્રાદ્ધ તૃપ્તિનું કારણ હોય તો આલોકમાં પ્રવાસ કરનારાઓ માટે ભાથું કરવું નિરર્થક છે." અમુક વર્ગના વિચારકો તરફથી આવા પ્રકારનો પ્રધાન પ્રશ્ન અનંત કાલ પર્યંત પૂછવામાં આવશે; આવા લોકો માટે દુનિયા જરાપણ ગતિમાન્ થતી નથી અથવા ઘણી ધીમેથી જ ગતિ કરે છે.

निहतस्यपशोर्यज्ञेस्वर्गमाप्तिर्यदिष्यते ।
स्वपितायजमानेन किन्नुतस्मान्नहन्यते ॥
तृप्तयेजायतेपुंसोभुक्तंअन्येनचेत्ततः ।
दद्यातश्राद्धं श्रयायान्नंनवहेयुःप्रवासिनः ॥

મી. રાવ લખે છે કે તેમની ચર્ચા એક "તત્વવેત્તાના." દ્રષ્ટિબિંદુથી છે, "પૌરાણિક-કાવ્ય કલ્પનામય" દ્રષ્ટિબિંદુથી નથી. પરંતુ તેમની યથાર્થ "તત્વવેત્તા" ની દશાને અવલોકવામાં મુશ્કેલિ નડે છે. એક જગોએ તેઓ લખે છે, "એટલું સ્વીકારી લઈએ કે જીવાત્માના નામથી વ્યવહરાતું કંઈક છે તથા તે અમર છે એટલું સ્વીકારીએ તો," આથી તેઓ સ્પષ્ટ રીતે દર્શાવે છે કે તેઓ બુદ્ધિપૂર્વક જડથી ભિન્નરૂપે આત્માના અસ્તિત્વને સ્વીકારી શકતા નથી તથા તેનાં નિત્યતા અથવા અમરત્વને લક્ષમાં પણ લઈશકતા નથી. અન્ય સ્થલે લખે છે," દુનિયાના દરેક પદાર્થથી ભોગવાતું તત્વ જીવાત્મા છે. તે સર્વ પદાર્થને બોધ આપનાર પદાર્થ છે" આથી બીલકુલ સ્પષ્ટ નથી થતું કે ઉપરના વાક્યમાં ચર્ચાપત્રી જીવાત્માને એક "તત્વશાસ્ત્રની આવશ્યકતારૂપે." સ્વીકારે છે અને તેની પ્રકૃતિનું વર્ણન ચલાવે છે અથવા મી. રાવે માત્ર દલિલ ખાતરજ જીવાત્માંના વર્ણનના આવા વાદનો માત્ર સ્વીકાર કર્યો છે. જો પ્રથમની વાત પ્રમાણે હોય તો મી. રાવને થોડાંક વાક્યો પછી પોતાના તત્વશાસ્ત્રના વલણને બદલવું પડયું છે, એમ માનવાને આપણને કારણ મળી રહે છે. આથી અધુરૂં હોય તેમ મી. રાવ આપણને ખાત્રી આપે છે તેઓ, "આપણાં મૃત્સબંધિયોને માન આપવાના વિચારથી વિરૂદ્ધ નથી," (વર્તમાન સ્વરૂપના વિરૂદ્ધ નથી,) "પરંતુ તેમના વિશેની સ્મૃતિને પોષવી જોઈએ તથા તેમનાં "સારાં કાર્યોનું" તથા તેમનાં "ખોટાં કાર્યોનું" સ્મરણ કરવું જોઈએ મી. રાવ વિનયના નિયમમાં ભાગ્યેજ માનતા હોય એમ લાગેછે કે કોઈ પણ માણસે મૃત મનુષ્ય વિશે ગમે તો તે પોતાનો "મૃત પૂર્વજ" હોય તો પણ ખરાબ વિચારકરવો જોઈએ નહિ.

આવી વિક્ષોભક ભાવના દર્શાવીને આ ઋષિયોના વંશજ સમાપ્તિ કરે છેઃ—"વિશેષ નહિ તો વર્ષમાં એકવાર આપણા પૂર્વજોનાં જીવનોની ભયંકર યથાર્થતાનો અનુભવ કરવાનો છે; આપણે તેમની હાજરીમાં હોઇએ, એમ અનુભવવાનું છે; ઉપદેશો અને સયુક્ત શબ્દો કહેવા માટે તેમનાં ભૂતો આપણી પાસે આવ્યાં છે, એમ અનુભવવાનું છે." અમે વિચાર સંકલના જાળવાવા માટે પૂછીએ છીએ કે, આપણા પૂર્વજોનાં પ્રેતો આપણી પાસે આવ્યાં છે, એમ જ્યારે તેમનું અસ્તિત્વ કાલ્પનિક ઉપદેશવામાં આવ્યું છે. તો શી રીતે અનુભવી શકાય ? તેઓ આપણને ચેતવણી અથવા દિલાસો અથવા આશા શી રીતે આપી શકે ? આપણે જોવાનો પ્રયત્ન કરીએ છીએ તેવી રીતે જો મી. રાવની ચર્ચા ખરી હોય તો આપણા પૂર્વજોનો મરણ દિવસ પાળવામાં કંઇ સાર અથવા ઉપયોગ જોવામાં આવતો નથી.

આ વાતનું સત્ય એમ છે કે મી. રાવે ક્રમને સ્વીકારેલો "તત્વશાસ્ત્રની આવશ્યકતા" થી એક જીવાત્માના અસ્તિત્વને સ્વીકારવાની જરૂર પડે છે તથા તેની પ્રકૃતિ અને વિકાસ ક્રમની અન્ય અનેક બાબતો સ્વીકારવી પડે છે. જડવાદથી કોઇ પ્રકારનો બુદ્ધિપૂર્વક ખુલાસો ના થઇ શકતા અધ્યાત્મ ચમત્કારોના સમૂહની શોધવડે એમના સ્વીકારને ટેકો મળી રહે છે. હિંદુઓના સંબંધમાં ( આંતર્ દૃષ્ટિ કેળવેલા અન્ય માટે પણ એવું એજ કહી શકાય ) એ સિદ્ધાંતને એક સિદ્ધાંત કરતાં વિશેષ આધાર છે; પ્રાચીનકાલના મહાન્ અનુભવી ઋષિયોના જાતીય અનુભવો અને પ્રયોગોમાંથી સમજવા પ્રમાણે એ સિદ્ધાંતોનો આધાર મળી રહે છે. આવા અનુભવોના સંગ્રહસ્થાનરૂપે આપણાં યોગ અને પ્રાચીતત્વશાસ્ત્રોનો વિશાલતાથી અભ્યાસ કરીને સમજવાની જરૂર છે. આ પ્રમાણે ઉપજી આવતાં તત્વોના આધારવાળી આપણી શ્રાદ્ધ ક્રીયાઓ, કાલ વડે અથવા અજ્ઞાન વડે કેટલીક બાબતોમાં બદલાઇ ગઈ છે તો પણ, આપણા પૂર્વજોને ઉચ્ચ માર્ગમાં મદદરૂપ થવના હેતુ માટે યોગ્ય છે એમ સિદ્ધ થાય છે. હિંદુ તત્વશાસ્ત્રોમાં એકઠા કરેલા અને સ્વીકારેલા મૂખ્ય સિદ્ધાંતોનો એક સ્પષ્ટ અને ઉપદેશક ચિતાર આપવા કરતાં મિસિસ. બેસંટે કંઇ વધારે કર્યું નથી.

એટલું ઉમેરવું જોઇએ કે, યથાર્થ રીતે સમજવામાં આવે તો કર્મોની ભાવનામાં જરા પણ અસંબદ્ધતા નથી, તથા હિંદુ કર્મવાદ સાથે કોઈ પ્રકારનો વિરોધ નથી; તેમ જ દાનના પદાર્થો સ્થૂલ હોવાથી, કંઇ તેમનો ઉદ્દેશ પાર પાડવામાં કોઇ પ્રકારનું વિઘ્ન નડતું નથી. આ બાબતોનો વિચાર આગળ ઉપર કરવામાં આવશે, અથવા એ કાર્ય અન્ય સમર્થ પંડિતો ઉપાડી લેશે.

ટી. આર સી.

(૩)

અમે ઉપરના લેખક સાથે સંપૂર્ણતાથી એકમત થઇએ છીએ પરંતુ ન્યાયના તથા તત્વશાસ્ત્રના અભ્યાસની આટલી બધી ખોટ જણાવતા લેખનો વિસ્તારથી જવાબ આપવા માગતા નથી. એ વિશે વિચાર કરતા પૂર્વે એ લેખકને હિંદુધર્મ અને થીઓસોફીનો અભ્યાસ કરવાની ભલામણ કરીએ છીએ. આગળ ઉપર દર્શાવવામાં આવશે કે મી. રાવ ધારે છે તેના કરતાં હિંદુઓનો શ્રાદ્ધ વિધિ ઘણો ગુંચવાડા ભરેલો વિષય છે; જ્યારે ક્રીયા આચરનારને ખાત્રી છે કે તે પૂર્વજને અપરોક્ષ મદદ કરી શકે એમ નથી ( મૃત સન્યાસિના સંબંધમાં ). તો તે શા કારણથી આચરવામાં આવે છે, એ વિચારવામાં આવશે. પ્રાચીન હિંદુ ધર્માનુયાયીઓના જેવોજ કદાચ મિસિસ. બેસન્ટનો વિચાર નથી. તથાપિ તે ઉત્તમ રીતે પ્રતિપાદન થયો છે, તથા મી. રાવ, કહે છે તેમ "કોઇ માનવ જાણતું નથી" એવી બાબતો ઉપર તેનો આધાર બીલકુલ નથી. કહેવાતા અધ્યાત્મ ચમત્કાર વિશે અમે બોલવા માગતા નથીઃ મરણ પછી જીવાત્માની દશાના વાદનું અન્ય કારણો કરતાં એક સાદું પદાર્થવિજ્ઞાનાવલંબક કારણ છે; અને તે એ છે કે, "માયા કદાપિ કોઇ પણ પ્રકારનો કુદકો મારતી નથી.

ડૉ. ઓટો, શર્ડર.

---

# સુદર્શન.

તંત્રી— પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ. એલ. બી.

( ધર્મ, ગૃહ, સાહિત્ય-આદિ વિદ્યા અને તત્સમ્બન્ધી વિચાર. )

"सत्य परं धीमहि"—भागवतम्

[ પુસ્તક ૨૦-૨૧. અંક. ૧૨. ] ( માસિક ) [ સપ્ટેમ્બર ૧૯૦૬ ]


## રહમની માગણી.

( મળેલું )

ગઝલ—ભૈરવી.

અયે દિલબર ! દીવાના પર જુલમ કાં તું ગુજારે છે !<br>
રહમકરતું રહમની આ પડ્યો આજાર માગે છે.—અ.

મીઠી તું હુરની આંખી પરે ફીદા જીગર મારૂં;<br>
બની ફીરે અરે હુને નયન કાં બંધ બાંધે છે ?—અ.

કશા આનંદ આલમના તણી પરવા વિના અહિંયાં;<br>
જતાં રસ્તે મ્હને આડી દીવાલો કાં ચણાવે છે ? !—અ.

જીગર આ રંગ બેરંગી અનામી ઈશ્કનું પ્યાલું;<br>
ભર્યું મૂકયું કદમે ત્હારે તુ કાં તેને ધિક્કારે છે !—અ.

કરી ઈન્સાફ કર ત્હારી, નિગાહ મીઠી મહીં મ્હારી;<br>
રહી આ આત્મની પાંખો તોડી તે કાં રીબાવે છે!—અ.

રીબાવી માર ના માશુક ! ખંજર લઇ હાથ સૌ હાવાં;<br>
ધરૂં ગરદન કતલ કરી તું જીગર સુરંગ રંગી લે !—અ.

મ્હને મ્હોટી મઝા માશુક ! કતલ તુજ હાથથી થાતાં;<br>
કદમબોશી કરૂં મરતાં વફાદારી બતાવીને !—અ.

કેહાન, ચકુ. ગાંધી.

---

# અરવિંદિની.

( મણેલું )

કોલાહલો જનસમૂહ તણા ઘણા જે,
ઉદ્યાનમાં મધુર આ લય પામતા તે;
ઉદ્વેગ આંહિ મનના સહુ શાંત થાયે,
ને ખિન્ન હૈયું પણ આંહિ સુખે સમાયે ૧

સંસારના સકલ તાપથી મુક્ત એવી,
આ વાડીમાં ખીલી ખુબી અરવિંદિનીની;
જો વામભાગ સરની રચના રસાળી,
આ બાલ પુષ્પ રમતાં ફુલ સંગ વ્હાલી. ૨

જેવાં દીસે કુસુદ રમ્યજ કાંતિ તેવી,
ધારી રમે મનુજ બાલ અહિં સુખેથી;
છે પ્રાણિ ને કુસુમ આંહિ અભિન્ન જાતિ-
કો તત્વજ્ઞાની કવિ આ પ્રકૃતિ જણાતી. ૩

સૌંદર્ય નિર્મળ નીતિ મૃદુ લગ્ન બંધે,
જો સંકલાયલી અહિં દીસતીજ સંધે;
નિર્દોષ શી રમત આ કુસુમો રમતાં !
જો વર્તમાન ભૂત, ભાવિ ભૂંલ્યાં જણાતાં. ૪

આ બાલને કુસુમની રમતો નિહાળી,
સંધ્યા સમીર થઈ ઢિંગ જુએ છુપાઈ;
રે મૂર્તિ નિર્મળી રખે અપવિત્ર થાય,
સંતાય ધારી રજની પતિ મેઘ વ્હાંય ! ૫

નિર્દોષ શાંત નિતિ ભાવજ મૂર્તિમાને,
સૌંદર્ય સંગ રમતા અરવિંદ સ્થાને;
આ દિવ્ય દર્શન કવિ હૃદયે છપાતાં,
ઉર્મિ ઉઠે મન અને અરવિંદિનીમાં. ૬

"અજ્ઞાન એ સુગમસ્થાન અહિં સુખોનું."
એ ભાનના ઉદયથી નવ થાય કોનું,
હૈયું અતિ હરખ ઘેલુંજ આશ્રમે આ.
ઉપાધિ આધિ વળી વ્યાધિ બધિ શમે જ્યાં ? ! ૭

દીક્ષિત.

---

## મુર્દા આશક.

( મળેલું. )

ગઝલ.

આ પહોંચ્યો અંજામનો પ્યાલો અયે દિલબર !
ઈઝરાઈલ રહમ લાવી ઘડીભર સબૂર કર.
માશુકને સાકી તું દે પેગામ મ્હારો એ:—
"દિલારાયે ! મુર્દા આશકની તું ખબર લે,
શીરીન તારા લબની લિઝત હે ભલા આખર,
હુસ્ન તારા ગાલ છેલ્લે રાખ સીનાપર,
હા હા ! મને તે યાદ છે તુજ ઝુલ્ફની ખુશબો,
ઘૂમી રહ્યો આ કાનમાં તુજ ગુફતનો પડઘો.
લાચાર તારો યાર છે, તે કયાં મરે ? તું કયાં હશે ?
આ ખ્વાબ પુરૂં થાય છે, માશુક સલામ લે.
આ ખાક પુકારી તને બોલાવશે મહેબૂબ !
ભટકશે ગમગીન આ બેહોશ મ્હારૂં નૂર.
ઈશ્કના આ બાગમાં કો ગુલ નથી બેખાર,
અયેસનમ ! તું બેરહમ શું બની સીતમગાર !
મોતી સમું તુજ ચશ્મમાંથી અશ્રુ એક પાડ,
યાદ કર તું, યાદ કર મરહુમ તારો યાર"

---

# ॥ बाल बोधिनी ॥

( અનુસંધાન પૃષ્ઠ ૨૩૬ થી. )

પ્રશ્ન—બ્રહ્મવિદ માટે ( નિર્વિકલ્પ સમાધિના અભ્યાસિ ) એમ કહેવાય છે કે પ્રારબ્ધદેહના પતન સમયે તેના પ્રાણો અન્યસ્થાનમાં ઉત્ક્રમણ કરતા નથી પરંતુ અત્રે બ્રહ્મમાંજ પ્રવિલાપે છે. આમ શી રીતે થાય છે?

ઉત્તર—દરેક મનુષ્યના દરરોજ સામાન્ય રીતે ૨૧૬૦૦, શ્વાસપ્રશ્વાસ થાય છે, એ સારી રીતે જાણીતી વાત છે. અનુભવાદ્વૈતે ઉપદેશેલા અષ્ટાંગોમાં—(૧) દર્શન, (૨) શ્રવણ, (૩) મનન, (૪) નિદિધ્યાસન, (૫) નિર્વિકલ્પ, (૬) નિઃસંકલ્પ, (૭) નિર્વૃત્તિક, (૮) નિર્વાસન—૨૭૦૦, ના ક્રમથી શ્વાસોછવાસનો ઉપયોગ થાય છે; બ્રહ્મ-વિદથી ઉપયોગમાં લેવાતા શ્વાસપ્રશ્વાસ ૧૦૮૦૦ થાય છે, બ્રહ્મવિદ-વરના ૮૧૦૦ થાય છે, બ્રહ્મવિદ-વરિયાનના ૫૪૦૦ થાય છે, અને બ્રહ્મવિદ-વરિષ્ઠના ૨૭૦૦ થાય છે, તથા બાકીના શ્વાસોછવાસ લય પામે છે.

સર્વ મનુષ્યો દરેક ઘટિકામાં ૩૬૦ પ્રશ્વાસનો ઉપયોગ કરતાં હોવાથી એટલું નક્કિ છે કે, નિત્ય વસ્તુમાં પોતાના વાસ અને ગતિના હમેશાં ભાનવાળો બ્રહ્મવિદવરિયાન દરેક ઘટિકાએ માત્ર ૯૦ શ્વાસોશ્વાસનો ઉપયોગ કરે છે, બ્રહ્મવિદવરિષ્ઠના સંબંધમાં ૧૮૯૦૦ શ્વાસોશ્વાસ નિરૂપયોગી ન જતાં બચતા હોવાથી એમ કહેવામાં આવે કે તેની જીંદગી લંબાશે, તો અમારે તેનો નકારમાં ઉત્તર આપવાનો છે. જો એ અભ્યાસિ લયયોગ વડે એ પ્રાણોનો નિરોધ કરીને અટકાવી રાખે તોજ તેનું જીવન લંબાવી શકે; પરંતુ ઉચ્ચ સમાધિયોના અભ્યાસ વડે તેઓ સંપૂર્ણ રીતે નિરોધ ન પામતા હોવાથી, જીવન લંબાવાનો કોઈ પ્રકારનો અવકાશ સંભવી શકતો નથી.

હવે અનુબંધ ચતુષ્ટય વિશે વિચાર ચલાવીએ:—(૧) અધિકારી, (૨) સંબંધ (૩) અભ્યાસનો વિષય, (૪) પ્રયોજન. ( પરિણામ ). ઉપર કહેવાયલા વરાહોપનિષદના બીજા અધ્યાયમાં ગણાવામાં આવેલાં મોક્ષનાં સાધન ચતુષ્ટય સંપત જે પુરૂષ તે અધિકારી; વેદાન્ત અને ગુરૂના ઉપર આધાર રૂપ દ્વૈતિય સંબંધ છે; નિર્વિશેષ બ્રહ્મના પ્રતિપાદન રૂપ વિષય છે; કૈવલ્ય મોક્ષ પામવાનું ચતુર્થ પ્રયોજન છે. પારિભાષિક રીતે, દશ, દ્વાત્રિંશત્ તથા અષ્ટોત્તરશતના નામથી ઓળખાતા ઉપનિષદોના ત્રીવર્ગના અભ્યાસમાં આ અનુબંધ ચતુષ્ટય એકજ પ્રકારના છે, પરંતુ વેદાન્તના તત્વરૂપ પ્રણવની માત્રાઓના તથા ચાર મહા-

વાક્યોના સંબંધમાં એ દરેક વર્ગ માટે અનુબંધ ચતુષ્ઠયમાં પણ ભેદ પડે છે.* એ ભેદ શી રીતે પડે છે એ નીચે સમજાવવામાં આવશે. નારદ પરિવ્રાજ કોપનિષદમાં ઉપદેશવામાં આવ્યું છે કે, પ્રણવ સોળ સૂક્ષ્મ માત્રાઓનો બનેલો

---

* મુક્તિકોપનિષદમાં વર્ણવ્યા પ્રમાણેનાં અષ્ટોત્તરશતોપનિષદોનાં નામ નિચે પ્રમાણેછેઃ—

પારિભાષિક રીતે દશોપનિષદના નામથી વ્યવહરાતાં ઉપનિષદો.

| | | |
|---|---|---|
| ૧. ઇશાવાસ્ય. | ૫. મુણ્ડક. | ૯. છાંદોગ્ય. |
| ૨. કેન અથવા તવલ્કાર. | ૬. માણ્ડુક્ય. | ૧૦. બૃહદારણ્યક. |
| ૩. કઠવલ્લિ. | ૭. તૈત્તિરીય. | |
| ૪. પ્રશ્ન. | ૮. ઐતરેય. | |

પારિભાષિક રીતે દ્વાત્રિંશતોપનિષદના નામથી વ્યવહરાતાં ઉપનિષદો.

| | | |
|---|---|---|
| ૧૧. બ્રહ્મ. | ૧૯. પરમહંસ | ૨૭. નૃસિંહતાપની |
| ૧૨. કૈવલ્ય. | ૨૦. અમૃતબિંદુ. | ૨૮. કાલાગ્નિરુદ્ર. |
| ૧૩. જાબાલ. | ૨૧. અમૃતનાદ. | ૨૯. મૈત્રેયિ. |
| ૧૪. શ્વેતાશ્વતર. | ૨૨. અથર્વશિર. | ૩૦. સુબાલ. |
| ૧૫. હંસ. | ૨૩. અથર્વશિખા. | ૩૧. ક્ષુરિક. |
| ૧૬. આરુણિક. | ૨૪. મૈત્રાયણિ. | ૩૨. માન્ત્રિક. |
| ૧૭. ગર્ભ | ૨૫. કૌશિતકી. | |
| ૧૮. નારાયણ. | ૨૬. બૃહજ્જાબાલ | |

પારિભાષિક રીતે અષ્ટોત્તરશતોપનિષદના નામથી વ્યવહરાતાં ઉપનિષદો.

| | | |
|---|---|---|
| ૩૩. સર્વસાર. | ૫૯. પૈંગલ. | ૮૫. રુદ્રહૃદય. |
| ૩૪. નિરાલંબ. | ૬૦. ભિક્ષુ. | ૮૬. યોગકુણ્ડલિ. |
| ૩૫. શુકરહસ્ય. | ૬૧. મહોપનિષદ. | ૮૭. ભસ્મજાબાલ. |
| ૩૬. વજ્રસુચિક. | ૬૨. શારિરક. | ૮૮. રુદ્રાક્ષજાબાલ. |
| ૩૭. તેજોબિન્દુ. | ૬૩. યોગશિક્ષા. | ૮૯. ગણપતિ. |
| ૩૮. નાદબિન્દુ. | ૬૪. તૂર્યાતીત. | ૯૦. દર્શન. |
| ૩૯. ધ્યાનબિન્દુ. | ૬૫. સન્યાસ. | ૯૧. તારાસાર. |
| ૪૦. બ્રહ્મવિદ્યા. | ૬૬. પરમહંસપરિવ્રાજક. | ૯૨. મહાવાક્ય. |
| ૪૧. યોગતત્ત્વ. | ૬૭. અક્ષમાલિકા. | ૯૩. પંચબ્રહ્મ. |
| ૪૨. આત્મબોધ. | ૬૮. અવ્યક્ત. | ૯૪. પંચાગ્નિહોત્ર. |
| ૪૩. નારદપરિવ્રાજક. | ૬૯. એકાક્ષર. | ૯૫. ગોપાલતાપનિ. |
| ૪૪. ત્રિશિખિબ્રાહ્મણ. | ૭૦. અન્નપૂર્ણા. | ૯૬. કૃષ્ણ. |
| ૪૫. સીતા. | ૭૧. સૂર્ય. | ૯૭. યાજ્ઞવલ્ક્ય. |

છે તે નીચે પ્રમાણેઃ—(૧) પ્રણવના નામથી વ્યવહરાતા એકાક્ષર "ૐ"નો પ્રથમ અક્ષર, अ; પરમાત્માના પ્રતિક રૂપ; (૨) બીજી માત્રા, उ; (૩) તૃતિય, म; (૪) અર્ધમાત્રા; (૫) નાદ; (૬) બિન્દુ; (શબ્દ પ્રારંભ સ્થાન.) (૭) કલા; (૮) કલાતીત; (૯) શાન્તિ; (૧૦) શાન્ત્યાતીત; (૧૧) ઉન્મનિ; (૧૨) મનોન્મનિ; (૧૩) પુરિ; (૧૪) મધ્યમા; (૧૫) પશ્યન્તિ; (૧૬) પરા;

આ માત્રાઓના, સ્થૂલ, સૂક્ષ્મ, બીજ અને તુર્યાઅવસ્થામાં વિભાગ પાડવાથી ચોસઠ માત્રા થાય છે;

આ માત્રાઓના પ્રકૃતિ અને પુરૂષમાત્રાઓમાં વિભાગ પાડવાથી એકસોને અઠ્ઠાવીશ માત્રા થાય છે.

આ માત્રાઓના હજુ પણ સગુણ અને નિર્ગુણમાત્રાઓમાં વિભાગ પાડવાથી બસેંનેછપ્પન માત્રાઓ થાય છે;

અંતે આ માત્રાઓના જીવ અને ઈશ્વરમાત્રાઓમાં વિભાગ પાડવાથી પાંચસેંને બાર માત્રાઓ થાય છે.

આપણા વર્તમાનકાલ માટે તો બ્રહ્મના નિર્ગુણ પક્ષ સાથે સંબંધ ધરાવતી માત્ર ૧૨૮ માત્રાઓની, તથા અનુક્રમે ઋક્, યજુષ, સામ અને અથર્વ વેદોનાં ચાર મહા વાક્યો,–(૧) प्रज्ञानंब्रह्म। (૨) अहंब्रह्माऽस्मि॥ (૩) तत्वमसि (૪) अयमात्माब्रह्म—સાથેના તેમના સંબંધનીજ જરૂર છે. છેલ્લેથી પ્રથમ તરફ

---

| | | |
|---|---|---|
| ૪૬. યોગચૂડામણિ | ૭૨. અક્ષિ. | ૯૮ વરાહ. |
| ૪૭. નિર્વાણ. | ૭૩. અધ્યાત્મ. | ૯૯. શાત્યાયનિ. |
| ૪૮. મંડલ બ્રાહ્મણ. | ૭૪. કુણ્ડિક. | ૧૦૦. હયગ્રીવ. |
| ૪૯. દક્ષિણામૂર્તિ. | ૭૫. સાવિત્રિ. | ૧૦૧. દત્તાત્રેય. |
| ૫૦. શરભ. | ૭૬. આત્મા. | ૧૦૨. ગારૂડ. |
| ૫૧. સ્કન્દ. | ૭૭. પાશુપત. | ૧૦૩. કલિસંતરણ. |
| ૫૨. મહાનારાયણ. | ૭૮. પરબ્રહ્મ. | ૧૦૪. જાબાલિ. |
| ૫૩. અદ્વયતારક. | ૭૯. અવધૂત. | ૧૦૫. સૌભાગ્યલક્ષ્મિ. |
| ૫૪. રામરહસ્ય. | ૮૦. ત્રિપુરાતાપિનિ. | ૧૦૬. સરસ્વતિરહસ્ય. |
| ૫૫. રામતાપનિ. | ૮૧. દેવી. | ૧૦૭. બહ્વૃચ. |
| ૫૬. વાસુદેવ. | ૮૨. ત્રિપુરા. | ૧૦૮. મુક્તિક. |
| ૫૭. મુદ્ગલ. | ૮૩. કઠ. | |
| ૫૮. શાણ્ડિલ્ય. | ૮૪. ભાવના. | |

જતી ક્રમમાં તેમના અર્થ અત્રે સમજાવવામાં આવ્યા છે. આ એકસોને અઠ્ઠાવીશ (નિર્ગુણ) માત્રાઓનો, અયમાતમાબ્રહ્મ। એ વાકયથી આરંભી દરેક મહાવાક્ય સાથે બત્રીશ માત્રાઓનું એકીકરણ કરીને અનુભવ કરવાનો છે.

ઉપનિષદોમાં આદેશાયું છેઃ—

દશોપનિષદમાંના એક માણ્ડુકયમાં ઉપદેશાયલા ચાર માત્રાના (પાદવાળા) બ્રહ્મના (અપરોક્ષાનુભવ વિનાના) પરોક્ષ જ્ઞાનવડે અભ્યાસિ બ્રહ્માની સૃષ્ટિમાં ગયા પછી માયાના પાશમાંથી ક્રમે ક્રમે છૂટો થયે છે.

દ્વાત્રિંશતોપનિષદમાંના અથર્વશિખોપનિષદમાં ઉપદેશાયલા ૧૬ માત્રાના બ્રહ્મના અપરોક્ષાનુભવ ઉપર આધાર રાખતા આનુભવિકજ્ઞાનવડે, અભ્યાસિ ઈહલોકમાંજ જીવન્મુક્તિ નામની સદ્યોમુક્તિ અનુભવે છે, અને (અષ્ટોત્તર શતોપનિષદમાંના) નારદપરિવ્રાજકોપનિષદમાં ઉપદેશાયલા ૧૨૮ માત્રાવાળા બ્રહ્મના (અપરોક્ષાનુભવ સહિત) સંપૂર્ણ જ્ઞાનવડે, અભ્યાસિ ઈહલોકમાં સદ્યોવિદેહમુક્તિ પામે છે.

મુક્તિકોપનિષદમાં હનુમાનને શ્રીરામે આપેલા ઉપદેશને ઉપરના ઉપદેશો સાથે સરખાવોઃ—

મુમુક્ષુઓ માટે ક્રમેક્રમે કૈવલ્યમુક્તિ પામવા માટે માણ્ડુકયના નામથી વ્યવહરાતું એક ઉપનિષજ સંપૂર્ણ છે. જો તમને તેમાંથી ક્રમમુક્તિ પમાડતા પરોક્ષજ્ઞાનની પ્રાપ્તિ ના થાય તો દશોપનિષદનો અભ્યાસ કરવાની આવશ્યકતા છે. આ અભ્યાસની મદદ વડે પછીથી તમને માણ્ડુકયમાંથી ઉપરિકથિત પરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થશે તથા તમે સદ્ય મારા લોકને પામશો. પરંતુ જો તમે જીવનમુક્તિ માટે આવશ્યક વિજ્ઞાનની યથાર્થ પ્રાપ્તિ ના કરી હોય તો દ્વાત્રિંશતઉપનિષદોનો યથાર્થ અભ્યાસ કરવો આવશ્યક છે, પછીથી શાસ્ત્રાધ્યયન અટકાવવાની જરૂર છે (કારણકે તમને તે દ્વારા મુક્તિ મળી રહેશે તથા વિશેષ અભ્યાસની જરૂર પડશે નહિ.) વળી જો તમને વિદેહ મુક્તિની જીજ્ઞાસા હોય તો તમારે અષ્ટોત્તરશતોપનિષદોનો અભ્યાસ કરવાની જરૂર છે, (એટલે તેમના અર્થનું શ્રવણ મનન નિદિધ્યાસન થવાની આવશ્યકતા છે)

હવે આપણે, ક્રમ-મુક્તિ, જીવન્મુક્તિ અને વિદેહ-મુક્તિના નામથી વ્યવહરાતી ત્રિપ્રકારની મુક્તિઓનો વિચાર ચલાવીએઃ—

ક્રમ-મુક્તિ બે પ્રકારની છે,-(૧) બ્રહ્માઆદિની સૃષ્ટિદ્વારા, અને (૨) ઐહિક અનેકજન્મોદ્વારા.

જીવન-મુક્તિ, (અથવા દેહમાં હોવા છતાં પમાતી મુક્તદશા) બે પ્રકારની છે-(૧) મરણ સમયે પ્રાપ્ત થતી, અને (૨) અખંડાકારવૃત્તિ કેળવવા વડે ઇહિલોકમાં પમાતી.

વિદેહમુક્તિ, (અથવા) દેહ ધારણ કરવાની આવશ્યકતામાંથી છૂટા થવા રૂપ દશા, (બે પ્રકારની છેઃ-(૧) દેહના પાત પછી કેવલયોગિથી અનુભવાતી મુક્તિ, તેને ક્રમ-વિદેહમુક્તિના* નામથી વ્યવહરવામાં આવે છે, અને (૨) સાંખ્યયોગિથી અખંડેકરસ થવાતાં અનુભવાતી મુક્તિ, તે સદ્યો-વિદેહ મુક્તિના નામથી વ્યવહરાય છે.

દ્વૈતવૃત્તિના ઉભય અવયવો હોય છે. ધ્યાન ધરનાર અને જેનું ધ્યાન ધરાય છે તે. સૃષ્ટિયો વિશેની અનેક પ્રકારની માનસિક વૃત્તિયોને દૂર કર્યા પછી જે માત્ર સચ્ચિદાનંદ નિર્ગુણ બ્રહ્મ અવશેષ રહે છે તે ધ્યેય છે, તથા ઉપર પ્રમાણે કહેવાયલી વૃત્તિયોને દૂર કરનાર શુદ્ધજીવાત્મા ધ્યાતા છે. આ ઉભય અવયવોની (અન્ય અવયવો રહિત) ભાવનામાં દ્વૈત વૃત્તિનો સમાવેશ થાય છે.

હું કે જે સચ્ચિદાનંદ નિર્ગુણ રૂપ છું, એ આ સૃષ્ટિયોનો દ્રષ્ટા એવી ભાવનાનું નામ સાક્ષિ-વૃત્તિ છે.

જેમાં અભ્યાસિ સાક્ષિ-વૃત્તિની ભાવનાનો પણ ત્યાગ કરે છે તથા સર્વ વ્યાપક બ્રહ્મ સાથે તન્મય થાય છે, એવી સમાધિની ભૂમિકાનું નામ અખંડાકાર—વૃત્તિ છે.

---

* અષ્ટોત્તરશતોપનિષદના તત્વશાસ્ત્ર તથા શ્રેષ્ઠ અધ્યાત્મવિદ્યા વિશેના યોગસાર નામના વિશાલ ગ્રંથમાં કર્તાએ કેવલ-યોગ, કેવલ-સાંખ્ય અને સાંખ્ય-યોગ વિશે વિસ્તારથી ચર્ચા ચલાવી છે. ગોરક્ષ-મત્સ્યેન્દ્રાદિ સિદ્ધોના તથા અગસ્ત્ય, પતંજલિઆદિ ઋષિયોના દ્વૈતવાદી અને વિશિષ્ટાદ્વૈત અનુયાયીઓ કેવલ—યોગિઓ કહેવાય છે.

અદ્વૈતીઓ: કપિલ ને અન્ય ગુરૂઓના તથા શુક, ઋભુ આદિ ઋષિયોના અનુયાયીઓ કેવલ-સાંખ્યવાળા કહેવાય છે.

અનુભવાદ્વૈતીઓ તથા યાજ્ઞવલ્ક્ય, માંડવ્યાદિ ઋષિયોના અનુયાયીઓ સાંખ્ય-યોગવાળા કહેવાય છે.

અખંડૈકરસ. જ્યારે અભ્યાસિ અખંડૈકરસાનુભવ પામે છે—વિદેહ-મુક્તિની એ દશા છે-ત્યારે તે ઉપરિકથિત ત્રિપ્રકારની વૃત્તિયોનો-દ્વૈત, સાક્ષિ અને અખંડાકારનો-પણ ત્યાગ કરે છે. આ ઉપદેશ શીવતત્વસુધાનિધિ નામના ગ્રંથમાં આપવામાં આવ્યો છે. એટલું સ્મરી રાખવા યોગ્ય છે કે, અથર્વ-વાકય अयमात्माब्रह्म। માં દ્વૈત-વૃત્તિ છે, સામવાકય तत्त्वमसि। માં સાક્ષિ-વૃત્તિ છે, યજુષવાકય अहंब्रह्माऽस्मि। માં અખંડાકાર-વૃત્તિ છે, તથા ઋક્—વાકય प्रज्ञानंब्रह्म માં અખંડૈકરસ-વૃત્તિ છે

બ્રહુદારણ્યકમાં વર્ણવાયલાં ચાર સાધનો-શ્રવણમનનનિદિધ્યાસન અને ધારણા તથા સરસ્વતિરહસ્યોપનિષદમાં વર્ણવાયલી ચારપ્રકારની સમાધિઓ-નિર્વિકલ્પ, નિ સંકલ્પ, નિર્વૃત્તિક અને નિર્વાસન,—સાંખ્ય-યોગિને માટે ઉપદેશવામાં આવી છે, તથા મહાવાકયોમાં દરેકમાં બબ્બેનો ઉપયોગ કરવાનો છે.

॥ टीका ॥

આ દર્શનાનુસાર મુમુક્ષુએ સર્વથી પ્રથમ, ઋષિયોથી નિર્માણું થયલા નિયમોને અનુસરીને પ્રત્યગાત્માના અથવા વ્યક્તિવિષયક શ્રેષ્ઠ આંતરાત્માના દર્શન કરવાની જરૂર છે. યાજ્ઞવલ્કયે યથાર્થ કહ્યું છે કે, " યજ્ઞ, ચારિત્ર, દમ, અહિંસા, દાન, શાસ્ત્રાભ્યાસઆદિ ધર્મોના યથાર્થ આચરણના પ્રાપ્ય શ્રેષ્ઠ ફલરૂપ આંતરાત્માના દર્શન છે " આંતરમા સાક્ષિરૂપ આત્માના દર્શન કરીને અભ્યાસિએ જીવાત્માવિશે તથા તેના પરમાત્માસાથેના સંબંધ વિશે ગુરૂમુખ ઉપદેશ ગ્રહણ કરવો જોઇએ, પછી તેણે તે વિશે ધ્યાન ધરવું તથા પછી મનને તેમા એકતાર કરી દેવુ પછીથી તેનો જીવાત્મા વિશાલ બનતો જશે, પછીથી તેને ચાર મહાવાકયોનો ઉપદેશ આપવામાં આવશે તથા ચાર શ્રેષ્ઠ સમાધિયો શિખવવામા આવશે આ બાબતોનો સતત અભ્યાસજ તેને મોક્ષ મેળવી આપવામાં ફક્ત અસરકારક સાધન થઈ પડે છે .અનુભવાદ્વૈતના મહાન્ ઉપદેશ રામચદ્રે તેટલા માટે રામગીતામા આદેશ્યુ છે કે, જેને આત્મદર્શન થયાં નથી તે ચાર મહાવાકયોના ગૂઢ અર્થોને સમજવાનો અધિકારી નથી.

વરાહોપનિષદમાં વર્ણવાયલી જ્ઞાનની સપ્તભૂમિકાઓ આ પ્રમાણે છે.-[૧) શુભેચ્છા; (૨) વિચારણા, (૩) તનુમાનસા, (૪) સત્વાપત્તિ, (૫) અસંસકિત; (૬) પદાર્થ ભાવના; (૮) તુરીયકા; આ સર્વ કેવલયોગિ માટે યોજવામાં આવી છે. આ અભ્યાસના પરિણામ રૂપ કેવલયોગિ, ક્રમ-વિદેહ મુક્તિ પામે છે.

॥ टीका ॥

મુમુક્ષુઓ પોતાના અધિકારાનુસાર પ્રથમ, દ્વીતિય, તૃતિય વા અન્ય ભૂમિકામાં હોય છે. બ્રહ્મ—વિદ ચતુર્થભૂમિકામાં, બ્રહ્મવિદ—વર પંચમભૂમિકામાં, બ્રહ્મવિદ—વરિયાન્ ષષ્ટમભૂમિકામા, તથા બ્રહ્મવિદ—વરિષ્ઠ સપ્તમ ભૂમિકામા હોય છે. બ્રહ્મવિદાદિ ચારભૂમિકા વાળાઓ ક્રમિક—જીવન્મુક્તો હોય છે.

દર્શનોપનિષદમાં ઉપદેશાયલો અષ્ટાંગ યોગ આ પ્રમાણે છેઃ-(૧) યમ; (૨) નિયમ; (૩) આસન; (૪) પ્રાણાયામ; (૫) પ્રત્યાહાર; (૬) ધારણા; (૭) ધ્યાન; (૮) સમાધિ; આ અંગો માત્ર કેવલ-યોગિ માટે યોજવામાં આવ્યાં છે તથા તેનો માત્ર ઉદ્દેશ જીવન્મુક્તિ પામવાનો છે.

તેજોબિન્દુઉપનિષદમાં વર્ણવાયલો પંચદશાંગયોગ આ પ્રમાણે છેઃ- (૧) યમ; (૨) નિયમ; (૩) ત્યાગ; (૪) મૌન; (૫) દેશ; (૬) કાલ; (૭) આસન; (૮) મૂલબંધ; (૯) દેહસામ્ય; (૧૦) દક્ સ્થિતિ; (૧૧) પ્રાણ-સંયમન; (૧૨) પ્રત્યાહાર; (૧૩) ધારણા; (૧૪) આત્મધ્યાન; ૧૫ સમાધિ; આ અંગો સાંખ્યયોગિઓ માટે યોજવામાં આવ્યાં છે તથા તેમનો વિદેહમુક્તિ પામવાનો ઉદ્દેશ છે.

॥ ટીકા ॥

તેજોબિન્દુઉપનિષદનો તે વિભાગ (જેના આધારે શ્રીશંકરાચાર્યની અપરોક્ષાનુભૂતિયોજવામા આવી છે.) કે જે ઉપરિકથિત પંદર અંગોને સમજાવે છે તે જીજ્ઞાસુઓના લાભાર્થે અત્રે આપવામાં આવે છે.

૧. સર્વ બ્રહ્મમય છે એવા વિજ્ઞાનવડે સર્વઇન્દ્રિયસમૂહના સંયમને યમના નામથી વ્યવહરવામાં આવે છે.

૨. સજાતીયના સતત પ્રવાહરૂપ અને વિજાતીયના સમાન સતત અટકાવ રૂપ પરમાનંદ પમાડનાર નિયમ છે.

૩. સર્વત્ર ચિદ્રુપ, આત્મ સ્વરૂપ બ્રહ્મને અવલોકવાવડે સર્વ પ્રકારના પ્રપંચને દૂર કરવા રૂપ ત્યાગ છે; એ ત્યાગ મહત્પુરૂષોથી પૂજ્ય છે, એથી શીઘ્ર મોક્ષાનુભવ બને છે.

૪. યોગિપુરૂષોએ તે મૌનનો (અવર્ણ્ય શાંતિ રૂપ) અનુભવ કરવાનો છે, જેના આગળથી વાચા પાછી હઠી જાય છે તથા જે મનવડે અપ્રાપ્ય છે; શુદ્ધ જ્ઞાનમાર્ગમાં પળતા બુધ પુરૂષોએ તદ્રુપ થવાનું છે. જે બ્રહ્મનું વર્ણન આપવાને વાણિ સમર્થ નથી તથા જેના આગળથી પાછી હઠી જાય છે તેનુ કોણ વર્ણન આપી શકે એમ છે? જો આ માયા રૂપ પ્રપંચ વિષે તપાસ ચલાવવી હોય તો તે પણ વાચાના પ્રદેશની પાર છે. સત્પુરૂષોને સહજ-સ્થિતિ રૂપે-સ્વાભાવિક દશા રૂપે જણાયલું માનજ (બ્રહ્મ અને જગત્ સંબંધિ સર્વ

પ્રકારની શંકા રહિત થવા રૂપ) કદાચ તે સંભવિ શકે; બાકી બ્રહ્મવાદીઓ ગિરાના બંધન રૂપ પળાતા મૌનને બાલકો માટેજ ઉપયુક્ત ગણે છે.

૫. આદિમાં, મધ્યમાં તથા અંતમાં જેમાં આ વિશ્વની સ્થિતિ નથી તથા જેના વડે આ સર્વ સતત વ્યાપ્ત થયેલુ છે તે વિજનદેશ (એકાંતદેશ) કહેવાય છે.

૬. બ્રહ્માદિના નિમેષોન્મેષ રૂપ સમગ્ર ભૂત માત્રના કલન કરવા વડે કાલ શબ્દથી અદ્વય અખંડાનંદ બ્રહ્મજ સૂચવાય છે.

૭. જે સ્થિતિમાં અમુક પુરૂષ સુખે કરીને તથા અબાધિત રીતે બ્રહ્મ ચિંતન કરી શકે તે (બ્રહ્મ) આસન જાણવુ; સુખ શાંતિનો નાશ કરનાર અન્ય કોઈપણ સ્થિતિને આસન રૂપે સ્વીકારવાની નથી. જે ભૂતાદિથી પ્રારંભાતા વિશ્વના સુવિખ્યાત અધિષ્ઠાન રૂપ અવ્યય બ્રહ્મ રૂપ છે, તથા જેમાં સિદ્ધ પુરૂષો સર્વદા સુખથી સમાવિષ્ઠ થાય છે (બેસે છે) તેજ યથાર્થ સિદ્ધાસન છે.

૮. જે સર્વ ભૂતોના મૂલ રૂપ છે, જેના ઉપર મનના (ચિત્તના) બંધનરૂપ મૂલ ઉપાદન કારણનો આધાર રહે છે, તે સદા સેવવા યોગ્ય મૂલબંધ છે, રાજયોગાભ્યાસિઓએ તો માત્ર આ પ્રકારનો મૂલબંધજ સેવવા યોગ્ય છે.

૯. જે અભ્યાસિ અંગોનું (શરીરોમા સમાવેશ થતાં તત્વોનું) ઐક્ય અનુભવે છે તે બ્રહ્મમાં સંપૂર્ણ પ્રવિલાપન પામે છે તથા ભેદના ગંધને જાણતો નથી. (આ દેહસામ્ય છે.) જો આ સામ્ય સિદ્ધ ના થાય તો શરીરને શુષ્ક વૃક્ષ સમાન સીધુ રાખવાનો પ્રયત્ન કોઈપણ પ્રકારે દેહ સામ્ય નથી.

૧૦. પોતાની આંતર્ દૃષ્ટિને શુદ્ધ જ્ઞાનમય બનાવીને આ ક્ષણિક જગતને બ્રહ્મમય જોવું (અનુભવવું) જોઈએ, આવી દૃષ્ટિજ પરમ ઉદાર છે (દક્ સ્થિતિ રૂપ દક્નું યથાર્થ ધ્યાન છે.) નાસાગ્રનું અવલોકન કરી ધ્યાન કરનારી દૃષ્ટિ આવી નથી. દૃષ્ટિ, દર્શન અને દૃશ્યનો જેમાં વિરામ થાય છે તેમા દૃષ્ટિને (વૃત્તિને) દઢાવવાની જરૂર છે, નાસાગ્રના અવલોકનમાં દઢાવવાની નથી.

૧૧. ચિત્તાદિ સર્વ પ્રકારના ભાવોમા બ્રહ્મત્વની ભાવના ભાવવા વડે સર્વ પ્રકારની વૃત્તિયોના નિરોધરૂપ પ્રાણાયામ કહેવાય છે. ચિત્તમાંથી પ્રપંચ રૂપ વૃત્તિને નિષેધવા રૂપ (ફેફસાંમાંથી શ્વાસને બહાર કાઢવા રૂપ) યથાર્થ રેચક છે, "હું બ્રહ્મ છું." એવી જે દઢ વૃત્તિ તે (શ્વાસને અંદર ખેંચવા રૂપ) યથાર્થ પૂરક છે, પછીથી એ વૃત્તિની નિશ્ચલતા રૂપ એકતાનતા, એ (અમુક કાલ પર્યંત ફેફસામાં શ્વાસ રાખવા રૂપ) યથાર્થ કુંભક છે. પ્રબુદ્ધ જ્ઞાની પુરૂષો માટે આવા પ્રકા-

રના પ્રાણાયામ છે; નાકને પીડવા રૂપ પ્રાણાયામ અજ્ઞાનીઓ માટે છે.

૧૨ વિષયોમાં આત્મતાનું દર્શન કરીને, મનના બ્રહ્મમાં પ્રવિલાપનને પ્રત્યાહાર કહેવામાં આવે છે, તેનો મુમુક્ષુઓએ અભ્યાસ કરવો જોઇએ.

૧૩ જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં બ્રહ્મના દર્શનવડે ઉત્પન્ન થતી મનની દૃઢતાનું નામ ધારણા છે, ષટ્ચક્રાદિમાં લક્ષરાખવારૂપ ધારણાના કરતાં આ ધારણા અતિઉત્કૃષ્ઠ છે.

૧૪ "હું બ્રહ્મ છું." એવી સદ્વૃત્તિવડે જે નિરાલંબપણાની (સ્વાતંત્ર્યની) સ્થિતિ તે પરમઆનંદ આપનાર છે તથા ધ્યાન શબ્દથી વ્યવહરાય છે.

૧૫. વૃત્તિ (મન) નિર્વિકાર થવા વડે તથા પછી બ્રહ્માકાર (બ્રહ્મ સાથે અભેદમય) થવા વડે, આવા પ્રકારની એકતાની વૃત્તિના સમ્યક્ પ્રકારે વિસ્મરણને યથાર્થ સમાધિ કહેવામાં આવે છે, જ્ઞાન સંજ્ઞાથી વ્યવહરવામાં આવે છે

(આગળ ચાલુ.)

જી. કૃષ્ણ શાસ્ત્રી.

---

## વેદાન્ત અને થીઑસોફી

(અનુસંધાન પૃષ્ઠ ૩૦૪ થી)

(સિક્રેટ ડૉક્ટ્રીન નામના ગ્રંથના ત્રીજા વૉલ્યુમમાંથી કેટલાક ઉતારા.)

## ॥ थीऑसॉफी अथवा अध्यात्मविद्या ॥

[ ૫૪—૫૧૦. ]

"દરેક યુગમાં ગુપ્તવિદ્યાનુયાયીઓ અને જીવન્મુક્તમહાત્માઓથી અનુભવાયેલ સત્ય, એક અવ્યવસ્થિત સમાજને આપી શકાય એમ નથી; તથા જો કે "આઇસીસ" નામના ગ્રંથમાં તથા આ ગ્રંથના પ્રથમ બે વિભાગોમાં ગુપ્તવિદ્યાના તત્ત્વજ્ઞાનના ક્રમ-ભમ દરેક રહસ્યનો અંશરૂપ રીતે સમાવેશ થઇ જાય છે, તથાપિ એ ગ્રંથોના વિશ્વ

વૃત્તાંતનો વિસ્તાર કરવાનો અથવા સુધારવાનો મને હક નથી. વાચકોએ આ ચાર ગ્રંથોની તથા "ઘસોટેરીક બુદ્ધિઝમ" જેવા ગ્રંથોની આ લેખોમાં સમાવેશ થતી આકૃતિઓ અને ખુલાસાઓ સહિત સરખામણી કરી જોઇને પોતાની મેળે વિચારી લેવાનું છે."

"પરમાત્મનુ અથવા આધ્યાત્મિક સર્વને, જેમ તે બ્રહ્માંડવિષયક અથવા બ્રહ્માના અંડની પણ બહાર વર્તે છે તેવીજ રીતે માનવ ઓજસખંડના બાહ્યપ્રદેશમાં વર્તતા ધારી શકાય. આમ શા માટે? આમ એટલા માટે ધારવામાં આવે છે કે, આ પરમાત્મ તત્વવડે દરેક અણુપરમાણુ સંલગ્ન થઇને રહે છે તથા તેમાંજ પ્રવિક્ષાપીત થઈ ભીંજાયલા રહે છે એમ કહી શકાય, તોપણ તેને એક "માનવ" અથવા એક "બ્રહ્માંડ વ્યાપક" તત્વરૂપે પણ વર્ણવવું બીલકુલ ગેરવ્યાજબી ગણાય, કારણ કે એવા એક શબ્દ વડે તત્વશાસ્ત્રવિષયક અને શુદ્ધ આધ્યાત્મિકભાવનાવિશે એક ભૂલભરેલા વિચાર વિના અન્ય કંઇ પણ પરિણામ આવી શકે એમ નથી; એ એક તત્વ નથી પરંતુ દરેક તત્વનું કારણ છે; ગુપ્તવિદ્યાવાદીઓ તત્વ શબ્દને માત્ર તેના પ્રતિબિંબો માટે વાપરે છે—કિં અંત કાલના અંતરમાં અથવા બાહ્યમાં અનહદ બ્રહ્માંડને સજીવન કરતા સર્વ વ્યાપક હિરણ્યગર્ભ માટે."

[ ૫૮—૫૧૭—૫.૦ ]

"(૧) દૃષ્ટાંત તરીકે, "સૃષ્ટિઓની સપ્તભૂમિકાઓની નિઃશ્રેણિના" સર્વોપરિ પગથિયાના ઉર્ધ્વભાગમાં, ઉન્નતિ માર્ગની મુસાફરીએ નિકળવાનો પ્રારંભ કરતા એક, એકાકાર અખંડ, સર્વવ્યાપકતત્વની કલ્પના કરો. જેમ જેમ તેનું અનુસંધાયક પ્રતિબિંબ અવતરતું જાય છે તેમ તેમ તે આંતર અને અંતે બાહ્યપદાર્થમાં વિવર્ત પામતું જાય છે, પરિણામ પામતુ જાય છે, તેના ઉત્તરધ્રુવમાં આપણે તેને સંપૂર્ણ પ્રકાશરૂપે વ્યવહરીએ; તેના દક્ષિણ ધ્રુવમાં કે જે આપણને ગમે તે રીતે ગણતાં ચતુર્થ અથવા મધ્યપાદ અથવા ભુવનરૂપ છે, તેને આપણે આંતર ગરીતે એક અને સર્વવ્યાપક જીવન (પ્રાણ) રૂપે જાણીએ છીએ. આ ભેદ લક્ષમાં લેવા યોગ્ય છે. ઉપરિ પ્રદેશમાં પ્રકાશ રૂપે, અધો પ્રદેશમાં જીવન રૂપે (પ્રાણ) છે. પ્રથમ હમેશાં અતર્ક્ય છે, અન્ય અસંખ્ય વિવર્તોના આવિર્ભાવોમાં પ્રદર્શિત થાય છે. ગુપ્તવિદ્યાના નિયમાનુસાર ઉપરિ ઉચ્ચપ્રદેશમાં સમાવેશ થતી સંભવિત શક્તિયો, અધઃપ્રદેશમાં વિવર્તપામતાં પ્રતિબિંબો રૂપ, થાય છે; અને આ નિયમાનુસાર વિવર્તપામેલું કંઈપણ અખંડૈકવસ્તુસાથે એકભાવ પામી શકતું નથી."

"દુનિયાનાં ઉછળતાં મોજાંમાં અથવા ભેદના ભુવનમાં અસ્તિત્વ ધરાવતુ કંઇ પણ ટકી શકે એવું નથી. બુદ્ધિ અને મનસ્ ઉભયે એક જ્યોતિનાં મૂલ કીર્ણો હોવાથી, પ્રથમ એક નિયતતત્વની ઉપાધિ અથવા વાહન રૂપે છે, અન્ય મહતના (પુરાણોમાંની મહાબુદ્ધિના વાહન રૂપે છે, વિશ્વવ્યાપક પ્રાજ્ઞ આત્મા રૂપે છે—ઉભયમાંની એક પણ આ

પ્રમાણે તાત્વિક રૂપે અથવા સંવિત્ રૂપે તિરોહિત થતાં નથી અથવા વિનાશ શરણ થતાં નથી. પરંતુ લિંગશરીરસહિત સ્થૂલવ્યષ્ટિતા તથા કામસહિત* પાશવજીવાત્મા, તિરોહિત થઇ શકે એવાં છે તથા વિનાશ શરણ પણ થાય છે. માયાના પ્રદેશમાં તેમનો જન્મ થાય છે, તથા નીલ અને નિરભ્ર આકાશમાંથી લોમાવૃત ઘનની પેઠે તે અદૃશ્ય થવાં જ જોઇએ."

"આ ગ્રંથોનું અધ્યયન જરાક પણ લક્ષપૂર્વક કરનારા પુરૂષોએ માનવ જીવાત્માઓની સામાન્ય રૂપે ઉત્પત્તિને જાણવી જ જોઇએ તથા તેમને માનવપશુમાં અવતરવાની ફરજ પાડવામાં આવતા પૂર્વે તેમની શી દશા હતી એ પણ જાણવાની જરૂર છે. માનવંતરિક જીવનના નાટકમાં ભાગ ભજવવાને કર્મવડે દોરાયલાં દિવ્યસત્વો, શ્રેષ્ઠ તથા પૂરાકાલનાં સૃષ્ટિઓ અને ગૃહોમાંથી અવતરી આવેલી વ્યષ્ટિયો છે, તેમની સૃષ્ટિનો પ્રલય થવા છતાં તેમનાં કર્મોનો અંત આવ્યો હોતો નથી. સિદ્ધાંત આ પ્રમાણે છે: ગમે તો તે તેમ હોય વા ના હોય તોપણ દિવ્યજીવાત્માઓ—આપણા જેવાં ઐહિક મૃત્તિકાનાં બનેલાં ક્ષણિક સ્વરૂપોની સરખામણીમાં—દિવ્ય પુરૂષો, દેવો, સમગ્ર મહામન્વંતર પર્યંત અથવા બ્રહ્માનો સમય, ૩૧૧,૦૪૦૦૦૦૦૦૦૦૦૦ વર્ષ પર્યંત અમર હોય છે. પરંતુ દિવ્ય પુરૂષોને પણ પુનઃ એકતત્વ બ્રહ્મમય થવા માટે અથવા ૐકારમાં અંતઃપ્રવિલાપન પામવા માટે, દુઃખ અને વ્યષ્ટિવિષયક અનુભવના અગ્નિમાંથી તેમની જાતને પસાર કરીને શુદ્ધ બનાવવી પડે છે; તેવી જ રીતે ઐહિકજીવાત્માઓને વ્યક્તિયોને પણ દિવ્ય પુરૂષોના અમરત્વમાં ભાગી બનવા માટે તેમના સમાન આચરણ આચરવું પડે છે. અભ્યાસિયો પોતાનામાં પોતાની માત્ર અધમઆસુરીપ્રકૃતિને લભકારક સર્વનો ત્યાગ કરીને તથા પોતાના વિચારકર્તા કામિકતત્વને દિવ્યાત્મામાં પરિવર્ત પમાડવાની જીજ્ઞાસા રાખવા વડે, ઉપર પ્રમાણે અનુભવ મેળવી શકે. આપણા આત્મા–બુદ્ધિ–મનસ્રૂપ દિવ્ય ત્રિપુટીમય જીવાત્મામાં નૈતિકપ્રકૃતિ સંલગ્ન થઇને રહેલી છે, માત્ર એવી ભાવના ભાવવા વડે તથા ત્રિની એક સ્વરૂપમાં અને એકની ત્રિસ્વરૂપમાં ભાવના ભાવવા વડે, આપણે (એટલે આપણી વ્યક્તિયો) અમરત્વ અનુભવીએ છીએ; કારણ કે અવતરતા પુરૂષવડે પૃથિવી ઉપર આવિર્ભાવ પામતો જીવાત્મા, નિત્યજીવનરક્ષના નામથી વ્યવહરાય છે તે તેજ છે તથા શુભાશુભના જ્ઞાનરૂપ અથવા જ્ઞાન, દિવ્ય જ્ઞાનરૂપ સવિત્ના અનુભવવડે જ તેની સમિપમાં જઇ શકાય છે."

"ગુહ્યસિદ્ધાંતો અનુસાર મનુષ્યમાં આ જીવાત્મા પંચમતત્વ છે. પરંતુ જે અભ્યાસિએ પ્રથમના બે લેખોનો અભ્યાસ કર્યો છે તેમના જાણવામાં આથી કંઇક વિશેષ છે. તે સારી રીતે જાણે છે કે સપ્તમ એક માનવ નહિ પરંતુ વિશ્વવ્યાપક તત્વ છે, તેમાં માનવો સંવિભાગિ થાય છે; પરંતુ દરેક સ્થૂલ તથા સૂક્ષ્મ પરમાણુ એક તણ સરખું

---

* અધમ મનસ્ના વાહન રૂપ કામરૂપનો સ્થૂલમગજમાં, પંચસૂક્ષ્મઇન્દ્રિયોમાં તથા સ્થૂલશરીરનાં સર્વ ઇન્દ્રિય-અવયવોમાં વાસ છે, એમ કહેવામાં આવે છે.

પણ, તથા અવકાશમાં વસતું અથવા જીવતું દરેક સત્ત, ગમે તે આ સર્વેને ભાન હોય વા ના હોય તો પણ, ઉપર પ્રમાણે જ સંવિભાગિ બને છે. તેનો વિશેષ જાણવામાં આવે છે કે મનુષ્ય એ તત્વસાથે ઘણો નજીકનો સંબંધ ધરાવે છે તથા હજાર ઘણા વધારે બલ પૂર્વક તેનો અનુભવ કરી શકે છે, તે માત્ર તેને આ પૃથ્વિ ઉપર મળેલી ઉત્કૃષ્ટ આંતરાત્મ ચેતનાશક્તિને લીધે છે. ટુંકામાં, મનુષ્ય પોતાના અન્યજન્મોમાં એક દેવ, દિવ્યપુરૂષ અથવા ઇશ્વર થઇ શકે, પરંતુ પથ્થર, વનસ્પતિ અથવા પ્રાણી પોતાના વારા પ્રમાણે માનવ દેહ ધારણ કર્યા વિના તેમ કરી શકતાં નથી."

"(૨) હવે, બુદ્ધિના શાશા ધર્મ છે, એ વિચારવા યોગ્ય છે. આપણા ભુવન ઉપર જો તે મનસ્ સાથે ના જોડાય તો તેના કોઇ પ્રકારના ધર્મ નથી. વેદાન્તદર્શનમાં મૂલ પ્રકૃતિનો પરબ્રહ્મ સાથે જેવો સંબંધ છે તેવો જ બુદ્ધિનો દિવ્યમૂલતત્વ ( આત્મા ) સાથે છે; અથવા જેવો આલયનો, બ્રહ્માંડવ્યાપકઆત્માનો, એક નિત્યપરમાત્મ વસ્તુસંબંધ છે તેવો જ બુદ્ધિનો આત્મા સાથેનો સંબંધ છે. આત્માથી એક ક્રમ અધોભૂમિકામાં તે તેનું માનવ વાહન છે, તેનો અનિત્ય અથવા અવચ્છિન્ન વસ્તુ:સાથેનો કોઈ પણ પ્રકારનો સંબંધ ભાગ્યે જ સંભવી શકે છે."

"(૩) મનસ અને તેનો ધર્મો શા છે ? શુદ્ધ આધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી મનસ, બુદ્ધિના કરતાં એક ભૂમિકા અધોભુવનમાં છે, તો પણ તે સ્થૂલમનુષ્યના કરતાં એટલું બધું હદપાર શ્રેષ્ઠ છે કે, અધમમનસરૂપ ( આસુરી પ્રકૃતિ ) પોતાના પ્રતિબિંબ વિના વ્યક્તિસાથે કોઇપ્રકારનો બારોબારનો સંબંધ રાખી શકતું નથી. મનસ સ્વતઃ આધ્યાત્મિક આત્મ—ભાન રૂપ છે, તથા બુદ્ધિ સાથે સંમિલિત થતાં દિવ્યાત્મભાનરૂપ છે; મહતદ્વારા બુદ્ધિ જ, આત્મભાન રૂપ અથવા અહંતા રૂપ વિકારનો કર્તા છે. તેટલા માટે તેના આનુક્રમિક જન્મોમાં, માનવ મન અથવા આસુરી પ્રકૃતિના વિના બુદ્ધિ-મનસ પ્રદર્શિત થવાને તદ્દન અયોગ્ય છે. ઉભયે સાથે સંકળાયલાં છે તથા અભેદ્ય છે તથા તેમને અધમ તન્માત્રાઓ અથવા મૂલપરમાણુઓ સાથે થોડી જ લેવા દેવા છે. ઈશ્વર સાથે, દિવ્ય જીવાત્મા સાથે અભેદ ભાવ પામવાનું તથા તન્માત્રાઓ અથવા જડ સ્વરૂપના ગુણોને તિરોભાવ પમાડવાનું કાર્ય તેટલા માટે અધમમનસનું અથવા વિચારકર્તા વ્યક્તિનું છે. માટે મનસને, જીવાત્મા અને માનવમન ( શુદ્ધ અશુદ્ધ ) રૂપે દ્વિધા દર્શાવવામાં આવ્યું છે. સ્વતંત્ર અસ્તિત્વની ભાવનામાં મોહ પમાડનાર કામ-મનસ અથવા આસુરી પ્રકૃતિ છે; વારાફરતી "ઉત્પાદક" રૂપે તથા પંચતન્માત્રાઓના અધિપતિ રૂપે અહંતા રૂપ, સ્વાર્થી સ્વ—રૂપ થાય છે ત્યારે તેને વ્યક્તિ વિષયક "અહં-ઉત્પાદક" અહંકાર સાથે જોડાવાના અર્થમાં મહાભૌતિક તથા અનિત્ય રૂપે સ્વીકારવાનું છે. તેથી— મનસને નિત્ય અને અનિત્ય ઉભય રૂપે સ્વીકારવાનું છે; નિત્ય દ્રવ્યની પેઠે તેના પરમાણુ રૂપમાં તે નિત્ય છે; જ્યારે તે કામ સાથે ( પાશવ તૃષ્ણા અથવા માનવ અહંતાની ઇચ્છા ) એક પ્રકારના અધમ વિકાર સાથે દ્વિધારૂપે જોડાય છે ત્યારે તે ( કાર્ય રૂપે ) અનિત્ય છે, ટુંકામાં,

તેથી જ્યારે વ્યષ્ટિમયજીવાત્મા ( Inidividual Ego, ) પોતાના સત્વ અને પ્રકૃતિને લીધે સમગ્ર અનંતતા પર્યંત, ચતુર્થ પરિભ્રમણના આખા જીવનયુગોમાં એક રૂપ સહ વર્તમાન અમરત્વ અનુભવે છે, ત્યારે તેના પ્રતિબિંબરૂપ વ્યક્તિમયજીવાત્મા ( The personal Ego, ) ને તો પોતાના અમરત્વને અનુભવ પામવાનો બાકી હોય છે."

"(૪) દિવ્ય અને માનવ જીવાત્માઓ વચ્ચે આવેલા સૂક્ષ્મમાર્ગ રૂપ કાલ્પનિક સેતુનું નામ અંતઃકરણ છે; માનવ જીવનમાં તો તેઓ ( અહંતા વાચક ) જીવાત્માઓ છે, સ્વર્ગ અથવા નિર્વાણમાં એક જીવાત્મામય ( આત્મમય ) થયાના છે. આ કદાચ સમજમાં ન ઉતરે એવું જણાશે પરંતુ યથાર્થ રીતે એક જાણીતા જરાક વિચિત્ર લાગતા, દૃષ્ટાંતની સહાય વડે આ બાબત સહજમાં સમજાય એવી થઇ પડે છે. એક ઓરડાના મધ્યમાં રહેલા, ભીંતો ઉપર પ્રકાશ ફેંકતા એક ઝગઝગાટ દિવાની, આપણા મનમાં કલ્પના કરીએ. અત્રે ધારો કે દિપક દિવ્યઆત્માને ( દૈવિસંપતને ) દર્શાવે છે, ભીંત ઉપર પડતો પ્રકાશ અધમમનસને ( આસુરીસંપતને ) દર્શાવે છે. અને ભીંત શરીરને સ્થાને છે. દિપકમાંથી ભીંત ઉપર પ્રકાશકીરણોને લઇ જતો વાતાવરણનો વિભાગ અંતઃકરણને દર્શાવશે. આથી વિશેષ એટલું ધારી લેવાની જરૂર છે કે ભીંત ઉપર ફેંકાયલા પ્રકાશનામાં, તર્કનો, બુદ્ધિનો, તથા આ ઉપરાંત ભીંત ઉપરથી પસાર થતી અશુભ છાયાઓને દૂર કરવાની શક્તિનો, સર્વે પ્રકારના પ્રકાશને ( શુભને ) પોતા તરફ આકર્ષવાની શક્તિનો અને તેમના ચિરસ્થાયી સંસ્કારો ગ્રહણ કરવાની શક્તિનો સમાવેશ થાય છે. અશુભછાયાઓ અથવા પાપોને દૂર કરવાની, તથા આવા પ્રકારના સંસ્કારો ઉપજાવતાં પ્રકાશમય શુભાચરણો વધારવાની શક્તિ માનવ જીવાત્માના સ્વાધિનમાં છેઃ આ પ્રમાણે અભ્યાસિ, અંતઃકરણદ્વારા દિવ્યાત્મા સાથેના પોતાના નિત્ય સંબંધને અથવા અંતિમ અભેદાનુભવને નિશ્ચિત બનાવી શકે."

[ ૫૪—૫૨૨. ]

"........આર્ય તત્વશાસ્ત્રની ગૂઢ દુર્બોધતામાં ગોથાં ના ખાવા માટે પાશ્ચાત્ય અભ્યાસિ ભલે અધમમનસનું, જાગ્રતઅવસ્થામાં વ્યક્તિવિષયક જીવાત્મારૂપે, તથા માત્ર જે જે ક્ષણોમાં તે દૈવિ સંપતના (પરમાત્માના) ભાવનાવાળું થાય છે અને આ પ્રકારે દૈવાસુરસંપતિ રૂપ શુદ્ધાશુદ્ધમનસવચ્ચેનો સંબંધતા સાધન રૂપે બને છે તેટલી જ વાર અંતઃકરણ રૂપે અવલોકન કરવાનું છે. આથીજ અંતઃકરણને "સૂક્ષ્મમાર્ગ"ના નામથી વ્યવહરવામાં આવે છે. જો શરીરના એકાદ અવયવનો ઉપયોગ અટકાવવામાં આવે તો તે નિર્બલ પડતું જાય છે અને અંતે નિરૂપયોગી થઇ પડે છે. આ પ્રમાણે જ માનસિક શક્તિઓની દશા પણ થાય છે, અને તેથીજ સંપૂર્ણ રીતે જડવાદપરાયણ તથા આસુરી પ્રકૃતિવાળાં મનુષ્યોમાં અંતઃકરણ નામનો અશુદ્ધમનનો ધર્મ લોપ થયલો સ્પષ્ટ જણાઇ આવે છે."

"ગુપ્તતત્વશાસ્ત્રાનુસાર સિદ્ધાન્ત નિચે પ્રમાણે છેઃ—સાંભળવા માટે શ્રવણની જેટલી જરૂર છે અથવા જોવા માટે અક્ષિયોની જેટલી જરૂર છે તેટલીજ અંતઃકરણનાં શક્તિ અને કાર્યની જરૂર છે, એટલું લક્ષમાં લેવા યોગ્ય છે; જ્યાં સુધી મનુષ્યમાંથી અહંકારની લાગણી એટલે વ્યક્તિવિષયક "અહં" અથવા સ્વાર્થની ભાવના સંપૂર્ણ રીતે દૂર થતી નથી તથા જ્યાં સુધી અધમમનસ ઉચ્ચબુદ્ધિ—મનસમાં પ્રવિલાપન પામીને અભેદ ભાવ પામતું નથી ત્યાં સુધી અંતઃકરણનો વિનાશ કરવો એ એક અગમ્ય ગર્ત ઉપરના પૂલનો વિનાશ કરવા સમાન છે; અન્યપાસા ધારેલે સ્થાને પથિક કદાપિ પહોંચી શકશે નાહિ. અત્રેજ આંતર અને બાહ્યઉપદેશના ભેદનો સમાવેશ થાય છે. પ્રથમ પક્ષથી વેદાન્ત દર્શાવે છે કે, જ્યાં સુધી મનસ (અધમ) અંતઃકરણદ્વારા આત્મા (બુદ્ધિ—મનસ) સાથે સંલગ્ન રહે છે ત્યાં સુધી યથાર્થ અધ્યાત્મજ્ઞાનનો અનુભવ થવો અશક્ય છે; આ અનુભવ તો પરમાત્મા સાથે અભેદાનુભવ પ્રામવાનું શોધવાવડે બની શકે છે; યથાર્થતાથી અવથીકનાં ઉચ્ચ મનસપ્રતિ (દૈવિ સંપતરૂપ શુદ્ધ મન) દુર્લક્ષ કરીને અભ્યાસિ રાજયોગ પર્યંત પહોંચે છે. અમારૂં એમ કહેવું છે કે, આ આમ નથી. જ્ઞાન પર્યંત લઇ જતી નિઃશ્રેણિના એકાદ પાદને પણ કુદાવી શકાય એમ નથી. કોઇ પણ વ્યક્તિ પોતાની જાતનો આત્મા સાથે બુદ્ધિ—મનસની મારફત વિના સંબંધ યોજી શકશે નહિ; નિષ્કલંક અભ્યાસિ અથવા યોગિ થતા પૂર્વે જીવન્મુક્ત અથવા મહાત્મા થઇ બેસવું અથવા તેવા થવાનો પ્રયત્ન કરવો, એ સમુદ્ર ઉલ્લંઘ્યા વિના હિંદમાંથી સિલોનમાં પહોંચવાના પ્રયત્ન સમાન છે."

[ પૃ—૫૨૩. ]

"દિવ્યમનસના તત્વ સાથે અભેદ રીતે સંલગ્ન થયા પછીજ આપણે અંતઃકરણનો વિનાશ સાધવાનો છે.

જેમ શત્રુથી અનુસરાયેલો, કીલ્લામાં આશ્રય લેતો એકાદ એકલ યોદ્ધો પોતાની જાતને શત્રુથી દૂર રાખવા માટે, પ્રથમ ખેંચીલેવાના પૂલનો નાશ કરે છે, અને માત્ર પછીથીજ અનુસરનારનો નાશ કરવાનો આરંભ કરે છે, તેવીજ રીતે સ્રોતાપન્ન અભ્યાસિએ અંતઃકરણનો વિનાશ કરતા પૂર્વે વર્તવાનું છે.

અથવા એક ગુપ્ત સ્વીકૃત સિદ્ધાંતાનુસારઃ—

"એક, ત્રિરૂપે થાય છે, ત્રિ, ચતુષ્કનું ઉત્પાદન કરે છે. અન્યને (ચતુષ્કને) પુનઃ ત્રિરૂપ થવાનું છે અને દિવ્યત્રિને સમગ્ર એક અદ્વીતિયરૂપમાં વિસ્તરવાનું છે."

બ્ય પ્રકૃતિમાંથીજ વિવર્ત પામેલી હોવાથી આમ બને છે. શરીરને એકાદ વીણા જેવા વાદ્ય સાથે સરખાવી શકાય તથા જીવાત્માને વાદ્યવગાડનાર સાથે સરખાવી શકાય. તમે તમારી જાત ઉપર અસરો ઉપજાવવાવડે પ્રારંભ કરો છો; પછી તમે ક્રમેક્રમે તત્વો અને દેહો સાથે રમવાનું શિખવા માંડો છો, પ્રથમ સ્વરને, પછીથી તારને, અને પછીથી માધુર્યને શિખો અભ્યાસિ દરેક તાર છેડવામાં ઉસ્તાદ થતાં પ્રકૃતિની સાથે સાથે કાર્ય કરવાનો પ્રારંભ કરી શકે તથા અન્યને સહાય કરી શકે. પોતાની પ્રકૃતિના મળેલા અનુભવ ઉપરથી, તથા જુદા જુદા તારો છેડવાના જ્ઞાનને લીધે, પછીથી તે અન્યને લાભ કારક તારોનેજ છેડશે તથા શુભકારક કાર્યો માટે આ પ્રમાણે એક કુશળ સમાન થઈ પડશે. "

" દરેક ભુવન ઉપર ત્રિમિતિની ત્રિકોણાકૃતિની એક સ્પષ્ટ પ્રતિમા કલ્પવાનો અભ્યાસ કરો, આ ભાવના ક્રમેક્રમે વધારે વધારે આધ્યાત્મિક બનતી જશે અને આત્મા–બુદ્ધિ–મનસ્રૂપ આંતરૃત્રિકોણમા અંતે પરિણમશે આ ત્રિકોણના સર્વ પ્રકારના સ્વરૂપોના જ્ઞાન વડેજ ભૂત અને ભવિષ્યકાલનો વર્તમાનમા સમાવેશ કરવાને તમે શક્તિમંત થઈ શકશો. અધમચતુષ્કનો ઉચ્ચત્રિપુટિમા વિલય કરવાનો છે, એ વાત લક્ષમાં રાખવાનીછે. અધમમનસ્, કામ, પ્રાણ તથા લિંગ સાથે ઉચ્ચગતિ પામે છે, માત્ર સ્થૂલદેહ પાછળ રહી જાય છે, આ પ્રમાણે અધમ ઉચ્ચને મદદ કર્તા નિવડે છે. " " ભીતિ અને ધિક્કાર વસ્તુતઃ એકની એકજ બાબત છે. જેને કોઇની ભીતિ નથી તે કદાપિ કોઇને ધિક્કારશે નહિ; જે કોઇને ધિક્કારતો નથી તેને કોઈનાથી બ્હીવાનું નથી. "

[ ૫૪—૫૪૮. ]

" ગુપ્તસિદ્ધાંતાનુસાર શરીર કંઈ એક તત્વ નથી, કારણ કે દેહ અને લિંગ ઉભયે એકજ ભુવન ઉપર છે; ઓજસગાડાવડે સપ્તમતત્વ પુરૂં પડે છે શરીર એક તત્વકરતા એક ઉપાધિરૂપે છે. દેહ અને લિંગની પેઠે પૃથ્વિ અને તેનો ઇથરીક પ્રકાશ ઘણા નિકટના સંબંધવાળા છે, પૃથ્વિઉપાધિરૂપે છે, ઉચ્ચ વિભાગમા ઇથરીક ( આકાશ) રૂપે છે. ઐહિક ઇથરીકપ્રકાશને બ્રહ્માંડના ઇથરીકપ્રકાશ સાથે ગુંચવવાની જરૂર નથી. "

[ ૫૪—૫૪૯ ]

" ઉનપચાશત અને સપ્ત વચ્ચે ચતુર્દશથ, એ પ્રથમ પગથુંછે. દરેક સપ્તક યથાર્થ રીતે ચતુર્દશરૂપ છે, કારણ કે દરેક સપ્તકના દ્વિવિધવિભાગ હોય છે. આ પ્રમાણે ચતુર્દશની સંખ્યા ઉભય ભુવનોના પોતાનાક્રમમાં આંતર્–સંબંધને દર્શાવે છે "

[ ૫૪—૫૫૫. ]

" ઉત્કૃષ્ઠ યોગાભ્યાસિ, સમાધિનો પ્રારંભ ચતુર્થ સૌરભુવન ઉપર કરે છે, પરંતુ સર્વ

મળાની બહાર જઈ શકાતું નથી જ્યારે તે સમાધિનો પ્રારંભ કરે છે ત્યારે કેટલાક ધ્યાન–ચોહાણોની સમાન ભૂમિકામા હોય છે, પરતુ સપ્તમ ભૂમિકા (નિર્વાણ) પર્યંત ઉચ્ચ દશાએ જવાતાં તે તેમની પાર જાય છે."

"શાતનિરિક્ષક, બ્રહ્માંડના ચતુર્થ ભુવન ઉપર હોય છે."

"છાયા યથાર્થ રીતે—ઉચ્ચમનસ્‌ના પ્રતિબિમ્બરૂપ—અધમનસ્ છે"

[ પૃ૪—૫૬૦ ]

"મનુષ્યમાં આત્મા–બુદ્ધિ–મનસ્, બ્રહ્માંડમાંની ત્રિપુટી સાથે મળતા આવે છે તેઓ મળતા આવે છે એટલુંજ નહિ પરતુ તે દરેક બ્રહ્માંડમાનાં સૂર્યોમાં પડેલાં પ્રતિબિબરૂપ છે"

"બુદ્ધિ–મનસ્ ક્ષેત્રજ્ઞ છે અન્ય સર્વની પેઠે મહતના સત્ત ભુવનો છે"

[ પૃ૪—૫૬૨ ]

"આપણે જોઈએ છીએ તે સૂર્ય, યથાર્થ સૂર્યના પ્રતિબિંબરૂપ છે, બાહ્ય ભાવવાચક પદાર્થરૂપે આ પ્રતિબિબ એક કામ–રૂપ છે, સર્વે આદિત્યોનો બ્રહ્માંડના કામ–રૂપમા સમાવેશ થય છે પોતાની સસ્થામા સૂર્ય, આ ભુવન ઉપર અદૃશ્ય આત્મારૂપસૂર્યના પ્રતિબિબ અને વહનરૂપે હોવાથી બુદ્ધિરૂપે છે વિદ્યુદાદિ સર્વશક્તિયોનો આ પ્રતિબિંબમાં સમવેશ થાય છે"

"ગુપ્તપક્ષથી ચદ્ર અધમ–મનસના રૂપકરૂપે છે, તે કામનાભુવનના રૂપકરૂપે પણ છે'

[ પૃ૪—૫૭૦ ]

'આ દુનિયામા દેહમાં પામી શકાય એવી ઉચ્ચમાં ઉચ્ચ દશા સમાધિ છે. આ દશાની પારં તો, દીક્ષિતઅભ્યાસિએ એક નિર્માકાય થવાની જરૂર છે"

"આ ભુવનમાં, દેહને, જડને, વિકારી વિભાગવાળા માનવપ્રાણિને, આધિનમાં રાખવાં એ એક મહાવિકટ કાર્ય થઇ પડે છે ઉત્કૃષ્ટયોગાભ્યાસિને પણ નવીન દેહ ધારણ કરતાં તેના સામે થવુ પડે છે તથા તેને આધિનમા લેવો પડે છે, અને આ અધિન કરવાની વાત તેને વિકટ માલુમ પડે છે."

[ પૃષ્ઠ—૫૭૨ ]

" તલો, માનસ બુદ્ધિની ભૂમિકાઓ છે, લોકો—અથવા બરોબર રીતે ત્રણ ઉચ્ચ વિભાગો આધ્યાત્મિક છે "

" મનસ્, બુદ્ધિના પ્રકાશને આકર્ષે છે બુદ્ધિ અરૂપ છે અને કશાને આકર્ષી શકતી નથી બુદ્ધિનો સમગ્ર પ્રકાશ જીવાત્મામા અવતરતાં, તે આત્મપ્રકાશનો અનુભવ કરે છે, બુદ્ધિ વાહનરૂપે હોવાથી આ પ્રમાણે ત્રણે અભેદમય થાય છે આ પ્રમાણે સિદ્ધ થતા સંપૂર્ણ યોગાભ્યાસિ આધ્યાત્મિક રીતે અભેદમય બને છે પરંતુ દેહ ધારણ કરે છે "

" સ્વાભાવિક રીતે આંતરદર્શનવિનાના અભ્યાસિએ અધમચતુષ્કમય ચતુર્વિધ ચેતનાને એકાદા ઉચ્ચ ભુવનમા લગાડીને આ દઢાવવાની છે તેણે અધમચતુષ્કનો એક પિણ્ડોવાળીને, એક ઉચ્ચ ભૂમિકામા લગાવવાનો છે તેણે આ ઉચ્ચ ભૂમિકામાંજ ધ્યાનને કેન્દ્રિત કરવાની જરૂર છે, તથા બુદ્ધિ અને દેહ નીચે ખેંચી પાડીને વિ.ર ખેંચી જાય એથી સાવધ રહેવાની આવશ્યકતા છે દેહ વડે મોજ મઝાહ કરો, ખાઓ પીઓ ઉંઘો, પરંતુ હમેશા ભાવનામાં લક્ષરાખીનેજ જીવન ગાળો '

[ પૃષ્ઠ—૫૭૩ ]

" તૃષ્ણા પૂર્વે વિચારનો ઉદય થાય છે વિચાર, મગજ ઉપર વર્તે છે, મગજ અવયવને અસર કરે છે અને પછી તૃષ્ણાનો ઉદય થાય છે માટે તૃષ્ણાનો સગ લાગ થતા પૂર્વે વિચારનો વિનાશ થવો જોઇએ અભ્યાસિએ પોતાના વિચારોની સભાળ રાખવાની છે માત્ર પાચ મિનિટનો અવળો વિચાર પાચ વર્ષના કાર્યનો કચ્ચરઘાણ કાઢી નાખે, જો કે પાંચવર્ષનું કાર્ય અન્ય સમય વિશેષ ત્વરાથી સધાશે તથાપિ સમય તો ગયો તે ગયો જ થશે "

[ પૃષ્ઠ—૫૭૬ ]

' આપણે ચેતનાના કાર્યનું પ્રથક્કરણ કરીને વર્ણન કરી શકીએ, પરંતુ એકાદ વ્યક્તિનો સ્વિકાર કર્યા વિના ચેતનાની વ્યાખ્યા આપી શકાશે નહિ "

[ પૃષ્ઠ—૫૭૭ ]

" કામનાદેહ અને જીવાત્માના તત્વ અને પ્રકૃતિમા એક પ્રકારનો ભેદ છે કામના દેહ ગમે તેટલો ઇથર સમાન સૂક્ષ્મ હોય તો પણ આણ્વિકછે જીવાત્માપરમાણુરૂપ આધ્યાત્મિક છે પરમાણુઓ આધ્યાત્મિક છે અને હમેશા આ ભુવન ઉપર અદૃશ્ય છે, તેમની આસપાસ અણુઓ બનેછે, તેઓતો અણુનાં ઉચ્ચ અદૃશ્ય તત્વોરૂપેજ રહે છે આપણી ઇન્દ્રિયોમાં ચક્ષુઓ અસત ગુપ્ત ઇન્દ્રિય છે, તેમને મીંચો અને તમે માનસિક ભુવનમા

પસાર થાઓ છો. સર્વ ઇન્દ્રિઓનો નિરોધ કરો અને તમે એક તદન અન્ય ભુવન ઉપર જ આવી પડો છો.

[ પૃષ્ઠ—૫૭૮. ]

" અધમ-મનસ્, ઉચ્ચ-મનસ્‌ના એક આવિર્ભાવરૂપ છે તથા ઉચ્ચના સમાન પ્રકૃતિનું છે. આ પ્રકૃતિ આ ભુવન ઉપર કોઈ પ્રકારનો સંસ્કાર પાડી શકતી નથી તેમ અત્રેથી મેળવી શકતી નથી; અનુભવ વિનાનો એક દિવ્યદૂત આ ભુવન ઉપર ભાન વિનાનો થઈ પડે છે તથા સંસ્કારોની આપ લે કરી શકતો નથી. તેથી અધમ-મનસ્, ઈથરીકપ્રકાશના તત્વમાં પોતાની મેળે વીંટાય છે; આ આવરણને લીધે તે તેના મૂલો-ત્પાદકથી દૂર થાય છે; માત્ર છુટકારારૂપ અંતઃકરણદ્વારાજ તે આ સંબંધ જાળવી શકે છે. આ સંબંધને તોડી નાખો અને તમે એક પ્રાણી સમાન થઇ રહેશો.

[ પૃષ્ઠ—૫૮૦. ]

" દૈવિસંપતરૂપ ઉચ્ચ-મનસ્ ( અહંપદવાચ્યજીવ ) જાણે કે એક શુદ્ધ દિવ્ય પ્રકાશના ગોળા સમાન છે, તે એકાદ ઉચ્ચ ભુવનની વ્યક્તિ સમાન છે, તેના ઉપર વિવર્તની અસર થઇ શકતી નથી. વિવર્તના ભુવનમાં અધોપતન પામતાં તેમાંથી એક કીર્ણનો ઉદય થાય છે; પ્રથમથી વિવર્ત પામેલી વ્યક્તિદ્વારાજ આ કીર્ણ પ્રદર્શિત થઇ શકે છે. આ-કીર્ણનો એક વિભાગ અધમ-મનસ્, જીવન સમયમાં, કામ સાથે તદ્રૂપ થઇને એવો ઘડાઇ જાય કે તે જડ સાથે માયા સાથે, એકી કરણ પામેશે જ, રહે. તેની શુદ્ધિ જાળવતા વિભાગમાં અંતઃકરણનો સમાવેશ થાય છે. કામ-મનસ્‌નો નિરોધ અંતઃકરણ વડે થઇ શકશે કે નહિ એ વાત ઉપરજ એક આખા જન્મના ભાવિનો આધાર રહે છે. મરણ પછી, શુભ અને લાભકારક ઇચ્છાઓના સંસ્કાર અને સ્મૃતિનું વહન કરનાર ઉચ્ચ પ્રકાશ [ અંતઃકરણ ], દિવ્ય જીવાત્મા સાથે અભેદ ભાવ પામે છે, જેને અશુભ હોય તે અવકાશમાં છુટું પડે છે, તથા તે વ્યક્તિના પુનર્જન્મ સમયે, વાટ જોઈ રહેલું તે તેની સાથે અશુભ કર્મરૂપે આવે છે. "

" જવાબદારીની લાગણી જ્ઞાનના પ્રારંભરૂપ છે, અંતઃકરણ [ ગ્રંથિઓ ] વિલય પામવાનો પ્રારંભ કરવાના પુરાવારૂપ છે, ભેદના ગંધને ટાળવાના પ્રારંભરૂપ છે. "

[પૃષ્ઠ—૫૮૩—૪.]

" હૃદય, ઉચ્ચત્રિપુટિને દર્શાવે છે; યકૃત તથા પ્લીહા, અધમ ચતુષ્કને દર્શાવે છે. ઉદરના ઉપરિ ભાગરૂપ સૌરચક્ર છે. "

" સૂક્ષ્મબુદ્ધિવાળા મનુષ્યનો સમગ્ર સમાવેશ સમદ્વારવાળા મસ્તિષ્કમાં થાય છે; આધ્યાત્મિકમનુષ્યનો સમાવેશ હૃદયમાં થાય છે. "

"અસ્તિષ્મમાં સપ્તછિદ્રો છે, જીવન સમયમાં તેઓ તદ્દન ખાલી હોય છે, અને જો સ્મૃતિમાં સંગ્રહ કરવો હોય તો દર્શનોનું આમાં પતિબિંબ પડવું જોઇએ. આ કેન્દ્રોને ગુપ્ત વિદ્યામાં સપ્તપ્રકારનાં એકતાલના સ્થાનરૂપે ગણવામાં આવે છે. એ દરેક આકાશથી ભરપુર છે તથા તમારી ચેતનાની ભૂમિકા અનુસાર તેનો વર્ણ હોય છે. પદ્મ પીનીઅલગ્લેન્ડ નામનું અવયવ છે તે જીવન સમયમાં પોલું તથા ખાલી હોય છે. એ સમગ્ર સપ્તમ છે; પંચમ, તૃતીય વેન્ટ્રીકલ ( દ્વાર ) છે; ચતુર્થ પીટચુટરી અવયવ છે. જ્યારે મનસ, આત્મા–બુદ્ધિ સાથે એક થાય છે અથવા આત્મા–બુદ્ધિ મનસમાં કેન્દ્રિત થાય છે ત્યારે તે ઉચ્ચ ત્રણ છિદ્ર વિભાગોમાં વર્તે છે, પ્રકાશનો એક ઓજસ બહિર પ્રકટાવે છે, તથા અત્યંત પવિત્ર પુરૂષોના સંબંધમાં આ જોવામાં આવે છે."

ગતશતકની સમાપ્તિના સમયમાં "સીક્રેટડોકટ્રીન" નામના ગ્રંથના અંતિમવિભાગમાં પ્રસિદ્ધ થયલા કેટલાક ગુપ્તસિદ્ધાંતોનો ઉપરનાં અવતરણોમાં સમાવેશ થાય છે; ગુપ્તપક્ષના જરાક પણ જ્ઞાનવાળા વેદાન્તભાષાસાહિત્યના અભ્યાસિઓએ, માત્ર બાહ્ય વેદાન્તવાદોને જાણતા પુરૂષોને મદદ કરવા માટે પોતાના શાંતિ અને એકાંતનો ભંગ કરીને બહાર પડવાની અત્યંત આવશ્યકતા છે. વેદાંતનો કોઈ પણ પ્રકારનો ગુપ્ત પક્ષ નથી તથા વર્તમાનમાં સાચા બ્રાહ્મણો અને અનુભવી વેદાંતિયો નથી એવું હિંમત પૂર્વક કહેનાર પુરૂષોમાનો હું એક નથી. સત્યવાત એમ છે કે, હિંદુસ્થાન કોઇ કાલે આ બાબતો વિનાનો રહ્યો નથી. આવા મહતો જવલ્લેજ મળી આવે છે, એ પણ યથાર્થ વાત છે; ડીક્વિન્સીએ સત્ય કહ્યું છે—

"દરેક સમય આ ગુપ્તપક્ષના બે અથવા ત્રણ ચર્ચાકારો ઉપજાવે તથા તેમને સમજનાર અત્રતત્ર એકાદ વાચક મળી આવે તો તેટલું પણ બસ છે."

જી. કૃષ્ણ. શાસ્ત્રી.

( આગળ ચાલુ. )

---

## મિસ. લિલિયન, એડગરનાં ભાષણોનો સાર.*

(૧).

### । बहुस्वरूपोमां एकइश्वर ।

કેટલાકનું એમ ધારવું છે કે માનવ વિકાસની પ્રારંભની ભૂમિકાઓમાં, પ્રાકૃતિક શક્તિયો વિશેના માનવિના અનુભવમાંથી એક દિવ્ય સત્તામાં શ્રદ્ધા રાખવાના વિચારનો જન્મ થયો છે. આશક્તિયો કોઇકોઇવાર લાભકારક અને કોઇ કોઇ વાર અશુભકારક નિવડતી તેના જોવામાં આવવામાંથી તેનામાં એવી એક ભાવનાનો ઉદય થયો કે, આ દરેક

* એમણે હૈદ્રાબાદમાં ( સિંધ ) આપેલા ભાષણોનો ટુંકો ટુંકો સાર અને આપવામાં આવ્યો છે—ઉપતંત્રી.

શક્તિના ઉપર આધિપત્ય ભોગવતી તથા તેને નિયમતી એક બુદ્ધિમાન્ સત્તા હોવી જોઇએ. લગભગ સર્વ પ્રજાઓની પરંપરાપ્રચલિત કથાઓમાં વીરપુરુષો અથવા દિવ્ય શાસકોરૂપે, અથવા માનવ સમૂહમાં વિચરતા સાક્ષાત દેવોરૂપે વર્ણવાતા તથા વિકાસક્રમના ગત જમાનાઓના ફ્લરૂપ ગુરુઓ તરફથી તેને આ બાબતમાં સહાય મળી રહેલી. વળી તેમણે માનવ જાતને ઉપદેશ્યું કે, દેવોની શુભાશુભકર અસરનો આધાર, માનવોના તેમના પ્રતિના વર્તન ઉપર હતો. અને આથી જ તેમને સંતોષવા માટે તથા તેમના ઉપકારનો આભાર દર્શાવવા માટે યજ્ઞો કરવાની આવશ્યકતા હતી. આગળ ઉપર આ સિદ્ધાંતનો વિસ્તાર કરવામાં આવ્યો હતો તથા માનવોને ઉપદેશવામાં આવ્યું હતું કે, આ શક્તિયોના ઉપર આધિપત્ય ભોગવતાં સત્વો, વિશ્વના ઉત્પાદક તથા શાસક એક ઇશ્વરના આધિનમાં હતાં, તો પણ તેમને તે પોતાની સૃષ્ટિથી તથા તેમનાથી ભિન્ન છે, એમ અદ્યાપિ પર્યંત માનવા દેવામાં આવતું હતું. સમગ્ર વિશ્વ. દિવ્ય જીવનના આવિર્ભાવ અથવા પ્રદર્શનરૂપ છે. તથા વસ્તુતઃ દિવ્ય હોવા ઉપરજ પ્રાણિમાત્રના અસ્તિત્વનો આધાર છે, આવા પ્રકારની ભાવનાઓ ભાવવાનું તથા ઐક્યતાની, અભેદની ભાવના દ્રઢાવવાનું કાર્ય, માનવ બુદ્ધિ આગળ ઉપર વિશેષ ખીલતા સુધી બની શક્યું નહતું. ધાર્મિક ભાવનાની આ અંતિમવૃદ્ધિ અનુસાર, પ્રકૃતિનાં ભુવનોમાં પરમેશ્વર પોતાની જાતે પ્રદર્શિત થાય છે, પરંતુ મનુષ્યમાં તો તે સંપૂર્ણતાથી પ્રદર્શિત થાય છે, અને પ્રકૃતિના અનેકવિધવિભાગોને નિયમતા અધિન વર્તતા દેવાદિકોમાં તો તે વિશેષ સંપૂર્ણતાથી પ્રદર્શિત થાય છે. માનવી ખરેખર દિવ્યાત્માના સાક્ષાત બીજકરૂપે છે, તથા સંપૂર્ણ રીતે ઇશ્વરસમાન થવાની શક્તિ તેના અંતરમાં વર્તે છે. માનવજીવનનો ઉદ્દેશ, આ વાસ્તવિક દિવ્યતાનો અનુભવ કરવાનો, આંતર્ ઇશ્વરને શોધવાનો છે, તથા માનવને આ શોધમાં મદદ કરવા માટે સમયો સમય આવતારો ધારણ કરીને ઇશ્વરે પોતાનો સાક્ષાત્કાર કરાવ્યો છે. ઇશ્વર વિશેની આવા પ્રકારની ભાવના, તેની નિત્યતા અને સર્વવ્યાપકતાના સર્વમાન્ય સિદ્ધાંતો સાથે બંધ બેસતી આવે છે, આરંભક ભાવનાઓ આવા પ્રકારની નથી."

ઇશ્વર વિશેની ભાવના સ્પષ્ટ બંધાઇ વૃદ્ધિ પામવા સાથે આપણને, સર્વ ધર્મોમાં જો કે અનેક નામોથી તો પણ એકજ ઇશ્વર પૂજાય છે તથા દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અદ્વૈત, અનુભવાદ્વૈત આદિ દર્શનોમાં યથાર્થરીતે અવલોકતા એકનું એકજ સત્ય જડી આવે છે, એ વાતનો સાક્ષાત્કાર કરવામાં ઘણી સહાય મળી રહે છે. જો આપણે સમગ્ર પ્રકૃતિના સર્વ સ્વરૂપોમાં પરમાત્મદર્શન પામી શકીએ તો તેથી માનવજાત માટેનો વિશાલ પ્રેમ ઉદય પામશે તથા અધમ વર્ગો માટે વિશેષ માયા મમતા વધશે.

---

(૨).

## । ઋણમાર્ગો ।

આપણે જોયું કે માનવ જીવનનો ઉદ્દેશ, માનવના આંતરમાં રહેલી દિવ્યાત્માનો શોધ

કરવાનો તથા અનુભવ કરવાનો છે આ કાર્ય સિદ્ધ કરવા માટે ત્રણમાર્ગો દર્શાવવામાં આવે છે, દરેક માર્ગ જુદા જુદા પ્રકારના ચારિત્રો માટે યથાયોગ્યછે, પરંતુ અંતે સર્વનો એકમાં સમાવેશ થાય છે, જ્ઞાન, ઇચ્છા ( પ્રેમ ) અને ક્રીયારૂપે વર્ણનાતા આવિર્ભાવ પામેલા પરમાત્માના ત્રણમુખ્યઆવિર્ભાવો છે દરેક અભ્યાસિનામા આમ નો એક અન્ય બે ઉપર આધિપત્ય ભોગવે છે, તથા તેના અનુસાર માર્ગ દર્શાવી આપે છે

આ માર્ગોમાંનો કર્મમાર્ગ, કેટલીક હદ સુધી અન્ય બે માર્ગો માટેના મૂલઆરંભ રૂપે છે વિકાસક્રમની આરંભની ભૂમિકાઓમા એ માર્ગ માટેની તૈયારી કરવામા આવે છે કારણ કે તૃષ્ણાના વેગવડે માનવી વારંવાર પ્રવૃત્તિમા દોરાય છે વારંવાર તેની તૃષ્ણાઓ પારપડે છે, પરંતુ આમ થાય છે તે માત્ર એટલો અનુભવ કરાવવા માટે હોય છે કે, પોતે કલ્પતો હતો તેવુ કંઇ પરિણામ આવતું નથી તથા તેથી તેને નિત્ય સંતોષ પ્રાપ્ત થતો નથી પછીથી અભ્યાસિમા કાર્યમાંથી બચવાની તૃષ્ણાનો પ્રારંભ થાય છે, પરંતુ તેને ઋષિયોએ ઉપદેશ્યું છે કે, તેને આ પ્રકારે શાંતિ મળી શકવાની નથી, યથાર્થ શાંતિ અને સુખનો સમાવેશ તો આત્માનુભવની શોધમા થાય છે, તથા તેણે કર્મદ્વારા આ શોધનો પ્રારંભ કરવો જોઇએ પછીથી માર્ગની ભૂમિકાઓ દર્શાવવામા આવે છે, પ્રથમ તો તેણે એટલું શિખવાની જરૂરછે કે તે તૃષ્ણાથી પ્રેરાઇને નહિ પરંતુ કર્મ માટે કર્મ કરે છે, પછીથી તેણે કર્મના ફલો માટેની સર્વ પ્રકારની તૃષ્ણાઓનો ત્યાગ કરતા શિખવાનું છે, ગમે તો સુખ અથવા દુઃખરૂપ, વિજય અથવા પરાજયરૂપ તેનું ગમે તેવુ પરિણામ ( ફલ ) આવ્યુ હોય તેથી અસર થયા વિનાના રહેવાનું છે, તથા પોતે પોતાના હૃદય અનુસાર પોતાને યોગ્ય લાગવા પ્રમાણે અનુસરણ કરેલુ હોવાથી યથાર્થ રીતે જે યોગ્ય હશે તેજ થશે એવી ભાવનાથી સંતોષ પકડવાનો છે. અંતે તેણે સર્વ કર્મોનું, આત્માર્પણના ભાવથી, પરમાત્માને એક પ્રેમમય અર્પણરૂપે આચરણ કરવાનું છે પછીથી તેને માટે કર્મ અને અકર્મ ઉભય સમાન થઈ પડેછે, કારણ કે, પોતે તો દિવ્ય ઇચ્છાને પ્રદર્શિત થવાના માત્ર એક સાધનરૂપેજ થવા માગે છે, તેના સમજવામા આવે છે કે, આ બાબતનો આધાર કર્મોના આચરણ ઉપર નથી પરંતુ તે પ્રેમ વિના આત્માર્પણના (યજ્ઞ) ભાવથી વર્તી શકતો નથી અને આ પ્રમાણે કર્મમાર્ગનું ભક્તિ (પ્રેમ) માર્ગ સાથે મિશ્રણ થવુજ જોઇએ

સર્વ સમયના તત્વવેત્તાઓ તથા પદાર્થશાસ્ત્રીઓમા જોવામા આ છે તેમ ફક્ત જ્ઞાન માટેજ જ્ઞાનને અનુસરવામા જ્ઞાનમાર્ગનો પ્રારંભ થાય છે. જ્ઞાનનો પ્રેમીરૂપદ્વાર તેનો શોધ ચલાવવા માટે વારંવાર નિરાશ થાય છે કારણ કે માત્ર આત્માદ્વારાજ તેનો અનુભવ બની શકે છે. તેથી તેને સત્ય અને અસત્યનો, સાપેક્ષિક નિત્ય જીવનનો અને સતત બદલાતા રૂપનો, પ્રથમ વિવેક કરતાં શિખવાનું ઉપદેશવામા આવે છે પછીથી તેણે અનિત્યવસ્તુપ્રતિ વિરાગ રાખતા શિખવાનું છે તથા વિચાર, કર્મ, ક્ષમતા, સહનતા, શ્રદ્ધા, સમતામા આત્મનિગ્રહ કેળવવાનો છે, આ પ્રમાણે વર્તવામા વિવેક અને મનની એકાગ્રતા તેના સાધનરૂપ છે પછી તેણે સર્વ પ્રાણિ માત્રમાં વર્તતો આત્મા એક છે, એવો અનુભવ

કરવો જોઇએ, તથા સર્વે સ્વરૂપોમાં તેની ઝાંખી કરવાને શક્તિવાન થવું જોઇએ. અંતે પરમાત્મદર્શનની સહજ ઝાંખી થાય છે અને તેના સૌંદર્યને લીધે તેનામાં તીવ્ર પ્રેમ અને ભક્તિનો ઉદય થાયછે. આ પ્રમાણે જ્ઞાનમાર્ગપણ ભક્તિમાર્ગ સાથે મિશ્રિતથાયછે.

આપણથી શ્રેષ્ઠ તરીકે સ્વીકારેલા એક પ્રતિ અર્પતિ પ્રેમળભક્તિ અને સેવાથી ભક્તિમાર્ગનો પ્રારંભ થાય છે વળી આપણને માલુમ પડે છે કે, રૂપ (નામ) તો હમેશાં બદલાયાં કરે છે તેથી જો આપણો પ્રેમ રૂપમાંજ લાગેલો હોય છે તો હમેશાં આપણે નિરાશ થવુ પડે છે તથા રૂપ બદલાઇ જતાં ( નાશ થતાં ) દુઃખને શરણ થવું પડે છે. તેથી એ રૂપના અંતરમાં વર્તતા આત્માની ઝાંખી પામવા પ્રયત્નપરાયણ થવાનો આપણને ઉપદેશ આપવામા આવ્યો છે; પ્રથમ પરમાત્મા ઉપર પ્રેમ રાખવાનું તથા અન્ય સર્વ પદાર્થોમાં પરમાત્મદર્શન થાય છે માટે તેમ પ્રેમ રાખવાનું ઉપદેશાયુ છે. આમાં આપણને મદદ કરવા માટે, પરમાત્મા પોતે અવતારોમા પ્રદર્શિત થાયછે અને આપણો પ્રેમ તેમના પ્રતિ દોરાય છે. સર્વ પ્રાણિ પ્રતિ પ્રેમભાવ રાખવા વડે, ભાક્તના અથવા અવતારોના વર્ણનના ગ્રંથો વાચવા વડે, ભક્તોના સંગમાં વસવા વડે, તથા ધ્યાનના અભ્યાસ વડે, આપણે આપણી ભક્તિને પ્રોત્સાહિત કરી બલવાન્ બનાવીએ છીએ; આખરે આપણે પરમાત્માને આપણી જાતનુ સમર્પણ કરવાની ભૂમિકામાં પહોંચીએ છીએ તથા સમગ્ર સૌંદર્ય અને પ્રેમભર પરમાત્મદર્શનની ઝાંખી થાય છે. આ પછીજ આપણે આત્માને ઓળખીએ છીએ, આત્માર્પણનો ભાવ પરાકાષ્ટાએ પહોંચે છે. આ પ્રમાણે ભક્તિમાર્ગ પણ અંતે જ્ઞાન અને કર્મ માર્ગો સાથે મિશ્રિત થાયછે, તથા આ ત્રણે માર્ગોના મિશ્રિત થવામાંથીજ માનવિ પોતાની જાતને દિવ્યાત્મા સાથે એકરૂપે અનુભવે છે.

---

( ૩. )

## । सत्य अने असत्य गुप्तविद्या ।

સર્વધર્મોમાં ગુપ્તવિદ્યાની શાખાઓ હોય છે; આ શાખાઓમાં ધર્મના આંતરગ અથવા ગુપ્તપક્ષનો સમાવેશ થાય છે, તથા વિકટ અભ્યાસ અને પવિત્રતાદ્વારા પોતાની જાતને યોગ્ય અધિકારી બનાવી શકનાર ઉત્સુક અભ્યાસિને તે ઉપદેશવામાં આવે છે. ઉચ્ચ ચેતનાને વિકસાવવાનો ઉદ્દેશ હોયછે, કે જે વડે દિવ્યાત્મા સાથે વિશેષ સંસર્ગમાં આવી શકાય તથા આખરે ઐક્ય, અભેદ અનુભવી શકાય; આ પ્રમાણે અનુભવ થતાં અદૃશ્ય સૃષ્ટિનું જ્ઞાન મળી શકે એવી શક્તિયો ( સિદ્ધિયો ) વિકસિ આવેછે. આવી સિદ્ધિયોનો ઉપભોગ આકર્ષક છે અને તેથી કેટલાક અભ્યાસિ ઉચ્ચ આધ્યત્મિક વિકાસનો વિચાર કર્યા વિના માત્ર સિદ્ધિયોની તૃષ્ણા રાખે છેઃ અસત્ય ગુપ્તવિદ્યારૂપે ઓળખા થઇ શકે એવી કેટલીક અધમસૂક્ષ્મ શક્તિયો અથવા અધમ સિદ્ધિયો પ્રાપ્ત કરાવતી વિધિયોના અભ્યાસમાં તેઓ

લાગી જાય છે, પરંતુ સત્યગુપ્તવિદ્યામાંથી પરિણમતાં પવિત્રતા જ્ઞાન તથા પ્રેમ વિનાના તેઓ બની જાય છે. વર્તમાનકાલની સ્થિતિ આથી પણ વિશેષ ખરાબ મળી આવેછે અને તેથી આ ઉભય પ્રકારની ગુપ્તવિદ્યાના તફાવતને લક્ષમાં રાખવાની અત્યંત આવશ્યકતાછે.

બે પ્રકારના મૂખ્ય ભેદ છે, પ્રથમ ભેદ હેતુ વિશેનો છે, અન્ય ભેદ વિધિ વિશેનોછે. અસત્યગુપ્તવિદ્યાનો વિધિ રૂપઉપર (સ્થૂલ) ધ્યાનને કેન્દ્રિત કરવાનો તથા સૂક્ષ્મ દેહનાં ચક્રોને જાગ્રત કરવાનો છે. ઔષધિના ઉપયોગ વડે, મંત્રોવડે, અમુક સૂક્ષ્મ કેન્દ્રો ઉપર વિચારને દબાવવાવડે અથવા પ્રાણવિનિમય વિદ્યાની સહાયથી અથવા અન્ય કોઇ વિધિની સહાયથી મૂર્છા લાવવાવડે, અથવા મનને સર્વ વિચારોથી શૂન્ય કરી નાખવાવડે, આ પ્રમાણે થઇ શકે. આ વિધિયોનું પરિણામ સ્થૂલચેતનાને ભાનરહિત બનાવવાનુ અથવા થોડો સમય સુષુપ્ત બનાવવાનું હોય છે અને આથી કામનાભુવનની અથવા સ્થૂલભુવનના ઇથરીક વિભાગની કેટલીક શક્તિયો કાર્ય કરી શકે છે તથા અદૃશ્ય સૃષ્ટિના કેટલાક ચમત્કારો જોઇ શકાય છે. પરંતુ આ સાથે મળતો આવતો આંતરાત્મ જીવનનો બીલકુલ વિકાસ નાં થયનો હોવાથી માત્ર અધમસૂક્ષ્મશક્તિયોનો શી રીતે ઉપયોગ કરવો તેનું તેમજ જોવાતા ચમત્કારોના અર્થનું જરાપણ જ્ઞાન તેને મળવતું નથી. આ પ્રમાણે એક મનુષ્ય દિવ્યદૃષ્ટિ અથવા દિવ્યશ્રોત્ર મેળવી શકે; તે પોતાના શ્વાસને ઘણા લાંબા સમય સુધી રૂંધી શકે, પોતાના હૃદય સ્પન્દને મરજી મુજબ ચલાવી અથવા અટકાવી શકે, તથાપિ તે કોઇપણ પ્રકારે જરા પણ ચારિત્રવાન્ અથવા પવિત્ર અથવા અધિકારી પુરૂષ હોતો નથી. અન્ય પક્ષે સત્યગુપ્તવિદ્યામાં તો જીવનના વિકાસ ઉપર લક્ષ આપવામાં આવે છે. દેહશુદ્ધિ કરવી જોઇએ, ઉચ્ચચારિત્રધારણ થવુ જોઇએ, એક ઉચ્ચભાવનાને અનુસરવું જોઇએ; ટુંકામાં અભ્યાસિએ ત્રણ માર્ગોને અનુસરવનો પ્રયત્ન આદરવો જોઇએ. અમુક સમયપછી એક એવી ભૂમિકામાં જવાશે કે જ્યારે સૂક્ષ્મશક્તિયો સાહજીક રીતે ખીલી નિકળશે, પરતુ આ સમયે અભ્યાસિનામાં જ્ઞાન અને પવિત્રતા ઉભયે હોવાથી તે તેમનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરશે તથા અનુભવાતા ચમત્કારોને સમજી શકે એવા થયો હશે.

અસત્યગુપ્તવિદ્યાભ્યાસિનો સ્વાર્થી ઉદ્દેશ હોય છે, તથા તે ભોગવવા માટે સિદ્ધિની તૃષ્ણા રાખે છે; સત્યગુપ્તવિદ્યાનુયાયીનો સ્વાર્થરહિત ઉદ્દેશ હોય છે તથા સેવા કરવાની ઇચ્છાથી સિદ્ધિની તૃષ્ણા રાખે છે. ભિન્નવ્યક્તિમયજીવામા સિદ્ધ થાય એવા માર્ગે એક કાર્ય કરે છે; અન્ય વિશેષ ઐક્ય, અભેદ માટે પ્રયત્ન પરાયણ થાય છે. અન્યનામા ભક્તિનો ભાવ બલવાન્ હોય છે, પ્રથમનામા ગમે તો તેની હાજરી નથી અથવા હોય છે તો તે ફલો માટેની તૃષ્ણા સાથે મિશ્રિત થયલુ અધમ પ્રકારનું ભક્તિનું સ્વરૂપ હોય છે. સત્ય ગુપ્તવિદ્યા, સેવાની વધતિજતી શક્તિયોમા શાંતિમા તથા અંતે દિવ્યાત્માના અનુભવમા પરિણમે છે; અસત્યગુપ્તવિદ્યા, શાંતિરૂપે ભૂલખવરાવે એવી મનની નિર્બલદશામા પરિણામ પમાડે છે, પરતુ આખરે તે દુઃખમાં લાવી મૂકે છે તથા ભેદના વિશેષ ભ્રમણમાં ઉતારે છે.

( ૪. )

## । कर्म ।

કર્મને કોઇ કોઇ વાર બંધન રૂપે ગણવામાં આવે છે; કર્મ એકપ્રકારનો અચૂક નિયમ હોવાથી કોઇ પ્રકારનો પ્રયત્ન કરવો નિરૂપયોગી છે કારણ કે કોઈ પ્રકારનું ઇચ્છાનું સ્વાતંત્ર્ય સંભવી શકતું નથી, એમ તકરાર ઉઠાવવામાં આવે છે. આમ થવાનું કારણ કેટલીક રીતે કર્મની ભાતનાના આપણા દૃષ્ટિબિંદુની વિશાલતાની ખામીને તથા કેટલીક રીતે કર્મને કાર્ય કરવાના અનેક માર્ગોમાંનો એક માર્ગ સાક્ષાત સ્વતંત્રઇચ્છાશક્તિના વિકાસરૂપ છે એટલું સમજવાની આપણી નિષ્ફલતાને આભારી છે અમુક બનાવ ભૂતકાલના અમુક કાર્યનું પરિણામ છે, એમ કહી શકાય એવા ગણ્યાગાંઠ્યા દાખલાઓ જ મળી આવે છે; વર્તમાનના બનાવો કદાચ ભૂતકાલના અનેકવિધકાર્યોની વૃદ્ધિના પરિણામરૂપે હોય છે, વળી દરેક બનાવ ગતકારણોના માત્ર એક કાર્યરૂપ નથી, કદાચ ને ભવિષ્યના કાર્યોના કારણરૂપે પણ હોય, તથા તેમાં વર્તમાન બનાવપ્રતિના આપણા વલન અનુસાર ફેરફાર થાય છે. જો (૧) ભૂતકાલના કાર્યોના પરિણામ રૂપે પરિસ્થિતિ છે, (૨) ભૂતકાળનાં વ્હોરી લીધેલી જવાબદારીઓના પરિણામરૂપે અન્યસાથેનં સહવાસ છે; (૩. પ્રયત્ન સાથે જોડાયલી ભૂતકાલની તૃષ્ણાઓના પરિણામરૂપે પ્રામયના પ્રસંગો છે; તથા ૪) ભૂતકાલના વિચારનું પરિણામ ચરિત્ર છે; એટલું અનુભવવામા આવે તો જોઇએ તેટલા સ્વાતંત્ર્યનો સમાવેશ આપણા વિચારોમા જ થાય છે, એ વાત આપણાથી ઉત્તમ રીતે સમજી શકાય; આપણા જ્ઞાનના પ્રમાણમાં આ પ્રમાણે થાય છે. દૃષ્ટાન્ત તરીકે અમુક કાર્ય ખોટું છે, તેમાંથી બચવાના પ્રયત્નમા આપણે ટેવરૂપે જણાતી ભૂતકાલના વિચારના પ્રબલશક્તિને લીધે વારંવાર નિષ્ફલ નિવડીએ છીએ, પરન્તુ અશુભના ગર્ત વડે આપણે વિચાર પ્રવાહને વિરુદ્ધ દિશામા વાળી શકીશું અને આવા પ્રકારના દરેકના દરેક પ્રયત્નમાં આત્મ ઉત્સાહની સહાય મળી રહે છે. જ્યારે લાલચ આપણા ઉપર હુમલો ના કરતી હોય તે સમયે આ પ્રમાણે વર્તવામા આવે તથા તેમાં વારવાર પ્રાર્થના અને ભક્તિનો ભાવ ઉમેરવામાં આવે તો ટેવરૂપી શક્તિ તુર્ત દૂરપળતી આપણા જોવામા આવશે; અન્ય રીતે કહેવા માગીએ તો [illegible] કાર્યના સબંધમાંથી આપણે છૂટા થઇશું કારણ કે હવે આપણે બંધન [illegible]પરોવાતા નથી પરંતુ યથાર્થ ઇચ્છાશક્તિરૂપ અંતરાત્માના ઉત્સાહવડે દોરા[illegible] એકય, નિયમના જ્ઞાનમાંથી વર્તમાન બનાવોના સંબંધમા આપણે શી રીતે વર્તવું [illegible] શકે એવી સમજી શકાય છે; આથી આપણા ચારિત્રમાંનાં ગમેતેથી ન્યૂંથી વર્તમાન [illegible] અને તેથી કેટલં એવું આપણું વર્તન થયું છે. તે સુધારી શકાય એવા પ્રકારના [illegible] તૃષ્ણા [illegible] માર્ગ ખુલ્લો થાય છે. ખરેખરી રીતે ઇચ્છા શક્તિનું સ્વાતંત્ર્ય પામેલ [illegible] અથવા અ કર્મ છે; તેના કાર્યક્રમના જ્ઞાનને લીધે આપણા પ્રયત્નો અટકવાને બદ[illegible] ય છે.

(૫.)

## । अभेदभावनानो आधार।

તાત્વિકદૃષ્ટિથી સર્વમાનવો એકરૂપજ છે, એ વાત ઉપર અભેદની આધ્યાત્મિક ભાવનાનો આધાર છે; ગમે તો આપણે જીવન વિષેનો દ્વૈત અથવા અદ્વૈતવાદી ખુલાસો સ્વીકારીએ અથવા એક દિવ્ય પરમાત્માનાં બાલકોરૂપે માનવોને સ્વીકારીએ અથવા અધ્યાત્મ સૂર્યના સ્ફુલિંગોરૂપે, એક દિવ્ય સત્તાના અવયવોરૂપે સ્વીકારીએ તોપણ આ ભાવના સમાન રીતે સત્ય નિવડે છે. આ અભેદ ભાવનો અનુભવ થવામાં નિષ્ફલ થવાનું કારણ એમ છે કે ઉભય પ્રકારની વિરૂદ્ધ વિધિયો વડે માનવમાં રહેલી દિવ્ય સુપ્ત શક્તિયો વિકાસ પામે છે; પ્રથમ એક પ્રકારની ભેદની ભાવનાનો વધારો થયા જાય છે, અને પછીથી ઐક્યરૂપ નહિ પરંતુ એકતાલરૂપ અભેદ પ્રતિ પુનઃવલન થાય છે; વર્તમાન સમયે તો ભેદનીભાવના પરાકાષ્ઠાએ પહોચી છે, કારણ કે અભેદભાવના, ઐક્યરૂપ નહિ પરંતુ એક તાલ, સમતાલરૂપ હોવાથી, દરેક વ્યક્તિને જીવનના સમતાલ મહાન્ મધુર સ્વરમાં અન્યોન્યથી ભિન્ન પડતો પોતપોતાનો સુર આલાપવાનો છે, તથાપિ તે સમગ્રની એક જમાવટરૂપ સંપૂર્ણતાને લીધે એ દરેક રાગ સમાન રીતે યોગ્ય તથા ઉપયોગી છે. અભેદાનુભવમાં નિષ્ફલ બનાવતી અન્યવાત એ છે કે, વ્યક્તિઓમાં ઉમ્મરનો ઘણો તફાવત હોય છે, અને તેથી દરેકની વિકાસક્રમની ભૂમિકાઓમાં ભેદ પડે છે. ચૈતન્યપક્ષનો વિચાર કરીને જડ પક્ષના વિચાર ઉપર આવતા માલૂમ પડે છે કે, અભેદ ભાવનાનો જડ આધાર, કેટલોક પદાર્થના અન્તિમ ઐક્ય ઉપર છે તથા કેટલોક સ્થૂલ અને સૂક્ષ્મ દેહોના પરમાણુઓના અન્યોન્ય અદલાબદલા ઉપર પણ છે, આ પ્રકારે આપણે જેનીજેની સાથે સહવાસમાં આવીએ છીએ તેમને વારંવાર સહાય અથવા બાધકારક થઇ પડીએ છીએ. શરીર અને મન ઉભયની શુદ્ધિ કરવાવડે તથા આપણો ભાગ ઉત્તમ રીતે ભજવવાનો પ્રયત્ન કરવાવડે, આપણે અભેદભાવનાનો શીઘ્ર અનુભવ કરી શકીએ તથા તેમાં અન્યને સહાય આપી શકીએ. આપણે આપણા પોતાના ભાગને પણ દિવ્ય ઇચ્છા અથવા વિચારરૂપ સમગ્ર એક સ્વરમાં જણાઈ આવતા સામાન્ય ઉદ્દેશને આધિન રાખીને ભજવવાનો છે. અદ્યાપિ આપણાથી આ સંપૂર્ણતાથી સમજી શકાતું નથી પરંતુ ધર્મ ( કર્તવ્ય ) અને પ્રેમરૂપ સ્વરોનો સર્વપાસ આ લાપ થઈ રહ્યો છે, એ સારી પેઠે આપણા જાણવામાં છે. આથી વિશેષમાં અન્યથી ભજવાતા ભાગપણ આપણા ભાગ જેટલાજ ઉપયોગી છે; એ વાતનો સ્વીકાર થવાની જરૂર છે; આપણા કરતાં વિકાસક્રમમાં યુવાન અભ્યાસિઓ પ્રતિની જવાબદારીનો પણ સ્વીકાર કરવાનો છે. આપણી જવાબદારી ઉપર ભાર મૂકે છે ત્યાં સુધી સામાજીક સુધારણાનાં સર્વ પ્રયત્નો શુભકર છે; પરંતુ આજકાલના ઘણાખરા સુધારકો, બલ્કે બધાએ એટલી વાત સ્વીકારતા થયા છે કે, ગમેતો બનાવોની અથવા ખાસ પ્રસંગોના સમાનતા, જ્યાં સુધી માનવોના ચારિત્રમાં આવા પ્રકારનો ભેદ જોવામાં આવે છે ત્યાં સુધી તદ્દન અસંભવિત છે; સમાજમાં સમાવેશ થતી વ્યક્તિઓના ચારિત્રના વિકાસ અને સુધારણા ઉપર સર્વપ્રકારના નિશ્ચયાત્મક સુધારાનો આધાર છે.

(૬.)

## । भावनानोउपयोग ।

વિવિધ પ્રકારની ભાવનાઓ હોય છે, પરંતુ તે સર્વનું જીવનનો નિશ્ચિત હેતુ નિર્માણ કરવાનું સામાન્ય લક્ષણ હોય છે, તેના પ્રતિજ સર્વ શક્તિયોને દોરવામાં આવે છે, તથા સર્વસ્વને તેનેજ સ્વાધિન કરવામાં આવે છે. કેટલાક અભ્યાસિયો, દુનિયાદારીમાં વિજય, રિદ્ધિ, સિદ્ધિ સમૃદ્ધિ, કીર્તિ મેળવવાની ભાવનાને સ્વીકારે છે; પરંતુ ઘણું કરીને આવા મનુષ્યોને નિરાશ થવું પડે છે કારણ કે તેઓ વિજય પામે છે તો પણ તેમને આ માર્ગમાં સત્ય સુખની પ્રાપ્તિ થતી નથી. અન્ય કેટલાક જ્ઞાનને, કુશાગ્રબુદ્ધિને, ખ્યાતિને ભાવનારૂપે સ્વીકારે છે; પ્રથમના કરતાં આમાં અત્યંત શ્રેષ્ઠ સુખનો અનુભવ થાય છે. પરંતુ સર્વોત્કૃષ્ઠ ભાવનાઓનો ચારિત્રની ઉચ્ચતા અને પવિત્રતામાં અથવા અન્યને ઉપયોગી કાર્ય કરવામાં સમાવેશ થાય છે. આપણી ગમે તેવી ભાવના હોય તો પણ, સમૃદ્ધિ અથવા દારિદ્રય, નિરોગિતા અથવા સરોગિતા જેવા આપણા બાહ્યપનાવો સાથે સબંધ ધરાવના આપણા કર્મથી ઉભાં થતા બંધનોમાં રહીને કાર્ય કરવાનું છે, એ વાતનો સ્વીકાર થવાની આવશ્યકતા છે; આપણા અન્ય સાથેના સબધોમા, તથા ખાસ કરીને જેઓ પ્રેમ અને સંભાળના આપણે ઋણદાર છીએ એવાં માતપિતાના સબધમાં પણ આપણે ઉપર પ્રમાણેજ કાર્ય કરવાનુ છે એ લક્ષમાં રાખવનુ છે, આપણી માનસિક શક્તિયો તથા વર્તમાન ચારિત્રવિકાસના સંબધમાં પણ આ પ્રમાણે જ વર્તવાનુ છે. આ પ્રમાણે સ્પષ્ટ થાય છે કે વર્તમાન જીવનમાં આપણી ભાવનાનો સાક્ષાત્કાર હમેશા ભાગ્યે જ બની શકે છે, પરતુ પ્રાપ્ત થતા પ્રસંગોને લીધે બની શકે તેટલો પ્રયત્ન તે દિશામાં વાળીએ તો ભાવિના એકાદ જન્મમાં આપણને યોગ્ય પ્રસગો મળી રહેશે. ઉપર વર્ણવાયલી પ્રથમ બે ભાવનાઓ કરતાં અન્ય બે ભાવનાઓમાં થોડા બંધનો નડે છે; ખાસ કરીને ચારિત્ર બંધારણની વાત, અન્ય કોઇના સંબધ વિના ખાસ કરીને આપણા પોતાનાજ હાથમાં છે. આપણે આ ભાવનાનો સાક્ષાત્કાર કરવા માટે યુવાવસ્થાથીજ, ગમે તે આશ્રમમાથી પ્રયત્ન પરાયણ થવું જોઇએ, આપણા યુવાનીના અથવા આશ્રમજીવનનો આધાર ઉપર ઉપરનો વિજય પ્રાપ્ત કરવા કરતા આપણામાં કેળવાતી શક્તિયો ઉપર વૃત્તિના અભ્યાસઉપર, વિશેષ હોય છે, આ વાતના સ્વીકારવડે ઉપરની ભાવનાને ટેકો મળે છે સમગ્ર જીવનમાં આપણ સર્વને સાક્ષાત્કાર કરવા લાયક ભાવના સત્યની છે, કારણ કે તેજ સમગ્ર નીતિશાસ્ત્રના આધારરૂપે છે. આની સાથે આપણે આનંદ, શૌર્ય, નમ્રતા, સમાધિકતાનો સમાવેશ કરતાં પૌરૂષનો પણ સમાસ કરવાનો છે. જો સર્વ અભ્યાસિયો પોતાની ભાવનાઓ તરીકે આ ગુણોનો સ્વીકાર કરે તો હિંદની પ્રાચીનમહત્તાનો ઉદ્ધાર થવામાં અસત સહાયકારક થઇ પડે, એ નિઃસશય છે.

ઉપતંત્રી.

# સુદર્શન.

(પુસ્તક-૨૦-૨૧. ઈ. સ. ૧૯૦૫—૧૯૦૬.)

॥ सत्यपरंधीमहि ॥

भागवतम् ।

તન્ત્રી.
પ્રો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.
એમ. એ. એલ. એલ. બી.

—

ઉપતન્ત્રી.
માધવલાલ નભુભાઈ દ્વિવેદી.

# સુદર્શન.

( પુસ્તક—૨૦—૨૧. )

## ॥ अनुक्रमणिका ॥

અનુક્રમણિકા.